ક્ષણથી સુરસુંદરી નાયિકા છે.) એક વંશમાં ઉત્પન્ન થયેલા કુલીન રાજાઓનુ જેમાં વર્ણન હોય શૃંગારવીર અને શાંતરસ અંગી હોય અને બાકીના રસો અંગભૂત વર્ણવેલા હોય વિગેરે મહાકાવ્યના જે જે ગુણો કાવ્યાનુશાસનમાં શ્રીમાન્ હેમચંદ્રસૂરિએ કહેલાછે તે સર્વ ગુણો આચરિત્રમા રહેલાછે.

શ્રીવીરસં. ૨૪૫૧ શ્રીવિક્રમસં. ૧૯૮૧
શ્રીબુદ્ધસં. ૧ ઇસ્વીસન. ૧૯૨૫

જેષ્ઠસુદિપંચમીને બુધવાર.

સ્થાન તીર્થપાનસર
ઝવેરી ભુરીયાભાઇ જીવણચંદના
ટાવરહૉલમાં.
} લે. અજીતસાગર સૂરિ.

ॐश्रीकेशरीयानाथायनमः ॐअर्हंमहावीर ? ॐ शांन्ति ३



# श्रीसुरसुन्दरीचरित्रशुद्धिपत्रम् ॥

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધિ | શુદ્ધિ. |
|---|---|---|---|
| ૭ | ૧૮ | વતાઢ્ય | વૈતાઢ્ય |
| ૯ | ૧૪ | રહ્મા | રહ્યા |
| ,, | ૨૧ | ,, | ,, |
| ૧૦ | ૧૨ | હસ્ત | હસ્તિ |
| ૧૧ | ૭ | સકત | સકેત |
| ૧૨ | ૧ | સમુદ્રનો | સમુદ્રની |
| ૧૮ | ૮ | સમય | સમયે |
| ,, | ૧૦ | તેને | તેને જોવા |
| ૧૯ | ૨૫ | તને | તેને |
| ૨૫ | ૫ | માનાાપતા | માતાપિતા |
| ૨૮ | ૪ | તૃષ્ણા | તૃષા |
| ૨૯ | ૧૯ | मेत | मेतत् |
| ,, | ,, | प्रसरती | प्रसरतीति |
| ,, | ૨૨ | જલડી | જલની |
| ૩૦ | ૮ | સપાદાન | સપાદન |
| ૩૧ | ૭ | તાપણુત | તોપણુતે |
| ,, | ,, | તમ | તેમ |
| ૩૨ | ૪ | જન | જૈન |
| ૩૩ | ૧૨ | આકશ | આકાશ |
| ,, | ૨૨ | मागा | भागा |
| ૪૩ | ૮ | વૃદ | વૃદ |
| ,, | ૨૧ | સુપ્રનિષ્ટ | સુપ્રતિષ્ઠ |
| ૪૫ | ૭ | સરૂ | શરૂ |

| | | | |
|---|---|---|---|
| ૧૩૭ | ૮ | पन्धा | वन्धा |
| ૧૩૮ | ૭ | त्यन्य | त्यज्य |
| ૧૩૯ | ૯ | ભવ છે | ભવે છે. |
| ૧૫૨ | ૧૩ | સુદરી | સુંદરી |
| ૧૫૩ | ૧૩ | ગ્રોતાના | પોતાના |
| ,, | ૧૬ | મેધનું | મેધનુ |
| ૧૬૨ | ૨૪ | જ્વલપ્રભ | જ્વલનપ્રભ |
| ૧૭૪ | ૧૭ | ૄવવેક | વિવેક |
| ,, | ૨૨ | ૄવલંબ | વિલંબ |
| ૧૭૫ | ૪ | સાંભળી | સાભળી |
| ,, | ૧૬ | ચિત્ત | ચિત્ર |
| ૧૭૬ | ૫ | જેના | જે |
| ૧૭૭ | ૧૭ | વિદ્યારો | વિદ્યાધરો |
| ૧૭૮ | ૧૫ | ત બાબત | તે બાબત |
| ૧૮૦ | ૧૭ | હોય ન | હોય ને |
| ૧૮૧ | ૧૮ | परत्रह | परत्रेह |
| ૧૮૫ | ૧૨ | ગયુ | ગયુ |
| ૧૯૨ | ૨૧ | થયુ | થયું |
| ૧૯૩ | ૧૨ | સમાગ | સમાગમ |
| ૧૯૫ | ૧૨ | આકૂતિ | આકૃતિ |
| ૧૯૬ | ૨૪ | जगत | जगत् |
| ૨૦૦ | ૧૧ | क्लेष्य | क्लेष्य |
| ૨૦૬ | ૭ | દુદભિ | દુદુભિ |
| ૨૦૮ | ૧૨ | મતિ | મતી |
| ૨૦૯ | ૨૨ | અચિત્ય | અચિંત્ય |
| ૨૧૨ | ૨૦ | ભિત્ર | ભિન્ન |
| ૨૧૩ | ૭ | પ્રકારન | પ્રકારની |

| | | | |
|---|---|---|---|
| ૨૧૫ | ૨૧ | શ્રતિ | શ્રુતિ |
| ૨૧૬ | ૧૩ | સાગરમા | સાગરમા |
| ૨૧૭ | ૫ | પ્રવૃત | પ્રવૃત્ત |
| ૨૧૮ | ૯ | આપની | આપવાની |
| ૨૧૯ | ૨૦ | તણીએ | તેણીએ |
| ૨૨૨ | ૨૪ | સ માન | સમાન |
| ૨૨૬ | ૧૧ | વલાપ | વિલાપ |
| ૨૨૭ | ૭ | અપ્રિત્રાય | અપ્રિય |
| ૨૩૧ | ૮ | કર છે | કરે છે |
| ૨૪૦ | ૧૪ | વિદ્યામન | વિદ્યમાન |
| ૨૪૩ | ૩ | કહ્યુ | કહ્યું |
| ૨૪૪ | ૧૦ | શ્રા | શ્રી |
| ૨૫૬ | ૧ | સાભ ળી | સાભળી |
| ૨૫૭ | ૧ | નષ્ટ | નષ્ટ |
| ૨૬૪ | ૪ | ઇષ્ઠ | ઈષ્ટ |
| ૨૬૬ | ૧૨ | ક્રુર | ક્રૂર |
| ૨૬૭ | ૧૮ | શાસ્ત્રો | શસ્ત્રો |
| ૨૬૮ | ૬ | અસ્ત્ર | અસ્ત્ર |
| ૨૭૨ | ૧૯ | મ્મારા | મ્હારા |
| ,, | ,, | અદર | અ દર |
| ૨૭૩ | ૫ | ત દેવ | તે દેવ |
| ,, | ,, | તનુ | તેનુ |
| ૨૭૫ | ૨૩ | નિર્મૂલ | નિર્મૂલ |
| ૨૭૭ | ૨૩ | થયા | થયો |
| ૨૮૧ | ૩ | ક્લશ | ક્લશ |
| ૨૮૪ | ૧૧ | શ્રવણે દ્રિ | શ્રવણેંદ્રિય |
| ૩૦૦ | ૧૦ | મુની | મુનિ |

| | | | |
|---|---|---|---|
| ૩૦૧ | ૯ | સગ | સર્ગ |
| ૩૦૯ | ૩ | સ્રીની | સ્ત્રીની |
| ૩૧૦ | ૧૧ | પુર્ણ | પૂર્ણ |
| ૩૧૧ | ૨ | મુર્ખ | મૂર્ખ |
| ૩૧૮ | ૬ | આગ્નિ | અગ્નિ |
| ૩૧૯ | ૫ | નભા | નભો |
| ૩૨૧ | ૧૫ | પરતુ | પરંતુ |
| ૩૨૨ | ૨૦ | તમજ | તેમજ |
| ૩૨૪ | ૫ | દશ | દશ |
| ,, | ૯ | અમ | એમ |
| ,, | ૧૯ | મત્ર | મંત્ર |
| ૩૨૭ | ૧૧ | વૃત્તિવળા | વૃત્તિવાળા |
| ૩૨૮ | ૫ | કુળમા | કુળમાં |
| ૩૩૧ | ૮ | વીતાઇ | વીંટાઇ |
| ,, | ૧૬ | સિહા | સિંહ |
| ૩૩૨ | ૨૦ | સઘણ | સઘૃણ |
| ૩૩૩ | ૪ | ક્રિવા | ક્રિવા |
| ,, | ૧૪ | તના | તેના |
| ૩૩૫ | ૨૪ | પ્રશવ | પ્રસવ |
| ૩૩૬ | ૨૪ | ડગવ્યા | ડરાવ્યા |
| ૩૩૮ | ૧૨ | ાવનય | વિનય |
| ૩૩૯ | ૧ | તમ્હરૂં | તમ્હારૂં |
| ૩૪૧ | ૩ | બધુ | બંધુ |
| ૩૪૪ | ૨૫ | રાજાનેત્ય | રાજાને ત્યાં |
| ૩૪૫ | ૧૪ | સુર્ય | સૂર્ય |
| ૩૪૯ | ૨૫ | સમથ | સમર્થ |
| ૩૫૧ | ૨૪ | તતરફ | તે તરફ |

| | | | |
|---|---|---|---|
| ૩૫૨ | ૧ | નૈમિનિક | નૈમિત્તિક |
| ૩૫૩ | ૨ | કાગમા | કારમાં |
| ” | ૨૦ | પાનાના | પોતાના |
| ૩૫૪ | ૫ | દેવીનાવિ | દેવીના |
| ” | ૨૨ | જરૂ | જરૂર |
| ૩૫૯ | ૨૧ | નિગધાર | નિરાધાર |
| ” | ૨૪ | તા પરાજ | તો પારજો! |
| ૩૬૧ | ૧૫ | માહન | મહિન |
| ” | ૨૦ | દયુ | દયું |
| ૩૭૩ | ૧૪ | વિગોગમા | વિયોગમાં |
| ૩૮૪ | ૨૫ | કુશાગ | કુશાગ્ર |
| ૩૮૫ | ૩ | દક્ષિ | નક્ષિ |
| ૩૮૬ | ૮ | વાળા | વાળી |
| ” | ૯ | અનેમ | એનામાં |
| ” | ૧૨ | ગલિન | ગલિના |
| ” | ૧૬ | આવછે | આવે છે. |
| ૩૮૮ | ૨૦ | મ્હા પિતાએ | મ્હારા પિતાએ |
| ૩૮૯ | ૫ | બ્રહસ્પનિ | બૃહસ્પતિ. |
| ” | ૬ | ગાલી | લાગી |
| ” | ૧૨ | ચીંના | ચિંતા |
| ૩૯૦ | ૧૧ | પરતુ | પરંતુ |
| ” | ૨૦ | કામદે | કામદેવ |
| ” | ૨૨ | સુરસુંદ | સુરસુંદરી |
| ” | ૨૩ | આનં | આનંદ |
| ” | ૨૫ | હર્ષાશ્ર | હર્ષાશ્રુ |
| ૩૯૪ | ૧૨ | તની | તેની |
| ૩૯૬ | ૮ | ટિડા | ટોડા |

| | | | |
|---|---|---|---|
| ૩૯૮ | ૧૮ | છૈએ | છીએ |
| ૪૦૪ | ૨૪ | ટકોરા | ટકોરો |
| ૪૦૫ | ૭ | નિર્ગમવા | નિર્ગમન |
| ,, | ૨૩ | થઇ | થઇએ |
| ૪૦૬ | ૮ | વિાધએ | વિધિએ |
| ૪૦૭ | ૮ | એપ્રમાણ | એપ્રમાણે |
| ૪૦૯ | ૨૦ | કેટવાક | કેટલાક |
| ૪૧૪ | ૧૨ | ગણેલા | ગણેલો |
| ૪૧૭ | ૩ | પડયુ | પડયું |
| ,, | ૧૮ | ઉત્સગ | ઉત્સર્ગ |
| ૪૧૯ | ૨૧ | કતુ | કેતુ |
| ૪૨૦ | ૧૮ | કથો | કર્યો |
| ૪૨૪ | ૧૪ | મ્હરો | મ્હારો |
| ૪૨૯ | ૧ | નરવાહ | નરવાહન |
| ૪૩૭ | ૨ | વિધા | વિદ્યા |
| ૪૪૦ | ૧૭ | ઉપહાસર | ઉપહાસ |
| ૪૪૨ | ૮ | પહોચ્યા | પહોચ્યો |
| ૪૪૩ | ૧૨ | ાવપ | વિષ |
| ૪૪૭ | ૧૫ | ચકકચકે | ચકચકે |
| ૪૫૦ | ૪ | ભત્ય | ભૃત્ય |
| ૪૫૬ | ૨૧ | નિવેદને | નિવેદન |
| ૪૬૧ | ૭ | દારિધ્ર | દારિદ્ર |
| ૪૬૩ | ૯ | સ્થિાત | સ્થિતિ |
| ૪૭૭ | ૨ | પીછ | પછી |
| ૪૭૮ | ૨૧ | પ્રતિયાગ | પ્રતિયોગ |
| ૪૮૬ | ૧ | બાક | બાદ |
| ૪૯૦ | ૧૪ | સસારની | સંસારની |

| | | | |
|---|---|---|---|
| ૫૦૫ | ૨૪ | ભૂપતિઓ | ભૂપતિએ |
| ,, | ,, | સભવના | સંભાવના |
| ૫૧૦ | ૧૮ | પ્રવન્ત્યા | પ્રવત્યા |
| ,, | ૧૯ | પ્રણ | પણ |
| ૫૨૦ | ૨૬ | 'ગ' | 'સ' |
| ૫૨૨ | ૧૪ | પૂરાપર | પૂર્વાપર |
| ,, | ૧૭ | ગસ્ત્ર | શસ્ત્ર |
| ૫૨૭ | ૯ | મિત્રન | મિત્રને |
| ૫૨૮ | ૧૮ | અને તો | અને તે |
| ,, | ૧૯ | છતે | છતો |
| ૫૩૦ | ૧૭ | દ્વપ | દ્વેષ |
| ,, | ૧૮ | દ્વપ | દ્વેપ |
| ,, | ૧૯ | દ્વપ | દ્વેપ |
| ૫૩૫ | ૨૫ | धर्मेण | धर्मेण |
| ૫૩૬ | ૧૮ | वर | पर |
| ૫૩૭ | ૧૪ | જન્મ્યા | જન્મ્યો |
| ૫૪૪ | ૧૪ | शान्ति | शान्तिः |



# વિષયાનુક્રમણિકા.



श्रीशङ्खेश्वरपार्श्वनाथायनमः

अखिलसिद्धान्तमहार्णवपारावारीणस्वमतसंस्थापनधुरीणं-
परमतनिर्भेदकशास्त्रविशारदजैनाचार्ययोगनिष्ठाध्यात्म-
ज्ञानदिवाकरसकलसंयमिचूडामणिपूज्यपादसद्गुरु-
श्रीमद्बुद्धिसागरसूरीश्वरायनमः

# श्रीसुरसुन्दरीचरित्र.

અનુવાદક-પ્રસિદ્ધવક્તા આચાર્યમહારાજશ્રીમદ્
અજીતસાગરજીસૂરિ

प्रणम्य श्रीमहावीरं, विवृणोमि यथान्वयम् ।
चरितं सुरसुन्दर्या-गुर्जरभाषानुवादतः ॥ १ ॥

**મંગળાચરણ.**

ઉત્કૃષ્ટસાધુતાની પ્રતિજ્ઞા કરી તેજ સમયે કર્યો છે લોચ જેમણે, એવા જે આદિનાથ ભગવાનના કર્ણોની પાસમાં અમરેન્દ્રના કહેવાથી ધારણ કરેલો કુટિલ એવો કેશ કલાપ, હૃદયની અંદર રોકયો છે પ્રવેશ જેનો એવો કામદૂત પોતાની સ્થિતિની પ્રાર્થના માટે રહેલો હોય તેમ શોભે છે.

અથવા—સુઘટિત એવા બન્ને સ્કંધ ઉપર લુઠતો છે કેશકલાપ જેમનો, તેમજ સુવર્ણ સમાન છે આકૃતિ જેમની એવા જે આદિનાથ ભગવાનની મૂર્ત્તિ, કજ્જલ સમેત દીપશિખાની માફક શોભે છે.

જેમને પ્રણામ કરવાથી અનેક વિઘ્નસમુદાય પણ નિર્મૂલ થાયછે, એવા શ્રીઋષભદેવ ભગવાનના ચરણકમલને નમ્રભાવથી પ્રથમ હું નમન કરૂં છુ.

જેઓએ જન્મ સમયે અમરેંદ્ર અને રાગાદિક શત્રુઓને પણ એક સાથે પંચત્વ (પાંચરૂપ=મરણપણા) ને પમાડયા છે એવા શ્રીઅજીતાદિજીનેંદ્રોને હું નમસ્કાર કરૂં છું.

જન્મ થયા બાદ મેરૂગિરિના શિખર ઉપર, દેવેંદ્રોએ કરેલા જન્માભિષેકના સમયે શક્રેંદ્રના કુવિલ્પને દૂર કરવા માટે પ્રયત્ન શીલએવા શ્રીજીનેંદ્રભગાવાનનું અનંત સામર્થ્ય જોઈ પર્વત અને સમુદ્ર સહિત પૃથ્વી દેવી, રાગાદિકશત્રુઓની સેનાની માફક અત્યંત કંપવા લાગી તેમજ વંદનસમયે જેની અંદર ત્રણે લોક પ્રતિબિંબિત થયેલા છે એવો શ્રીજીનેંદ્ર ભગવાનના વિશુદ્ધ ચરણનખનો સમૂહ ગર્વિષ્ઠ થૈને કેવલજ્ઞાનની સ્પર્ધાને ધારણ કરે છે.

વળી વંદનના સમયે જે જીનેંદ્રભગવાનના નિર્મલ એવા ચરણનખોમાં પડયાં છે પ્રતિબિંબ જેમનાં એવા દેવો પોતાના અગીયાર ગુણ—સ્વરૂપને પામી બહુ ખુશી થાય છે.

જેમના ચરણકમલમાં અનેક દેવેંદ્ર અને નરેંદ્રોના સમૂહો લુઠી રહ્યાંછે તેમજ મોક્ષગતિને પ્રાપ્ત થયેલા

એવા શ્રીસિદ્ધાર્થ રાજાના પુત્ર ચર્મતીર્થંકર શ્રીમહાવીરસ્વામીને હુ વંદન કરૂં છુ. તેમજ દુ:ખે જીતી શકાય એવા કામદેવરૂપી હસ્તીને વિદારવામાં ઉત્તમસિંહ સમાન અને શાશ્વત શિવસુખના વિલાસી એવા શ્રીસિદ્ધભગવાનને મસ્તક વડે હું નમસ્કાર કરૂં છું.

દુ:ખે કરી નાશ કરવા લાયક અજ્ઞાનરૂપી અંધકારનો ઉચ્છેદ કરવામાં ગંભીર એવા, શ્રીસિદ્ધાંતોના ઉપદેશક, ધીરવૃત્તિ વાળા અને પાંચ પ્રકારના આચાર પાળવામાં તત્પર એવા શ્રીઆચાર્ય મહારાજને મસ્તક વડે હુ વંદન કરૂં છું. વિષયસુખમાં પિપાસારહિત, સંસારને નિર્મૂલ કરવામાં તત્પર અને સૂત્રાર્થમાં વિશદબુદ્ધિવાળા એવા શ્રીઉપાધ્યાય મહારાજને નિરંતર હુ વંદન કરૂં છું.

દુ:ખથી વહન કરી શકાય એવા પચમહાવ્રતરૂપીપર્વતોને વહન કરવામાં મહાન્ સમર્થ અને ગૃહવાસરૂપીપાશથી મુક્ત થયેલા એવા સર્વમુનિરાજોને હું શિરસાવંદન કરૂં છું.

જેણીના ચરણકમલને પામીને અજ્ઞાનીપ્રાણીઓ પણ ઉત્તમ જ્ઞાનને પામે છે તે શ્રીસરસ્વતી દેવી જય કારિણી વર્ત્તે છે. વળી જેમની કૃપા વડે જડબુદ્ધિવાળો એવોપણ હું આ ચરિત્ર વર્ણન કરવામાં આનંદપૂર્વક પ્રવૃત્ત થઈશ તેવા સદ્ગુરૂને વિશેષે કરી હુ વંદન કરૂ છું.

**અભિધેયનિર્દેશ.** પૂર્વોક્ત પૂજ્યોના પ્રણામવડે નાશ થયો છે સમસ્ત વિઘ્ન સમૂહ જેનો એવો હું હવે સંવેગરસ ઉત્પન્ન કરનારી એવી સુરસુંદરી નામે કથા—વ્યાખ્યાનનો આરંભ કરૂ છું.

**દુર્જનનિંદા.**

વળી અહીં ખલપુરૂષની પ્રાર્થના કરવી પ્રથમ ઉચિત છે કારણકે બિલાડીથી ઉંદરની માફક ખલપુરૂષથી કવિ લોકો ભય પામે છે. અર્થાત્ તેઓ ડરતા રહે છે.

અથવા સેંકડો પ્રાર્થનાઓ કરવા છતાં પણ સ્વભાવથીજ પરકીય દોષ ગ્રહણ કરવામાં ઉત્સુક મનવાળા એવા ખલપુરૂષનું ખલપણું દૂર થતું નથી. પારકાનાં છિદ્ર ( દોષ=બિલ ) ને શોધનાર, દ્વિજીહ્વ ( દ્વિધા બોલનાર–બે જીહ્વા વાળો ) ખલપુરૂષ સર્પની માફક કવિઓની પ્રાર્થનાથી પણ પોતાનું કુટિલપણુ છોડતો નથી. પ્રાર્થના કરવા છતાં પણ વક્ર, ( કુટિલ–વાંકો ) કલુષિત ( દૂષિત–શ્યામ ) છે હૃદય (મન–મધ્યભાગ) જેનુ અને સુવૃત્ત (સદાચાર—ગોળાકાર)થી રહિત એવો ખલપુરૂષ ચંદ્રનીમાફક દોષા (દૂષણો–રાત્રિ)ના પ્રસંગે પ્રકાશ આપે છે. તેમજ સુંદર અથવા નિષ્ઠુર એવા કાવ્યોમાંથી ખલપુરૂપોતો દોષનાજ ગ્રાહકો બને છે. જેમકે ઉષ્ટ્રના મુખમાંથી કોઈપણ સમયે જીરાનો સુગંધ નીકલતોજનથી. જોકે કાવ્ય બહુ સુંદર હોય છતાં પણ તે કાવ્ય દુર્જનના સંગમાં આવી પડચું હોયતો ખુબ તપાવેલા લોઢાના પાત્રમાં નાખેલા જલબિંદુની માફક પ્રતિષ્ઠા ( કીર્ત્તિ—સદ્ભાવ ) નેપામતું નથી માટે દુર્જનોને ઉદ્દેશીને કવિજનોએ કરેલી પ્રાર્થનાઓ નિષ્ફલ થાય છે જેમકે સાકરના રસથી સિંચવામાં આવે, છતાં પણ નિંબવૃક્ષ પોતાની કટુતાને છોડતોનથી અથવા કવિઓએ કથા પ્રબંધ કરવો જ જોઈએ, તેમાં દુર્જનોની શંકા શામાટે કરવી ! કારણકે જુકા ( જુ ) ના ભયથી પહેરેલું

વક્ર હોઈ નામસુંતમનમિતજ ગણાય. જો કે દુર્જનોને અસંમત હોય તોપણ કવિઓએ કાવ્ય કરવું તેમાં અયુક્ત શું છે? જેમકે ઘુવડપક્ષીઓને સૂર્ય ગમી શકતા નથી તેથી શું સૂર્ય નથી ઉગતો? અર્થાત્ ઉગે છે.

**સજ્જનસ્તુતિ.**

સજ્જનપુરુષો વિનાપ્રાર્થનાએપણ કવિઓએ રચેલા કાવ્યમાંથી ગુણોનો પ્રકાશ કરે છે. જેમકે ચંદ્ર પોતાના સ્વભાવથીજ સમગ્ર જગતને ઉજ્વલ કરે છે. તેમજ સજ્જનપુરુષ કોઈપણ સમયે નિંદા કરનાર એવા દુર્જનના પણ દોષને ગ્રહણ કરતા નથી. જેમકે કુહાડીથીછેદવા છતા પણ ચંદન વૃક્ષ તે વાનીને સુગંધિત કરે છે વળી વિરુદ્ધાર્થવાળું કાવ્ય પણ સજ્જનના સંગમા આવે તો ઉત્તમ ગુણકારી થાય છે. કારણ કે છીપોલીના સંપુટમા પડેલા જળનું પણ મુક્તાફળ નિપજે છે એટલા જ માટે હમેશા સજ્જનો પ્રાર્થનાનેલાયક હોય છે. તેથી તેઓની અહીં પ્રાર્થના કરીએ છીએ કે એકાગ્ર મન કરી સુંદર એવા આ ચરિત્રને તમે શ્રવણ કરો

**ધર્મપ્રવૃત્તિ ઉપદેશ.**

ચોરાશીલાખ જીવાયોનિથી ભરેલા, અપાર અને ઘોર એવા આ સંસારમા, અતિદુર્લભ એવો મનુષ્ય ભવ પામીને ભવ્ય લોકોએ દેવેંદ્ર, ચંદ્ર, નાગેંદ્ર અને નરેંદ્રોના સમૂહોથીવંદાયેલા એવા શ્રીજીનેંદ્ર ભગવાને કહેલા શુદ્ધધર્મમાં ઉદ્યુક્ત થવું એ ઉચિત છે. વળી તે શુદ્ધધર્મ આંતરિકશત્રુઓનો વિજયકરવાથી સિદ્ધ થાય છે.તેમજ રાગદ્વેષને અંતઃશત્રુજાણવા

અને તેઓનો જયકરવાથી પ્રાણીઓને અવશ્યસુખપ્રાપ્ત થાય છે તેમજ તેમના વશ થવાથી અવશ્ય દુઃખ થાય છે. વળી રાગદ્વેષમાં પ્રવૃત્ત થયેલા પ્રાણીઓ અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે. તે માટે તેઓનો જય કરવામાંજ વિબુધજનોએ યત્ન કરવો.

રાગદ્વેષાદિક આંતરિક શત્રુઓનો નાશ કરવામાં તત્પર, સોળ પરિચ્છેદોથી અનુગત **ભાષાની સરલતા** અને શબ્દાર્થવડે સુંદર એવી **શ્રીસુરસુંદરી** નામે કથા—પ્રબંધ પ્રાકૃત ગાથાઓથી રચેલો છે તેનું ગુર્જર ભાષામાં વિવેચન કરવામાં આવેછે. બુદ્ધિહીનપુરૂષોને બોધ મળે અને બુદ્ધિમાન્ લોકોનું ચિત્ત રંજન થાય, એ બન્ને એક સાથે કરવા માટે કવિઓએ શક્તિમાન્ થવાતું નથી.

કારણ કે અલંકારસહિત યમક ઝમકવાળી વર્ણઘટનાથી વિબુધજનો પ્રસન્ન થાય છે, તેમજ સ્પષ્ટ અને સુંદર અર્થવાળું કાવ્ય અબુધ લોકોને બોધદાયક થાય છે જેથી તેઓ બન્નેને એક સાથે રંજન કરવા માટે શક્તિમાન થવાતું નથી. કારણ કે એક પક્ષને ગ્રહણ કરતાં બીજો પક્ષ અવશ્ય નષ્ટ થાય છે જો કે પોતાના ગુરૂશ્રીના ચરણકમળના પ્રસાદથી ઉપમા, શ્લેષ, રૂપક અને વર્ણઘટનાથી સુંદર કાવ્યો રચવામાં મ્હારી અપૂર્વશક્તિ છે પરંતુ આ પ્રસ્તુતકાવ્યમાં તેવું અલકારાદિમિશ્રિત વર્ણન કરવામા આવશે-નહીં માત્ર બાલજીવોના સુબોધ માટે સ્પષ્ટાર્થવાળી કથા કહેવામાં આવે છે મહત્તરા—મ્હોટી, પોતાના ગુરૂની બ્હેન તેમજ અલંઘનીય છે

વચન જેનું એવાંશ્રીકલ્યાણમતિશ્રી નામે પ્રવર્ત્તિનીના કહેવાથી આ કથાનો પ્રારંભકર્યોછે. પરંતુ મ્હેં કવિત્વના ગર્વથી આ પ્રબંધ રચ્યો નથી. તે માટે ઉત્કૃષ્ટ અર્થથી સુશોભિત અને સુંદર પદ્યમય આપ્રબંધપ્રાકૃતગાથાઓવડે વર્ણનકરાય છે. હવે અહીં સુંદર કુલ બાલિકાના કટાક્ષ વિક્ષેપની માફક પ્રસ્તુત કાર્યમાં વિઘ્ન કરનાર વૃથા બહુ કહેવાનું કઇ પણ પ્રયોજન નથી. હે સજ્જનો! આપ સર્વે હાલમાં એકાગ્ર મનવાળા થઇને અઢીસો ગાથાઓ વડે કહેવાતા એવા આ પ્રથમપરિચ્છેદની કથા શ્રવણ કરો.

**તિર્યગ્લોક**

હવે ઊર્ધ્વ અને અધોલોકની મધ્યમાં રહેલો, બહુ વિસ્તારવાળો, વિબુધો (પંડિત–દેવો) થી ભરપુર સુમેરૂની માફક તિર્યગ્લોક રહેલો છે.

**જંબુદ્વીપ.**

તિર્યગ્લોકની અંદર, વિસ્તારમાં લક્ષયોજન, સર્વત્ર-ચારે તરફ સમુદ્રથી વેષ્ટિત અને સુપ્રસિદ્ધ **જંબુદ્વીપ** નામે દ્વીપ છે. તેના દક્ષિણ ભાગમાં સર્વ રૂદ્ધિઓથી પરિપૂર્ણ **ભરતનામે** ઉત્તમ ક્ષેત્ર છે તેમાં **વતાઢય** પર્વત હોવાથી અતિ વિશાળ દક્ષિણ અને ઉત્તર એવા બે વિભાગ પડેલાછે.

**કુરૂદેશ**

હવે તે દક્ષિણાર્ધ ભરતમા ગંગા અને સિંધુ નદીના મધ્ય ભાગમાં રહેલો, સર્વ વૃક્ષોમાં કલ્પ વૃક્ષની માફક, સર્વ દેશોની અંદર પ્રધાનપદને પામેલો, ધાન્યનાગુણાઓના ભારથી પીડાતા રાસભોના શબ્દોથી જેના દિગંત ભાગ

ઘનઘોર થયા છે, ઘેટાં, ઉંટ, મહિષ, રાસભ અને નાના પ્રકારના ગોધનાદિકથી સંપૂર્ણ શોભાને આપતો, નિરંતરવહેતા એવા અનેકજળપ્રવાહોના વિસ્તારને લીધે મનોહર ઉદ્યાનોથી સુશોભિત એવા પુર, નગર અને ગ્રામો જેમા અનેકધા વિલસી રહ્યાં છે, અનેક સંપદાઓ વડે સમૃદ્ધિવાળા સર્વલોકો જેની અંદર વિરાજે છે, હમ્મેશાં પ્રમુદિત છે લોકો જેને વિષે, વળી અનેક પ્રકારના ઉત્સવો જેમાં નિત્ય પ્રવૃત્તિ રહ્યા છે, અને ભય-સિંહાદિજન્ય તેમજ ડમર-વિદ્યુત્પાત અને *ઇતિ આદિકથી રહિત છે ગ્રામો જેને વિષે એવો **કુરૂનામે** ઉત્તમ દેશ છે.

વળી જે દેશના સર્વ માર્ગો નિરંતર ગમનાગમન કરતા વણિકજનોના સમૂહ વડે સદૈવ વસ્તિવાળા રહે છે. તેમજ દરેક રસ્તાઓમાં ચાલતા મનુષ્યોને જંગલ કે વસ્તિમાં કંઈ વિશેષપણું દેખાતું નથી, વળી સર્વગુણોના સ્થાનભૂત એવા તે દેશમાં એક આશ્ચર્ય દૃષ્ટિગોચર થાય છે કે શ્રોત્ર ( કાન-શોક ) રહિત છતા પણ સર્વ લોકો લૌકિક વાર્તાઓને સાંભળે છે વળી જે દેશમાં ગ્રામ વૃદ્ધા-ગ્રામોમાં મ્હોટા પુરૂષો અથવા મ્હોટાં ગ્રામો કર રહિત-હસ્ત વિનાના

---

* अतिवृष्टिरनावृष्टिर्मूषकाः शलभा शुकाः ।
स्वचक्रं परचक्रं च, सप्तैता ईतय स्मृताः ॥१॥

અર્થ—અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ-સર્વથા વૃષ્ટિનો અભાવ અતિ ઉંદર, અતિશલભ-તિડ, અતિશય પોપટની ઉત્પત્તિ, સ્વચક્ર સ્વરાજને ભય અને પરચક્ર એટલે પરરાજનો ભય આ સાત પ્રકારના ઇતિ એટલે ઉપદ્રવ છે.

એ આશ્ચર્ય, પરિહારમાં કર એટલે વેરો-રાજગ્રાહ્ય ભાગ દેનાર નથી. તેમજ ધર્મવર્જિત મુનિઓ એ આશ્ચર્ય-પરિહારમાં ધમ્મ-ધનુષ રહિત મુનિવરો ધર્મારાધન કરે છે. એવા તે અપૂર્વ દેશનું વર્ણન કરવામાં કયો બુદ્ધિમાન્ પુરૂષ ઉદ્યુક્ત થાય ?

હસ્તિનાપુર

હવે તે દેશની અંદર અન્યપુરૂષોએ નહીં ઉલ્લંઘન કરવા લાયક, ચારેતરફ મગરોના સંચારથી વ્યાકુલ, વિસ્તીર્ણ સમુદ્ર સમાન અગાધ એવી પરિખા-ખાઇથી પરિવેષ્ટિત શત્રુઓને ભયજનક એવા વિશાલ કિલ્લાની શોભાને લીધે અતિ મનોહર, સુંદર અને મગરની આકૃતિ સમાન તોરણોથી વ્યાપ્ત એવા દરવાજાઓ વડે સુશોભિત, જેમના પ્રાંત ભાગો અતિશય નીલ અને બહુ વિસ્તારવાળા અનેક ઉપવનોને લીધે અદ્ભુત દેખાવ આપી રહ્યા છે, ઝરૂખા, બારીઓ, અગાસીઓ અને વિચિત્ર ચિત્રોથી વિરાજીત નાના પ્રકારના મણિઓથી નિબદ્ધ ભૂમિતલ છે જેમનાં અને તુષાર-હિમસમાન ઉજ્વલ, જાણે તે નગરવાસીજનોના યશના ઢગલાઓ હોય ને શું ? એવી હવેલીઓ વડે અતિ મનોહર, તેમજ વાણિજ્ય કલામાં બહુદક્ષ એવા અન્યઅન્ય દેશોમાંથી આવેલા અને તે નગરમાં રહેનારા, વણિક લોકો હમ્મેશાં જેમા વ્યાપાર કરી રહ્યા છે, તેમજ બહુ મૂલ્યનાં સેંકડો કરીયાણાં જેમની અંદર ભરપુર ભરેલાં છે એવી અનેક દુકાનોથી વિરાજીત, વળી ઉતુંગ-આકાશને સ્પર્શ કરતાં, તેમજ મકરાકાર તોરણો તથા પવનથી ઉડતી

ઉજ્વલ ધ્વજાઓ વડે ઉલ્લાસમાન અને અતિ રમણીય એવા દેવમંદિરો વડે જેના સુંદર પ્રદેશો શોભિ રહ્યા છે, તેમજ શ્વેત-કમલોના સમૂહોથી વિભૂષિત એવાં અનેક મહાન્ સરોવરો, તેમજ સુંદર સોપાન–પગથીયાંની શ્રેણી વડે ઉતરવાના રસ્તાઓ બહુ સુગમ છે, એવી હજારો વાવ્યો અને ઉત્તમ પ્રકારનાં ત્રિક–ત્રિકોણ આકૃતિવાળાં, ચતુષ્ક–ચાર માર્ગ, ચત્વર–અનેક માર્ગસ્થાન, આરામ–વાટિકા, ઉદ્યાન અને દીર્ઘિકા–ચારે બાજુથી સોપાન શ્રેણીથી ઉતરી શકાય તેવા ભવ્ય જલાશયો વડે દરેક પ્રદેશમાં દેવતાઓના ચિત્તને પણ રંજન કરતું, અન્ય સર્વ નગરોમાં મુખ્ય પદને પામેલું, નગરના સર્વ ગુણો વડે સહિત, દેવપુરી–અમરાવતી નામે નગરીની સ્પર્ધા કરતું **શ્રીહસ્તનાપુર** નામે નગર છે. જે નગરની અંદર પ્રિયવાદી લોકો નિવાસ કરે છે. વિરૂદ્ધવાદ સ્વપ્નમાં પણ જેમને સ્મૃતિ-ગોચર થતો નથી. ધર્મારાધનમાં જ કેવલ ઇચ્છાવાળા, દાક્ષિણ્ય, દાન અને ભોગ વડે સંપન્ન, તેમજ તેમનું દરેક કલામાં બહુ કુશળપણું વર્તે છે. વળી જે નગરની અંદર અનેક કાર્યોને લીધે આમતેમ ગમનાગમન કરતા ઘણા જનસમાજને લીધે વિશાલ એવાપણ રાજમાર્ગ બહુ સંકુચિત થઈ જાય છે. જેથી લોકોનો સંચાર પણ ઝડપથી થઇ શકતો નથી.

વળી જે નગરમા કરોડો ધ્વજપતાકાઓના વિસ્તારથી સઘળા આકાશ માર્ગ એવા તો આચ્છાદિત થઇ જાય છે કે ગ્રીષ્મકાલમાં પણ લોકો સૂર્યના તાપને જાણી શકતા નથી. તેમજ જે નગરવાસી લોકો ગૃહોની ભીંતોમાં જડેલા અનેક મણીઓની કાંતિને લીધે નિરંતર અંધકારનો અભાવ

હોવાથી ગયેલી રાત્રીઓને પણ જાણતા નથી. જે નગરનું અપૂર્વ સૌંદર્ય જોવા માટે હૃદયમાં કૌતુકને ધારણ કરતા ત્યાં આવેલા દેવો એકાગ્રદૃષ્ટિએ જોવાથી અનિમેષપણાને પામ્યા હોય નેશું? તેમ દેખાય છે. અતિ સ્વચ્છ અને શ્વેત કાંતિવાળા ઘરોની ઉપર સ્થાપન કરેલી અને પવનથી કંપતી એવી ધ્વજાઓ સૂર્યના સારથિ–અરૂણને બહુ દૂર ગમન કરવા માટે સંકેત કરતી હોય ને શું? એમ ફરકે છે. જે નગરમાં પાદપ્રહારતો રંગભૂમિમાં જ દેખાય છે. દંડ તો ધ્વજપતાકામાંજ રહ્યો છે, મસ્તક છેદતો જુવારમાંજ, બંધન તો કુસુમોનાદીટાંમાંજ, જીવોનો છેદ તો શાકના ક્ષેત્રમાંજ હોય છે. તેમજ પંડિતોની પરીક્ષાઓમાં પાત્ર અથવા પત્રનો વિભેદ રહેલો છે વળી સર્વગુણોના સ્થાનભૂત એવા તે નગરમાં એક ખરેખર દોષ દેખાય છે કે નિર્દોષ સાધુઓ હમ્મેશાં ગુપ્તિ ( કારાગૃહ–મન, વચન અને કાયરૂપ )માં નિવાસ કરતા દેખાય છે.

**અમરકેતુરાજા.**

હવે તે નગરમાં રાજ્યકર્ત્તા, અનેક હાથી, ઘોડા અને રત્નભંડાર જેની પાસમાં રહેલા છે, શાસ્ત્રોક્ત નીતિ પ્રમાણે વર્ત્તવાથી સર્વ લોકોના હૃદયને રંજન કરતો, પોતાની બુદ્ધિના ઉદયથી, સમગ્ર શત્રુ લોકોને વશ કરતો, અનેક યાચકોના મનોવાંછિત અર્થ ને પૂર્ણ કરતો, દૃઢ અને પ્રબલ એવી સ્વભુજાના અતિશય પરાક્રમ વડે અખિલ વૈરી વર્ગને પરાજીત કરતો, શત્રુઓની સ્રીઓના મુખકમલને સંકુચિત કરવામાં ચંદ્રસમાન, પ્રચંડ પ્રતાપમાં સૂર્યસમાન, સિંહની માફક

શત્રુઓના બળથી અશંકિત, સમુદ્રના માફક બહુ ગંભીર, ચંદ્રની માફક લોકોના મનને આનંદ આપતો, રૂપમાં કામદેવ સમાન, બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન અને હમ્મેશાં આનંદિત ચિત્તવાળો **શ્રીઅમરકેતુ** નામે રાજા છે. ત્રિવર્ગ–ધર્મ, અર્થ અને કામ વડે સારભૂત એવી રાજ્ય લક્ષ્મીને સારી રીતે અનુભવ કરતા તે રાજાના દિવસો દેવલોકમા ઇંદ્રની માફક સુખેથી વ્યતીત થાય છે.

**ચિત્રસેનનો પ્રવેશ.**

હવે કોઇ એક દિવસે તે **અમકેતુ**રાજા સભામા બેઠો હતો, તેવામાં મસ્તકે હાથ જોડી **બંધુલ** નામે પ્રતિહારી–દ્વારપાલ ત્યા આવી વિનયપૂર્વક પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે નરેંદ્ર ? ચિત્રકલામાં બહુ કુશળ એવો **ચિત્રસેન**નામે ચિત્રકાર કુશાગ્રપુર નગરમાંથી અહીં આવેલો છે અને હાલમાં તે આપના દર્શન માટે દ્વારમાં ઉભો છે. વળી એનુ હૃદય આપના ચરણકમલનું ધ્યાન કરતું દેખાય છે કારણ કે અંદર પ્રવેશ કરવા માટે તે ઘણો જ આતુર થઈ રહ્યો છે, એમ છતાં જેવી આપની આજ્ઞા. તે સાંભળી રાજાએ હુકમ કર્યો. જલદી પ્રવેશ કરાવો દ્વારપાલે તરત જ તેને વિધિપૂર્વક સભામાં પ્રવેશ કરાવ્યો ચિત્રકાર વિનયપૂર્વક રાજાની આગળ જઈ પ્રણામ કરી ભૂમિ ઉપર બેઠો. બાદ **અમરકેતુ** બોલ્યો હે ભદ્ર ? તુ કયાંથી આવ્યો છે ? તેમજ અહીં મ્હારી પાસે તું શા માટે આવ્યો છે ? ચિત્રસેન બોલ્યો હે નરદેવ ? કુશાગ્ર નગરથી હું આવ્યો છું. વિશેષે કરી હું ચિત્રનું કામ બહુ સારી રીતે જાણું છું. ચિત્રકા-

રોની અંદર હુ પ્રથમ પદ ભોગવું છું. હે દેવ! આપને ચિત્રકલા બહુ પ્રિય છે એમ સાંભળી હું આપની પાસે ચિત્રકલા પ્રગટ કરવા માટે આવ્યો છું. તે સાંભળી ખુશી થઇ રાજાએ કહ્યું, ત્હારી ચિત્રકલા તું પ્રગટ કર? તે સંબંધી ત્હારૂં કુશળપણું કેવું છે? તે પ્રત્યક્ષ જોયા વિના અમને કેમ માલુમ પડે? માટે જો ત્હારી પાસે આળેખેલું કોઇ પણ ઉત્તમ ચિત્ર તૈયાર હોય તો તે અમને બતાવ.

ચિત્રપ્રદર્શન

ચિત્રસેને પોતાના પાર્શ્વભાગમાં ગોપવી રાખેલી અપૂર્વ એક ચિત્ર પટ્ટિકા એકદમ ખુલ્લી કરી રાજાની આગળ બહુ ખુશી થઇ મૂકી દીધી. તે જોઇ રાજા એકદમ રોમાંચિત થઇ ગયો અને તે પટ્ટ ઉપર લખેલા અનેક પ્રકારના વર્ણથી વિરાજીત, સપ્રમાણ રેખાઓથી વિશુદ્ધ, અભિનવ યૌવનકલાને પ્રાપ્ત, ઉત્તમ સ્વરૂપ વડે સુશોભિત, અત્યંત મનોહર આકૃતિનું મુખ્યસ્થાન અને નૂતન સ્તનોનો સમારંભ જેમાં ખીલી રહ્યો છે એવા અપૂર્વ કન્યાના સ્વરૂપને એક દૃષ્ટિએ જોવા લાગ્યો. તે જોઇ રાજા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આ ચિતારો ખરેખર ચિત્રકલામાં બહુ કુશળ છે કારણકે આવું અપૂર્વરૂપ જેણે લખેલું છે. વળી ત્રણ લોકમાં પણ આવા સ્વરૂપવાળી સ્ત્રી હોય નહી એ વાત નક્કી છે, એવું મ્હારૂં મંતવ્ય છે. પરંતુ પોતાની નિપુણતાને લીધે અદૃષ્ટ રૂપવતી એવી આ સ્ત્રી તેણે ચિત્રેલી છે. વળી આવી દીવ્યકાંતિવાળી કન્યા કદાચિત હોય પણ ખરી. અને જો હોય તો તેના સમાગમ વિના આ સઘળું મ્હારૂં રાજ્યપણ કૃતાર્થ

ગણાય નહી. એમ વિચાર કરતા રાજા તત્કાલ કામ દેવના બાણને સ્વાધીન થઇ ગયો. પોતાનું આત્મભાન પણ ભૂલી ગયો. કેવળ ચિત્રમાંજ તેનું ચિત્ત દોરાઇ ગયું.

**નૃપમૂર્ચ્છા.**

ક્ષણ માત્રમા તે વિચાર મૂઢ બની ગયો. નેત્રો મીચાઇ ગયાં. જોત જોતાં તે **અમરકેતુ** રાજા સિંહાસન ઉપરથી મૂર્છિત થઇ નીચે ગબડી પડયો. તેથી સભાની અંદર હાહાકાર થઇ રહ્યો. અંદર બેઠેલા સર્વ સભ્યજનો આક્રંદ કરતા ઉભા થયા. કેટલાક લોકો વીંજણા-લઈ પવન નાખવા લાગ્યા. કેટલાક ઠંડા પાણીથી અંગોપાંગ સિંચવા લાગ્યા, કેટલીક મુખની અંદર શીઘ્રતાએ કપુર નાખે છે. તેમજ કેટલાક અંગ મર્દન કરે છે એમ અનેક પ્રકારના ઉપચાર કરતા તે લોકોને જોઈ **ચિત્રસેન** બહુહાસ્ય કરવા લાગ્યો અને આનંદપૂર્વક વર્ત્તવા લાગ્યો. તે જોઇ લોકો બોલ્યા. અરે! મરણભયરહિત, ઉત્પથગામી, અને સાહસ કરનાર કોઈ આ પાપી અહીં આવ્યો છે, જેણે આપણા સ્વામીને મોહવશ કરી નાખ્યા છે, આ કોઇક ધૂર્ત્ત દેખાય છે, આ પુરૂષ કાર્મણ કરવામા બહુ કુશળ દેખાય છે. માટે આ દુષ્ટને મારો, બાંધો. એમ બોલતા અંગરક્ષકોએ એકદમ તેને પકડી લીધો અને મારવા માંડયો એટલે પ્રહારની વેદનાને નહીં સહન કરતો તે દીનમુખે બોલ્યો કે, હે ભદ્રિક-જનો! હુ દુષ્ટ નથી, તેમજ હુ કપટબુદ્ધિથી અહીં આવ્યો નથી. મ્હને વ્યર્થ શા માટે દુઃખી કરો છો? તે સાંભળી લોકો બોલ્યા, રે? અધમ? પાપી? તું દુષ્ટ

કેમ નહીં! ત્હેં કામણ કરેલું આ ચિત્ર અમારા નરેંદ્રને શા માટે બતાવ્યું? વળી તે જોઇ રાજા જ્યારે મૂર્છિત થયા તે વારે તું ખુશી કેમ થયો? માટે હે ચિત્રકાર? પાપી? જલદી તું બોલ? અમ્હારા રાજાને વધ કરવા માટે તને કોણે અહીં મોકલ્યો છે? આ પ્રમાણે તેઓનો આક્ષેપ સાંભળી **ચિત્રસેન** બોલ્યો સર્વ જે હકીકત હું આપની આગળ જાહેર કરૂં છું તે આપ સત્ય માનો; રાજાના અભ્યુદય માટે જ ખાસ હું અહીં આવ્યો છું, દુષ્ટ બુદ્ધિથી હું કંઇપણ અનિષ્ટ કરવા આવ્યો નથી, કારણકે રાજા એક દેવાંશ ગણાય છે, શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

**अष्टानां लोकपालानां, वपुर्धारयते नृपः ।**
**देवबुद्ध्या नमेत्तं च, लंघयेन्न कदाचन ॥ १ ॥**

અર્થ—રાજા આઠે લોકપાલના સ્વરૂપને ધારણ કરનારો હોય છે, માટે દેવબુદ્ધિથી તેને નમન કરવું અને કોઇ દિવસ પણ તેની આજ્ઞા ઉલ્લંઘવી નહીં. એમ નીતિકારોનું મંતવ્ય છે, તો શું હું સ્વપ્નમાં પણ નરેંદ્રનું અનિષ્ટ ઇચ્છું ખરો? એમ તે બોલતો હતો, તેટલામા બહુ આવેશને લીધે તે રાજપુરૂષોએ તેને બાંધી લીધો. એટલામાં રાજાની મૂર્છા ઉતરી ગઈ અને તે સ્વસ્થ ચિત્ત બેઠો થયો. તેમજ તે આજુબાજુ જોવા લાગ્યો, એટલે ચિત્રકાર રાજાની નજરે પડયો. તે જોઇ રાજા બોલ્યો, અરે! આને શા માટે બાંધ્યો છે? નિરપરાધી આ બીચારો માર્યો જાય છે, માટે જલદી તેને મુક્ત કરો. એમ રાજાની આજ્ઞા થતાં રાજપુરૂષોએ તેને નિર્બંધ કર્યો પછી રાજાએ કહ્યું હે ભદ્ર! હવે તું શાંત ચિત્તે

બેશ હવે કિંચિત્ માત્ર પણ ભય રાખીશ નહીં, પરંતુ મ્હારી આગળ તું સત્ય બોલ ? અહીં તને કોણે મોકલ્યો છે ? ચિત્રસેન બોલ્યો. હે રાજન્ ! આપની આગળ હું સત્ય વાત પ્રગટ કરૂં છું તે કૃપા કરી આપ શ્રવણકરો, જેથી ચિત્રકારનો વેષ પહેરી હું અહીં આવ્યો છું.

**ધનવાહનરાજા.** સર્વનગરના ગુણોથી વિરાજીત, અને ધનધાન્યાદિક સમૃદ્ધિવાળા લોકો જેમાં વાસ કરે છે એવું **કુશાગ્ર** નામે અતિ સુપ્રસિદ્ધ નગર છે. તે આપનું પણ અજ્ઞાત નથી. તેમાં પ્રણયીજનોના મનોરથ પુરવામાં દક્ષ એવો **ધનવાહન** નામે રાજા રાજ્ય કરે છે. **વસંતસેના** નામે તેની પ્રાણ-પ્રિયા રાણી છે, પ્રતાપમાં બહુ ઉત્કૃષ્ટ **નરવાહન** નામે તેઓને એક પુત્ર છે, અને બહુ રૂપવતી **કમલાવતી** નામે એક પુત્રી છે.

હવે એક દિવસ **ધનવાહન** રાજાએ સસારથી વિરક્ત થઇ પોતાનું રાજ્ય **નરવાહન** કુમારને સોંપી દીધું અને આ **કમલાવતી** બ્હેનને ત્હારે યોગ્યવરસાથે પરણાવવી, એમ તેને ભલામણ કરી, બાદ પોતે તીવ્ર વૈરાગ્યને લીધે સદ્ગુરૂની પાસમાં સસારનો ઉછેદ કરનારી એવી મુનિદીક્ષાને વિધિપૂર્વક ગ્રહણ કરી. ત્યારબાદ **નરવાહન** રાજા પણ શત્રુ પક્ષને વશ કરી રાજ્યપાલન કરવા લાગ્યો. **કમલાવતી** કન્યા પણ જનાનખાનાની અંદર સુખપૂર્વક નિવાસ કરે છે.

**સાગરશ્રેષ્ઠી.**

વળી તેજ નગરમાં સાગર નામે શ્રેષ્ઠી રહે છે, તે રાજાનો બાલમિત્ર છે અને જૈનસિદ્ધાંતમાં બહુપ્રીતિવાળો છે તેમજ શીલગુણસંપન્ન અને અત્યંત પ્રિય એવી **શ્રીમતી** નામે તેની સ્ત્રી છે **શ્રીદત્ત** નામે એક પુત્ર અને **શ્રીકાંતા** નામે તેઓને એક પુત્રી છે.

**શ્રીકાંતાઅને કમલાવતી**

હવે તે **શ્રીકાંતા** હમ્મેશાં **કમલાવતી**ની પાસે જાય છે તેથી તેઓ બનેની પરસ્પર ગાઢ પ્રીતિ થઈ જેથી તે બન્ને જણીઓએ સાથે બાલ્ય અવસ્થામાજ સમગ્ર કલાઓમા કુશલ એવા **સુમિત્રસેન** ઉપાધ્યાયની પાસેથી સ્ત્રીજનને યોગ્ય એવી સમગ્ર કલાઓ ગ્રહણ કરી. **કમલાવતી**ની સાથે ચિત્રાદિક અનેક પ્રકારની ક્રીડાઓ કરી **શ્રીકાંતા** અકાલ સમયની પણ નહી દરકાર કરતી પોતાના ઘેર જાય છે. **શ્રીકાંતા**ની સાથે સ્નેહમા ગરક થયેલી તેમજ નાના પ્રકારની ક્રીડા ખેલવામાં આસક્ત ચિત્તવાળી તે રાજ-કન્યાનો કેટલોક સમય વ્યતીત થયો. અનુક્રમે બાલચદ્રની માફક પ્રતિદિવસ વૃદ્ધિ પામતી અને દેવતાઓને પણ અતિ પ્રાર્થનીય એવા રૂપવાળી તે બને જણીઓ કામદેવના શૃગારના નિવાસભૂત એવા નૂતન યૌવનને પામી જેથી તેઓ બહુ શોભવા લાગી

હવે એક દિવસ રાજા પોતે **મતિસાગર** શ્રેષ્ઠી

સહિત સભામંડપમાં બેઠો હતો.

**રાજસભામાં કમલાવતીનું આગમન**

તેટલામાં પોતાની સખીઓ સહિત કમલાવતી સર્વાંગે આભૂષણ ધારણ કરી કંદુક (દડા) ની ક્રીડા કરતી ત્યાં આવી પછી રાજાએ પોતાની બ્હેનને પ્રીતિપૂર્વક પોતાના ખોળામાં બેસારી ત્યારબાદ તેણીનું રૂપ તથા ઉન્નત યૌવન જોઈ રાજાએ મંત્રી તરફ દૃષ્ટિ કરી કહ્યુ કે, હે **મતિસાગર** ? જે સમયે પિતાશ્રીએ દીક્ષા લીધી હતી તે સમય તેમણે મ્હને કહ્યુ હતુ કે, બ્હેનનો વિવાહ રૂપ, ગુણ અને કુલ વિગેરેથી વિભૂષિત એવા ઉચિત વર સાથે કરવો પરંતુ તેને તેવા સ્થાનમાં આપવી નહીં, તો હવે આપણી આ કમલાવતી બ્હેન વરને લાયક થઈ છે, માટે તમે આ વાતનો ખુલાસો મ્હને આપો ? સારા કુલમા જન્મેલો ઉત્તમ ગુણવાન્ કયો પુરૂષ એને માટે લાયક છે ? તે સાભળી **મતિસાગર** બોલ્યો આ બાબતમા આપ સારી રીતે જાણો છો

**વિવાહવિચાર**

ત્યારબાદ તેને માટે વિચાર કરી રાજાએ કહ્યું કે, હે **મતિસાગર** ! મ્હારા હૃદયનો વિચાર એવો છે કે, તેને માટે સ્વયંવર કરવો અને સર્વ દેશના રાજાઓને અહીંયાં બોલાવવા, જેથી જે પોતાને ઇષ્ટ લાગશે તે રાજાને તે કમલાવતી બ્હેન વરશે. એમ કરવામા કોઈપણ પ્રકારનો આપણને બાધ નથી. મંત્રી બોલ્યો આપ જેમ કહો તેમ કરીએ, પરંતુ હાલમાં સ્વયંવર કરવો મ્હને તો ઉચિત લાગતો નથી. જો સર્વે રાજાઓ એક રાજાની આજ્ઞામાં વર્ત્તતા હોય તો

તેની આજ્ઞા વડે સ્વયંવર કરવો ઉચિત છે. કારણકે, તે રાજા કન્યાને વરનાર એક રાજાની ઉપર શત્રુ બનેલા બાકીના રાજાઓને શાંત કરવા સમર્થ થાય પરંતુ હાલમાં તો–હે રાજન્ ? સર્વ રાજાઓ અહમિંદ્ર થઈ ગયાછે. અર્થાત્ કોઇ કોઇની આજ્ઞામાં છે જ નહીં તો પછી તેઓમાંથી એક જણ કન્યાને વરે એટલે બાકીના સર્વ રાજાઓ તેની ઉપર શત્રુ બને, અને લડાઈનો પ્રસંગ ઉભો થાય ત્યારે એક જણ સર્વને જીતવા માટે સંગ્રામમાં શક્તિમાન્ થઈ શકે નહીં માટે હે નરેંદ્ર ? આ પ્રસંગે બહુ અનર્થનો કારણભૂત તથા વૈરજનક એવો આ **કમલાવતીનો** સ્વયંવર કરવાનું કંઇ પણ કારણ નથી તે સાંભળી રાજા બોલ્યો, હે ભદ્ર ! ત્યારે આ કન્યા આપણે કોને આપવી ! તેમજ એણીના હૃદયને કયો પુરૂષ ઈષ્ટ હશે ? તે પણ આપણે અહીં સ્વયંવર વિના કેવી રીતે જાણી શકીયે ? વળી જેવા તેવા સામાન્ય રાજાને આ મ્હારી બ્હેન મ્હારે આપવાની નથી. જેને આપવાથી આપણી ઉત્તમ કીર્તિ થાય, તેને જ આ કન્યા આપવાની છે

આ પ્રમાણે **નરવાહન** રાજા **મતિસાગરની** સાથે વાત કરે છે, તેટલામાં ત્યાં દ્વારપાલ

**નૈમિત્તિકઆગમન.** આવી પ્રણામ કરી હાથજોડીને કહેવા લાગ્યો. હે નરેંદ્ર ? અષ્ટાંગ નિમિત્તનો જાણકાર, અને ભૂતભવિષ્ય અર્થને પ્રગટ કરવામાં બહુ જ હોશીયાર એવો **સુમતિ** નામનો એક નૈમિત્તિક અહીં આવ્યો છે અને તે આપના દર્શન માટે દ્વારમાં ઉભો છે આ પ્રમાણે દ્વારપાલનું વચન સાંભળી ભૂપતિએ તરત જ આજ્ઞા કરી કે, તને જલદી અહીં મોકલો.

સ્વચ્છ અને શ્વેત વસ્ત્રોથી વિભૂષિત છે શરીર જેનુ, તેમજ જેના ભાલસ્થલમાં ગોરોચનનું તિલક દીપી રહ્યું છે એવો તે **સુમતિ** નૈમિત્તિક રાજાની આગળ આવી ઉભો-રહ્યો અને આશીર્વાદપૂર્વક તેણે રાજાને દુર્વાક્ષત આપ્યા. ત્યારબાદ ભૂપતિએ તેનો સત્કાર કર્યો, એટલે તે નૈમિત્તિક પોતાને ઉચિત એવા આસન ઉપર બેશી ગયો તત્પશ્ચાત્ ભૂપતિએ પોતાની પ્રતીતિ માટે ભૂતકાલ સબધી તેને કોઇ એક પ્રશ્ન પુછયો, તેનો પ્રત્યુત્તર જેટલામાં તે પ્રત્યક્ષની માફક સર્વ પ્રકારનો યથાર્થ રીતે આપતો હતો, તેટલામાં રાજા સમજી ગયો કે, આ નૈમિત્તિક યથાર્થવાદી છે, એમ જાણી બહુ ખુશી થઈ મલકતે મુખે **નરવાહન** રાજા તેને કહેવા લાગ્યો કે, હે **સુમતિ**! આ મ્હારી **કમલાવતી** બ્હેન અપરિણીત છે, તેનો મનોવાંછિત ભર્તા કોણ થશે? તે તું મ્હને કહે?

બાદ **સુમતિ** પોતાના હૃદય સાથે વિચાર કરીને બોલ્યો કે, હે નરેંદ્ર? ચિત્રમા લખેલા એણીના રૂપને જોઇ જે રાજા મૂર્છિત થશે તે એનો ભર્ત્તા નક્કી અહીં થશે તેમજ તે રાજાના સમગ્ર અંતેઉરમાં પ્રધાનપણે આ મહાદેવી થશે. માટે હે નરેશ્વર? આ સબધી તમ્હારે કોઇ પણ પ્રકારની ચિંતા કરવી નહીં, વળી હે રાજન્! આ મ્હારૂં વચન આપ જરૂર સત્ય માનજો, આમા સંકલ્પ વિકલ્પ કરવા જેવું કંઈ પણ નથી

વળી તે સમયે અવસર જાણી **સાગર** શ્રેષ્ઠી બોલ્યો. હે **સુમતિ**! **શ્રીકાંતા** નામે મ્હારી એક પુત્રી છે, તેનો ભર્ત્તા કોણ થશે? તે સાભળી નૈમિત્તિકે જવાબ આપ્યો કે, તમ્હારી પુત્રીને કૃષ્ણસર્પ દંશ કરશે અને તેને જે જીવાડશે તે

તમ્હારી પુત્રીનો જરૂર ભર્ત્તા થશે. આ પ્રમાણે પ્રશ્નોત્તર થયા બાદ યોગ્ય રીતે તેનો સત્કાર કરી ભૂપતિએ તેને વિદાય કર્યો, એટલે તે **સુમતિ** નૈમિત્તિક પણ બહુ ખુશી થઇ પોતાના સ્થાનમાં ગયો.

**રાજાઅનેમંત્રિનો સંવાદ.**

ત્યારબાદ મંત્રી બોલ્યો, હે રાજન્! હાલમાં આપણું આ કામ બહુ સારૂ થયું. હવે આપણને કોઈ પણ પ્રકારની ચિંતા રહી નહીં; પરંતુ તે નૈમિત્તિકના કહ્યા પ્રમાણે આપણે તેનો ઉદ્યોગ કરવો જોઇએ. તે સાંભળી રાજા બોલ્યો, અહીં ચિત્રકલામાં સારો હોંશીયાર કોણછે ? **મતિસાગર** બોલ્યો, આપણા નગરમાં **સુમતિસેન** નામે **કમલાવતી**ના ઉપાધ્યાય (શિક્ષક) છે, તેનો **ચિત્રસેન** નામે એક પુત્ર છે, તે ચિત્રકામમા બહુ જ કુશલ છે

રાજાએ કહ્યું, ત્યારે જલદી એને અહી બોલાવો, એમ આજ્ઞા થવાથી તેમણે મ્હને બોલાવ્યો, એટલે તરત જ હું રાજાનીપાસે આવ્યો. રાજાએ બહુ માનપૂર્વક મ્હને કહ્યું કે, **કમલાવતી**નુ સ્વરૂપ એક ચિત્રપટ્ટ ઉપર જલદી લખીને તું તૈયાર કર. બહુ સારૂં આપની આજ્ઞામાં હુ હાજર છું, એમ કહી સારા વર્ણો વડે તેનુ ચિત્ર લખી રાજાને બતાવ્યું. તે જોઈ રાજા બહુ ખુશી થયો. વળી તે રાજાએ મ્હને કહ્યું કે, તું આ કામમા બહુ પ્રવીણ છે, માટે ચિત્રકારનો વેષ ધારણ કરીને તું પોતે જ આ ચિત્રપટ્ટ લઇ સર્વ રાજાઓને બતાવ, તેમજ આ ચિત્રને જોઈ જે મૂર્છિત થાય તે રાજાનુ નામ જલદી અહીં આવી તું મ્હને

નિવેદન કર. જેથી તે જ રાજાને આપણે આ **કમલાવતી** કન્યા મ્હોટા ઉત્સવ સાથે પરણાવીએ

આ પ્રમાણે રાજાએ મ્હને આજ્ઞા આપી. પછી હું રાજાના ચરણકમલમાં પ્રણામ કરી, કેટલાક પરિજનસહિત **કુશાગ્ર** નગરમાથી નીકળ્યો. બાદ **સુગ્રીવ, કીર્ત્તિવર્દ્ધન** વિગેરે કેટલાક રાજાઓને મ્હેં આ છબી બતાવી, પરંતુ તે કોઈ પણ ઠેકાણે કાર્યસિદ્ધિ થઇ નહીં વળી હે દેવ! હું આજે ફરતો ફરતો આપના નગરમા આવ્યો અને આપની પાસે આવી મ્હે આ ચિત્ર આપને બતાવ્યું. આપે આ છબી જોઇ કે, તરતજ આપને મૂર્છા આવી. તેથી મ્હારા સ્વામિનો મનોરથ સિદ્ધ થયો, એમ જાણી હે નરેશ્વર! તે નૈમિત્તિકનું વચન મ્હને યાદ આવ્યું, જેથી હુ બહુ ખુશી થયો. તેમજ ઉપરોક્ત કારણને લીધે આપને મૂર્છા આવી, તે જોઇ મ્હને બહુ હર્ષ થયો. માટે હે નરાધીશ! આપ મ્હારી ઉપર કોઇ પણ પ્રકારે વિપરીત શંકા કરશો નહીં.

આ પ્રમાણે **ચિત્રસેનનુ** વચન સાભળી **અમરકેતુ** રાજાની શંકા દૂર થઇ ગઇ, અને ચિત્ર જોઈ વિસ્મિત બનેલો તે બોલ્યો કે, હે **ચિત્રસેન**! શુ તે કન્યાનું રૂપ-સૌંદર્ય આવું અદ્‌ભુત છે? **ચિત્રસેન** બોલ્યો, હે રાજન્! આ ચિત્રમા તો નિમેષ માત્ર તેણીનુ રૂપ લખેલું છે તે રાજકન્યાની આગળ તો દેવાંગનાઓનું સ્વરૂપ પણ નિરર્થક છે વળી ચિત્ર કલામા કોઈ પુરૂષ ઘણો કુશળ હોય તોપણ તે યથાસ્થિત તેણીનું રૂપ લખી શકે તે બહુ અશક્ય છે

આ પ્રમાણે **ચિત્રસેનનુ** વચન સાંભળી બહુ પ્રસન્ન

થઈ, રાજાએ પોતાના અંગે પ્હેરેલાં કડાં, અને વસ્ત્રાદિક સર્વ આભૂષણો તેને અર્પણ કર્યા

ત્યારબાદ **ચિત્રસેન** બોલ્યો,–હે દેવ ! અમને જવાની હવે આજ્ઞા આપો, જેથી આ સર્વ વૃત્તાત યથાસ્થિત **નરવાહન** રાજાને અમે નિવેદન કરીએ. રાજાએ પણ રજા આપી અનુક્રમે **ચિત્રસેન કુશાગ્ર** નગરમા આવી પહોંચ્યો **નરવાહન** રાજાને તેણે સર્વ વૃત્તાંત નિવેદન કર્યું, તે સાભળી રાજા પણ બહુ ખુશી થયો.

**વિવાહ મહોત્સવ.** ત્યારબાદ રાજાએ પણ પુષ્કળ ધન અને પરિવાર સાથે સ્વયવરા એવી પોતાની બ્હેનને **અમરકેતુ** રાજા પાસે મોકલી

**શ્રીકાંતા** વિગેરે પોતાની સખીઓને તેમજ સમસ્ત પોતાના પરીવારને સભાવના પૂર્વક સંભાષણ કરી, હૃદયમાં હર્ષ અને વિષાદને ધારણ કરતી **કમલાવતી** ત્યાથી નીકળી. મનોવાંછિત પતિના લાભથી આનદ માનતી તેમજ બધુજનના વિરહને લીધે કઇક શોકાતુર બનેલી, તે **કમલાવતી** અનુક્રમે **હસ્તિનાપુરમા** પહોચી ગઇ

ત્યા **અમરકેતુ** રાજાએ યોગ્યતા પ્રમાણે તેમને ઉતારો આપ્યો ત્યારબાદ ઉત્તમ જ્યોતિર્વિદને બોલાવી શ્રેષ્ઠ લગ્નદિવસ નિર્ધાર્યો. મ્હોટા ઉત્સવ સાથે આનંદપૂર્વક લગ્ન સમયે ક્ષત્રીકુલના વિધિ પ્રમાણે રાજાએ **કમલાવતી** સાથે લગ્ન કર્યું

બાદ રાજાનો પ્યાર તેણીના ઉપર એટલો બધો વધી ગયો કે, પોતાના પ્રાણથી પણ પોતે તેને અધિક માનવા

લાગ્યો, તેમજ તેણે સમગ્ર અંતેઉરમાં **કમળાવતીને** મુખ્ય રાણી કરી, એટલુંજ નહીં પરંતુ ઇંદ્રની ઇંદ્રાણીની માફક તે મહાદેવી તરીકે ત્યાં પૂજાવા લાગી.

તે **કમલાવતીની** સાથે વિષય સુખનો અનુભવ કરતો, તેમજ દ્વિતીય પોતાની સમગ્ર પૃથ્વીનું પાલન કરતો, વળી હમ્મેશાં નવનવા સુખ સમુદાયમા નિમગ્ન અને કોઇ પણ દિવસ જેણે દુ:ખ તો જોયુંજ નથી, એવા તે રાજાના દિવસો સ્વર્ગસ્થ ઇંદ્રની માફક ચાલ્યા જાય છે.

**ધનદેવશ્રેષ્ઠી**

વળી તે **હસ્તિનાપુરમાં** પ્રસિદ્ધ અને નાગરિક જનોને માનનીય **ધનવર્મા** નામે શ્રેષ્ઠી છે. તે રાજાને બહુ પ્રિય અને દરેક કાર્યમાં વિશ્વાસ પાત્ર ગણાય છે તેમજ સર્વ લોકોમા તે બહુ પ્રતિષ્ઠિત છે હમ્મેશાં સમસ્ત અર્થિજનોના પ્રાર્થિત કરતા પણ અધિક દાન આપવામા કુશળ, પિતા, પિતામહ અને પ્રપિતામહથી પ્રાપ્ત થયેલી લક્ષ્મી વડે અલંકૃત, જૈનસિદ્ધાંતોના સમસ્ત અર્થ જ્ઞાનમા વિચક્ષણ, મોક્ષ માર્ગનીજ એક અભિલાષાને ધારણ કરતો, જૈનસાધુઓની પૂજા ભક્તિમાં પ્રીતિવાળો અને સાધર્મિક વાત્સલ્યમાં તે ઘણો પ્રેમી છે તેમજ અતિશય રૂપ તથા સૌંદર્ય વડે દેવાંગનાઓનું પણ ઉપહાસ કરતી, પતિવ્રતા અને સર્વે કાર્યોમાં કુશળ એવી **મનોરમા** નામે તેની ભાર્યા છે. તે પોતાના પ્રાણથી પણ તેને અધિક પ્રિય છે. ત્રિવર્ગ-ધર્મ, અર્થ અને કામમાં સાર ભૂત એવા વિષય સુખને સમ્યક્ પ્રકારે અનુભવતાં, તેઓને પોતાના કુળમાં આભૂષણસમાન એક પુત્ર ઉત્પન્ન થયો.

જન્મ કાળથી બાર દિવસ થયા એટલે, માતાપિતાએ પોતાના કુળના વિધિ પ્રમાણે **ધનદેવ** એવું તેનું નામ પાડ્યું. હવે તે બાળકને લાલન પાલન કરવામાં પાંચ ધાવ માતાઓ તત્પર રહે છે. અનુક્રમે તે ચંદ્રકલાની માફક વૃદ્ધિ પામવા લાગ્યો. માતાપતાને આનંદ આપતો તે **ધન-દેવ** કુમારઅવસ્થાને શોભાવવા લાગ્યો. આઠ વર્ષથી કંઇક અધિક વય થઇ, એટલે સમ્યક્ પ્રકારે સકળ વિદ્યાઓના પાર-ગામી, અને સમગ્ર કલાઓના જાણકાર એવા એક કલાચાર્યની પાસે વિદ્યાભ્યાસ માટે **ધનદેવને** મૂક્યો તે પણ બહુ બુદ્ધિ-માન્ હોવાથી સ્વલ્પ કાળમાં સર્વ વિદ્યાઓ શિખિ ગયો અને દરેક કલાઓમાં નિપુણ થયો.

ત્યાંરબાદ તેના પિતાએ પૂર્ણ અભ્યાસી જાણીને તેને પોતાના ઘેર લાવ્યો, તેમજ બહુ પ્રસન્ન થઈ વસ્ત્રાદિક વૈભવ વડે તે કલાચાર્યનો ઉત્તમ પ્રકારે સત્કાર કર્યો; કારણ કે, વિદ્યાદાન એ સર્વમા પ્રધાન ગણાય છે “ यत=विद्यादान सर्वदानप्रधानम ॥ ” અનુક્રમે વૃદ્ધિપામતો તે **ધનદેવ** યૌવન અવસ્થાને પ્રાપ્ત થયો જેની રૂપરેખાને કામદેવ પણ અનુ-સરવાને અશક્ય છે વળી તે કુમાર ઉત્તમ કામિનીઓને પ્રીતિદાયક થઇ પડ્યો.

**મનોરમઉદ્યાન**

હવે તે **ધનદેવ** યૌવન અને રૂપાદિકમા સમાન શીલવાળા, ઉત્તમ એવા પોતાના મિત્રો સાથે ઇશ્વરની લીલાને અનુસરતો હમ્મેશાં સ્વેચ્છા પ્રમાણે ફરે છે. તેવામા કોઇ એક દિવસે મિત્રોના સમુદાય સાથે ફરવા માટે નગરની બહાર તે નીકળ્યો, અને

**મનોરમ** નામે ઉદ્યાનમાં ગયો, તો ત્યાં બહુ શોકમાં ગરક થયેલોએક પુરૂષ તેના જોવામાં આવ્યો વળી તે પુરૂષ વાવના કાઠા ઉપર બેઠેલો હતો, અને તેની આંખોમાંથી અશ્રુધારાઓ ચારે તરફ ચાલતી હતી, જેથી તેનાં ગંડસ્થળ અશ્રુમય દેખાતાં હતાં. આવી દુર્દશામાં આવી પડેલા તે દીન પુરૂષને જોઇ **ધનદેવનું** હૃદય કરૂણામય થઈ ગયું. તરતજ તે તેની પાસે જઈ મધુર વાણીથી બોલ્યો કે, ભાઇ ! તું કોણ છે ? અને કયાંથી આવ્યો છે ! હે ભદ્ર ? આવા મહાન્ શોકમાં તું કેમ ગુંચવાયો છે ! એનું કારણ તું મ્હને જણાવ, આ પ્રમાણે **ધનદેવના** પુછવાથી તે પુરૂષ બોલ્યો કે, હે ભાઇ ? પર દુ.ખ સાંભળી જે પુરૂષ તેનો પ્રતિકાર કરતો નથી, અથવા પોતે દુઃખિયો થતો નથી, તેવાની આગળ ભારે દુઃખથી પીડાયેલા પુરૂષોએ પોતાના દુ.ખનું નિવેદન શા માટે કરવું જોઇએ ? અર્થાત્ નિરર્થક છે. તો પણ હે સુંદર ? હું મ્હારા દુઃખની હકિકત પ્રગટ કરૂં છું તે તું સાંભળ ? ત્હારૂં વચન હું નિષ્ફલ નહીં કરૂં

સિંહગુહા નામે અતિ ભયંકર એક પલ્લી છે તેનો અધિપતિ

સિંહગુહા

**સુપ્રતિષ્ઠ** નામે પલ્લીપતિ છે, **લક્ષ્મી** નામે તેની સ્રી છે, તેણીને **જયસેન** નામે એક પુત્ર છે. તે નિરંતર લોકોને બહુ આનંદ આપે છે તે પલ્લીપતિનો હું બાલ રક્ષક અનુચર છું મ્હારૂં નામ **દેવશર્મા** છે હું ત્યા અનેક પ્રકારની ક્રીડાઓ વડે **જયસેનને** રમાડુ છું

ત્યારબાદ એક દિવસ હું જયસેનને લઇ ફરવા માટે

યોગિનોસમાગમ

બહાર નીકળ્યો, ત્યાં આગળ જોગીના વેષમાં રહેલા બે પુરૂષોએ મ્હને જોયો. પ્રથમ મ્હારી સાથે કેટલીક વાતચિત્ત કરી પછી તેઓએ મ્હને એક ઉત્તમ પાનબીડું આપ્યું, તે લીધુ કે તરતજ મ્હારી બુદ્ધિ વિમૂઢ થઇ ગઈ, જેથી કુમાર સહિત હુ તેઓની પાછળ ચાલવા લાગ્યો. તે પાપિષ્ઠ દુષ્ટોએ વિમોહિત કરેલો એવો હું કંઇ પણ સ્વહિત જાણવાને શક્તિમાન્ રહ્યો નહીં, તેઓની સાથે હુ કેટલોક ભૂપ્રદેશ ચાલ્યો, તેટલામાં મ્હને બહુ તૃષા લાગી. તેથી આમ તેમ હુ જોવા લાગ્યો, એવામાં એક ગહન વનની ઝાડી મ્હારી નજરે પડી, ત્યાં હું ચાલ્યો ગયો અને અનેક પ્રકારના વૃક્ષોના ફલોથી કલુષિત થયેલુ જળ મ્હેં સારી રીતે પીધું, એટલે મ્હારૂ ચિત્ત ઠેકાણે આવ્યુ. બાદ મ્હે વિચાર કર્યો કે, રાત્રિએ કુમારને લઇ આ પાપી પુરૂષો પાસેથી હું નીકળી જઇશ. એમ વિચાર કરી તેઓ ન દેખે તેવી રીતે તેઓની પાછળ પાછળ હું યુક્તિપૂર્વક ચાલવા લાગ્યો. એટલામાં સૂર્યાસ્ત થયો, રાત્રીના સમયે તે દુષ્ટો સુઇ ગયા અને પરસ્પર તેઓ વાતો કરવા લાગ્યા કે, આ બાળક આપણુને ઠીક મળી ગયો. એથી આપણી જક્ષિણી વિદ્યા સિદ્ધ થશે

તુંગિક નામના પર્વતમાં આપણે જઇશું અને ત્યાં આ બાળકનો હોમ કરવાથી જક્ષિણી વિદ્યા સિદ્ધ થશે કે, તરતજ આપણો ધારેલો તે નિધિ આપણુને પ્રાપ્ત થશે આ પ્રમાણે તે દુષ્ટોનુ વચન સાંભળી હુ અત્યંત ભયભ્રાંત થઇ ગયો અને તેઓ ઉંઘી ગયા એટલે **જયસેનને** લઇ હુ ત્યાંથી નાઠો મહા દુઃખથી હું ધોડાધોડ કરી નાસતો હતો છતાં પણ તે

દુષ્ટ પાપીઓ મ્હારી પાછળ પડ્યા અને શોધ કરતાં મ્હને પકડી લીધો. પછી મ્હને બાંધીને વૃષભ ઉપર બેસારી તેઓ અહીં લાવ્યા. વળી આ નગરમાં આવે આજે મ્હને સાત દિવસ થયા. બહુ ક્ષુધા તૃષ્ણાથી પીડાતો આજે મ્હને એકલાને આ ઉદ્યાનમાં તેઓએ મૂક્યો. માટે હે ભદ્ર ! મ્હેં મ્હારા ભારે દુઃખનું કારણ આપની આગળ નિવેદન કર્યું. હવે જો કોઇ પણ પ્રકારની તમારામાં શક્તિ હોય તો તે બાળકનું તમે રક્ષણ કરો.

**જયસેનની મુક્તિ.**

તે સાંભળી **ધનદેવ** બોલ્યો, હાલમા તે પુરૂષો ક્યાં છે ? બાલરક્ષક **દેવશર્મા** બોલ્યો, કુમારને લઇ એક પુરૂષ વડની છાયામાં બેઠેલો છે અને બીજો મદ્યાદિક લેવા માટે હવડાંજ નગરમાં ગયો છે. એમ તેના કહેવાથી **ધનદેવ** તરતજ તે યોગીની પાસે ગયો અને તેણે કહ્યું કે, હે ભદ્ર ? આ બાળક તું મ્હને આપીશ ? જો તે બાળક તુ મ્હને આપે તો તેના બદલામાં હું ત્હને લાખ સોનૈયા આપુ, એમાં કોઇ પ્રકારનો સ દેહ ત્હારે ધારવો નહીં યોગીએ કહ્યું કે, નગરમાં ગયેલો બીજો યોગી અહીં ન આવે ત્યાં સુધીમાં તું મ્હને લક્ષ ધન આપે તો હું ત્હને આ બાળક સોંપી દઉં

તે સાંભળી **ધનદેવે** લક્ષ મૂલ્યની વીંટી પોતાની આંગળીએથી કાઢીને તરતજ તેનેઆપી દીધી. એટલે યોગીએ **જયસેનને** મુક્ત કર્યો. પછી તે યોગી લક્ષ મૂલ્યની વીંટી લઈ એકદમ ત્યાંથી નાસી ગયો.બાદ **ધનદેવ** પણ **જયસેનને** લઇ દેવશર્માની પાસે આવ્યો અને કહ્યું કે, લે આ ત્હારા કુમારને તું ગ્રહણ કર.

ત્યારબાદ **દેવશર્મા** બહુ ખુશી થઇ હસ્તે મુખે બોલ્યો હે સત્પુરૂષ? સ્વામી, બંધુ અને ખરેખર મ્હારો જીવિતદાયક-પણ તુંજ છે. આ કુમારને જીવિતદાન આપનાર એવા તમોએ કર્યું કાર્ય ન કર્યું ગણાય? મ્હારા સ્વામીનું જીવન પણ આપેજ અર્પણ કર્યું. કારણકે, આ કુમાર તેમને પોતાના પ્રાણથી પણ બહુ પ્રિય છે, પાપિષ્ઠ, અને દુષ્ટ, એવા યોગીરૂપી યમ-રાજાના મુખમાંથી આ કુમારનો આપે બચાવ કર્યો, આપનો પ્રત્યુપકાર કોઇપણ રીતે અમારાથી થાય તેમ નથી એમ કહી તે મૌન રહ્યો.

પછી **ધનદેવ** તેને પોતાને ઘેર લઇ ગયો અને સારી રીતે આશ્વાસન કરી ભોજન કરાવ્યું બાદ સારો સગાથ મેળવી આપી તેને પોતાના સ્થાનમાં વિદાય કર્યો

**ધનદેવ** બહુ દાની હોવાથી લક્ષ સખ્યાત ધન આપી લોકોના મ્હોટા ઉપકાર કરે છે.

**ધનદેવનોમહિમા** એવિ સમસ્ત વાર્ત્તા એકદમ તે નગરની અદર દરેક સ્થલે પ્રસરી ગઈ કારણ કે,—

वार्त्ता च कौतुकवती विशदा च विद्या, लोकोत्तर परिमलश्च कुरङ्गनाभे॰ तैलस्य विन्दुरिव वारिणि वार्यमाण–मेतत्त्रयंप्रसरती किमत्रचित्रम्।

અર્થ— આશ્ચર્યકારક વાર્ત્તા, ઉત્તમ પ્રકારની વિદ્યા અને અપુર્વ કસ્તુરીનો સુગધ એ ત્રણે વસ્તુને રોકી રાખે તો પણ, જલદી અદર તૈલના બિંદુની માફક પ્રસરી જાય છે. એમા કંઈ પણ આશ્ચર્ય નથી વળી **ધનદેવ** પોતાના મિત્રો સાથે જ્યાં જ્યા જાયછે, ત્યાં ત્યા નગરવાસી લોકો પરસ્પર

કહે છે કે 'ધનદેવ મહાદાની છે લોકોના ઉપકાર માટે અર્થિજનોની ઇચ્છા પ્રમાણે લાખો ધનનાં દાન આપે છે. ઉત્તમ પ્રકારના ભોગવિલાસ કરે છે તેમજ દરેક કલાઓમા કુશલ છે'

**ઉપાલંભ**

વળી કેટલાક લોકો પોતાના દાન આપવાના ગર્વથી ઇર્ષા લાવી કહે છે કે, એમા એની તમે શી શ્લાઘા કરો છો ! એતો પોતાના પિતાએ સપાદાન કરેલી લક્ષ્મીનો કેવલ વિનાશ કરે છે આ લોકમા જે પોતાના પરાક્રમને વધારનાર હોય, તે દાન શ્રેષ્ઠ કહેલું છે, પોતાના પરાક્રમથી શુભ ધન ઉપાર્જન કરી ઇચ્છા પ્રમાણે જેઓ વિલાસ કરે છે તેજ ઉચિત ગણાય વળી જેઓ પિતૃપરંપરાથી પ્રાપ્ત થયેલા વૈભવથી મશગુલ બની દાન આપે છે, તે તો માની પુરૂષોને ખરેખર કલંકિત કરે છે વળી કહ્યુ છે કે, પિત્રુપાર્જીત દ્રવ્ય વડે કોણ વિલાસ નથી કરતો ? પોતાના ભુજ બળથી મેળવેલી સમૃદ્ધિ વડે જે વિલાસ કરે, તેવા સત્પુત્રને તો ક્વચિતજ કોઇ નારી ઉત્પન્ન કરે છે આ પ્રમાણે લોકાપવાદ સાંભળી **ધનદેવ** વિચાર કરવા લાગ્યો કે, આ લોકો સત્ય કહે છે મ્હારે આ પ્રમાણે કરવુ યોગ્ય નથી, માટે પરદેશ જઇ ઘણી સમૃદ્ધિ મેળવીને દીન અને અનાથ લોકોને નિઃશંકપણે તુષ્ટ કરી ઇચ્છા મુજબ વિલાસ કરૂ, એમ વિચાર કરી **ધનદેવ** માતાપિતાની પાસે આવી વિનયપૂર્વક મસ્તક નમાવી હાથજોડી કહેવા લાગ્યો. હે તાત ? આપની આજ્ઞા લઇ હું દેશાંતર જઉં અને બહુ ધન મેળવું, એવી હાલ મ્હારી ઇચ્છા થઇ છે, તો આપ મ્હને આજ્ઞા આપો. તેમજ

મ્હારા સર્વ મનોરથ પૂર્ણ થાય એવો આપ શુભ આશીર્વાદ આપો વેપારની બુદ્ધિ એજ હુ પોતે દેશાતર જવા ઇચ્છુ છું.

ત્યારબાદ તેની માતા બોલી કે, હે પુત્ર ? આ અવસ્થામાં પરદેશગમનની વાર્ત્તાપણ ત્હારે દુ સહછે, તો પછી અન્ય દેશમા પ્રયાણ તો દૂર રહ્યું વળી હે પુત્ર ? ત્હારાપિતાએ મેળવેલી લક્ષ્મી ત્હારે ઘણી છે તું જીવે ત્યા સુધી વિલાસ કરે તા પણ ત ખુટે તમ નથી, તેમ જ હે પુત્ર ! ધન મેળવવાનાં જે જે સાધનો છે, તે સર્વ ત્હારા માટે ત્હારા પિતાએ યોજના કરાવેલાં છે હવે ત્હારે વેપાર કરવાનું શું કારણ છે ? **ધનદેવ** બોલ્યો, હે જનની ! જ્યાં સુધી પુત્ર નાનો હોય છે ત્યાં સુધી તે પોતાની માતાના સ્તનનો સ્પર્શ કરે તો, તે શોભાને પાત્ર ગણાય પરંતુ મ્હોટા થયા પછી જો તે તેને અડકે તો તે પુત્ર મહાન પાપી ગણાય છે. તેમજ તે પિતાની લક્ષ્મી પણ ઉત્તમશક્તિમાન્ પુત્રોને માતા સમાન ગણાય છે. વળી હે માતા ! શક્તિમાન્ છતાં પણ જે પુત્ર પિતાની મેળવેલી લક્ષ્મીનો ઉપભોગ કરે છે, તે લોકમાં મ્હારી માફક ઉપહાસને લાયક થાય છે એમ કહી **ધનદેવ** એકદમ નેત્રોમાથી અશ્રુધારા વરસાવતો, આ બાબતમાથી મ્હને મુક્ત કરો, અર્થાત્ રજા આપો એમ કહી માતાના પગમા પડયો

**વિદેશગમન.**

ત્યારબાદ **ધનધર્મ**શ્રેષ્ઠી તેનું છેવટનું કારણ જાણી કહેવા લાગ્યો કે, હે પુત્ર ? ત્હારા વાંછિત કાર્યમાં વિઘ્ન કોણ કરે ? હું કઇ પણ કહી શકતો નથી વળી ના કહેવાથી પુત્રનું અપમાન થાય, એમ સમજી પિતાએ તેની માતાને પુત્ર

વિયોગને નહીં ઇચ્છતી હતી છતાં પણ, બલાત્કારે સમજાવીને સ્થિર કરી. આ પ્રમાણે માતાપિતાની આજ્ઞા લઈ, તે **ધનદેવ** દેશાંતર જવામાં ઉપયોગી એવાં ચાર પ્રકાર (ગણિમ; ધરિમ, મેય અને પારિછેદ્ય ) નાં કયાણાં લિધાં, મંગલિક માટે જન-મંદિરોમાં અઠ્ઠાઇ મહોત્સવો કરાવ્યા સાધુજનોની પૂજા કરી. માનવંત પુરૂષોનો સત્કાર કર્યો પછી સમગ્ર તે નગરની અંદર જાહેર ખબર આપી જેથી નગરના સર્વ લોકો મ્હોટા ઉત્સાહથી એકઠા થયા નૈમિત્તિકે બતાવેલા શુભ દિવસે માંગલિક ઉપ-ચાર ક્યો બાદ પોતાના આપ્તવર્ગ, બંધુ અને વણિક જન-સહિત પોતે શુભશકુન ગ્રહણ કરી **કુશાગ્રનગરને** ઉદ્દેશી પોતાના નગરથી પ્રયાણ કર્યું.

**અટવીપ્રવેશ**

આ પ્રમાણે તે **ધનદેવ** પોતાની સાથે પ્રવૃત્ત થયેલા જનોની સાથે શીઘ્ર ગમન કરવામા ઉત્સુક થઇ મ્હોટા સાર્થસહિત હમ્મેશાં પ્રયાણ કરે છે. એમ કરતાં તે સાર્થના લોકો વસતિનો પ્રદેશ ઉલ્લંઘન કરી જંગલમાં જઈ પડયા અનુક્રમે એક મહાભયંકર અટવી આવી પડી, જેની અંદર ઘણા પત્રોથી ભરપુર–વૃક્ષોને લીધે નિકુંજોમાં ભરાઇ રહેલા પક્ષિઓ દૃષ્ટિગોચર થતા નથી, છતાં પણ તેઓના શબ્દ ઉપરથી તેમનું અસ્તિત્વ માલુમ પડે છે વળી જે અટવીની અંદર રાજનીતિમાં કુશલ એવા રાજાની નગરીમાંજ જેમ લોકો કોઇપણ ઠેકાણે ઉન્માર્ગે ચાલતા નથી. પોતાના કોલાહ-લના પ્રતિધ્વનિ વડે જીર્ણ થયેલા વૃક્ષોના પોલાણ ભાગને પૂર્ણકરતા તે સાર્થલોકો વિકટ અટવીના મધ્ય ભાગમાં ચાલ્યા

જાય છે. વળી ઘણા ઉંચા વૃક્ષોની શાખા અને પ્રશાખાઓથી ઢંકાઇ ગયેલા આકાશને લીધે, સૂર્યના કિરણોનો નહી સ્પર્શ કરતા લોકો શાંતિપૂર્વક આખો દિવસ નિર્ગમન કરે છે. તેમજ તે અટવીમાં વાંનરાઓ ભારે શબ્દ કરી આમતેમ ઉછાળા મારે છે જેમના મહાન્ શબ્દો સાંભળવાથી બળદોનાં ટોળાં બહુ ત્રાસ પામવા લાગ્યાં જેઓને નિયમમાં રાખવા માટે લોકો બહુ ગુચવણીમાં પડી ગયા અને મ્હોટા શબ્દ કરવા લાગ્યા જેમનો પ્રતિધ્વનિ સાભળીને એકદમ ત્રાસ પામી દરેક દિશાઓમાં પરિભ્રમણ કરતા ઊલુકો (ઘુવડો) ના પ્રચંડ શબ્દો સંભળાવા લાગ્યા. તેમજ બળદિઆઓના કંઠમાં બાંધેલી ઘંટિકા (ટોકરી) ઓના નાદથી સર્વ આકશમંડલ ભરાઇ ગયું, અને બળદોની ખરીઓથી ઉખડેલી ધુળથી ભરાઇ ગયાં છે શરીર જેમનાં, એ એવા તે વણિક લોકો વિકટ એવા અરણ્યની અંદર ચાલ્યા જાય છે ધનેશ્વર મુનિએ રચેલી, સુગમ ગાથાઓના સમૂહ વડે અતિમનોહર, રાગ અને દ્વેષ રૂપી અગ્નિ તથા વિષને હરણ કરવામાં પાણી અને મંત્ર સમાન, સુરસુંદરી નામે આ કથા પ્રબંધમાં અટવી પ્રવેશ નામે પ્રથમ પરિચ્છેદ સમાપ્ત થયો

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्रस्यशास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिमागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादेऽटवीप्रवेशनाम-
प्रथमपरिच्छेद समाप्तः



## अथद्वितीयपरिच्छेदप्रारंभ.

હવે બીજે દિવસે અનુક્રમે ચાલતાં તે લોકોનો કેટલોક અટવીનો ભાગ ચાલ્યો ગયો. તેવામાં ત્યાં એક સરોવર આવ્યું. વિશ્રામ માટે તે સાર્થ ત્યા રોકાયો. ભારથી પીડાયેલા છે બળદો

**ધાટીપતન.**

જેમના એવા તે વણિક લોકો, જલ અને ઇંધનાદિકને માટે ચારે તરફ ભ્રમણ કરવા લાગ્યા. તેમજ સર્વ બળદ તથા મહિષ વર્ગને ચરવા માટે દરેક દિશાઓમાં છોડી મૂકયા લોકોએ સમયોચિત કાર્યનો પ્રારંભ કર્યો, તેવામાં ત્યાં રહેલા પોતાના ગુપ્ત પુરૂષોના કહેવાથી, ભોજનકાર્યમા વ્યગ્ર થયેલા તે સાર્થના લોકોને જાણી એકદમ તેમની ઉપર ભિલ્લ લોકોની ધાડ આવી પડી.

વળી નવિન મુદ્ગ (મગ) સમાન નીલ વર્ણવાળાં વસ્ત્રો ઢીંચણ સુધી રહેલાં છે શરીરની આકૃતિ બહુજ ભયકર દેખાય છે. કાળાશમાં મષીના પુંજ સમાન, પ્રકુપિત થયેલા

**ભીલ્લોનીક્રૂરતા.**

યમની માફક દુષ્પ્રેક્ષ્ય, શરીરના અવયવો બહુ વિક્રાળ અને રૂક્ષતાને વળગી રહ્યા છે, પલાશ ( ખાખરા ) ના પત્રોવડે મુકુટની શોભા જેમણે ધારણ કરી છે, ચણોઠીના રગ સમાન જેમના નેત્રો ચકચકે છે, જેમના કેશ બરછીની માફક ઉભા રહ્યા છે, સર્વાંગે બકતરો પહેરેલાં છે, પૃષ્ઠ ભાગમા ભાથાઓ બાધી રાખ્યા છે, તેમજ કાન સુધી ખેચેલાં ધનુષોના પૃષ્ઠ ભાગમા ભાલોડીયા દેખાય છે, વળી કેટલાકના હાથ ખડ્ગથી રોકાયલા છે, તેમજ બીજા કેટલાકના હસ્તમાં લકુટ લીધેલા

છે, કેટલાક તો ગોફણો વીંઝોળે છે, જેમના સીત્કારને લીધે કેટલાક જીવોનો નાશ થાય છે. કેટલાક નિષ્ઠુર હૃદયના દુષ્ટ પુરૂષો મારો મારો એમ દરેક દિશામાં જોસથી બોલ્યા કરે છે આવી રીતે અનેક ઉપદ્રવ કરતા તે ભિલ્લ લોકો કોઇ પણ દિશામાથી એકદમ અજ્ઞાન દૃષ્ટિએ આવી પડ્યા અને અંદર તેઓનો પ્રવેશ થયો

**સાર્થનીવ્યગ્રતા**

બાદ ભિલ્લ લોકોનો બહુ જથ્થો હોવાથી અને સાર્થ લોકો પોતપોતાના કામમા રોકાવાથી, સાર્થવાહના સર્વ ત્યાં રહેલા લોકો એકદમ ગભરાઇ ગયા શરણ રહિત એવા તે સર્વ લોકોઆમતેમ વિખરાઇ જવા લાગ્યા વળી કેટલાક પુરૂષો પોતાના ભુજબળના ગર્વથી ઉદ્ધત બની હોકાગ કરી બોલવા લાગ્યા કે, રે ! રે ! પિશાચો ! હવે અમારી દૃષ્ટિગોચર થયેલા તમે ક્યાં જશો ? જો તમ્હારાસા કંઇ પણ પરાક્રમ હોય તો આ સમયે તે સર્વ તમે પ્રગટ કરો. વગી કેટલાક બીકણ હૃદયના દીન પુરૂષો દાતની વચ્ચે આગળીઓ ઘાલી, હા ! હા ! અમારૂં રક્ષણ કરો ? રક્ષણ કરો ? એમ કરૂણ શબ્દો બોલવા લાગ્યા વળી કેટલાક સત્ત્વહીન પુરૂષોને લુંટવા માડ્યા અને મારવા પણ માંડ્યા એટલે તે નપુંસકો ત્યાથી નાસવાનાં છિદ્રો શોધવા મંડી ગયા વળી કેટલાક તો ઘણી મુસીબતે નાસવાનાં બ્હારા મળ્યાં છતા પણ, બહુ ડરના માર્યા ચુપચુપ વાતો કરતા ધીમે ધીમે ખસીને જંગલોની અંદર ઘુસી જવા લાગ્યા. કેટલાક તો ભિલ્લ લોકોનો ત્રાસ જોઇ ધ્રુજવા લાગ્યા. જેથી તેમનાં પહેરેલાં પોતીયાં પણ છુટી જવા લાગ્યાં, તેમજ

અત્યંત ભયને લીધે પુરૂષાચારને પણ એકદમ ત્યજી દીધો. અને દીન પુરૂષોની ચેષ્ટાઓ કરવા લાગ્યા સર્વથા લજ્જાનો ત્યાગ કરી રાંકની માફક કરગરીને મહા કષ્ટ વડે છુટવાની પ્રાર્થના કરતા છતા તે પાપીઓની આગળ અનેક પ્રિય વચન બોલી વિનવવા લાગ્યા કેટલાક અશક્ત પુરૂષો તો પૃથ્વી ઉપર પડીને પોતાના આત્માને મુડદાની માફક જાહેર કરે છે કેટલાક આજુ બાજુમા તપાસ કરીને કોઈ ન દેખે તેવી રીતે પોતાના દ્રવ્યને પૃથ્વીમા દાટી દે છે. વળી જે સાર્થ લોકો આડા-અવળા ઇંધનાદિક લેવા માટે ગયા હતા, તેઓ પણ ભારે મારામારીના શબ્દ સાભળી બહુ દૂરથીજ પલાયન થઇ ગયા.

અરે ? શુ જુઓ છો ? પકડો, બાંધો, મારો, ઠોકો, આડાપાડી તેઓના મુખની અંદર ધૂળ ભરો, એવા શબ્દો દરેક દિશામા સંભળાવા લાગ્યા, જેથી સાર્થ લોકો બહુ ગભરાટમા પડી ગયા કેટલાક દિઙ્મૂઢ બની ગયા અને ચારે તરફથી પોતાની મરજી માફક સાર્થના સર્વ લોકોને ભિલ્લો લુંટી રહ્યા છે તે જોઇ **ધનદેવ** પોતાનું આત્મબળ ફોરવવા તૈયાર થયો

**ધનદેવનું પરાક્રમ.**

તે સમયે કેટલાક પોતાના પુરૂષો પણ ત્યા તેની સહાયમા ઉભા રહ્યા. **ધનદેવની** આકૃતિ જોતાં જ ભિલ્લોના હૃદયમાં મહાન્ ક્ષોભ પેશી ગયો **ધનદેવના** હસ્તમાં માત્ર **વસુનંદક** ખડ્ગ રહેલો છે પ્રબળ ધૈર્યનો આશ્રય લઇ તે બોલ્યો કે, રે ! રે ! અધમ ? પાપીઓ ! જો તમ્હારામાં કંઇ પણ ગર્વની ગરજ હોયતો તમે મ્હારી આગળ તૈયાર થાઓ. જેથી ક્ષણ

માત્રમાં હું તેનો નાશ કરૂં, વળી તમ્હારે એમ નહીં કહેવું કે, અમને કહ્યું નહી. આ પ્રસંગ એક વીરપુરૂષોની કસોટીનો છે. પોતાની સ્ત્રીઓએ વખાણેલા પુરૂષો કઇ પુરૂષાર્થપણાને પ્રાપ્ત થતા નથી. શૂરવીરની પરીક્ષા તો આવા પ્રસંગમાં જ થાય છે, અન્યત્ર પણ કહ્યું છે કે,–

आपदि मित्रपरीक्षा, शूरपरीक्षा रणाङ्गणे भवति ।
विनये वंशपरीक्षा, स्त्रीपरीक्षा च निर्धने पुंसि ॥१॥

અર્થ–મિત્રોની પરીક્ષા ક્યારે થાય? જ્યારે આપત્ કાળ આવે ત્યારેજ, તેમજ શૂરવીરની પરીક્ષા યુદ્ધના મેદાનમા આવ્યા શિવાય થૈ શકતી નથી વળી ઉત્તમ વંશમાં જન્મેલી પ્રજાની પરીક્ષા વિનય ઉપરથી થઇ શકે છે, તેમજ સ્ત્રીની પરીક્ષા નિર્ધનના પાલવમાંપડી હોય ત્યારેજ થઇ શકે છે. માટે આ વખતે તમ્હારા બળની પરીક્ષા કર્યા શિવાય હું રહેવાનો નથી અરે દુષ્ટો ? આ તમ્હારા પુરૂષાતનને ધિક્કાર છે અરે ? મહા ખેદની વાત છે કે, જેઓ પૃષ્ટ દઇને નાસે છે, તેમની પાછળ તમે લુંટવાની ખાતર મારવા ઉદ્યુક્ત થયા છો તમ્હારા જીવતરને ધિક્કાર છે, એમ બે ત્રણ વાર **ધનદેવ** બોલ્યો ત્યારબાદ સુભટોને પણ ભયજનક એવા તે **ધનદેવ**ના શબ્દ સાંભળી ને, રે ! રે ! એને પકડો? તે કોણ છે ? આ કિરાતના ધૈર્યનો પણ ક્ષણમાત્રમાં નાશ કરો ? એમ બોલતા તે ભિલ્લો એકદમ તેની સન્મુખ વળ્યા. કિંચિત્ હાસ્ય કરતા તેઓ **ધનદેવ**ની આજુ બાજુએ ચોતરફ વીંટાઇ વળ્યા અને તીક્ષ્ણ ખડ્ગ, કુંત, તોમર તથા ભાલાઓ વડે **ધનદેવ**ને પ્રહાર કરવા મંડી પડયા અહો ! નિર્દય લોકને વિચાર

તો હોય જ ક્યાથી ! તે પ્રમાણે ભિલ્લ લોકોની પ્રવૃત્તિ જોઇ ધનદેવ પણ નિઃશંક થઈ તેઓની આગળ છાતી કાઢી પોતાનુ પરાક્રમ પ્રગટ કરવા લાગ્યો.

દયાને દેશવટો આપનાર તે ભિલ્લો જેમ જેમ ગાઢ પ્રહાર કરે છે, તેમ તેમ **ધનદેવ** અપૂર્વ કલાના અભ્યાસથી તે દરેક પ્રહારનો બચાવ કરે છે. પોતાના શરીરે એક પણ પ્રહાર લાગવા દેતો નથી. વળી કેટલાકનો બચાવ ઢાલથી કરે છે અને આમતેમ શરીરની લાઘવતાથી કેટલાક પ્રહારનો બચાવ કરે છે કેટલાકનો તો દૂરથી ઉછળીને અને ઘણા ખરા પોતાના બર્ઝાના પ્રહારો વડે બચાવી લે છે

**ધનદેવનો પરાજય**

એમ કરતા કરતા મહા કષ્ટ વડે ભિલ્લોએ યુક્તિ પૂર્વક ઢાલો વડે **ધનદેવને** પકડી લીધો, અને તેઓએ વિચાર કરી કહ્યુ કે, અરે ! આતો સાર્થનો અધિપતિ વાણીઓ છે, માટે એને બાધીને માર્યા વિના સ્વસ્થ દેહે પલ્લીપતિને આપણે સોપી દઈએ, જેથી આ વણિક આપણને ઘણું ધન આપશે ત્યારબાદ તેઓ પલ્લી પતિની પાસે ગયા અને **ધનદેવને** ત્યાં રજુ કર્યો.

**ધનદેવની ઓળખાણ**

એટલામા ત્યા રહેલા **દેવશર્માએ** તેને જોઇ શોકાતુર મુખે પલ્લી પતિને કહ્યું કે, હે સ્વામિન્ ! આતો મહાનુભાવ તે **ધનદેવ** છે, અરે ! આવી દુર્દશાને આધીન આ શાથી થઇ પડયો ? એમ આક્રંદ કરતો વળી તે બોલ્યો.

હે નાથ! આપના પુત્રને યોગીઓએ જ્યારે પકડયો હતો, ત્યારે કોઈ પણ કારણ શિવાય પરોપકારની બુદ્ધિથી જેણે લક્ષ સોનૈયા આપી મુક્ત કર્યો હતો, તેજ આ **ધનધર્મ**શ્રેષ્ઠીનો પુત્ર **ધનદેવ** છે, વળી તે આપણા **જયસેન** કુમારનો જીવિત દાતા અને પરમ ઉપકારી છે. એવા આ પુરૂષની—અધન્ય એવા આપણે આવી સ્થિતિ કેમ કરી? એ પ્રમાણે દેવશર્માનું વાક્ય સાંભળી એકદમ સંભ્રાંત લોચન વાળો થઇ, **સુપ્રતિષ્ઠ** પલ્લીપતિ કહેવા લાગ્યો, અરે! આ ભાગ્યશાળી મહાપુરૂષને મુક્ત કરો! મુક્ત કરો! તે સાંભળી પોતાની પાસે ઉભેલા પુરૂષોએ તત્કાલ તેને બંધનોથી નિર્મુક્ત કર્યો. ત્યારબાદ **સુપ્રતિષ્ઠે** બહુ પ્રેમથી તેને આલિંગન આપીને આશ્વાસન આપ્યું પછી **ધનદેવે** તેને પ્રણામ કર્યા કે તરતજ ત્યા હાજર રહેલા પુરૂષોએ ઉત્તમ આસન આપ્યું તે ઉપર પોતે બેઠો

લજ્જાને લીધે નીચુ મુખ કરી **સુપ્રતિષ્ઠ** વારવાર મ્હોટા નિશ્વાસ મુકતો કહેવા લાગ્યો કે,

**સુપ્રતિષ્ઠનો પશ્ચાત્તાપ.**

હે મહાશય! તું અમારો પરમ ઉપકારી છે. માટે ત્હારી પાસે આવી ખાસ અમ્હારે મળવુ જોઇએ. ત્હારૂં દર્શન પણ અમારા પાપને દૂર કરનાર છે પરંતુ અમારા ઘેર તું આવ્યો છતા અમે આવી સ્થિતિમાં ત્હારૂં સ્વાગત કર્યું, એ અમારા પાપનોજ ઉદય. અથવા પાપીઓને કરેલો ઉપકાર અપકાર રૂપ થઇ પડે છે જેમ કે, સર્પને પાયેલું દુધ પણ પરિણામે વિષનેજ ઉત્પન્ન કરે છે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,—

उपकारो हि पापाना–मपकारफलप्रदः ।
पयःपानं भुजङ्गानां, केवलं विषवर्द्धनम् ॥१॥

અર્થ:–પાપાત્માઓને કરેલો ઉપકાર કેવલ અનિષ્ટ ફ્લ આપનાર નિવડે છે જેમ કે, સર્પજાતિને દુગ્ધપાન માત્ર વિષ વધારનાર થઇ પડે છે. અરે ! હું પાપી કૃતઘ્ન થયો. કારણ કે, પુત્રને જીવિતદાન આપનાર જે તું, આજે મ્હારે ઘેર આવ્યો છતાં અમે આવું અધર્મ્ય કર્મ ત્હારા પ્રત્યે આચર્યું

**ધનદેવ** બોલ્યો ! અરે, શામાટે તમે આટલો બધો સંતાપ કરો છો ? ભાવિભાવબલવાન્ છે અજાણતાં અપરાધ થયો, એમાં તમ્હારો શો દોષ છે ? હવે તમ્હારે કોઇ પણ પ્રકારની ચિંતા કરવી નહીં. આ પ્રમાણે અસાધારણ ધૈર્યવાળું ધનદેવનું વચન, વિજ્ઞાન, રૂપ અને સજ્જનપણું જોઇ બહુ સતુષ્ટ થઈ **સુપ્રતિષ્ઠ** ફરીથી પણ કહેવા લાગ્યો કે, આ એક આશ્ચર્ય જોવાજેવુ છે કે, એક પુરૂષની અંદર કેટલા બધા ગુણો એક સાથે આવી રહ્યા છે ? “ बहुरत्नावसुन्धरा ” પૃથ્વીની અંદર ઘણા રત્નો રહેલાં છે, એવો લોકપ્રવાદ સત્ય છે. અરે ? મ્હારા પુરૂષાતનને ધિક્કાર છે ? તેમજ મ્હારી આ નીચ વૃત્તિને પણ વારવાર ધિક્કાર છે ?? વળી પોતાના કુળમાં કલંક રૂપ મ્હારા આ જન્મને ધિક્કાર છે ??? વળી અધિક શું કહેવું ? મ્હારા જીવતરને પણ ધિક્કાર છે ? કારણ કે, લેશમાત્ર પણ ધર્મને હું જાણતો નથી, કુકર્મમા જ આ નશ્વર જીંદગી વ્યતીત થાય છે, એટલુંજ નહીં પણ આવા સત્પુરૂષોને લુંટવામાં જ હું નિરંતર ઉદ્યુક્ત થયો છું. અસ્તુ જે થયું તે હવે મિથ્યા નહીં થાય. માત્ર આટલા ઉપરથી હું મ્હારા

આત્માને ધન્ય માનું છું. કારણ કે, અખંડિત શરીરવાળા આ મહાનુભાવના જલદી મ્હને દર્શન થયાં. વળી જો ભિલ્લોની સાથે યુદ્ધ કરતાં એનો વિનાશ થયો હોતતો પુણ્ય રહિત એવા મ્હારા પાપનું નિવારણ શી રીતે થાત? એમ અનેક પ્રકારે પોતાની નિંદા કરીને તેણે આજ્ઞા કરી કે, હે ભિલ્લો! આ સાર્થની અંદરથી તમોએ જે જે વસ્તુઓ લીધી હોય તે સર્વ આ ધનદેવ વણિકને સોંપીદ્યો આ પ્રમાણે પોતાના સ્વામીનું વચન સાંભળી તે લુંટારાઓએ તૃણપર્યંત સર્વ વસ્તુઓ તેને સોંપી દીધી.

**ધનદેવનું આતિથ્ય**

પછી સાર્થના આ બાલવૃદ્ધ સર્વલોકો નિર્ભયપણે આનંદથી ત્યાં એકઠા થયા કેટલાક દૂર નાશી ગયા હતા, તેઓ પણ શાંતિ ફેલાવાથી પાછા ત્યાં આવી પહોંચ્યા. પછી સુપ્રતિષ્ઠ પલ્લીપતિ સ્નેહપૂર્વક ધનદેવને વિનંતિ કરવા લાગ્યો કે, હે મહાશય! અહીંથી એક ગાઉપર સિંહગુહાનામે મ્હારી પલ્લી (ભિલ્લોનું સ્થાન) છે. ત્યાં આપસર્વે વિલંબ રહિત પધારો. આજે મ્હારા મેમાન થાઓ અને મ્હને કૃતાર્થ કરો.

ધનદેવ બોલ્યો ભલે આપની મરજી એમ કહી ધનદેવ સુપ્રતિષ્ઠની સાથે ચાલ્યો. પછી સર્વ સાર્થના લોકો ધનદેવની પાછળ ચાલવા લાગ્યા. સિંહગુહામાં જલદી તેઓ પહોંચી ગયા. પછી સર્વ સાર્થના લોકોનો ઉતારો પોતાના સ્થાનથી નજીકના ઘરોમાં આપ્યો અને ધનદેવને પલ્લીપતિ પોતાના ઘેર લઈ ગયો ક્ષણમાત્ર તેઓનો પરસ્પર વાર્તાલાપ થયો, ભોજનની તૈયારી થવા લાગી, અભ્યંગ માટે ધનદેવને મર્દન ગૃહમાં લઈ ગયા ત્યાં તૈલાભ્યંગમાં કુશળ એવી શ્રેષ્ઠ યુવતિઓ આવી.

અને સુગંધિત તૈલોવડે વિધિ પૂર્વક અંગમર્દન કર્યું. બાદ માર્ગના શ્રમને હઠાવનાર એવા ઉત્તમ ઉષ્ણોદકથી સ્નાન કરાવ્યું શુદ્ધ વસ્ત્રથી અંગ લુછયા બાદ કપુર અને ઉત્તમ શ્રીખંડની અર્ચા કરી ત્યારબાદ **સુપ્રતિષ્ઠ**ની સાથે ઉત્તમ ભોજન કરી, અનુક્રમે મુખ પ્રક્ષાલન થયા બાદ ત્યાંથી તેઓ ઉભા થયા પછી કર્પુર, ઇલાયચી, લવિંગ સહિત પાન બીડી બહુ પ્રેમ પૂર્વક તેને આપી

**ધનદેવનોવિતર્ક.** પછી પોતાની બેઠકમા બેસીને તે **ધનદેવ** પલ્લીપતિને કહેવા વાગ્યો કે, આ પલ્લી નિર્દય લોકોનુ સ્થાન ગણાય તેમા આપ સજ્જન અને અસાધારણ દયાળુ હોવા છતા પણ નિરંતર નિવાસ કરો છો, તેમજ આવા નિર્દય ભૃત્યોનુ આપ સરખાને અધિપતિ પણુ કરવું તે સર્વથા અનુચિત ગણાય. એમ મ્હારૂ માનવું છે, કારણ કે, શૌચ, સત્ય અને દાક્ષિણ્ય રહિત એવા અધમ લોકોને રહેવા લાયક આ સ્થાન ગણાય તેમજ આવા નિર્દય ભિલ્લોનુ સ્વામિત્વ આપે સ્વીકારેલુ છે; છતા પણ આપનામા આવા ઉત્તમ કોટિના ગુણો રહ્યા છે, એ મ્હોટુ આશ્ચર્ય મ્હારા હૃદયમા પ્રગટ થાય છે વળી અપૂર્વ સૌજન્યતાને આશ્રય આપતા આપ આવા ઉત્તમ પુરૂષ થઇને પણ આ પલ્લીમાં શા માટે રહો છો ? તેનુ કારણ તમે મ્હને કહો

**સુપ્રતિષ્ઠનુ વૃત્તાંત** **સુપ્રતિષ્ઠ** બોલ્યો, હે **ધનદેવ** ? હવે મ્હારૂં વૃત્તાંત કહેવાનુ કંઇ પણ પ્રયોજન નથી. કારણ કે, બુદ્ધિમાન્ પુરૂષ પોતાના વંચન અને અપમાનને પ્રગટ કરતો નથી. અન્યત્ર પણ કહ્યું છે કે,—

आयुर्वित्तं गृहच्छिद्रं, शत्रुभ्यश्च पराजयम् ।
वंचनं चापमानञ्च, मतिमान्न प्रकाशयेत् ॥१॥

અર્થઃ—આયુષ્ય, વિત્ત, ઘરનું છિદ્ર, શત્રુજન્ય પરાજય, વચન અને પોતાના અપમાનને બુદ્ધિમાન્ પુરૂષ પ્રગટ કરતો નથી એમ છતાં પણ હું મ્હારી બીના ત્હને જણાવું છું. કારણ કે, આ ત્હારી અભ્યર્થનાને હું નિષ્ફલ કરવા ઇચ્છતો નથી. માટે તું એકાગ્ર મને થઈ મ્હારા કહેવા ઉપર ધ્યાન આપ.

હમ્મેશાં પ્રમુદિત નર અને નારીઓના વૃંદથી ભરપુર અનેક ગામો વડે રમણીય અને અપૂર્વ શોભાને લીધે બહુ વર્ણનીય અંગનામે દેશ છે તેમાં દેવપુરી સમાન રૂદ્ધિમાન્ ભય, સ્વચક્ર કિંવા પરચક્રાદિ ભય અને કર (રાજગ્રાહ્યભાગ)થી વિમુક્ત એવું બહુપ્રાચીન સિદ્ધપુરનામે ઉત્તમ નગર છે, વળી તે ઘણુંજ વિખ્યાત છે તેમાં મહાધ, વૈરીરૂપહસ્તિઓનાં ગંડસ્થલ ભેદવામાં સિંહસમાન અને કંબુ (શંખ) સમાન ઉન્નતગ્રીવાને ધારણ કરતો **સુગ્રીવ**નામે રાજા છે. સમસ્ત અંતઃપુરમાં માનનીય, શરદ્ચંદ્રના બિંબ સમાન મુખ વાળી અને બુદ્ધિમાં અસાધારણ **કમલા** નામે તેની સ્ત્રી છે તેણીની સાથે વિષય સુખને અનુભવતા, તેમજ પૂર્વ ભવમાં મેળવેલા પુણ્ય રૂપી વૃક્ષના ફલ રૂપ રાજ્ય ભારને પાલન કરતા એવા તે રાજાના કેટલાક દિવસો વ્યતીત થતાં તે દેવીએ મ્હને જન્મ આપ્યો ત્યારબાદ વિધિપૂર્વક **સુપ્રતિષ્ટ** એવું મ્હારૂં નામ સ્થાપન કર્યું. હમ્મેશાં પાંચધાત્રી (ધાવમાતા)ઓ મ્હારા પાલનમાં તત્પર રહેતી અને અનુક્રમે વૃદ્ધિ પામતો હું પાંચ વર્ષનો થયો, મ્હને જોઈ મ્હારા માતા-

પિતા બહુજ આનંદ માનવા લાગ્યાં, તેટલામાં ભૂતલને પ્રચંડ તપાવનાર એવો ગ્રીષ્મ રૂતુનો સમય વ્યતીત થયો.

**વર્ષાઋતુ**

ઘણા દિવસથી બહુ તાપને લીધે તપી ગયેલી પૃથ્વીને શાંત કરનાર, ચારેતરફ "ડેંડૅં" એવા શબ્દોથી દેડકાઓના સમૂહને વાચાલિત કરતો, અતિશય વહેતા જલ પ્રવાહના ખળભળાટના શબ્દો વડે દિગંતરોને બધિરિત કરતો, ગંભીર ગર્જના કરતા મેઘના દર્શન વડે મયૂરવૃંદને નચાવતો, પ્રફુલ્લ પુષ્પોથી સુશોભિત એવા નીપ(કદંબ)વૃક્ષોની ઘટાઓ વડે વનરાજીને દીપાવતો, મોગરાના પુષ્પોની કળીયોમાંથી ખરતા પરાગ વડે સુવાસિત પવનને પ્રવર્ત્તાવતો, પુલિન (પાળ) ઉપર ક્રીડા કરતા બાળકોએ રચેલા રેતીના મંદિરો વડે અત્યંત રમ્યતાને વહન કરતો, હળોતરા માટે ખેડુત લોકોને બળદીઆઓના પૂજનમા ઉદ્યુકત કરતો, વળી પ્રમોદના કારણોને લીધે પામર લોકોને આનંદ આપતો, દરેક દિશાઓમાં કયારાઓને જલથી પૂર્ણ કરતો અને કાદવ વડે માર્ગોને દુર્લંઘ્ય કરતો એવો વર્ષાકાલ પ્રાપ્ત થયો. નવીન વર્ષાકાલનો અનુભવ લેતા એવા **સુગ્રીવ** રાજાએ એક દિવસ વિધિપૂર્વક ભોજન કરી શરીરે ચંદન લેપ કર્યો. તેમજ કોમલ, સ્નિગ્ધ અને નિર્મલ વસ્ત્ર પહેર્યાં. બાદ હાથમાં પાનબીડુ લઇ પોતે **કમળાદેવી**ના સ્થાનમા ગયો ત્યાં સાતમાળના મહેલના ઉપરના ભાગમાં પહોચી ગયો **કમલાવતી**એ પોતાના પતિને આવતો જોઇ અભ્યુત્થાન આપી ઉચિત વિનય કર્યો, પછી બહુ કિંમતી શય્યા ઉપર પોતે આરૂઢ થાયે.

ત્યારબાદ ક્ષણમાત્ર પરિહાસની વાર્તાઓ વડે પોતાની સ્ત્રી સાથે વિનોદ કરી શ્વેત અને સ્વચ્છ વસ્ત્રથી આચ્છાદિત સુકોમળ શયન ઉપર તે સુઇ ગયો.

**મેઘનોચમત્કાર.**

રાત્રિના પ્રસંગે દિવસના શ્રમને લીધે રાજા નિદ્રાવશ થઇ ગયો બાદ વૃષ્ટિનાસમારંભની સૂચનાઓ થવા લાગી સજલમેઘની ગંભીર ગર્જનાઓ સરૂ થઇ જેનો નાદ દિશાઓમા પ્રસરી ગયો રાજા નિદ્રામાંથી જાગી ઉઠયો અચિંત્ય ખળભળાટ જોઇ ઝરૂખાની અંદર આવી તકીએ બેસી ગયો કે, તરતજ તેના અર્ધાસન ઉપર કમળાદેવી પણ આવીને બેસી ગઇ ત્યાર બાદ હર્ષને લીધે રોમાચિત થઇ રાજા કહેવા લાગ્યો. હે દેવી ! મ્હારા સમાગમ વડે તું જેમ ઉલ્લાસમાન મનોહર મ્હોટા સ્તનવાળી દીપે છે, તેમ આ ઉત્તર દિશા એક દમ ઉન્નત, અને મનોહર મેઘથી સુશોભિત આકાશ વાળી થઇ રહી છે, તે તુ જોનો ખરી !! વળી આમેઘની અંદર વારંવાર પ્રકાશ આપતી આ વિજળી ત્હારા નેત્રોની ચંચળતા અને કેશની કુટિલતાનું અનુકરણ કરે છે, તે પણ એક જોવાજેવુ છે. વળી હે પ્રિયે ! અન્ય તરફ તું દૃષ્ટિકર ? આ ચારે તરફ ભ્રમણ કરતા ઇંદ્રગોપને લીધે ભૂતલ ઉપર પડવાથી ભાગી ગયેલી એવી આ વર્ષાઋતુની લક્ષ્મી માલુમ પડે છે, પ્રાવૃષ રૂપી રાજાનો નવીન સમાગમ થવાથી પૃથ્વી રૂપી સ્ત્રીના લીલા અંકુરોના મિષ વડે રોમાંચ પ્રગટ થયા છે, વળી આ નિષ્ઠુર કિરણોના પ્રકાશ વડે આ પૃથ્વીને બહુ સંતાપેલી છે એવા રોષને લીધે મેઘોએ સૂર્યના કિરણો રોક્યા હોય ને શું ! એમ દેખાય છે, મ્હારૂં આગમન થયું

છે છતાં પણ પ્રિયના વિરહવાળી સ્ત્રીયોના હૃદય કેમ નથી ફુટતાં? તેના તપાસ માટે ક્રોધ સહિત વિજળીના ઉદ્યોત વડે તે જુએ છે. મ્હારૂં આગમન જાણીને પણ સ્ત્રીઓને મૂકી તેઓ કેમ ચાલ્યા ગયા? એવા રોષથી ગર્જના કરતો મેઘ પથિક જનોનાં હૃદયને વિદારણ કરતો હોય ને શું? વળી શ્વેત બલાકા (બગલી) ઓ રૂપી દંષ્ટ્રાઓને વહન કરતો, વિદ્યુતલતા રૂપી દીર્ઘ જીહ્વાને લંબાવતો અને અગોપાંગમા શ્યામતાને ધારણ કરતો પ્રાવૃટ્ રૂપી પિશાચ પથિક જનોની પાછળ દોડયા કરે છે. વળી હે પ્રિયે? તું જોતો ખરી? આ તરફ ઈન્દ્રધનુષ કેવું ખેંચ્યું છે? જેના નવનવા રંગો આબેહુબ નેત્રોને અંજાવી દે છે. તેમજ જેની અંદરથી નીકળતી ધારાઓ રૂપી બાણોવડે વિરહી જનોનાં હૃદયને વિંધતો આ વર્ષા સમય પાંચ બાણની સમૃદ્ધિવાળા કામ દેવનું ઉપહાસ કરતો હોય ને શું? તેમ અકસ્માત્ પ્રગટ થયો છે.

તે વારે બહુ ખુશી થઈ રાણી નરેંદ્રને કહેવા લાગી કે. હે મહીનાથ! સર્વઋતુઓમા આવર્ષાઋતુ અધિક ગણાય છે. વળી વિરહીજનોને છોડી અન્ય કામી જનોને

**કમલાવતી**

આ વર્ષાઋતુ બહુ સુખદાયકથાય છે, તેમજ ગરીબ વાછડાઓ, ઘાસ અને ઔષધિ વિગેરે સર્વ જીવોને આ વર્ષારૂતુ ખાસ જીવન રૂપ છે

રાજાકિંચિત્ હાસ્ય કરી બોલ્યો, હે દેવી? ત્હારૂં કહેવું સત્ય છે, કારણ કે, આ દુનીયામાં એવું કહેવત સંભળાય છે કે, પોતે ધરાયેલા પુરૂષો આદરથી દિગ્ મંડળને

પણ ધરાયેલું જુએ છે. તેસજ હે પ્રિયે ? તું સુખી એટલે સર્વને સુખીયા માને છે. વળી હે દેવી ? સર્વ રૂતુઓ પણ પુણ્યવંત જીવોને સુખદાયક થાય છે અને પુન્યહીન જીવોને વર્ષારૂતુ પણ દુઃખદાયક થાય છે. અરે ? આ જોતો ખરી ? અર્ધ ભાગમાં સુધારેલી આ જીર્ણ ઝુપડીમા સેંકડો અનર્થ કિવા પાણીની ધારાઓથી પીડાતાં બાળકો દયાજનક રૂદન કરી રહ્યાં છે

અરે ? આ ઝુપડું તો પડવા બેઠું, એક પણ જલધારા ઘરની બહાર જવા પામતી નથી. છોકરા બિચારાં ટાઢે કકળે છે, એમ પોતાની સ્ત્રી વડે વારંવાર અત્યંત પ્રેરણા કરાતો, રંક દશાને પામેલો અને જેના શરીર પર વસ્ત્ર તો છે જ નહીં, નિરાવરણ અંગ ઉપર જલધારાઓ પડયા કરે છે, જેનાં સઘળાં રૂવાટાં ચઢી ગયા છે અને ઠંડા પવનને લીધે સર્વ ગાત્રો સંકુચિત થઇ ગયા છે એવો આ દરિદ્ર પુરૂષ મહા દુઃખ વડે વિખરાતી ઝુપડીને સમી કરે છે.

વળી નમી ગયા છે કાન જેના અને મુશલધારાએ વરસતા મેઘની ધારાઓથી પીડાતો આ બીચારો ગધેડો નિરાધાર ભાગી ગયેલા દેવાલયના ખુણામાં કેવો લપાઇ ગયો છે ? તે તરફ લગાર તું દ્રષ્ટિ કર ? તેમજ હે સુંદરી ? શુન્યગૃહની અંદર ચુલામાં ખરખર શબ્દથી ખાડો ખોદતો અને ઠંડીને લીધે તરફડતો આ કુતરો બીચારો કેવી હાલતમાં આવી પડયો છે ? તે તરફ લક્ષ આપ તેમજ મેઘની સેંકડો ધારાઓ વડે પીડાતા વૃદ્ધ બળદીઆઓને તું જો ! જેઓ ઇર્યાસમિતિમાં રહેલા મુનિઓની માફક પૃથ્વીનું અવલોકન

કરતા ચાલ્યા જાયછે, વળી સેવાળથી ચીકાસવાળા ભૂતલ ઉપર ચાલતા વૃદ્ધ ગરીબો દરેક સ્થળે પડતા આખડતા લાકડીના ટેકા વડે ભિક્ષા માટે પ્રયાસ કરી રહ્યા છે. આ દુર્દશા માત્ર વર્ષાકાળને લીધે જ થયેલી છે. એમ **કમલા** દેવીની આગળ રાજા કહે છે, તેટલામાં **વસુદત્ત** નામે કંચુકી એકદમ ત્યાં આવી પ્રણામ કરી ઉભો થઈ કહેવા લાગ્યો કે. હે સ્વામિન્! આપે જે **દામોદર** નામે દૂત પ્રથમ ચંપાનગરીમાં **શ્રીકીર્ત્તિવર્મ**રાજાની પાસે મોકલ્યો હતો, તે હાલમા અહી આવ્યો છે અને તે આપના ચરણકમલના દર્શનરૂપી સુખની ઇચ્છાથી દ્વારમાં ઉભો છે. હવે જેવી આપની આજ્ઞા! તે સાભળી દૃષ્ટિમાત્રથી રાણીની સમતિ લઈ રાજા ત્યાંથી એકદમ ઉભો થયો

**વિદ્યુત્પાત**

ત્યાર બાદ રાજા સભાસ્થાનની નજીકમાં આવે છે, તેટલામા પ્રથમ વીજળીનો ચમકાર થયો કે, 'તરતજ ચડચડ પ્રચંડ મહાન્ શબ્દ થયો જેના શ્રવણથી સ્ત્રીપુરૂષોનાસમુદાય એકદમ ભયભીત થઇ ગયા, અને તે જ વખતે રાણીના મહેલની અંદર હાહાકારપૂર્વક મહાન્ કોલાહલ ઉત્પન્ન થયો તે સાભળી રાજા એકદમ તે તરફ પાછો વળ્યો, તેવામાં ઘર ઘર શબ્દથી રૂદન કરતી દેવીની ધાવ માતા રૂદ્ધ કંઠે કહેવા લાગી કે, હે નરેંદ્ર ? મ્હારૂં સર્વસ્વ ગયું, હું લુંટાણી, વીજળી પડવાથી દેવી બળી ગઇ મરણવશ થયેલી દેવીને પૃથ્વી પર પડેલી જોઇ હા ! હા ! હુ હણાયો એમ આક્રંદ કરતો રાજા મૂર્ચ્છાવશ થઈ ગયો ત્યારબાદ મૂર્છાને લીધે ભૂમિ ઉપર

પડેલા ચેષ્ટારહિત રાજાને જોઇ સર્વ પરિવાર એકઠો થઈ ત્યાં આક્રંદ કરવા લાગ્યો. જેથી મ્હાન્ કોલાહલ થઇ રહ્યો. તેમાં કેટલાક ત્યાં રહેલા બુદ્ધિશાળી લોકો શીતલાદિક ઉપચાર કરવા મંડી ગયા. તેથી ક્ષણમાત્રમા રાજાની મૂર્છા ઉતરી ગઈ.

ત્યાર પછી તે રાજા વિલાપકરવાલાગ્યો કે, હા! વલ્લભે! હા! સ્વામિની! હા! જીવિતદાયિની!

નૃપવિલાપ

હા! વિશાલ નેત્રવાળી! હા! મ્હારા હૃદયમાં વાસ કરી રહેલી! અરે! મ્હને છોડીને એકદમ કેમ તું ચાલી ગઇ? હા! ગૌરદેહી! હા! વિશાલ પયોધરે! હા! સુકોમલ શરીરવાળી! હવે કંઇ મ્હારા દુઃખનો પાર રહ્યો નહીં. અરે! ત્હારી ઉપર શા માટે વિજળી પડી? હે દેવી! કર્પૂર, કેસર અને ચંદનથી ચર્ચવા લાયક આ ત્હારા સુકોમલ શરીર ઉપર અકસ્માત્ દુષ્ટદૈવે જે વિદ્યુત-પાત કર્યો તે મ્હારા અપુણ્યનોજ પરિણામ છે. હા! દેવી! નર નારીઓથી ખીચોખીચ ભરેલું આ નગર ત્હારા વિના ઉજ્જડ નગર સમાન અથવા જંગલ સમાન મ્હને ભાસે છે. વળી હે દેવી? પ્રથમ તું મ્હને કહેતીહતી કે, હે સ્વામિન્? તમ્હારાવિના ક્ષણમાત્ર હું રહી શકુ નહીં; તો હાલમાં મ્હને અધન્યને એકદમત્યજી દઈને તું લોકાંતરમાં કેમ ચાલી ગઇ? હા! સુંદરી! કંઇ તો તું ઉત્તર આપ. કેમ બોલતી નથી? શું મ્હારાથી રીસાઇ છે? હે સુતનુ! કિંવા મ્હેં ત્હારો કંઇ અપરાધ કર્યો છે? એકવાર મ્હને જવાબ તો આપ. હે કમલાક્ષી! મ્હારા પ્રાણથી પણ તું મ્હને બહુ વ્હાલી છે,

બીજી કોઇ સ્રીઓ ઉપર મ્હારો સ્નેહ નથી. તેમજ ત્હારા માટે સમસ્ત અંતઃપુરની સ્રીઓનો સમાગમ મ્હેં છોડી દીધો; તે તું જાણતી નથી? તથાપિ હે દેવિ! ત્હારાજ પ્રેમની-માળા હું ભજું છું, છતાં મ્હને ઉત્તર આપતાં કેમ તું અચકાય છે? માટે હે સ્વામિની! હવે તુંપ્રસન્ન થા! પ્રસન્ન થા! ઝટ બેઠી થઈ મ્હને તું પ્રત્યુત્તર આપ શામાટે તુ મ્હને દુઃખી કરે છે? એમ કરૂણ શબ્દોથી રાજા અનેક પ્રકારના વિલાપ કરે છે, તેટલામાં હે **ધનદેવ**! હુ ત્યા રોતો રોતો ગયો. પછી મ્હને પોતાના ખોળામા બેસાડી બહુજ કરૂણ શબ્દોથી બાલકની માફક તેણીના વિલાપમાં ગરક થઇ મુક્ત કંઠે રાજા અત્યંત રૂદન કરવા લાગ્યો.

**મંત્રીનોપ્રબોધ**

એવો પ્રસંગ જોઇ **સુમતિ** મંત્રી રાજાને કહેવા લાગ્યો, હે નરપતિ! હવે રૂદન કરવાથી શું વળે? મરેલા મુડદાં સજીવન થાયે ખરાં? ખૂટીની બુટ્ટી હોય જ નહીં, હવે દેવીની દહનક્રિયા કરવી તેજ ઉચિત છે. તે સાંભળી રાજા બોલ્યો, હે મંત્રી? બ્હારની ભૂમિએ ચંદનનાં કાષ્ઠ મોકલાવો. જેથી હું પણ દેવીની સાથેજ અગ્નિમાં પ્રવેશ કરીશ. મંત્રી બોલ્યો, હે નરેશ્વર! કાયર પુરૂષોએ આચરેલો આ મરણનો અધ્યવસાય આપને શું ઉચિત છે? હે ધીર! ધૈર્યને ધારણ કરો, આવી રીતે આપને ગભરાવાનુ કામ નથી. વળી હે નરેંદ્ર! આપ જો મરણ સુભટને શરણ થાઓતો આ સમગ્રદેશ પણ શત્રુઓનાહસ્તમાંજઇ પડે,તેમજ આ આપનો **સુપ્રતિષ્ઠકુમાર** પણ હજુ બાલક છે. વળી આપની હયાતીમાં દેવ, બ્રાહ્મણ

અને તપસ્વિઓ તેમજ પ્રાકૃતજનોની સર્વ ધર્મ ક્રિયાઓ અસ્ખલિતપણે સિદ્ધ થાય છે. એ આપણા રાજ્યમાં સ્વતઃ સિદ્ધ છે. આ નશ્વરસંસારની સ્થિતિ કેવી છે ? તે આપ સારી રીતે જાણો છો; છતાં આપ જેવા ઉત્તમ પુરૂષોને માત્ર સ્ત્રીમાટે આવું અયોગ્ય આચરણ કરવું તે સર્વથા અનુચિત ગણાય. વળી ઉપક્રમ એટલે આયુષ્યમાં વિઘ્નભૂત કારણ તદ્રહિત નિરૂપક્રમ શરીર ધારી છતાં પણ ઋષભદેવ ભગવાન્— આદિનાથનું જો કે મરણ થયું તો અન્ય મનુષ્યોની શી ગણના ? વળી જે કે સમસ્ત શત્રુપક્ષને જીતનાર અને છ ખંડ પૃથ્વીના અધિપતિ એવા ભરત રાજા પણ કાલવશ થઈ ગયા. તેમજ પ્રચંડ પરાક્રમવડે શત્રુઓનો પરાજય કરનાર અને જેમની રક્ષામાં હજારો સુભટો તૈયાર રહેતા એવા મહા પરાક્રમી સોમયશ, આદિત્યયશ વિગેરે રાજાઓને અનિવાર્ય છે ગતિ જેની એવા પાપિષ્ટ યમરાજાએ નિર્દયપણું વાપરી કાલવશ પમાડયા તો અન્ય લોકોની શી ગણતરી ?

વળી જે ઉત્તમ દેવોના તેત્રીશ સાગરોપમ આયુષ્ય હોય છે, તેઓનુ પણ ચ્યવન થાય છે, તો અન્ય પ્રાણીઓની જીવન આશા કેટલી ? ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વિમાનવાસી દેવોનું પણ સ્થિર જીવન નથી, તો અન્ય મનુષ્યલોકોનું શું કહેવુ ? હે રાજન ! ત્રણ લોકની અંદર સિદ્ધના–મુક્તજીવો શિવાય કોઇપણ જીવ એવો નથી કે, તે દુષ્ટમતિવાળા મૃત્યુને વશ ન થયો હોય, માટે હે દેવ ! આ પ્રમાણે ત્રણે લોકને કાલકવલિત જાણીને દેવીનુ મરણ થયે છતે વૃથા શોક કરવાથી શું ફલ છે ? જોકે, એનું એકલીનુંજ મરણ થયું હોય તો આપણે શોક કરવો ઉચિત છે,

પરંતુ મરણ તો સાધારણ રીતે દરેકને થયા કરે છે, તો પછી શોક અને રૂદન કરવું શા કામનું ?

અતિ સૂક્ષ્મ તૃણના અગ્રભાગમાં રહેલા જલબિંદુની માફક પ્રાણીઓનું જીવન અસ્થિર હોવાથી જે પ્રાણી નિદ્રામાંથી જાગી ઉઠશે તે મ્હોટું આશ્ચર્ય જાણવું. વળી આ પ્રમાણે પ્રકુપિત એવા યમરાજાના પાશમા સપડાયેલા સર્વ લોકોનું સ્વરૂપ આવા પ્રકારનું જાણીને હે નરેંદ્ર ! દેવીના મરણમાં શોક કરવો એ ઉચિત નથી. એમ બહુ પ્રકારે **સુમતિ** મંત્રીએ બોધ આપ્યો એટલે રાજા પોતે તૈયાર થઈ તત્કાલ ઉચિત એવી, દેવીનીમરણક્રિયા કરવા લાગ્યો

**નૃપતિનોશોક.**

ત્યારબાદ કેટલાક દિવસ સુધી દેવીના શોકને લીધે રાજા લોક સંભાવનાદિક વ્યવહારનો પણ ત્યાગ કરી ગ્રહોથી ગ્રહણ કરાયેલાની માફક શૂન્ય બની બેસી રહેવા લાગ્યો. તેમજ તે કોઇપણ રાજકાર્યમા ધ્યાન સરખું પણ આપતો નથી. તેવો પ્રસંગ જોઇ નાના પ્રકારના શોક ને દૂર કરવામા બહુ પ્રવીણ એવા **સુમતિ** આદિક મંત્રીઓ રાજાની પાસે આવ્યા અને ઉપદેશનાં વાકયોવડે ત્હેને બહુ સમજાવ્યો એટલે અનુક્રમે તે શોકમાંથી મુક્ત થયો

**કલાભ્યાસ.**

ત્યારબાદ કેટલોક સમય જતા હું આઠ વર્ષનો થયો. મ્હારી ઉપર બહુ સ્નેહ હોવાથી પિતાએ મ્હને કલાચાર્યની પાસે ભણવા મૂકયો હું પણ બુદ્ધયનુસાર સર્વ કલાઓનો અભ્યાસ કરવા લાગ્યો. અનુક્રમે સર્વ

કલાઓમા નિપુણ થયા બાદ પુખ્ત ઉમ્મરનો જાણી મ્હને મ્હારા પિતાશ્રીએ એક હજાર ગ્રામોનું સ્વામિત્વ આપ્યું. તેમજ મ્હને જોઈ મ્હારાપિતા બહુ આનંદ માનવા લાગ્યા, જેથી દેવીનો વિરહ પણ ભૂલી ગયા.

**મહાંતનું આગમન.** કોઈ એક દિવસ મ્હારા પિતાશ્રી કચેરીમાં બેઠા હતા, તે સમયે **સુભગ** નામે દ્વારપાલ એકદમ ત્યા આવી પ્રણામપૂર્વક કહેવા લાગ્યો કે, હે સ્વામિન્ ! ચંપાપુરીથી કીર્ત્તિ-ધર્મરાજાનો મહાત આપના દર્શન માટે આવીને દ્વારભૂમિમાં ઉભો રહ્યો છે તરત જ ભૂપતિએ આજ્ઞા કરી કે, તેને જલદી પ્રવેશ કરાવો ! એમ રાજાની આજ્ઞા થતા પ્રતિહારીએ જલદી પ્રવેશ કરાવ્યો.રાજાની આગળ આવી તેમહાંતે પ્રણામ કર્યો,અને ઉચિત આસન ઉપર બેસી ગયો ત્યારબાદ રાજાએ તામ્બૂલ આપી તેને પૂછ્યું કે, ત્હારે અહીં આ આવવાનું શુ કારણ ? તે જલદી તું નિવેદન કર. તેણે પણ પોતાનુ વૃત્તાત કહેવાનો પ્રારંભ કર્યો.

**કીર્ત્તિધર્મરાજા.** ચંપાનગરીમાં, દિગત વ્યાપી છે નિર્મલ કીર્ત્તિ જેની એવો **કીર્ત્તિધર્મ** નામે સુપ્રસિદ્ધ રાજા છે, તે આપણા પણ જાણવામાં છે. અદ્‌ભુત એવા સ્વરૂપવડે સુરેંન્દ્રની સુંદરીઓના રૂપનો પરાજય કરતી, સમસ્ત સ્ત્રીઓમાં મુખ્ય સ્થાને રહેતી અને લોકમા સુપ્રસિદ્ધ એવી **કીર્ત્તિમતી** નામે તેની સ્ત્રી છે.

વળી રૂપ, સૌભાગ્ય તેમજ વિજ્ઞાનના ગૌરવવડે સંપૂર્ણ અને સૌભાગ્યમાં નાગકન્યા

**કનકવતીકન્યા.** સમાન **કનકવતી** નામે તેણીને એક પુત્રી છે. અનુક્રમે તે નવીન યૌવનમાં આવી, એટલે તેની માતાએ ઉત્તમ આભૂષણ પ્હેરાવી તેને ઇષ્ટવરની સિદ્ધિ માટે રાજાની પાસે મોકલી. **કનકવતી** જ્યારે પોતાના પિતાની પાસે આવી પ્રણામ કરી ઉભી રહી, ત્યારે રાજાએ પ્રેમપૂર્વક તેને પોતાના ખોળામા બેસાડી સ્નેહથી આલિંગન કરી પૂછ્યું કે, હે પુત્રી ! સામંત અને મહાંત કોમમાં વરવામાટે જે ત્હારા હૃદયને ઇષ્ટ હોય, તે તું મ્હને કહે. જેથી તેની સાથે ત્હારૂં લગ્ન કરીએ. અન્યનું આપણે કંઈ પ્રયોજન નથી આ પ્રમાણે પિતાનુ વાક્ય સાંભળી તે બાલાના હૃદયમાં લજ્જા આવી. જેથી તે નીચું મુખ કરી મૌનમુખે બેસી રહી. ત્યારબાદ રાજાએ ફરીથી તે વાત પૂછી. પરંતુ કંઈપણ તેણીએ પ્રત્યુત્તર આપ્યો નહીં. પછી રાજાએ વિચાર કર્યો કે, આ બિચારી બહુ લજ્જાળુ છે. એટલાજ માટે હે તાત ! અમુક રાજા મ્હને પ્રિય છે એમ તે ખુલ્લી રીતે કહી શકતી નથી. બેશક વિનીત બાળકોને આવી મર્યાદા હોવી જ જોઇએ. ઠીક છે આ બાબતમાં મ્હારે પોતાનેજ વિચાર કરવાનો છે. જો કે જેવા તેવા વર તો ઈંટાળાની માફક ઘણાયે રખડે છે. પરંતુ એણીને લાયક ઉત્તમ ગુણો, વિજ્ઞાન, રૂપ અને કલા વિગેરે સંપત્તિઓથી સુશોભિત, સારા કુલમાં જન્મેલો, તેમજ વિજયાદિક રાજનીતિમા કુશળ એવો શ્રેષ્ઠ વર શોધી કાઢવો એ મ્હારી ફરજ છે. અન્યત્રપણું કહ્યું છે કે.—

कुलं च शीलं च सनाथता च, विद्या च वित्तं च वपुर्वयश्च ।
एते गुणाःसप्त वरे विलोक्या-स्ततः परं भाग्यवशा हि कन्या॥१॥

અર્થ—કુલ, શીલ, સ્વામિગુણ, વિદ્યા, ધન, શારીરિક સંપત્તિ અને વય એ સાત ગુણો વરની અંદર જોવા જોઇએ, પછી કન્યાનું ભાગ્ય હોય તેમ થાય

ત્યારબાદ ક્ષણમાત્ર મૌન રહી રાજા વિચાર કરી બોલ્યો, હે પુત્રી ! ત્હારા રૂપને અનુસરતો ત્હારો ભર્ત્તા હાલમાં મ્હેં શોધી કાઢયો છે. કે જેની સિદ્ધપુર નગરમાં રાજધાની છે, વળી જેનું નામ સુગ્રીવ રાજા છે, તે મ્હારો પરમ મિત્ર છે, તેની પાસે સ્વયંવરા એવી તું જલદી જા. હવે અહીં બીજા વિચારની કંઈ પણ જરૂર નથી આ પ્રમાણે તેના વચન માત્રથી હે દેવ ! તે કન્યા તમારા નામને શ્રવણ કરી અનહદ હર્ષને લીધે રોમાંચિત થઇ ગઇ. આ પ્રમાણે પોતાની પુત્રીનો હાર્દિક ભાવ જાણી રાજા મ્હારા મુખ તરફ દૃષ્ટિ કરી બોલ્યો. હે મહાબલ ! બહુ સમૃદ્ધિ સહિત સ્વયવરા એવી આ કનકવતીને લઇ કેટલાક સૈન્ય સાથે ઉત્તમ મુહૂર્ત્ત જોઇ સિદ્ધપુર નગરમાં તું જા. બાદ હે સ્વામિન્ આપની આજ્ઞામા હું તૈયાર છુ એમ કહી તે કન્યાને લઈ સારા મુહૂર્ત્તમાં મ્હેં ત્યાંથી પ્રયાણ કર્યું. ચાલતાં ચાલતાં અનુક્રમે આ નગરથી જ્યારે ચારગાઉ બાકી રહ્યા એટલે કેટલાક સારા વેગવાળા ઘોડેસ્વાર લઇ આજે પ્રભાતમાં આગળ ચાલી હું અહીં તમારી પાસે આવ્યો છું હે દેવ ? આપે જે મ્હને અહીં આવવાનું કારણ પૂછ્યું તે સર્વ મ્હારૂં પ્રિય વૃત્તાંત આપને મ્હેં નિવેદન કર્યું. હાલમાં અમ્હારી આવી સ્થિતિ છે, હવે જેવી આપની આજ્ઞા.

તે સાંભળી હર્ષમાં ગરક થયું છે હૃદય જેનું એવો તે રાજા પોતાના પરિજનને કહેવા

**કનકવતીવિવાહ**

લાગ્યો કે, મ્હોટા ઉત્સવ વડે નગરમાં કન્યાનો પ્રવેશ કરાવો. ત્યારબાદ રાજાની આજ્ઞા પ્રમાણે પરિજનોએ દરેક કાર્ય સિદ્ધ કર્યાં. પછી રાજાએ પણ ઉત્તમ મુહૂર્ત્તમાં **કવકવતી** સાથે ત્યાં લગ્ન કર્યું.

કેટલોક સમય વ્યતીત થયા બાદ **કનકવતી** રાણી રાજાને બહુજ પ્રિય થઇ પડી. ત્યારબાદ

**રાજાનોપ્રેમ**

રાજાએ તેણીને મ્હારી માતાના સ્થાને પટ્ટરાણી તરીકે સ્થાપન કરી. મનુષ્ય માત્રનો પ્રાયે એવો સ્વભાવ હોય છે કે, દેશકાલના અંતરને લીધે બહુ સ્નેહીને પણ વિસરી જાય છે. કારણ કે, પ્રેમ એ વેલડી સમાન લેખાય છે. વેલડી જેમ પાસેના વૃક્ષને વીંટાઇ વળે છે, તેમ પ્રેમ પણ નિકટ રહેલા મનુષ્ય ઉપર વૃદ્ધિ પામે છે. હવે **કનકવતી** ઉપર આસક્ત થયેલા એવા મ્હારા પિતા અવરોધની અન્ય સ્ત્રીઓ ઉપર દૃષ્ટિમાત્ર પણ કરતા નથી, એમ કરતા તેમના કેટલાક દિવસો વ્યતીત થયા.

ત્યારબાદ કોઇએક દિવસે કનકવતીને એક પુત્ર ઉત્પન્ન થયો. **સુરથ** એવું તેનું નામ

**સુરથકુમાર**

પાડયું. અનુક્રમે તે બાળક કુમાર અવસ્થાને અનુસરવા લાગ્યો પછી એક દિવસ **કનકવતી** અને રાજા એકાંતમાં બેઠાં હતાં; ત્યા પ્રસગ જોઇ **કવકવતી** બોલી, હે સ્વામિન્! મ્હારો આ **સુરથકુમાર** હવે યુવરાજ પદને લાયક થયો છે, તો પછી શામાટે તમે વિલંબ કરો છો? "श्रेयांसि बहुविघ्नानि,

માંગલિક કાર્યોમાં બહુ વિઘ્નો આવી પડે છે," માટે આપને આકાર્ય જલદી કરી લેવું જોઈએ. તે સાંભળી રાજા બોલ્યો, હે પ્રિયે? આપણો જ્યેષ્ઠ પુત્ર **સુપ્રતિષ્ઠ** વિદ્યમાન છે, છતાં **સુરથને** યુવરાજ પદ આપવું ઉચિત ગણાય નહીં. ત્યારબાદ દેવીએ કહ્યું કે, જ્યેષ્ઠને સ્થાપન કરતાં કોણ ના પાડે છે? પરંતુ જો હું તમ્હારી પ્રિય સ્ત્રી હોઉ તો **સુરથ** ને યુવરાજ કરો. ત્યારે રાજાએ સ્પષ્ટ જણાવ્યું કે, હે સુલોચને? તું મ્હને સારી રીતે પ્રિય છે. પરંતુ સર્વે સામંત અને મહાત લોકો **સુપ્રતિષ્ઠની** ઉપર બહુ પ્રેમ ધરાવે છે માટે ત્હારા અને મ્હારા વિચારો કંઈ કામ આવે તેમ નથી વળી આ **સુપ્રતિષ્ઠ** બહુ શૂરવીર છે ત્હારા કહ્યા પ્રમાણે જો કરીએ તો કંઇપણ વિપરીત કર્યા શિવાય તે રહે નહીં. તેમજ તે પોતાનું અપમાન સમજી મ્હારૂં રાજ્ય પણ લઇ લે એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી.

**સુપ્રતિષ્ઠનું અપમાન.**

તે સાંભળી કિંચિત્ હાસ્ય કરી દેવી બોલી હે પ્રિયતમ! વાહ! આપનું પરાક્રમ તો આટલું જ કે? દૈવે આપને રાજ્યપદવી શા માટે આપી હશે? કિરાતવંશમા આપ જન્મ્યા હોત તો શું ખોટુ? છતા ઠીક છે, હવે આ અવસર આપને ચેતવાનો છે જેથી **સુપ્રતિષ્ઠ** પ્રતાપમાં બહુ પરાક્રમી છે. માટે તમે વેળાસર યુક્તિપૂર્વક એને પકડીને કારાગૃહ અથવા કાષ્ટગૃહને સ્વાધીન કરો પછી મ્હારા પુત્ર **સુરથને** યત્નપૂર્વક યુવરાજ પદે સ્થાપન કરો, અને મ્હારી સાથે આપ આનંદ

માનતા નિઃશંક થઇ સુખેથી રાજ્યપાલન કરો. આ પ્રમાણે **કનકવતી** રાણીનું વચન સાંભળી રાજા કંઇપણ પ્રત્યુત્તર આપ્યા શિવાય પોતાના સ્થાનમા ગયો. હે ધનદેવ! રાજા અને રાણીનુ આ સર્વ વૃત્તાંત ગુપ્ત રીતે ત્યાં રહેલી **સુભવિકા** નામે એક દાસીએ સાભળ્યું; અને તરતજ તેણીએ મ્હારી પાસે આવી તે સર્વ હકીકત મ્હને સવિસ્તર કહી સંભળાવી. તે સાંભળી મ્હારા હૃદયમાં એવો સંકલ્પ થયો કે, દેવીના કહેવાથી મ્હારા પિતા શું આ પ્રમાણે કરશે? અથવા સ્ત્રીઓના સ્વાધીન થયેલા પુરૂષો પૂર્વના સ્નેહને ગણુતા નથી. તેમજ નીતિ, લોકાપવાદ અને ભાવી આપત્તિઓને પણ ગણુતા નથી માટે જ્યાસુધી દેવીના કહેવાથી મ્હારા પિતા કંઇપણ અનર્થ ન કરે, તે પહેલાં તેમને સ્વર્ગસ્થ કરી હું પોતે જ રાજ્યને સ્વાધીન કરૂં. અથવા હું વિવેકી થઈ, આવું અકૃત્ય કરવું મ્હને ઉચિત નથી. પરતુ પિતાને બાંધીને બંદીખાને નાખવા તે ઠીક છે, કિંવા **સુરથ** સહિત **કનકવતીને** યમરાજાના મુખમાં પહોંચાડી દઉં, અથવા તે બન્નેને કારાગૃહમાં બાંધીને દેહાંત શિક્ષા કરૂં, અગર મ્હારે આવો વિચાર શા માટે કરવો? પ્રથમ જોઈએતો ખરા! પિતા શુ કરે છે? પાણી દેખ્યા શિવાય પગરખાં ઉતારવાં નકામાં છે. ત્યારબાદ તે રાજા પ્રતિદિવસ રાણીના કહેવાથી મ્હારી ઉપર મદ સ્નેહવાળો થઇ ગયો કારણ કે, કર્ણવિષ એ એક મહાવિષ ગણાય છે. અર્થાત્ કાનમાં કહેલી ગુપ્ત વાર્તા અન્ય વિષથકી પણ મહા અનર્થ જનક થાય છે પછી એક દિવસ રાજાએ સાહસ બુદ્ધિથી કંઇપણ નિમિત્ત મૂકી મ્હારી પાસેથી હજાર ગામ પોતે ખૂંચી લઇ એક નાનું ગામડુ મ્હને આપ્યું

સુપ્રતિષ્ઠનોક્રોધ.

તે સમયે મ્હને બહુ ક્રોધ ચડી આવ્યો, જેથી મ્હેં બહુ દુરાચાર ચિંતવ્યો કે, આ પિતાને મારીને રાજ્ય હું લઇ લઉં. બીજા મ્હારે સંકલ્પ વિકલ્પની કંઇ જરૂર નથી. અથવા મ્હારા વંશમાં કોઇ પણ પ્રાચીન પુરૂષોએ આવુ પાપ કર્યું નથી. તો અસાર એવા રાજ્યને માટે હું અકૃત્ય કેવી રીતે કરૂં ! અહો ! સ્ત્રીના વચન વડે ક્રોધાંધ બની આ પિતા અન્યાય કરે છે, તો તે સુખેથી કરો. પરંતુ હું વિવેકી થઇ મ્હારે આ અકૃત્ય કરવુ યોગ્ય નથી. વળી દુઃસહ એવું પિતાનું અપમાન કરવું તે શું હાલમાં મ્હને ઉચિત ગણાય ? તેમજ વળી મ્હારે આત્મવધ કરવો તે પણ યોગ્ય નથી. કારણ કે, जीवन्नरो भद्रशतानि पश्येत.

અર્થ—જે પુરૂષ જીવતો હોય છે, તે સેકડો શુભ કાર્યનો ભોક્તા થાય છે. વળી—आत्मघाती महापापी—જે આત્મઘાત કરે છે તે મહાપાપી ગણાય છે. માટે એવા અધર્મના વિચારોમાં પડવુ ઉચિત નથી. પરંતુ દેશનો ત્યાગ કરી વિદેશ જવું એજ સારામા સારો ઉપાય છે. માટે દેશાંતર જઇ કોઇ રાજાની સેવા કરવી, તે ઠીક છે, અરે ? તે કાર્ય પણ મ્હને ઉચિત નથી કારણકે, લોકમા સેવા એ મ્હોટું અપમાન ગણાય છે. સુગ્રીવરાજાનો પુત્ર યુવરાજ થઇ મ્હોટી સમૃદ્ધિ ભોગવતો હતો, તે હાલમા વળી દાસની માફક પોતાના ભૃત્યોની સેવા કરવા કેમ રહ્યો છે ? વિગેરે વિવેચન કરવામાં કટિબદ્ધ થયેલા લોકોની દૃષ્ટિગોચર અપવાદને સહન કરતો હું શત્રુઓના ગૃહોની અંદર કેવી રીતે પરિભ્રમણ કરીશ ? માટે એમ નહિં

કરતાં કેટલાક પોતાના પુરૂષોને સાથે લઇ અન્યની સેવા કર્યા શિવાય કોઇ પણ નજીકના દેશમા જઇ હું નિવાસ કરૂં. વળી જ્યાંસુધી આ પિતા જીવે ત્યાં સુધી આ વિચાર ઠીક છે. એમના મરણ પછી જેમ યોગ્ય લાગશે તેમ કરવાને હું સ્વતત્ર છુ હાલમા તે સબધી ચિંતા કરવાની કંઈ પણ જરૂર નથી.

સિંહગુહાપલ્લી. એમ હૃદય સાથે નિશ્ચય કરી કેટલાક પરિજનને સાથે લઈ સામત, મત્રી, નગરના મુખ્ય નાયકો અને રાજા વિગેરે કોઇ ન જાણે તેવી રીતે નગરમાથી હુ બહાર નીકળ્યો. ત્યાર બાદ અનુક્રમે સિહગુહાનામે આ પલ્લીમાં હુ આવી પહોંચ્યો, રહેવાને લાયક એવો આ પ્રદેશ જોઈ અહીંયાજ મ્હે નિવાસ કર્યો પછી જેમ જેમ મ્હારી પ્રસિદ્ધિ થતી ગઈ, તેમ તેમ કેટલાક ભિલ્લો મ્હને મળતા ગયા. એમ કરતાં કેટલોક સમય વ્યતીત થયો, એટલે મ્હારી પાસે અનેક ભિલ્લોની વસ્તિ જામી ગઇ, પરતુ તેમનું કામ તો ઘણુંજ નિર્દય છે. જેને તેને લુંટવાનો જ તેઓ ધધો કરે છે. છતા તે લોકો મ્હારા તાબામા વસવા લાગ્યા આ સઘળા પરિવારને લઇ હાલમા હુ અહીં પલ્લીપતિ થયો છું. હે પરોપકારી ? તમોએ જે પૂછ્યું કે, પાપિષ્ઠ લોકોને વસવાલાયક આ પલ્લીમાં તમ્હારા સરખા ઉત્તમ પુરૂષોને રહેવાનું શું કારણ ? તેનો જવાબ મ્હેં સક્ષેપમાં તમને કહ્યો; વળી હે ધનદેવ ? બહુ સ્નેહને લીધે આપની આગળ આ સર્વ ગુપ્ત વૃત્તાંત પણ મ્હેં જણાવ્યું.

તે સાંભળી ચકિત થઈ ધનદેવ બોલ્યો, અહો ! પિતા પણ પુત્રોનું આવુ અપમાન કરે છે !

ધનદેવ. સંસાર વાસને ધિક્કાર છે. આ સંસારમાં જે માણુસ કાર્યને લીધે મિત્રની માફક બહુ પ્રિય થઇ પડે છે, તેનો તે જ માણસ કોઇ કાર્યને લીધે શત્રુની માફક દ્વેષ્યપણ થઇ પડે છે, વસ્તુતઃ ખરૂં જોતા આ લોકની અંદર મિત્ર કે શત્રુ કોઈ પણ છે નહી. માતા અને પિતા પણ આ દુનીયામા કથન માત્ર છે. દરેક સંબંધીઓ પણ કાર્યવશથી મળી આવે છે, કાર્ય સર્યું એટલે " यूय यूयं वयं वयं " અમે અને તમે કોણ? એવી આ સંસારની પરિસ્થિતિ જોવામા આવે છે. પિતાના તરફથી પોતાના મનોરથ સિદ્ધ થાય એટલે તે પુત્ર વિનયવંત છતાં પણ પિતાને વૈરી સમાન થઇ પડે છે. આવા સંસાર વાસને ધિક્કાર છે વળી હે કુમાર ? તું જ મહાત્મા છે. શાંતિનો ખરો લાભ ત્હેંજ મેળવ્યો છે. આ દુનીયામાં ખરો વિવેકી પણ તું જ ગણાય અને ત્હારાજ લીધે આ પૃથ્વી વિભૂષિત ગણાય છે. કારણ કે, સામર્થ્ય છતાપણ પોતાના પિતાએ કરેલા અપમાનને સહન કરી પોતાના સદાચારમાં રહી કંઇ પણ વિપરીત કાર્ય નહીં કરતા ત્હે દેશ ત્યાગ કર્યો, વિગેરે નવનવી વાર્તાઓના વિસ્તારમાં આસક્ત થયેલા તેઓ બંનેનો પરસ્પર સ્નેહભાવ બહુ વધી ગયો અને ક્ષણની માફક તેમના સમાગમમાં પાંચ સાત દિવસ ચાલ્યા ગયા. તેટલામા સર્વ સાર્થનો વિચાર થયો કે, હવે આપણે બહુ દિવસ થયા માટે દેશમાં જવું જોઇએ.

એ વિચાર ધનદેવના સાંભળવામાં આવ્યો અને

**સ્વદેશપ્રયાણ.**

**ધનદેવ** પણ સમજ્યો કે ઘણા દિવસ થયા અને પોતાનું કામ પણ પૂર્ણ થયું, એટલે દેશમાં જવાને સર્વ લોકો ઉત્સુક થાય એ સ્વાભાવિક છે એમ વિચાર કરી **ધનદેવ, સુપ્રતિષ્ઠને** પ્રયાણ માટે પૂછવા લાગ્યો, હે મહાશય ! તમ્હારો વિયોગ અમ્હારા હૃદયમા શલ્યની માફક બહુ દુઃસહ છે. પરંતુ આ સાર્થના લોકો દેશમાં જવા બહુ ઉત્કંઠિત થયા છે. માટે હે કુમાર! મ્હારે હવે એક તરફ નદી અને બીજી તરફ વાઘ એ ન્યાય આવી પડયો છે એટલાજ માટે સત્પુરૂષો સજ્જનોના સમાગમને ઇચ્છતા નથી. કારણ કે, વિયોગરૂપી દુઃખથી પીડાયેલા હૃદયની શુદ્ધિ માટે અન્ય કોઇ ઔષધ મળતું નથી. જો કે આવું વચન બોલતા મ્હારી જીહ્વા ઉપડી શક્તી નથી. તો પણ કહેવું પડે છે કે, આપ રજા આપો તો અમે હવે અમારા દેશમાં ચાલ્યા જઇએ. તે સાંભળી ક્ષણમાત્ર કંઇક વિચાર કરી મ્હોટો નિઃશ્વાસ મૂકી **સુપ્રતિષ્ઠ** રાજા શોકાતુર થઇ બોલ્યો કે, અમ્હારા સરખા ને ત્યાં આપ સરખા સજ્જનો પધાર્યા છતા આવા સ્થાનમાં અમે આવી પડયા છીએ તો આપનો સત્કાર અમે શો કરી શકીએ ? તો પણ મ્હારે આપને એટલું કહેવાનું છે કે, મ્હારી પ્રાર્થનાનો આપ ભંગ કરશો નહી. કારણ કે, સત્પુરૂષો પર પ્રાર્થના સ્વીકારવામાં હંમેશાં પ્રીતિવાળા હોય છે.

**દીવ્યમણિ.**

ત્યારબાદ ચારે તરફ પ્રસરતા શુદ્ધ કિરણોના સમૂહ વડે દશ દિશાઓના પ્રદેશ જેણે દીપાવ્યા છે એવા અનેક ગુણોના સ્થાનભૂત એક અમૂલ્ય મણિ લાવી

તેણે ધનદેવની પાસે મૂક્યો. બાદ અનેક લક્ષણોથી સૂચિત એવા તે નિર્મળ મણિ રત્નને જોઇ વિકસ્વર થયા છે નેત્રો જેનાં એવો તે ધનદેવ બોલ્યો કે, હે મહાનુભાવ ! આવા ઉત્તમ માણુઓનો આ મનુષ્ય ક્ષેત્રમાં સંભવ હોતો નથી. પરંતુ જો સુરલોકમાં હોય તો તે ના કહી શકાય નહીં; પણ અન્યક્ષેત્રમાં તો હોયજ નહી એ પ્રમાણે નિશ્ચય છે, તો પણ મ્હારા હૃદયમાં આશ્ચર્ય થયા કરે છે, માટે ખરી વાત તું મ્હને કહે કે આ દીવ્ય મણિની પ્રાપ્તિ ત્હને ક્યાંથી થઇ છે ?

સુપ્રતિષ્ઠ બોલ્યો હે ભદ્ર ! તમ્હારો જે નિશ્ચય છે તે બરોબર છે. મનુષ્યક્ષેત્રમા આ મણિનો સર્વથા અસંભવ છે, પરંતુ સુરલોકમાં ઉત્પન્ન થયેલો આ મણિ છે અને જેવી રીતે આ મણિ મ્હને પ્રાપ્ત થયો છે; તે હકીકત સાંભળવાને માટે આપને જો કૌતુક હોય તો એકાગ્ર મનથી આપ શ્રવણ કરો.

**વનપ્રવેશ**

પ્રથમ હું એક દિવસ પ્રભાતકાળમાં ધનુષબાણ ધારણ કરી કેટલાક પોતાના પરિજન-સહિત મૃગયા માટે ઉત્તર દિશા તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં લગભગ એક ગાઉ અમે ચાલી નીકળ્યા તેવામા ત્યાં ઘણા પાંદડાઓની ઘટાવાળા તરૂવરોથી વ્યાપેલી એક વનસ્થળી આવી જેની અંદર અમે પ્રવેશ કર્યો. તેવામાં આકાશની અંદર ગદ્ગદ્ કંઠે રૂદન કરતી એવી કોઇક સ્રીનો ભારે દુઃખને સૂચવનાર, દુઃસહ અને કરૂણ શબ્દ અમારા સાંભળવામાં

આવ્યો કે હા ! પ્રિયતમ ! મ્હારા માટે આપ આવી ભારે આપત્તિને શા માટે પામ્યા ? હા આર્યપુત્ર ! હાલમાં તમ્હારા વિરહને લીધે નક્કી હવે હું જીવવાની નથી. ત્યાર-બાદ તરતજ કોઇક દુષ્ટ હક્કારવ કરી અતિ નિષ્ઠુર વચન બોલ્યો, હે પ્રમદે ! હવે તું મ્હારા સ્વાધીન થઈ છે. આ સમયે ત્હારો નિવારક કોણ થાય તેમ છે ? તે સાંભળી મ્હારા હૃદયમાં કૌતુક થયુ. અને બે ત્રણ ડગલાં આગળ હું ચાલ્યો તેટલામા એક વન નિકુંજમા અદૃશ્યમાન કોઇક પુરૂષનો મહા દુઃખને સૂચવનાર મંદ મંદ વેદનાનો શબ્દ મ્હારા સાંભળવામા આવ્યો.

**દિવ્યપુરૂષ**

તેથી અમને વધારે આશ્ચર્ય લાગ્યું; પછી હું તેની શોધમાં તે તરફ ચાલ્યો. આગળ જતાં શાખાપ્રશાખાઓ વડે બહુ વિસ્તારવાળો, સરળ અને ઘણો ઉંચો એક શાલ્મલી વૃક્ષ મ્હારા જોવામાં આવ્યો તેની નીચે માત્ર દર્શનવડે અત્યંત ભયને ઉત્પન્ન કરતા, અગ્નિસમાન નેત્રોની કાંતિને ધારણ કરતા, શ્યામ શરીરથી ઉત્પન્ન થયેલી અતિશય કાંતિ વડે આકાશને પૂર્ણ કરતા, નિર્મળ મણિઓની ઉછળતી કાંતિને લીધે પ્રકાશિત મુખવાળા, બહુ રોષને લીધે પ્રસારેલી વિશાળ ફણાઓ વડે ઘોર ભયંકર સ્વરૂપવાળા, અત્યંત લાંબી અને ચંચળ સહસ્ર જીહ્વાઓના સંચાર વડે દુઃસહ ભીતિને પ્રગટ કરતા, અસા-ધારણ ક્રોધના આવેશથી ફુંફાડા મારતા એવા અનેક સર્પો વડે ચારે તરફ વીંટાયેલો એક દિવ્ય પુરૂષ મ્હારી નજરે પડયો. અતિ દુઃસહ વેદનાને લીધે વારંવાર મંદ સ્વરે

હુંકારા કરતો અને કંઠ સુધી સર્પોથી વેષ્ટિત તે પુરૂષને જોઇ હું બોલ્યો. અરે ! આવા ભવ્ય પુરૂષને અસહ્ય અને આવું અકથ્ય દુઃખ આપતાં દુષ્ટ દૈવને કંઈપણ વિચાર નહીં આવ્યો? અરે! વિચાર વિનાના આ દુર્દૈવના કર્ત્તવ્યને ધિક્કાર છે વિગેરે હું વિલાપ કરતો હતો તેટલામાં તેણે મ્હને કહ્યું કે, ભાઇ! આ ત્હારા વિલાપ વડે સર્યું, પ્રથમ તું મ્હારૂં એક વચન સાંભળ

**દીવ્યમણિપ્રભાવ**

મ્હારા મસ્તકમાં બાંધેલો મહા તેજસ્વી, સર્પોના સમુદાયને દૂર કરનાર અને અન્ય મણિઓમાં ઉત્તમ ખ્યાતિ પામેલો એવો આ એક દીવ્યમણિ છે. જેના પ્રભાવથી આ સર્પો દંશ કરવાને બહુ આતુર છે છતાં પણ તેઓ દંશ કરવા શક્તિમાન્ થતા નથી.તેમજ પ્રચંડ વિષવાળા એવા આ સર્પો પણ બદ્ધમુખની માફક પોતાનું કાર્ય કરવા નિરૂપાય છે. માટે તે ઉત્તમ મણિ લઈને ત્હેને તું પાણીમાં નાખ અને તે જળવડે મ્હારા અંગે લાગેલા સર્વ સર્પોને સિંચન કર ત્યારબાદ મ્હેં તેનું વચન માન્ય કરી, તેના કહ્યા પ્રમાણે આદરપૂર્વક સર્વ કાર્ય કર્યું. પછી તે મણિનું પાણી લઈ તે સર્પોને છાંટયુ કે તરતજ તેઓ એકદમ નાસવાલાગ્યા, વળી ફરીથી પાણી છાંટયું કે તરતજ તેઓસર્વે તીક્ષ્ણઅગ્નિનીજ્વાલાઓથી બહુ તપી ગયેલા મેણના પીંડની માફક વિલય પામી ગયા ત્યારબાદ તે દિવ્ય પુરૂષની સમગ્ર વેદના દૂર થઇ, એટલે તે ઉઠીને શીતલ તરૂવરની છાયામાં બેઠો થયો અને મ્હારા પુરૂષોએ પ્રથમથી જ તૈયાર કરેલી અને

નવાંકુરથી આચ્છાદિત શય્યા ઉપર તે આરૂઢ થયો. પછી તે પુરૂષે પ્રથમ મ્હને પૂછ્યુ કે, હે મહાશય! તમે ક્યાંથી આવ્યા? આપનું નામ શું? કયા વિશુદ્ધ કુલમાં આપનો જન્મ છે? વળી આપના પિતાનુ નામ શું? હે **ધનદેવ**! આ પ્રમાણે મ્હને જ્યારે તેણે પૂછયું ત્યારે મ્હેં આપને જે મ્હારી પ્રવૃત્તિ પ્રથમ કહી હતી, તે સર્વ હકીકત તેને મ્હે કહી સભળાવી. શ્રી ધનેશ્વર મુનિએ રચેલી સુબોધ ગાથાઓના સમૂહવડે મનોહર–રાગરૂપી અગ્નિ અને દ્વેષરૂપી વિષને સહારવામા જલ અને મત્રસમાન સુરસુંદરી નામે આ કથાને વિષે વિદ્યાધરમોચન નામે આ બીજો પરિચ્છેદ સમાપ્ત થયો

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुदरीचरित्र-
स्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादेविद्याधरमोचननाम-
द्वितीयपरिच्छेद. समाप्त.



## अथतृतीयपरिच्छेद.

ઘોરઆપત્તિ.

ત્યાર બાદ મ્હેં પણ તેને પૂછ્યું કે, હે ભદ્ર ? આવી ઘોર આપત્તિમાં ત્હને કોણે નાખ્યો છે ! તેમજ આનુ કંઇ પણ કારણ હોવુ જોઇએ ? વૃથા આવું કામ કોઇ પણ કરે નહી. આ પ્રમાણે મ્હારૂં વચન સાભળી તે બહુ શોક પૂર્વક અતિ લાંબો નિઃશ્વાસ મૂકી હૃદયની અંદર દુઃખ ગર્ભિત અશ્રુજલ વર્ષાવતો તે દિવ્ય પુરૂષ બોલ્યો, ભાઇ ? આ સંસારમાં રાગથી વિમોહિત થયેલા અને વિના વિચારે કાર્યમાં પ્રવૃત્ત થનારા જીવોને આપત્તિઓ બહુ સુલભ હોય છે. હે ભદ્ર ? વળી સંસારસાગરમાં પરિભ્રમણ કરતા અને ઇંદ્રિય વર્ગને સ્વાધીન થયેલા જીવોને દુઃખ સંબંધી પ્રશ્નજ કરવો નહી, તેમજ પૂર્વે કરેલા કર્મના દોષથી પ્રાણિઓને સર્વ દુઃખો આવી પડે છે અપરાધ અને ગુન્હોમાં અન્ય તો નિમિત્ત માત્ર ગણાય છે વસ્તુતઃ મનુષ્ય માત્રને સુખ કે દુઃખ આપવા અન્ય કોઇ શક્તિમાન્ નથી, કિંતુ પૂર્વે કરેલું કર્મજ સર્વેને સુખદુઃખ આપવામાં સમર્થ થાય છે. ત્યારબાદ મ્હેં કહ્યું કે, હે ભદ્ર ? એ વાત સત્ય છે એમાં કંઇપણ સંદેહ નથી. પરંતુ એ વાતમા વિશેષ કારણ જાણવાની મ્હારી ઇચ્છા છે. તે સાંભળી દિવ્ય પુરૂષ બોલ્યો હે સુંદર ! જો ત્હારો આ પ્રમાણે ચોક્કસ આગ્રહ હોય તો હું કહુ છું તે તું એકાગ્ર મન કરી શ્રવણ કર.

**વૈતાઢ્યવર્ણન**

ભરત ક્ષેત્રમાં વિખ્યાતિને ધારણ કરતો, વિદ્યાધરોના સમૂહ જેમાં નિરંતર વાસ કરે છે, દસે દિશાઓમાં કાંતિને પ્રસારતો, ઉન્નત આકાશને સ્પર્શ કરતો જાણે રૂપાનો ઢગલો હોય ને શું ? તેમ દેખાવ આપતો, ઝરઝર ઝરતા ઝરણાઓના હુંકારોના પ્રચંડ શબ્દો વડે દિગંતોને બધિર કરતો, પુષ્પરસમાં લંપટ બનેલા ભ્રમરાઓના સમૂહ વડે વનભૂમિને શોભાવતો, દરેક દિશાઓમાં વહેતી એવી નદીઓના ઉછળતા જલના શબ્દો જેની અંદર હમેશાં શ્રવણગોચર થયા કરે છે, દરેક સ્થળે વિદ્યાધરોનાં મ્હોટાં નગરોની પંક્તિઓ જેમાં શોભી રહી છે, વળી જેના એકાંત ભાગોમાં વિદ્યા સાધવા માટે અનેક વિદ્યાધરો સાવધાન થઇ ધ્યાન ધરે છે, તેમજ ઉત્તમ સિદ્ધાલયોવડે જેનાં શિખરો દીપી રહ્યાં છે, વળી દરેક તે સિદ્ધાલયોમાં શ્રીજિનેંદ્ર ભગવાનની ભવ્ય આકૃતિમય મૂર્ત્તિઓ સ્થાપન કરેલી છે, વળી તે મૂર્ત્તિઓના પૂજન માટે અનેક પ્રકારના દેવોનાં મંડલો ત્યાં આવ્યા કરે છે, તેથી જેની અંદર દરેક વનમાં કદળીઓ (કેળો) ના મંડપો સ્વભાવિક રહેલા છે, તેઓની સ્વચ્છ અને સુગંધિત હવામાં હમેશાં મધ્યાન્હ સમયે પોતાની સ્ત્રીઓ સાથે વિદ્યાધરો નિવાસ કરે છે અને બહુ પ્રકારનાં સંગીત ચલાવે છે, દરેક સ્થાનમાં ચારણમુનિઓ પોતાની મધુર વાણીવડે ધર્મદેશનાઓ પ્રારંભીને સેંકડો પ્રાણીઓને પ્રતિબોધ આપ્યા કરે છે, વળી જેણે પૂર્વ અને પશ્ચિમ સમુદ્રમાં પ્રવેશ કર્યો છે, તેમજ જેણે મધ્યભાગમાંરહીને પિશુનની માફક ભરત ક્ષેત્રના બે વિભાગ કર્યા છે, વળી બહુ વિશાલ દક્ષિણ

અને ઉત્તર નામે બન્ને શ્રેણીઓના વિભાગ વડે સુશોભિત અને સર્વ સમૃદ્ધિઓનો નિવાસભૂત એવો વૈતાઢ્ય નામે પર્વત છે.

**પવનગતિવિદ્યાધર.**

તેની દક્ષિણ શ્રેણીમાં વિદ્યાધરોના પરિવારથી પરિપૂર્ણ, અંદર ભ્રમણ કરતી અનેક અપ્સરાઓનાં ઝાંઝરના ઝણકારનાદથી વાચાલિત, વળી ઉન્નત મકરાકાર તોરણોવડે ઉત્તમ પ્રકારે શોભાયમાન છે સુંદર દ્વાર પ્રદેશ જેમના, એવાં અનેક મંદિરોથી નિરંતર અપુર્વ શોભાને પ્રગટ કરતું, અને ત્રણ લોકની સમગ્ર લક્ષ્મીનુ મુખ્ય સ્થાનભૂત **રત્નસંચય** નામે નગર છે. જેની અંદર સમસ્ત નગરોના ગુણો નિવાસ કરે છે. વળી જે નગર હંમેશાં નરનારીઓના સમુદાયને આનંદ આપે છે તેમજ જે નગરમા બહુ પ્રકારના સેંકડો તથા હજારો વિદ્યાધરો નિવાસ કરે છે એવા તે નગરમાં સર્વ ગુણોનો આધારભૂત **પવનગતિ**નામે વિદ્યાધરેંદ્ર રહે છે. તેમજ વિજ્ઞાન અને વિનયમાં પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમાળ સ્વભાવવાળી અને પોતાના સ્વાભાવિક સૌરભ્યવડે બકુલના સુગંધને તિરસ્કાર કરતી **બકુલવતી** નામે તેની ભાર્યા છે.

**ચિત્રવેગનોજન્મ.**

તેણીની સાથે વિષયસુખ અનુભવતાં તે પવનગતિને કેટલોક સમય વ્યતીત થતાં હું એકજ પુત્ર થયો. માતા અને પિતા મ્હને જોઇ બહુ આનંદ પામવા લાગ્યાં. કારણ કે, મ્હારો જન્મ એ એમને એક નવાઈ જેવું હતું. જેથી બહુ હર્ષને લીધે મારા પિતાએ મ્હારા જન્મ દિવસે નાગરિક

લોકોને આશ્ચર્યજનક એવી વધામણીઓ કરાવી. અનુક્રમે મ્હારા જન્મને બાર દિવસ થયા બાદ, મ્હારાં માતા પિતાએ બહુ આનંદપૂર્વક **ચિત્રવેગ** એવુ મ્હારૂં નામ પાડ્યું. અનુક્રમે બાલચંદ્રની માફક હુ માતપિતાના મનોરથ સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. બાદ પિતાએ કેટલાંક વર્ષો વ્યતીત થએ છતે યોગ્ય જાણી શુભ તિથિ નક્ષત્ર જોઇ સારા મુહૂર્તમાં વિધ્યાભ્યાસ માટે મ્હને મહાન્ બુદ્ધિશાળી કલાચાર્યની પાસે મૂક્યો પછી હુ નિરંતર વિધ્યાભ્યાસમાંજ ઉધુકત થયો સમયોચિત ઉપાધ્યાયના પ્રભાવ વડે તેમજ પોતાની બુદ્ધિના સામર્થ્ય વડે સમસ્ત કલાઓ હું શિખી ગયો. અહો! તીવ્ર બુદ્ધિમાનને અસાધ્ય શું છે ? ત્યારબાદ પોતાના કુલક્રમથી પ્રાપ્ત થયેલી **નભોગામિની** વિગેરે વિધ્યાઓ મ્હારા પિતાએ મ્હને આપી તે પણ વિધિ પ્રમાણે મ્હેં સ્વિકારી બાદ અનુક્રમે કામ વિકારને પ્રગટકરનાર, પ્રમદા જનોના હૃદયને મોહ કરનાર અને ઉત્કટ શોભાને વધારનાર નવીન યૌવન દશાને હું અનુસરવા લાગ્યો

**મનહરઉદ્યાન.**

એક દિવસ હુ સમાન વયના મિત્રો સાથે ફરવા માટે અનેક તરૂખંડથી વિભૂષિત એવા મનહરનામે ઉદ્યાનમાં ગયો ત્યાં અમે અનેક પ્રકારની ક્રિડાઓનો પ્રારંભ કર્યો અને ક્ષણમાત્ર સમય વ્યતીત થયો. તેટલામાં ત્યાં આકાશની અંદર દિવ્ય વિમાનોની પંકિતઓ દેખાવા લાગી. તે જો હું બોલ્યો કે, રે ! રે ! આ દેવતાઓના સમૂહ દિવ્ય વિમાનોમાં બેસીને ક્યાં જાય છે ? જેમના કુંડલોનો પ્રકાશ કેટલો

દીપી રહ્યો છે ! જે કુંડલોનાં અમૂલ્ય મોતીઓના આભાસને લીધે જેમનાં ગંડ સ્થલ ગૌર શોભી રહ્યાં છે

કિંચિત્ હાસ્ય કરી ઉજ્વલ દાંતની કાંતિ વડે પ્રકાશ આપતો મ્હારો મિત્ર બંધુદત્ત

બંધુદત્ત. બોલ્યો. હે સુભગ ! સર્વ વૈતાઢયવાસી લોકોને આ બાબત તો સુપ્રસિદ્ધજ છે કે, અહીંયાં સિદ્ધાયતનો રહેલા છે અને ત્યા શ્રીતીર્થંકર ભગવાનની મૂર્તિઓને વંદન કરવા હમેશાં દેવતાઓ આવે છે. આ પ્રસિદ્ધ બાબતમા પ્રશ્નનો અવકાશજ કયા છે ! ત્યાર બાદ મ્હેં કહ્યું કે, હે મિત્ર ? ત્હારૂં કહેવું જો કે સત્ય છે, પરંતુ મ્હારો અભિપ્રાય પણ ધ્યાનમાં લેવા જેવો છે. દેવતાઓનો એક સાથે આટલો બધો મ્હોટો સમુદાય હમ્મેશાં આવા મ્હોટા ઉત્સવ વડે અહીં આવતો નથી અને આજે તો તેઓ બહુ વિમાનો સાથે અનેક રૂદ્ધિઓ સહિત મોટા હર્ષ વડે જતા દેખાય છે. તેથી મારે પુછવાની જરૂર પડી ક્ષણમાત્ર વિતર્ક પૂર્વક હૃદયમાં વિચાર કરી બંધુદત્ત બોલ્યો, હું સમજી ગયો. હે મિત્ર ! તારો પ્રશ્ન સત્ય છે, હાલમા સિદ્ધાલયોમાં યાત્રાઓનો પ્રારંભ થયો છે.

હે મિત્ર ! હાલમાં વસંતરૂતુ ચાલે છે અરે ! તું જોતો ખરો ? આ વસંતનો પ્રભાવ કેવો ખીલી

વસંતવર્ણન. રહ્યો છે ? જુઓ ? સુગંધિત આ મલયાચલનો પવન શીત અને મંદ ગુણથી કેવો પ્રસરી રહ્યો છે ? તેમજ નવીન પલ્લવોના સમાગમથી અપૂર્વ શોભાને વહન કરતા તરૂવરોથી વિરાજમાન આ

વિશાલ વન સમુદાય કેવી રમણીયતાને ધારણ કરે છે! વળી મંદ મંદ પ્રસરતા મલયાચલના પવન વડે દોલાયમાન ગાઢ પત્ર વાળી વિશાળ શાખાઓ વડે આ વૃક્ષોની ઘટાઓ વસંત રૂતુના આગમનથી બહુ હર્ષને લીધે જાણે નૃત્ય કરતી હોયને શું? તેમજ વસંતનુ આગમન જાણી બહુ પ્રફુલ્લ થયેલા તરૂવરો પુષ્પોના સુગંધથી ખેંચાયેલા ભમરાઓના ગુંજારવના ગંભીર નાદવડે ગાયન કરતા હોયને શું? પુષ્પોના પરાગથી પીળાશપણાને ધારણ કરતી અને પ્રફુલ્લ સુગંધમય પુષ્પરૂપી છે મુખ જેમનાં એવી વનશ્રેણીઓ વસંતમાસનું આગમન જાણી હાસ્ય કરતી હોયને શુ? વસંતના પ્રભાવને લીધે ગાઢ પત્રોથી સુશોભિત અને બહુ છાયા વાળા દરેક તરૂવરોને જોઇ અપમાન પામેલો પલાશ વૃક્ષ એકદમ જાણે શ્યામ મુખવાળો થઇ ગયો હોયને શુ? ભલે ફળના સમયે શ્યામ મુખે રહે પરંતુ પુષ્પોના સમયે પણ મુખ પર કાળાશ રાખે છે એમ જાણીને તે પલાશ વૃક્ષનો પાંદડાઓએ કૃપણની માફક એકદમ ત્યાગકર્યો. વળી બહુ અદ્‍ભુત એવી વનની સમૃદ્ધિ જોઇને પલાશની ડાળીઓએ પોતાનું મુખ સંકુચિત કરી નાખ્યું કારણ કે, અપત્ર એટલે કુપાત્ર અથવા પાદડા વિનાના એવા અન્ય લોકોપણપારકાની સમૃદ્ધિ જોઈ શકવા સમર્થ થતા નથી વળી વસંત માસને પામીને સર્વ પ્રકારે પીત અને લાલ બનેલા વનની અંદર કિંશુક—કેસુડાં રૂપી પિશાચો પ્રિયાના વિરહી એવા પથિક જનોને ભય આપવામાં બાકી રાખતા નથી. તેમજ વસંતની સહાય મેળવીને કામદેવ રૂપી લુબ્ધક નિર્દય પણે પથિક જનોની સ્ત્રીઓને જોઇને વિપત્તિઓ આપતો હોયને શું? વળી વનની અંદર

વિલાસ કરતી કોયલોના મધુર નાદવડે માંજર રૂપી મ્હોટી દંતપંક્તિને પ્રકટ કરી આમ્રવૃક્ષની ડાળીઓ જાણે હાસ્ય કરતી હોયને શું ? વસંતરૂપી લુબ્ધકે હણેલા પથિકોના સમૂહને જોઇને નમ્ર મુખ કરી લતાઓ કુસુમ રૂપી આંસુઓ વડે રૂદન કરતી હોય ને શું ? દરેક સ્થાનમાં પડેલાં ઘણાં કેસુડાંના મિષવડે, ગુંજારવ કરતા ભ્રમરાઓના મિસિ મિસિ એવા શબ્દ કરતી મ્હોટી ચિતાઓ પથિકોના મુડદાંને જાણે બાળતી હોયને શુ ? વળી જે વસંતમાસમા ઝરણાના કીનારા ઉપર રહેલા વૃક્ષો પવનથી હાલતા જલની અંદર ડુબી ગયેલી શાખાઓ રૂપી હસ્તવડે પાંથ લોકોને જલાંજલિ આપતા હો ને શુ ? તેમજ જથાબંધ દેખાતાં કિંશુકરૂપી કસુંબી વસ્ત્રોથી વિભૂષિત, ઉત્તમ મદનફલ જેણીએ બાંધેલું છે અને પાટલ કુસુમને ધારણ કરતી એવી વસંત લક્ષ્મી નવીન વધૂની માફક શોભે છે વસંતના મહિમાથી બુધ (બુધવાર=પંડિત) સહિત, કાવ્ય (શુક્ર) કવ્ય (માસ) માં પ્રીતિવાળા શૂર-સુભટની માફક સૂર્ય, મીન (માંસ=મીનરાશિ) ને ભોગવીને હાલમાં મેષ (ઘેટા=મેષરાશિ) તરફ ઉત્સાહ ધરાવે છે. માટે હે મિત્ર ? આવા વસંતના મહિમાને લીધે દરેક દિશાઓમાં કોકિલાઓ કલરવ કરી રહી છે. તેમજ દરેક ઉદ્યાનોમા વિશેષ ગીત વાદ્યોના મધુર ધ્વનિ વિસ્તરી રહ્યા છે. કામુક જનો ઇચ્છા મુજબ નવા નવા વિલાસો કરે છે. તરૂણ પ્રમદાઓ યૌવનના મદમાં આંદોલન કરી રહી છે. પટહના ધ્વનિ બહુ વિસ્તારથી સંભળાય છે. તેમજ તરૂણ પુરૂષો મદ્યપાનમાં આસકત બની પ્રિયાઓને આનંદ આપે છે. પોતાના પતિ જેમને સ્વાધીન હોય છે એવી સ્રીઓને

અતિપ્રિય એવા આ વસંત સમયમાં ધર્મિષ્ઠલોકો યાત્રાઓ કરે છે. માટે આ **વૈતાઢ્યગિરિના** સિદ્ધાલયોમા શ્રીજીનેંદ્ર-ભગવાનની ભકિત માટે બહુ ઉત્સાહપૂર્વક આ દેવતાઓ આવ્યા છે. તે સાભળી મ્હે કહ્યુ કે, હે મિત્ર ? જો એમ હોયતો ચાલો આપણે પણ તે સિદ્ધાલયોમાં શાશ્વત એવી શ્રીસર્વજ્ઞ ભગવાનની પ્રતિમાઓને ભકિતપૂર્વક વંદન કરી પોતાના મનુષ્ય ભવને સફલ કરીએ અને વિવિધ વિદ્યાધરો વડે કરાતી એવી ઉત્તમ શ્રીજીનયાત્રાને પણ જોઇએ ?

**જીનયાત્રા**

ત્યારબાદ સર્વમિત્રોએ પણ ખુશી થઇ કહ્યું કે, ત્હારૂં કહેવુ સત્ય છે આપણે પણ આ યાત્રા કરવી ઉચિત છે, આત્મસાધન શિવાય આ જગતમાં સારવસ્તુ અન્ય કંઇ છે જ નહિ આ ઉત્તમ પ્રકારનો મનુષ્ય ભવ પામી શામાટે આપણે ધર્મકાર્યમાં પ્રમાદ કરવો ? એમ અમ્હારો પરસ્પર વાર્તાપ્રસંગ ચાલતો હતો, તેવામા મ્હારી ધાવમાતાનો પુત્ર **બલ** નામનો અમ્હારી પાસે આવ્યો અને તેણે કહ્યુ કે, હે **ચિંત્રવેગ** ? તમ્હારા પિતાએ મ્હને મોકલ્યો છે અને વિશેષમાં કહ્યું છે કે, **રત્નસંચય** નગરમા રહેનારા સર્વ વિદ્યાધર લોકો નજીકમાં રહેલા સિદ્ધાલયોમાં શ્રીજીનેંદ્રની યાત્રા માટે સ્નાન-પૂર્વક ચંદનાદિકનો લેપ કરી ઉત્તમ વસ્ત્ર પહેરી અમૂલ્ય શણગાર સજી મ્હોટી રૂદ્ધિ સાથે તૈયાર થયા છે. તેમની સાથે અમે પણ ચાલવાની તૈયારીમાં છીએ માટે જલદી તું અહીં આવ જેથી આપણે પણ સ્નાનાદિક કાર્ય કરી તેઓની સાથે ચાલ્યા જઇએ. આ પ્રમાણે બલનું વચન

સાંભળી હું પોતાને ઘેર પોતાના પિતા પાસે આવ્યો. અને મ્હારા તે સર્વે મિત્રો પણ પોત પોતાને ઘેર ગયા પછી પવનગતિ નામે મ્હારા પિતાની સાથે સ્નાનાદિક વિધિ કરી. તેમજ તે સમયને ઉચિત એવી ધૂપ પુષ્પાદિક સર્વ સામગ્રી લઇ, નાગરિક જનોની સાથે ખઞ્જનાસરખા શ્યામ એવા ગગન મંડળને ઉદ્દેશી હું ચાલવા લાગ્યો.

જીનમંદિર

ચાલતાં ચાલતા અનુક્રમે શ્રી સર્વજ્ઞભગવાનનું મનોહર મંદિર અમારી દૃષ્ટિગોચર થયું. તે મંદિર ચાલતા એવા સુકોમલ પવનના લીધે મંદ મંદ હાલતી પતાકાઓ વડે દૂરથી આવતા દરેક લોકોને આવકારની સંજ્ઞા બતાવતું હોયને શું ? વળી દુંદુભિ, મૃદંગ, મર્દલ; અને ભેરી આદિક વાજીંત્રોના નાદ વડે શ્રીજીનેન્દ્રની યાત્રાના સમયે લોકોને નિમંત્રણ કરતુ હોય ને શું ? એવા તે મંદિરની અંદર અનુક્રમે અમે પ્રાપ્ત થયા. જેની દરેક દિશાઓમા અપ્સરાઓના સમૂહ નૃત્ય કરે છે, મનોહર ગીતના ધ્વનિ વડે ભવ્યજનોનાં હૃદય અનહદ આનંદને અનુભવે છે નાના પ્રકારના સુંદર વસ્ત્રના ચંદ્રવાઓ સર્વત્ર શોભી રહ્યા છે, જેની આકૃતિ અતિ મનોહર દીપિ રહી છે. તેમજ વળી જેની અંદર ઘણા પુષ્પહાર રચેલા છે, તેમજ વિચિત્ર ટીપકીઓ દરેક સ્થલે લંબાયમાન હારબંધ ગોઠવવામા આવેલી છે. તેમજ નીચે ઉપર અમૂલ્ય અને વિશાલ ચંદ્રવાવડે વિભૂષિત છે ચોકિનો વિભાગ જેનો અને પુષ્પના ગુંથેલાં ઉતમ તોરણો થી શોભાયમાન છે મધ્ય ભાગ જેનો એવા શ્રીજીનેન્દ્ર ભગ-

ગવાનના દિવ્ય ભવનને જોઇ અમારા આનંદની સીમા રહી નહીં. તેમજ તેના દ્વાર ભાગમાં નિર્મળ જળથી ભરેલી વાવની અંદરપાદ પ્રક્ષાલન કરી મારા મિત્રો સહિત હું શ્રીજીનમંદિરના દ્વાર આગળગયો ત્યાં આગળ પુષ્પહારોની છાબડીઓ લઈ માલણોનાં ટોળા બેઠાં હતા. તેઓ અમોને જોઇ એકદમ ઉભી થઇ પછી પ્રેમપૂર્વક અમોને આપવા માટે સુગંધિત પુષ્પો લઇ તેઓએ હાથ લંબાવ્યા. અમે સર્વે તેઓની પાસેથી પૂજન માટે પુષ્પ લઈ વિધિપૂર્વક અંદર ગયા અને શ્રી જીનેશ્વર ભગવાનના બિંબોની પૂજા કરી બાદ વિધિ પ્રમાણે ચૈત્યવંદન કરી મિત્રોસહિત હું મંદિરમાંથી બહાર નિકળ્યો. ત્યાં બહારની વિશાલ ભૂમિમા વિદ્યાધર લોકોની મંડળીઓ બેઠી હતી. ત્યાં કેટલીક વાર અમે બેઠા. બાદ શાંતિ સ્નાત્ર પૂર્ણ થયું એટલે અમો ત્યાંથી ઉભા થયા, અને પરસ્પર એકબીજાને કૌતુક બતાવતા મિત્રો સાથે હું ઇચ્છા-મુજબ ચારે તરફ ફરવા લાગ્યો કોઇક ઠેકાણે વિવિધ પ્રકારનું નૃત્ય કરતી અપ્સરાઓના સમૂહને હું જોવા લાગ્યો. કોઈ સ્થળે શ્રી સર્વજ્ઞ ભગવાનના ચરિત્રને વર્ણન કરતા કવી-દ્રોના મંડળને દૃષ્ટિગોચર કરવા લાગ્યો. કુત્રચિત્ વીણા નાદસહિત મનોહર ગીતધ્વનિ સંભળાવા લાગ્યા. કુત્રચિત્ રચેલા વિવિધ પ્રકારની આકૃતિવાળા બલિવિધાન દેખવામાં આવતા હતા. કુત્રચિત્ તરૂણ પુરૂષોએ ગવાતા રાસધ્વનિ શ્રવણ ગોચર થયા કુત્રચિત્ દેવાંગનાઓનાં ગવાતાં ગીતોનો આનંદ લેવામાં આવ્યો. એમ પૂર્વાપર સ્થાનોમાં કૌતુક વડે મિત્રો સાથે ક્રીડારસનો અનુભવ કરતો હું ત્યાં ફરતો હતો.

તેટલામાં ભાનુવેગ નામે મ્હારા મામાનો પુત્ર મ્હારી પાસે આવી આનંદપૂર્વક **ભાનુવેગનું આગમન.** સ્વાગતાદિ કરીને કહેવા લાગ્યો કે, ભાઈ? ઘણા કાલે આપનાં દર્શન થયાં. આપના પિતા ખુશીમા છે? મ્હારી ફોઇ કનકવતી મઝામાં છે? ત્યારબાદ મ્હેં કહ્યુ કે, તે સર્વે ખુશીઆનંદમાં છે વળી વિશેષમાં મ્હારે તમને કહેવાનું છે કે, જેમની તમે ખબર પુછો છો તેઓ સર્વે અહીં આવેલાં છે અને હાલમાં તેઓ આ જિનમંદિરમાં છે. એમ કહી હું ભાનુવેગને સાથે લઇ મ્હારા માતાપિતાની પાસમાં ગયો એટલે તેમણે બહુ પ્રેમપૂર્વક ભાનુવેગને ભેટીને સુખવૃત્તિના સમાચાર પૂછ્યા પછી ભાનુવેગ બોલ્યો. મ્હારાં માતાપિતા તેમજ કુટુંબ પરિવારમાં સર્વ પ્રકારે આનન્દ વર્ત્તે છે પરંતુ કોઇ કારણને લીધે તેઓ અહીં આવી શક્યાં નથી. આ પ્રમાણે તેમનો વાર્ત્તાલાપ થઇ રહ્યા બાદ મ્હેં ભાનુવેગને કહ્યું કે, ભાઈ? હવે આ શ્રીજીનયાત્રા પ્રાયે પૂર્ણ થઇ છે તો હવે તમે અમારા મેમાન તરીકે હાલમાં અમારી સાથે ચાલો. તે સાંભળી ભાનુવેગ બોલ્યો. આપનુ કહેવું સત્ય છે, પરંતુ મ્હારૂં વચન સાંભળો. ચિત્રભાનુ નામે મ્હારા પિતાએ મ્હને કહ્યું છે કે, યાત્રા કરી જલદી ત્હારે પાછા અહીં આવવું માટે હે ચિત્રવેગ? હાલ તો તમેજ અમારા નગરમાં પધારી અમ્હારૂં સ્થાન પવિત્ર કરો? અને તમ્હારા મામાને ખુબ આનંદ આપો. કારણ કે, તમ્હારૂં તે બહુ સ્મરણ કરે છે માટે મ્હારી સાથે તમ્હારે આવ્યા વિના ચાલે તેમ નથી, આ પ્રમાણે ભાનુવેગના આગ્રહથી મ્હારાં

માતાપિતાએ મ્હને આજ્ઞા આપી કે, તરતજ હું ભાનુવેગની સાથે ત્યાંથી નીકળ્યો અને અનુક્રમે કુંજરાવર્ત્ત નગરમાં અમે બન્ને ગયા, ત્યાં **ચિત્રભાનુ** મ્હને જોઈ બહુ ખુશી થયો અને બોલ્યો કે, ભાઇ ? તું આજે અહીં આવ્યો તે બહુ સારૂ કર્યું આ દુનીયામા ભાણેજથી અધિક બીજુ શુ છે ? વળી અમ્હારા ધન્ય ભાગ્ય કે તુ આજે અમ્હારો અતિથિ થયો. બાદ પોતાની સર્વ પ્રવૃત્તિ સભળાવીને ભોજનાદિક વિધિ કર્યો પાનસોપારી લઈ વાતચિતમાં કેટલોક સમય વ્યતીત થયો. રાત્રીનો સમય આવી પહોચ્યો, નિદ્રાની તૈયારી માલુમ પડી, અન્ય કાર્ય અટોપી લીધાં. ત્યારબાદ સુકોમલ તળાઇ, ઓછિકા વિગેરેથી સજ્જ કરેલુ શયના-સન પણ તૈયાર હતું, જેથી મ્હારી અનુકૂળતા પ્રમાણે ત્યા જઇ હુ સુઇ ગયો તરતજ નિદ્રાદેવીના પધારવાથી હું જાગ્રદવસ્થા ભૂલી ગયો ગાઢ નિદ્રાને લીધે લાંબીટુંકી રાત્રીનો ખ્યાલ પણ મ્હને આવ્યો નહીં, લગભગ પ્રભાતનો સમય થવા આવ્યો, પ્રભાત સૂચક કુકડાઓનાં ટોળાં ઉપરા-ઉપરી બોલવા લાગ્યાં.

**સ્વપ્નદર્શન.**

તે સમયે કોઇ દિવસ નહો જોયેલુ અપૂર્વ એક સ્વપ્ન મ્હને આવ્યું કે, શ્વેત રંગની બહુ ભવ્ય પુષ્પની માલા મ્હારા જોવામાં આવી. પછી તે માલાને લેવા માટે હું ચાલ્યો, તે મ્હારાથી કોઇ પણ રીતે લઇ શકાયી નહીં, ત્યારે કોઇ મ્હારા મિત્રે તે લાવીને મ્હને આપી, મ્હેં તે પ્રીતિપૂર્વક લઇ લીધી અને હુ મ્હારા કંઠમાં તે માલાને પહેરતો હતો તેટલામાં તે પુષ્પમાળા મ્હારા હાથમાથી

પડી ગઇ અને તે કયાંઈ પણ ચાલી ગઇ તે હું જાણી શકયો નહીં પછી તેના વિરહથી અસહ્ય દુ:ખમાં હું આવી પડયો. એવામાં આ માળા તો સુકાઇ ગઇ હતી, ફરીથી એને સ્નિગ્ધ બનાવી હુ લાવ્યો છું એમ કહી કોઇક પુરૂષે મ્હારા કંઠમા તે માળા સ્થાપન કરી તેટલામા ગભીર પટહ, ઝલ્લરી, કાંસાળાં, ભેરી અને મૃદગના નાદથી મિશ્ર થયેલો વાજીંત્રનો ધ્વનિ સાંભળી મ્હારી નિદ્રા ચાલી ગઇ. છતાં મ્હારી સ્થિતિ તો શય્યામાં જ હતી, પરતુ હર્ષ અને વિશાદ કારક આ સ્વપ્ન જોઈ અન્ય કોઇ પણ કાર્ય મ્હને યાદ આવ્યાં નહીં, માત્ર આ સ્વપ્નનો ભાવાર્થ હું મ્હારા હૃદયમા વિચારવા લાગ્યો, કોઈ દિવસ આવુ સ્વપ્ન મ્હને આવ્યુ નથી. આજે પ્રથમ નહીં દેખેલું એવું આ વિચિત્ર સ્વપ્ન જોવામાં આવ્યુ, આનુ ફલ શું હશે ? અરે ? આ પુષ્પમાળા કોણ હશે ? શુ આથી કોઈ વિદ્યા કે સપત્તિ મ્હને મળવાની હશે ? પ્રથમ આ માળા કોઇએ આપી વળી તે નષ્ટ થઈ અને ફરીથી પણ પ્રાપ્ત થઇ, તે કંઇ પણ મ્હારા જાણવામાં આવ્યું નહીં. એ પ્રમાણે આ સ્વપ્નના તાત્પર્યનો નિશ્ચય કર્યા શિવાય હું જાગી ઉઠયો, સ્વપ્નનો અર્થ સ્વપ્નમા જ ગયો, હવે આ બાબતનો ખુલાસો મ્હને કયા મળશે ? એમ ઉહાપોહ કરતાં શયનમાં ને શયનમાં જ કેટલોક દિવસ ચઢી ગયો પણ વિચારને લીધે મ્હને કઇ ભાન રહ્યું નહીં, પછી ત્યાંથી ઉઠીને પ્રભાતનુ કેટલુંક કાર્ય કરી હું ભાનુવેગની સાથે મહેલના ઉપરના માળે ચિત્રશાળામાં ચઢી ગયો અને મણિ રત્નોથી જડેલી ભૂમિવાળા ગવાક્ષમાં બેઠો. ત્યારબાદ પ્રભાતમાં જોયેલા તે સ્વપ્નનું વૃત્તાંત મ્હે ભાનુવેગની આગળ

કહ્યું, તે પણ આ સ્વપ્નનો ભાવાર્થ શો છે તેનો નિશ્ચય કંઇ પણ કરી શક્યો નહીં સ્વપ્નની ચિંતાને લીધે અમને સંકલ્પવિકલ્પ થવા લાગ્યા, જેથી અમ્હારા ચિત્ત બહુ વ્યાકુલ બની ગયા, અમે બંને આવી ઉદ્વિગ્ન સ્થિતિમાં ત્યાં ક્ષણમાત્ર બેઠા હતા તેટલામાં ઉત્તમ વસ્ત્ર પહેરી અમૂલ્ય આભરણોની શોભાને ધારણ કરતા સંખ્યાબંધ નગરના લોકો કોઇ સ્થળે જવા માટે રાજમાર્ગમાં જતા અમ્હારી નજરે પડ્યા. તે જોઇ મ્હે પૂછ્યું કે, હે ભાઇ ! આ લોકો બાલ વૃદ્ધસહિત બહુ ઠાઠથી એક સાથે ક્યા જાય છે ? આનો જવાબ તું મ્હને જલદી આપ

ભાનુવેગ બોલ્યો હે ભદ્ર ? આજે મદનત્રયોદશી છે. અહીંયાં મકરંદ નામે એક ઉદ્યાન છે.

**મકરંદઉદ્યાન.**

તેમાં કામદેવનું મ્હોટું મંદિર છે. તેની યાત્રાનો આ દિવસ મુકરર કરેલો હોવાથી આ નરનારીઓ સઘળા પોતપોતાના પરિવાર સાથે પોતાની સમૃદ્ધિ પ્રમાણે સજ્જ થઇ યાત્રાના ઉમંગથી તેના પૂજન માટે ચાલ્યા જાય છે, ચાલો આપણે પણ જઇએ અને આ યાત્રાનો આનંદ લઇએ. તે સાભળી મ્હેં પણ કહ્યું કે, આ પ્રસંગ આપણે પણ ચુકવા જેવો નથી, એમ કહી અમે બન્ને જણ તૈયાર થઇ પગે ચાલતા તે તરફ રવાના થયા અનુક્રમે મકરંદ ઉદ્યાનમાં ગયા જે ઉદ્યાનની અંદર શ્રેણી બંધ રહેલા વૃક્ષો ક્રીડા કરતી કામિનીજનોના વાગતા ઝાઝરોના નાદ વડે વસંત મહોત્સવના આનંદને લીધે ગાયન કરતા હોય ને શું ? વળી

જેની અંદર મલયાચલના પવનથી વીંઝોળાતી શાખાઓ વડે અત્યંત ઘૂર્ણાયમાન કોકિલાઓના મધુર કોલાહલો વડે અસ્ફુટ વાર્તા કરતા અને કંઇક લાલ થએલા નવીન પલ્લવો વડે કિંચિત્ લાલ મુખની કાંતિને ધારણ કરતા તરૂવરો આ મધુમાસને પામીને મત્ત થયા હોય ને શુ ? એમ દેખાય છે. વળી વિશેષ ખીલેલાં પુષ્પો વડે શોભાયમાન મંજરીઓના સમૂહના રચ્યા છે મુકુટ જેમણે એવા અને પવનથી નમી ગયેલી શાખાઓ વડે યાત્રાળુજનોને જાણે નમસ્કાર કરતા હોયને શું ? એવા અનેક વૃક્ષોથી સુશોભિત, જેની અપૂર્વ શોભાના દર્શન માત્રથી કામ વિકારને પ્રગટ કરનાર એવા તે મકરંદ ઉદ્યાનમાં, અનેક શોભાથી વ્યાપ્ત એવા નાગરિકજન સહિત અમે પ્રવેશ કર્યો કે તરતજ દૂરથી કામદેવનું મંદિર અમારા જોવામાં આવ્યું.

**મદનગૃહ.** જેની અંદર રતિ અને કામની મૂર્તિઓ સ્થાપન કરેલી છે, જેમની ભવ્ય કાંતિને લીધે નેત્રો પણ અંજાઇ જાય છે, જેમની પૂજા માટે ઘણા લોકોની મેદની અંદર જામી ગયેલી છે, છતાં વિલાસ સહિત લોકો ગમના ગમન કરી રહ્યા છે એટલી વિશાળતા છે અને ઉંચાઇમાં આકાશ મંડલને અનુસરતું, જેની ચારે તરફ મહાન્ કિલ્લો રચેલો છે, વળી જેની અંદર અત્યંત મૃદંગોના નાદ પ્રસરી રહ્યા છે, તેમજ યૌવનના મદમાં આવેલી સેંકડો કામિનીઓના મનોહર ધ્વનિથી વાચાલિત, અને મધુર ગીતના નાદ

વડે કામી જનોના ચિત્તને વ્યાકુલ કરતું, પડઘમોના શબ્દ સાથે અનેક વામન પુરૂષોના નૃત્યથી ઘનઘોર બનેલું, વળી પોતાની સ્ત્રીઓમાં આસકત થયેલા કેટલાક પુરૂષોએ જેનાં કદલી ગૃહોરોકી લીધેલાં છે અને હિંડોળે હીંચતી નગરની બાલિકાઓ વડે અતિ મનોહર, વળી વિટપુરૂષોની સાથે વેશ્યાઓનો સમુહ જેમાં જલક્રીડા કરી રહ્યો છે અને ઢોળાએલા જળને લીધે ઘણો કાદવ જેમાં જામી ગયો છે એવા તે મદનગૃહની અ દર અમે પ્રવેશ કર્યો.જેના પાર્શ્વભાગમા સુંદર મૂર્તિવાળી રતિ રહેલી છે એવા તે કામદેવનાં દર્શન કર્યા બાદ અમે બન્ને જણ બહાર નીકળી તેના દ્વાર પ્રદેશમા બેઠા. હે કુમાર ! ત્યાં આગળ નાના પ્રકારની ક્રીડાઓમાં ગુલતાન બનેલા નાગરિક લોકોની ચેષ્ટાઓ જોવામા ક્ષણુમાત્ર અમ્હારો સમય વ્યતીત થયો.

**યુવતિદર્શન.**

તેટલામાં ત્યાં નજીકમાં રહેલા એક વૃક્ષની નીચે હીંચકા ખાતી, વળી સખીઓના મધ્ય ભાગમા રહેલી, અપૂર્વકાંતિમારતિ સમાન, નવીન યૌવનમાં પ્રવેશ કરતી, પુષ્ટ, ઉન્નત અને ગાઢ સ્તનમ ડલ વડે ઉછળતી હારાવલીને લીધે સુંદર શોભાને વિસ્તારતી, ઉત્તમ તપાવેલા સુવર્ણસમા વર્ણવાલી, મણિમય કુડલોની કાંતિ જેના કપોલ ભાગમાં છવાઈ રહેલી છે, લોકોના નેત્રને આનંદ આપવા માટે વિધિએ અમૃતમય જાણે બનાવી હોયને શું ? તેમજ દર્શન માત્રથી જ સર્વ જનોના મનને આનંદ આપતી એવી એક યુવતિ મ્હારા જોવામાં આવી. તેણીનું અપૂર્વ સ્વરૂપ જોઈ હું વિચારમાં પડ્યો કે, અરે ? આ મનોહરકાંતિવાળી યુવતિ

કોણ હશે ? આ શું નાગકન્યા અહીં આવી હશે ? કિંવા શું આનંદ કરવા માટે વનલક્ષ્મી આવી હશે ? અથવા સુરલોકમાં થી આતે કોઇ દેવાંગના આવી હશે ? કિંવા કામદેવના વિયોગ વાળી દેહાંતર ધારણ કરીને આ રતીદેવી આવી હશે ? એમ વિચાર કરતો હુ એક દ્રષ્ટિએ તેને જોવા લાગ્યો. તેમજ તે બાલાપણ સુસ્નિગ્ધ એવા કટાક્ષો વડે મને જોવા લાગી. ત્યારબાદ મ્હેં ભાનુવેગને પૂછ્યું કે આ તન્વગી કોણ છે? અને તે કોની અર્ધાંગના છે? તે સાંભળી ભાનુવેગ કિંચિત્ હાસ્ય કરી બોલ્યો કે, ભાઇ ! એ સુંદરીની વાર્તા કરવાનું આપણે કાઇ પ્રયોજન નથી. ચાલો આપણે અહીથી અન્ય સ્થળે જઈએ. કારણ કે આ કામિની મોહ બુદ્ધિથી તારી તરફ વારવાર વક્રદ્રષ્ટિએ જોયા કરે છે. આવી યુવતીઓની દ્રષ્ટિ અંગો ઉપર પડવાથી શરીરને વ્યાકુલ કરે છે અને હૃદયને જરૂર હરી લે છે. અન્યત્ર પણ કહ્યું છે કેઃ—

दर्शनाद्धरते चित्तं, स्पर्शनाद्धरते बलम् ।
संभोगाद्धरते वीर्यं, नारी प्रत्यक्षराक्षसी ॥ १ ॥

અર્થ—યૌવનથી મદોન્મત્ત બનેલી નારીને સાક્ષાત્ રાક્ષસી કહેલી છે કારણ કે, દર્શન માત્રથી તે પુરૂષોના ચિત્તને હરી લે છે. તેમજ સ્પર્શ કરવાથી બલનો સર્વથા વિનાશ કરે છે અને સભોગ કરવાથી વીર્યને હરી લે છે. માટે પ્રેમદાનો સંગ બુદ્ધિમાન્ પુરૂષોએ કરવો ઉચિત નથી. તેમજ વળી,—

घृतकुंभसमा नारी, तप्ताङ्गारसम पुमान् ।
तस्माद् घृतं च वन्हिं च, नैकत्र स्थापयेत् बुधः॥ १ ॥

અર્થ— નારીને ઘીના ભરેલા ઘડા સમાન કહેલી છે અને પુરૂષને તપેલા અંગાર સમાન કહેલો છે. માટે બુદ્ધિમાન્ પુરૂષે આત્મહિત માટે તેઓ બન્નેને એક સ્થાનમાં રાખવાં નહી. આ પ્રમાણે વૃદ્ધોનાં વાક્યો આપણે માન્ય કરવાં જોઇએ આ પ્રમાણે ભાનુવેગનું નીતિમય વચન સાંભળી હું બોલ્યો. ભાઇ ! આમ ઉલટાવી મ્હારૂં ઉપહાસ્ય તું શા માટે કરે છે ? હું તો માત્ર કૌતુક વડે આ વાત પૂછું છું. તેમાથી તું કંઇક અન્ય વિકલ્પ કરવા લાગ્યો છે.

પછી ભાનુવેગ બોલ્યો. આ નગરીની અંદર બહુ યશસ્વી અમિતગતિ નામે એક વિદ્યાધર છે. ચિત્રમાલા નામે તેની ભાર્યા છે. તેઓની આ કનકમાલા નામે પુત્રી

કનકમાલા

છે. જેણીના ગુણ અને રૂપ અદ્વિતીય છે. વળી વિજ્ઞાનકલામાં તે બહુ દક્ષ છે. તેમજ હજી તે કુંવારી છે ત્યારબાદ મ્હેં ત્હેને કહ્યુ કે, આ કામદેવનું પૂજન કરે છે તે સ્ત્રી કોણ છે ? અને આ સખીઓની આગળ વાત કરે છે તે કોણ છે ? તેમજ આ વેશ્યાના કંઠમાં હાથ નાખી યુવાન્ પુરૂષ કોણ ઉભો છે ? એવા મ્હેં કેટલાક પ્રશ્ન કર્યા. ત્યારે તે હસીને બોલ્યો કે, ભાઈ ! આવા આડાઅવળા પ્રશ્ન પૂછીને તું મને છેતરે છે। પરંતુ વૃદ્ધ બિલાડીને કોઇ કાંજી મૂકીને છેતરવા ધારે તો તે છેતરાય ખરી ! હે સુભગ ! આવા અઘટિત પ્રશ્નોવડે પ્રથમના પ્રશ્નને તુ ઉડાવવા ધારે છે તે બની શકે ખરૂં ? સૂર્યને છાબડીઓથી ઢાંકવા માટે કોઇ પ્રયત્ન કરે તોપણ તે પ્રયાસ સિદ્ધ થાય ખરો ? આ પ્રમાણે તેનું વચન સાંભળી હું લજ્જાને લીધે નીચું મુખ કરી ઉભો રહ્યો

મારી આવી સ્થિતિ જોઈ ભાનુવેગ ત્યાંથી ખસીને અલક્ષ્યની માફક બાજુપર ઉભો રહ્યો. તે સમયે લજ્જાનો માર્યો હું મારી દ્રષ્ટિને બીજી તરફ ખેચતો હતો છતા પણ બલાત્કારે તેણીના મુખકમલ ઉપર તે પડવા લાગી. સ્નેહરૂપી તન્ત્રીથી બંધાએલી દૃષ્ટિ મનુષ્યોથી ખીચોખીચ ભરેલા માર્ગમાં પણ ધીમેધીમે ખસીને જ્યાં પ્રીતિ હોય છે, ત્યાં ગયા વિના રહેતી નથી વળી પોતાનો સખીજન ન જાણે તેવી રીતે વારંવાર તેણીના ચંચલ દૃષ્ટિપાત ભાદ્રપદના મેઘની વિજળીના વિલાસનો તિરસ્કાર કરે છે.

**વિરહવેદના.** ત્યારબાદ તેણીના કાટક્ષ રૂપી બાણોએ જીર્ણ કરેલા મ્હારા હૃદયમાં કામદેવે મૂકેલા પાંચે બાણોએ પ્રવેશ કર્યો એક બાણ જ્યારે અસહ્ય થઇ પડે છે તો પાંચની તો વાતજ શી? એવા પ્રસંગમા તેણીની સર્વ સખીઓ પોત પોતાના ઘેર જવા લાગી, તે બાલાપણ પાછું જોઇને વારવાર મ્હને જોતી જોતી ચાલવા લાગી તેમજ તેણીએ સ્નેહમય કટાક્ષ રૂપી દોરી વડે ખેચીને મારા હૃદયને ગુપ્ત રીતે એકદમ હરી લીધું મ્હારા હૃદયને હરણ કરાતું જોઈ તેણીના પગમાં રહેલા ઝાંઝર ચોરોની પાછળ ચાલતા પુરૂષોની માફક નાદ કરવા લાગ્યા કામથી પીડાયેલી તે બાલા ચાલતી હતી છતાં ઉદ્યાનના વૃક્ષોના આવરણને લીધે જ્યાં સુધી મ્હારી દૃષ્ટિગોચર તે રહી, ત્યાં સુધી મ્હેં ત્હેને એક દૃષ્ટિએ જોયા કરી. અને જ્યારે મ્હારા દૃષ્ટિ માર્ગથી તે ચાલી ગઇ ત્યારે મ્હારા હૃદયની અંદર અતિ દીર્ઘ શ્વાસની સાથે અસહ્ય સંતાપ મ્હને ઉત્પન્ન થયો. ત્યારબાદ ભાનુ-

વેગ બોલ્યો; ભાઈ ? ચાલો આપણે પણ આપણે ઘેર જઈએ. હા ચાલો એમ કહી અમે બન્ને પણ ઘેર આવ્યા. ત્યારબાદ હું ઉપરના માળમાં ચઢયો અને ત્યાં શયન તૈયાર હતું તેમાં તરજ સુઈ ગયો કારણ કે, ચિત્તની વ્યગ્રતામાં શયન શિવાય અન્ય ઉપાય સુઝતો નથી. પછી ભાનુવેગ પણ મ્હારી પાસે આવીને બેઠો. અને ક્ષણમાત્ર મ્હારી સ્થિતિ જોઇ તે બોલ્યો. ભાઇ ? આજે તમે ઉદાસ મનવાળાની માફક કેમ થઈ ગયા છો ? વળી શોક ગર્ભિત આવા મ્હોટા નિઃશ્વાસ મૂકવાનું શું કારણ છે ? હુંકારા કરી લાંબા નિઃશ્વાસ નાખતા અંગ મોટન તમે શા માટે કરો છો ? ભઠ્ઠીમાં રહેલા ચણાની માફક સુકોમલ શયનમાં કેમ તરફડો છો ? તેમજ કંઇ કંઈ વિચાર કરી નિમિત્ત શિવાય તમે શા માટે હાસ્ય કરો છો ? વળી પોતાના વિકલ્પ વડે શોકાતુર કેમ દેખાઓ છો ? નાના પ્રકારના રસથી ભરપૂર નાટકીય કાવ્યનો અભિનય કરતા હોવ તેવી રીતે તમે કેમ ચેષ્ટાઓ કરી રહ્યા છો ? તેમજ તમે આસબંધી અમ્હને કઇપણ પોતાનો સત્ય અર્થ કેમ જણાવતા નથી ? આ પ્રમાણે ભાનુવેગે મ્હને બહુવાર પૂછ્યું ત્યારપછી હેકુમાર ? મ્હેં તેને કહ્યું હે ભાઈ ? હું નથી જાણતો કે આ મ્હારૂં શરીર આ વખતે આવી પીડામા શાથી આવી પડ્યું છે. ત્યારબાદ તે હસીને બોલ્યો. મ્હેં તમને પ્રથમજ કહ્યું હતું કે, આવી મદોન્મત્ત પ્રમદાઓનું દર્શન અનર્થકારી થાય છે. માટે તે બાલાના ચક્ષુષનાદોષથી આ તમ્હારો સર્વ સંતાપ થયેલો છે. તેથી તે બાલા પોતાનો હાથ તમ્હારા પૃષ્ટ ઉપર મૂકશે તોજ તમને સુખ થવાનું છે. તે સાંભળી મ્હોટો નિઃશ્વાસ

મૂકી મ્હેં કહ્યું કે, ભાઈ? મ્હારૂં તો જીવિત પણ હાલમાં સંદેહમાં આવી પડ્યું છે. વળી હે ભાઈ? તું તો હવે સુખીયો થયો છે. તેથી તું મ્હારૂં ઉપહાસ શા માટે ન કરે? પછી ભાનુવેગ બોલ્યો. ગુપ્ત વિચારવાળા મનુષ્યનું સ્વરૂપ જાણ્યા વિના અમે કંઈપણ ઉપાય શી રીતે કરી શકીએ? ત્યારબાદ મ્હેં કહ્યું કે, ભાઇ? જે ન જાણતો હોય ત્હેને કહેવું પડે. પરંતુ તું તો સર્વ વૃત્તાંત જાણે છે છતાં જાણી જોઇને તું ખોટા પ્રશ્ન કરે છે. આ પ્રમાણે અમે બન્ને જણ પ્રશ્નોત્તર કરતા બેઠા હતા.

તેટલામાં આમ્રલતા નામે ઘરની દાસી અમારી પાસે આવી વિનયપૂર્વક કહેવા લાગી કે,

આમ્રલાતા. આપના દર્શન માટે સોમલતા નામે કનકમાલાની મુખ્ય ધાવમાતા દ્વાર દેશમાં આવી ઉભી રહી છે. ભાનુવેગ બોલ્યો. જલદી એને અહીં મોકલો. એમ કહેવાથી તરતજ સોમલતા અમારી પાસે આવી. પછી યથાયોગ્ય તેનો સત્કાર કર્યો, બાદ તે ઉચિત આસન ઉપર બેઠી, અને તરતજ તે આદર સાથે બોલી કે, મ્હારે એકાંતમાં આપને કંઈક વાત કરવાની છે. પછી આમ્રલતાને ત્યાંથી વિદાય કરી.

ત્યારબાદ સોમલતા બોલી હે સુભગ? મહાભયંકર દુઃખમાંથી તમ્હે મ્હારૂં રક્ષણ કરો; કારણ કે,

સોમલતા. સજ્જન પુરૂષો શરણાગતને તરછોડતા નથી. તે સાંભળી મ્હારૂં હૃદય હર્ષથી સંકુચિત થઇ ગયું અને હું પ્રફુલ્લ થઈ બોલ્યો કે, હે ભદ્રે!

ત્હેને દુઃખ શાથી આવી પડ્યું છે ? તે બોલી. હે સજ્જન ? વિશેષ આપની આગળ હું શું કહુ ? કામ સંબંધી અસહ્ય પીડા મ્હારે માથે આવી પડી છે. તે સાંભળી કૌતુકને લીધે કંઈક હાસ્ય કરી **ભાનુવેગ** બોલ્યો. હે વૃદ્ધે ? ત્હારા શરીરના દરેક સાધામા કડ કડ શબ્દો થયા કરે છે, વળી કોઇ પણ ભાગમાં લાવણ્ય તો દેખાતુજ નથી, તેમજ મુખની અંદર એકે દાંત પણ રહ્યા નથી, શ્વેત કેશ વડે હાસ્ય કરતા મસ્તક વડે સુશોભિત અને અતિશય લબડતા તેમજ કરોચલીવાળા સ્તનો વડે ભયંકર દેખાવ વાળા ત્હારા શરીરને જોઇ ભયભીત બની કામદેવ પણ જીવ લઇ નાશી જાય એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નથી. તો તે કામથી ત્હને ભય કેવી રીતે થયો છે ? વૃદ્ધાવસ્થાને લીધે ઉઠવાની શક્તિ તો ત્હારામા રહી નથી, તે સાભળી **સોમલતા** બોલી હે ભદ્ર ? તું મ્હારૂં ઉપહાસ શા માટે કરે છે ? મ્હારૂં વૃત્તાત તુ સાંભળ ? જો કે, મારી સ્થિતિ તો ત્હારા કહ્યા મુજબજ છે પરંતુ પરંપરાએ કામ જન્ય ભય મને આવી પડયો છે આજે ઉદ્યાનમાં ક્રીડા કરવા માટે પોતાની સખીઓ સાથે કનકમાલા ગઇ હતી

**કનકમાલાનીસ્થિતિ.** તે હાલમા ક્રીડા કરી મારે ત્યાં આવી છે, અને રાહુએ ગ્રહણ કરેલા ચંદ્રની માફક તેના મુખની કાતિ શ્યામ પડી ગઇ છે, ક્ષણ માત્ર પણ તેના ચિત્તની સ્થિરતા દેખાતી નથી, જાણે બેચેનીમાં આવી પડી હોય તેમ તે બેભાનમાં ઝંપલાઇ ગઇ છે. આવી તેની પ્રકૃતિ જોઈ મ્હેં તેને

પૂછ્યું કે, હે પુત્રી ? તું ઉદાસ મનવાળી કેમ થઈ ગઈ છે ? પોતાની ધાવમાતાની આગળ પોતાની ખાનગી વાત કહેતાં શા માટે તું અચકાય છે ? હિતેચ્છુની આગળ કહેવાથી પોતાના દુઃખ નો વિગમ થાય છે, એમ કેટલીક વખત આજીજી કરી મ્હેં તેને પૂછ્યું, તેમ છતા મ્હને કંઇ પણ પોતાનો ભાવાર્થ તેણીએ જણાવ્યો નહીં, પરંતુ તે દીનમુખીએ દીર્ઘનિસાસો મૂકી પોતાનાં નેત્ર અશ્રુજલથી ભીંજાવી મૂક્યાં.

ત્યારબાદ હંસિકા નામે તેની સખીને મેં પૂછ્યું કે, આજે ઉદ્યાનમાંથી આવીને તરતજ કનકમાલા વિહ્વલ ચિત્તે બેસી રહી છે, પરંતુ કંઇ જવાબ આપતી નથી, તેનું શું કારણ છે ? ત્યારે હંસિકા બોલી હે જનની ?

**હંસિકાદાસી.**

આજે અમે સર્વ સાથે મળીને ઉદ્યાનમાં ગયાં હતાં ત્યાં કામદેવનું પૂજન કરી અમે બહાર આવ્યાં ત્યારે દ્વાર પ્રદેશમાં ભાનુવેગની પાસે, કૌતુકમાં આક્ષિપ્ત મનવાળો, રૂપમાં સાક્ષાત્ અનંગ સમાન અને મહા ભાગ્યશાળી એવો એક યુવાન પુરૂષ બેઠો હતો. તે તેણીના જોવામાં આવ્યો. તેને જોઇ એકદમ તેણીનાં નેત્ર ખુલ્લાં થઇ ગયાં અને તેનાજ મુખપર ધ્યાન આપતી તે ચિત્રની માફક સ્થિર થઇ ગઇ. તેમજ તે યુવાનનાં સર્વ અંગોને કનકમાલા પોતે તો એક દૃષ્ટિથી નિહાળતી હતી, પરંતુ તે યુવાનની દૃષ્ટિ કૌતુક જોવામાં રૂંધાયેલી હતી. તેથી તે કનકમાલાને જોઇ શક્યો નહીં. તેથી કનકમાલા પોતાના આત્માને અધન્ય માનતી હોય ને શું ? તેમ લજ્જા સહિત અતિદિન એવા મુખ કમલને ધારણ કરતી તે યુવાનની દૃષ્ટિગોચર થવાને માટે

બહુ આતુર બની ગઇ, પછી કંઇપણ હૃદયમાં વિચાર કરી સખીઓને કહેવા લાગી કે, હે સખીઓ ? આ આમ્ર વૃક્ષે હીંડોલો બાંધીને ક્ષણમાત્ર આપણે ક્રીડા કરીએ તો બહુ સારૂ.

આ પ્રમાણે તેના કહેવાથી તે સખીઓએ પણ હીંડોલો તૈયાર કર્યો કે, તરતજ તેઓ

**આંદોલનક્રીડા.**

તે ઉપર આરૂઢ થઇ રમવા લાગી. વળી સર્વ સખીઓ પોતાની પાસમાં રહેલી છે છતાં પણ **કનકમાલા** મોટા શબ્દો બોલી સખીઓને સંભળાવવા લાગી. “જો આ યુવાન્ મારો શબ્દ સાંભળી મારી તરફ દૃષ્ટિ કરે તો હું કૃતાર્થ થાઉં ” એવી આશાથી તે ઉચ્ચ સ્વરે બોલતી હતી. તેમ બોલતી તેને જોઇ હાસ્ય તરીકે મ્હેં તેને કહ્યું કે, આ સર્વ સખીઓ તો ત્હારી પાસમાં રહેલી છે. છતાં તું શા માટે આવા મોટા ઘાંટાતાણીને બોલે છે ? તેમજ અન્ય કૌતુકમા મસ્ત બનેલો એવો આ પુરૂષ તો ત્હને પ્રત્યુત્તર પણ આપતો નથી. તે સાંભળી **કનકમાલા** કંઇક ઝંખવાણી થઈ. એટલામા કામદેવ સમાન તે યુવાને **કનકમાલા** તરફ દૃષ્ટિ કરી કે, તરતજ તે **કનકમાલા** ભય અને હર્ષ વડે અપૂર્વ રસનો અનુભવ કરવા લાગી તેમજ તે યુવાનની દૃષ્ટિ માત્રથી રોમાંચિત થઈ તે પોતાને સૌભાગ્યવાળી માનતી અને પોતાના જીવિતને પણ કૃતાર્થ માની વિવિધ વિલાસ કરવા લાગી જેમકે ક્ષણમાં સખીઓને આલિંગન કરે છે, વળી ઉચ્ચ સ્વરે આલાપ કરે છે, નિમિત્ત શિવાય હાસ્ય કરવા લાગી, પગના અંગુઠાથી

મહીતલને ખોતરવા લાગી, વળી કેશપાશને સાંચ કરવા કરવા લાગી, એમ કેટલીએક કામવિકારની ચેષ્ટાઓ કરતી ક્ષણમાત્ર ક્રીડા કરીને મદન બાણથી પીડાયેલી તે અહીં આવી છે, અને આ પ્રમાણે અતિ શિથિલ બની ગઇ છે. એ પ્રમાણે હંસિકાના કહેવાથી ફરીથી પણ મ્હેં તેને પૂછ્યુ, હે હંસિની ! તે પુરૂષ કોણ હતો ? પછી તેણીએ સર્વ વૃત્તાંત મ્હને કહ્યુ, બાદ પુત્રીનો પ્રેમ બહુ સારા સ્થાનમાં બંધાયો છે એમ વિચાર કરી હું તેની પાસે ગઇ.

**કનકમાલાની વિરહ દશા.**

ત્યાં તે કનકમાલા ને શયનમાં સુતેલી દીઠી. જેણીનું મુખકમલ ફીક્કું પડી ગયું હતું. તેમજ મુખમાથી અતિ ઉષ્ણ અને દીર્ઘ નિઃશ્વાસ વારંવાર નીકળતા હતા. જેથી શરીરની કાંતિ શુષ્ક પ્રાય થઈ ગઈ હતી, અને તે પોતાના જીવિતને પણ બળાત્કારે ટકાવી રાખતી હતી. પ્રિયના વિરહાગ્નિની પ્રચંડ જ્વાલાઓથી તપી ગએલી તે બીચારીને હાર તથા ચંદનના લેપ પણ તૃષાગ્નિના કણિઆ સમાન લાગે છે વળી કમલના તંતુઓ ચિતા સમાન, તેમજ કમલદલો પણ જ્વાલા સમાન બહુ દુઃખદાયક થઇ રહ્યા છે, સુકોમલ એવી તળાઇ પણ અંગારના ઢગલા સમાન અપ્રિય થઇ પડી છે. વળી પૂછવા છતાં પણ તે કંઇપ્રત્યુત્તર આપતી નથી. તેમજ બહુ સ્નેહાળુ એવી પોતાની સખીઓ સાથે પણ આલાપ કરતી નથી અને ધ્યાનમા રહેલી ઉત્તમ યોગિનીની માફક તે ચેષ્ટા રહિત થઇ ગઇ છે પ્રિયના વિરહ રૂપી પિશાચ વડે ગ્રહણ કરાયેલી અને નિશ્ચેતન એવી

પણ તે વશકીને હે સુંદર ! ત્હારા નામરૂપી મંત્રવડે તેની સખીઓએ સ્વસ્થ કરી છે. વળી પ્રિયના વિરહની પીડાને લીધે પોતાના જીવિતને સંશયમાં નાખતી તે બાળાને જોઈ તેના દુઃખથી દુખી થયેલી હું અહી ત્હારી પાસે આવી છું આ પ્રમાણે કામથી ઉત્પન્ન થયેલી અત્યંત આપત્તિમાં હું આવી પડી છું. કારણ કે, પુત્રીના દુઃખથી હું પણ અતિ દુઃખી જ ગણાઉ. માટે હે સુભગ ! જ્યાં સુધી એના પ્રાણ સમાપ્ત ન થાય તે પહેલા રંક દશામાં આવી પડેલી તે **કનકમાલાને** તુ આશ્વાસન આપ કારણ કે દીર્ઘ નિઃશ્વાસને લીધે તેનું શરીર બહુ શોષાઇ ગયું છે તેમજ તે આબાદ છે તેટલામાંજ તું જલદી તેણીના જીવનનો કોઇપણ ઉપાય કર. શાસ્ત્રમા કહ્યું છે કે:—

**गते हि नीरे किमु सेतुबन्धः** પાણી વહી ગયા પછી પાળી બાધવી શા કામની ? અર્થાત્ નિરર્થક છે વળી જીવિત ગયા પછી લાવણ્ય રસ વડે શુ કરવું ? હે રાજપુત્ર ! આ પ્રમાણે તેણીના વચન સાભળીને મ્હેં કહ્યું કે, એ **કનકમાલા** કોણ છે ? તે પણ અમે જાણુતા નથી. માટે આ બાબતમાં સારી રીતે પ્રવીણ એવા આ **ભાનુવેગને** તુ પૂછી જો. વળી અમે તો અહી અજ્ઞાન ગતિએ આવ્યા છીએ. આ બાબતમાં અમે અજ્ઞાત છીએ ત્યારબાદ **ભાનુવેગ** પણ બોલ્યો અમે પણ આ સંબધી કઇ જાણતા નથી. તે સાંભળી **સોમલતાને** એકદમ ક્રોધનો કંઇક આવેશ આવી ગયો અને તે બોલી કે,—

હે ભદ્ર ! તેણીનું હૃદય હરીને દૃષ્ટિરૂપી બાણો વડે

**સોમલતાનો ઉપાલંભ.**

તેણીનાઅંગ ઉપર બહુ પ્રહાર કરી તમે તેનું જીવિત પણ સંશયમાં લાવી મૂક્યું છે છતાં પણ હાલમાં કહો છો કે, અમે કંઇ જાણતા નથી આ બાબત તો માત્ર છોકરાંને સમજાવવા જેવી છે. હું બધું સમજુ છું, માટે તમે ખરી વાત ઉપર આવી જાઓ તેમજ આ મ્હારૂં કહેવું અસત્ય નથી. ત્હારા વિરહને લીધે કનકમાલાનું જીવિત કંઠમાં આવી અટકી રહ્યું છે. માટે ઘણો વિલંબ થશે તો જરૂર તેના પ્રાણ છુટી જશે. એમાં કંઈ સંદેહ નથી. એમ છતા હે ભદ્ર ? તું આ પ્રમાણે પશુત્વનો સ્વીકાર કરી નિર્દયપણે કેમ બેસી રહ્યો છે ? વળી કોઇ સાધારણ માણસ પણ જે સ્થલે નિવાસ કરે છે, તે ઘરનું કાળજીપૂર્વક રક્ષણ કરે છે, તો હે નિર્દય ? તેણીના મનમાં નિવાસ કરી રહેલો એવો તુ તેણીના હૃદયને કેમ બાળે છે ? વળી હાલમાં તેણીના હૃદય ધનને હરી લઈ ચોરની માફક તું ગુપ્ત રહેવા માગે છે, પરંતુ હે સુભગ ? આના દુ:ખનો અંત કર્યા શિવાય ત્હારો છુટકો નથી, માટે કોઇપણ ઉપાય તું શોધી કાઢ. ત્યાર બાદ મ્હે કહ્યું કે, હે જનની ? આ સંબંધમાં અમ્હારે જે કંઈ કરવા લાયક ઉપાય હોય તે ઉપાય તું પોતજ અમને બતાવ.

**પત્રલેખ**

તે સાંભળી **સોમલતા** બોલી. તેણીના વિશ્વાસને માટે ચિત્ર કિંવા કોઈ પત્ર લખીને તમે મોકલો. જેથી તે ચિત્રપટને જોઇ તેના હૃદયમાં ધૈર્ય રહે. ત્યારબાદ મ્હેં એક પત્રમાં કમલિનીઓ ચિત્રી અને તેઓના બાકીના પુષ્પોને છો

એક કમલિનીના કમલ ઉપર લીન થયેલો એવો એક ભ્રમર ચિત્ર્યો. અને તે ભ્રમરની નીચેના ભાગમા ઉત્તમ રસવડે એક ગાથા લખી. જેની અંદર મ્હે મ્હારા હૃદયનો ભાવ સૂચવ્યો હતો વળી હે કુમાર ? તે ગાથાનો અર્થ ગુપ્ત રાખ્યો હતો અને જેમ અક્ષરો દીવ્ય રસ વડે પ્રકાશ આપતા હતા, તેમજ તે કમલિનીનો પરિમલ (સુગંધ) તે ભ્રમરના હૃદયમાં તેવી રીતે બહુ યુક્તિથી સ્થાપન કર્યો હતો કે, જેવી રીતે તેનું બેસવું અને ઉડવું કેવલ અન્ય કુસુમો ઉપર હતુ. બાદ તે ચિત્રપટને બહુ પત્રોમાં બીડીને તાંબુલસહિત **આમ્રલતાના** હસ્તમાં મ્હે આપ્યો, પછી, **આમ્રલતા** અને **સોમલતા** એ બન્ને જણીઓ **કનકલતાની** પાસે ગઇ

**આમ્રલતાનું પુનરાગમન.**

પછી ક્ષણ માત્રમા **આમ્રલતા** પાછી આવીને કહેવા લાગી કે, હે મહાશય ? અહીંથી નીકળીને અનુક્રમે હું તેના ઘેર ગઇ અને ત્યા જોયુ તો, મત્તની માફક બેભાન અને ક્ષણમાં મૂર્છિતની માફક નિશ્ચેષ્ટ, તેમજ મ્હોટા પિશાચથી ગ્રહણ કરાયેલી હોય ને શું ? તેમ વિષમ દશાને પ્રાપ્ત થયેલી **કનકમાલા** મ્હારા જોવામાં આવી. મ્હને જોઈ તેની સખીઓએ કનકમાલાને કહ્યું કે, ચિત્રવેગની દૂતિ અહીં આવી છે. આ પ્રમાણે તમ્હારા નામાક્ષરો સાભળવાથી એકદમ તે સચેતન થઇ ગઈ. અને તરતજ બેઠી થઇ. પછી પોતાના પાસમાં ઉભેલી મ્હને જોઇ તે કંઇક લજ્જિત થઈ ગઈ, ત્યારબાદ મ્હે તેને પત્ર સહિત તે પાન બીડું આપ્યું. હર્ષ પૂર્વક તેનો સ્વીકાર્યો બાદ તેનો ભાવાર્થ

જાણી તે બોલી, આ પાન બીડું કોણે મોકલ્યું છે? મ્હેં કહ્યું કે, હે સુંદરિ? ત્હારા હૃદયને હરણ કરનારા એવા ત્હારા પ્રિયતમે મોકલ્યુ છે. તે બોલી અરે? હું તો કન્યા છું. હે ભદ્રે? મ્હારો પ્રિયતમ કયાંથી? પછી હું બોલી, હે તન્વંગી? જરૂર ત્હારૂં ધારેલું તે પણ સત્ય થશે. ત્યાર બાદ મંદ સ્વરથી અસ્ફુટ અક્ષરો વડે તે બોલી, હે સખી? મ્હારાં મંદ ભાગિણીનાં એવાં પુણ્ય કયાંથી હોય? કે, એ મ્હારો સ્વામી થાય? એનું તો દર્શન માત્ર પણ બહુ દુર્લભ છે માત્ર આટલું તે બોલી તેટલામાં તેની આંખોમાં આંસુ ભરાઇ ગયાં અને નિ:શ્વાસ મૂકતી તે ફરીથી મૂર્છિત થઈ ગઇ ત્યારે તેની સખીઓએ મ્હને કહ્યું કે, જલદી તુ ત્યાં જા અને નિર્દય હૃદયવાળા તે સુભગને અતિશય પ્રેમને ધારણ કરતી આ બાલાનું વૃત્તાંત ત્હારા અનુભવ પ્રમાણે તુ નિવેદન કર. અને વિશેષમાં ત્હેને એટલુ કહેવાનું છે કે, જો ક્ષેમ કુશલતાએ આજની આ રાત્રી કદાચિત જાય તો પ્રભાતમાં આ બાલાને અમે ઉદ્યાનમાં લાવીશું, અને જરૂર તે ભાગ્યશાળી એને દર્શ આપે તેવી ત્હારે ત્યાં ગોઠવણ કરવી. કારણ કે, તેના દર્શનથીજ આ બાલા જીવી શકશે.અન્યથા તે યમરાજાના શરણ થશે એવો અમ્હારો નિશ્ચય છે. આ પ્રમાણે તેમણે મ્હને બહુ આજીજી કરી કહ્યુ. પછી હું આપની પાસે આવી છું.

આ પ્રમાણે આમ્રલતાએ કહેલું તેણીનું વૃત્તાંત સાંભળી તેના વિરહને લીધે ઘણોજ મ્હારો સંતાપ વધી પડયો અને હુ ચિંતા કરવા લાગ્યો કે, અરે? અસહ્ય

**ચિત્રવેગનોસંતાપ.**

વિરહાનળથી તપ્ત થયેલી એવી તે બાલા જો આ નિમિત્તે મરી જશે તો મ્હારૂં પણ જરૂર મરણ જ થશે. અથવા જો તે મ્હારી ઉપર સ્નેહવાળી હોય તો તે સમયે મ્હને પ્રત્યુત્તર પણ કેમ તેણે ન આપ્યો? માટે એ ઉપરથી એમ માલુમ પડે છે કે જોઇયે તેટલો સ્નેહ તેનો મ્હારી ઉપર છે નહીં જો કે તે બાલાનો સ્નેહ નહી હોય તોપણ તેના વિરહથી મ્હારૂં હૃદય તો પ્રજવલિત અગ્નિની ઝળઝળાટ જ્વાલાઓ વડે વ્યાપ્ત હોય ને શુ? એમ ભાસે છે વળી તે પ્રિયાને જોનાર તો નેત્રો છે માટે આ વિરહાગ્નિમા નેત્રોનોજ દાહ થવો જોઇએ. એમાં હૃદયનો શો અપરાધ છે? જેથી તે નિર્દયપણે એને બાળે છે? આ ઉપરથી તો બીજાએ કરેલું બીજો ભોગવતો નથી એ શાસ્ત્ર વચન પણ અન્યથા થયુ, જોકે તેને જોનારા નેત્ર છે અને સતાપ હૃદયને થયો છે. તે પ્રિયાને નહિ જોઇ શકતાં એવા દગ્ધ નેત્રો ભલે રૂદન કરે. પરતુ હે હૃદય? ત્હારો વિષય તો ચિતવન કરવાનો છે અને તે તો ત્હારે સ્વાધીન છે, તો પછી તુ શા માટે વિદીર્ણ થાય છે? માત્ર ચિતવન કરવાનો ત્હારો સ્વભાવ છે તે તું કર્યા કર. પ્રથમ નેત્રોએ તેને જોઇ પછી હૃદયે ત્હેનો દૃઢ પ્રતિબધ કર્યો, હવે અપરાધ જોઇએ તો વસ્તુત: તેઓ બન્નેનો સરખો છે, છતાં પણ તે હૃદયને અત્યંત બાળે છે અને નેત્રોને તો કંઇ નથી એમ વિચાર શ્રેણીમાં હુ ગોથાં મારતો હતો.

**સૂર્યાસ્તસમય.**

તેટલામા સમગ્ર ભૂમડલનુ પરિભ્રમણ કરીને સૂર્ય દેવ માર્ગના પરિશ્રમથી ખિન્ન થયો હોય ને શું? તેમ તે અસ્તાચલના શિખર ઉપર વિશ્રાંતિ માટે ગયો. આ સૂર્યમડલે

પોતાના પ્રચંડ કિરણો વડે પૃથ્વીને ખુબ તપાવી છે એવા રોષથી, અસ્તગિરિએ પોતાના મસ્તક ઉપરથી તેને નાખી દીધો હોય ને શું ? તેમ માલુમ પડે છે ત્યાર બાદ સૂર્ય અસ્તાચલનો ત્યાગ કરી ચાલ્યો ગયો એમ જાણી તેની પાછળ લાગેલી અને રોષ વડે રક્ત મુખવાળી હોય ને શુ ? એવી સધ્યા અસ્તાચલ ઉપર એકદમ પ્રગટ થઈ ક્ષણ માત્રમા સર્વ દિગ્મંડલમાં અંધકાર વ્યાપી ગયુ, રાત્રીનો દેખાવ આબેહુબ નજરે પડવા લાગ્યો, અતિશ્યામ એવું ગગન મડલ તારાઓથી ભરપૂર દીપવા લાગ્યું, કૌશિકોના ભયંકર હુંકારા ચારે તરફ સભળાવા લાગ્યા

**ચંદ્રોદય.**

તેટલામા નિશાપતિ-ચદ્રનો ઉદય થયો, શાત અને તેજસ્વી કિરણોના પ્રભાવથી અધકારનો તિરોભાવ થવા લાગ્યો, યુવતિયોનાં માન પણ શિથિલ થવા લાગ્યા, ચદ્રરૂપી પવનને લીધે વિરાહાગ્નિ પ્રદીપ્ત થવા લાગ્યો, જેથી મ્હારૂં હૃદય સેંકડો ગણું બળવા લાગ્યું, તે જોઈ હુ વિચાર કરવા લાગ્યો, અરે ? આ ચંદ્ર તો અમૃતમય સભળાય છે, પરંતુ તેણીના વિરહને લીધે આજે મ્હને વિજળીના પુંજ સમાન આ થઇ પડયો છે. વળી હે હૃદય ? શા માટે તુ આટલું બધું બળે છે ? અને અતિ ઉદ્વેગ કરવાનુ ત્હારે શું કામ છે ? તેમજ જે માણસ આપણા સ્વાધીન નથી, વળી જેને મળવાનો સર્વથા સભવ પણ નથી, એવા માણસ ઉપર પ્રથમથી તું સ્નેહ શા માટે કરે છે ! હે હૃદય ! જે માણસ આપણા ઉપર સ્નેહ કરે તેનાજ ઉપર સ્નેહ રાખવો તે ઉચિત છે, પરંતુ અતિ દૂર રહેવા છતાં પણ જે હૃદયને બાળેછે, તેની ઉપર રાગ કરવો

વૃથા છે. જેરાગ હૃદય વડેજ વહન કરાય છે, તેજરાગ વળી હૃદયને બાળે છે, હવે આ વાર્તા કોને કહેવી ? શરણથી જ ભય ઉત્પન્ન થયો તો પછી શું કરવું ? વળી મ્હારા હૃદયને શાંત કરનાર તો કમલોદરસમાન અતિસુકોમલ એવા તેણીના હસ્તનેજ હુ માનુ છુ. હવે તેણીનો તે સુકોમલ હસ્ત જે દિવસે મ્હારા હસ્તનો સ્પર્શ કરે, તેવો દિવસ કોઇ આવશે ખરો ? અરે ? તેણીની સાથે પાણિ ગ્રહણાદિકતો દૂર રહ્યુ, પરંતુ મ્હારા હૃદયને ઇષ્ટ એવા તેણીનાદર્શનને પણ હું દુર્લભ માનું છુ. વિરહ દુ.ખને શાંત કરનાર તેણીનું મુખારવિંદ જો મ્હારી દૃષ્ટિગોચર નથાયતો મ્હારૂં જીવિત વૃથા છે, એટલું જ નહીં પરંતુ આ મનુષ્યભવ પણ નિરર્થક છે. અથવા જો મ્હારૂં દૈવ અનુકૂળ હશે તો **આમ્રલતાના** કહેવા પ્રમાણે પ્રભાતમા તેનું મ્હને દર્શન થશે

પ્રચંડ વિરહાગ્નિની જ્વાલાઓ વડે બહુ તપિ ગયેલા એવા આ હૃદયને શાંત કરવા માટે તે દયિતાના દર્શનરૂપી ઔષધ વિના બીજો કોઇ પણ ઉપાય નથી.

ઇત્યાદિક વિકલ્પચક્રમા અથડાવાથી મ્હને નિદ્રાદેવીનું-દર્શન પણ થયું નહીં અને ચિંતામાં ને ચિંતામાં તે રાત્રી ચાર પ્રહરની હોવા છતાં પણ મ્હને તે સમયે હજાર પ્રહર સમાન દુઃખદાયક થઈ પડી. મુખેથી વર્ણવી પણ ન શકાય તેવા દુઃસહ સંતાપથી તપી ગયેલું મ્હારૂં હૃદય ફુટવાની તૈયારીમાં હતું, પરંતુ પ્રિયાના દર્શનની આશાને લીધેજ તે ટકી રહ્યુ છે, એમ હું માનું છુ. ત્યારબાદ પોતાના શીતલ કિરણોના સમૂહ વડે પણ મ્હારો સંતાપ તે દૂર કરી શકયો નહીં. તેથી તે ચંદ્ર લજ્જાનો માર્યો અસ્તાચલ ઉપર ગયો હોયને

શું ? એમ ક્ષણમાત્રમાં તે અદૃસ્ય થઇ ગયો. એટલે પ્રભાત-રૂપી ઉત્તમ હસ્તિએ નિર્મૂલ કરેલી અને ચંદ્રરૂપી પક્ષીએ ત્યાગ કરેલી એવી રાત્રીરૂપી વેલડીનાં તારારૂપી પુષ્પો જાણે ખરી પડતાં હોયને શું ? તેમજ સૂર્યમંડલની હવે તૈયારીછે, એમ લોકોને જણાવવા માટે જેમ ક્ષણમાત્રમાં પૂર્વ દિશા કેસુડાં અને પોપટની ચાંચ સમાન લાલ મુખવાળી દેખાવા લાગી. અનુક્રમે સૂર્યના કિરણો પ્રસરવા લાગ્યા, પ્રચંડ કિરણોથી દિગંતરો છવાઇ ગયાં, જેથી કમલ વનો એકદમ ખીલવા લાગ્યાં. રથાગ (ચક્રવાક) પક્ષીઓનાં જોડલાં સાથે ફરવા લાગ્યાં, આ પ્રમાણે સૂર્યોદયનો પ્રભાવ મ્હારા જાણવામાં આવ્યો કે, તરત જ હું પણ શયનમાંથી બેઠો થયો અને પ્રભાતનાં કાર્ય કરવા લાગ્યો. વળી હે સુપ્રતિષ્ઠ ? તે દયિતાનું હવે મ્હને દર્શન થશે, એમ જાણી મ્હારા હૃદયમાં અનન્ય હર્ષ થયો. શ્રીધનેશ્વર મુનિએ રચેલી, સુબોધ ગાથાઓના સમૂહ વડે રમણીય અને રાગ તથા દ્વેષરૂપી અગ્નિ અને વિષને હરણ કરવામાં જળ અને મંત્ર સમાન સુરસુંદરીનામે કથા સબંધિ વિરહાવસ્થામા સૂર્યોદય નામે સુપ્રસિદ્ધ આ તૃતીય પરિચ્છેદ સમાપ્ત થયો.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्र-
स्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादे विरहे सूर्योद्गमनाम-
तृतीयपरिच्छेदः समाप्तः



## अथचतुर्थपरिच्छेदः

મ્હારા મામાનો દીકરો **ભાનુવેગ** મારી પાસે આવ્યો અને હસતે મુખે મ્હને કહેવા લાગ્યો

**વાદ્યનાદ.**

કે, **આમ્રલતા**ના કહેવા પ્રમાણે ઉદ્યાનમાં તું જા, તે સાંભળી મ્હારા હૃદયમાં બહુ આનંદ થયો અને મ્હેં ત્હેને કહ્યું કે, ભાઇ? હું જાઉ છું, એમ કહી તત્કાલ ઉચિત એવું કાર્ય કરવાનો હું પ્રારંભ કરતો હતો, તેટલામા માંગળિક વાજીંત્રોની ગભીર ગર્જના મ્હારા સાભળવામા આવી. તે સાંભળતાં જ મ્હારા હૃદયમાં એકદમ આઘાત થયો અને બહુ ગભરાટમાં હુ પડી ગયો, પછી મ્હેં **ભાનુવેગને** પૂછ્યું ભાઇ? આ વાજીંત્ર ક્યાં વાગે છે? **ભાનુવેગ** બોલ્યો હું પણ એનુ બરોબર કારણ જાણતો નથી, પરતુ **અમિતગતિ**ના ઘેર આ વાજીંત્રનો નાદ થતો હોય એમ લાગે છે. ત્યારબાદ મ્હેં વિચાર કર્યો કે, રાત્રીનો સમય બહુ કષ્ટથી વ્યતીત કર્યો. હવે પ્રિયાના સમાગમનો સમય નજીક આવી પહોંચ્યો છે, છતાં પણ આ અધિક સંતાપ આવી પડ્યો. હવે મ્હારા દુઃખનો કંઇ પાર રહ્યો નહી, વળી આ મ્હારૂં વામનેત્ર પણ ફરકી રહ્યુ છે. માટે કંઇ પણ અહીં કારણ હોવું જોઇએ, હાલના ચિન્હો વિપરીત દેખાય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે;– छिद्रेष्वनर्था वहुलीभवन्ति, છિદ્રોની અંદર અનેક પ્રકારના અનર્થ પ્રગટ થાય છે. તેમજ ભાગ્યહીન પુરૂષને સતફલની પ્રાપ્તિ દુર્લભ થઇ પડે છે જેમકે,–

दैवं फलति सर्वत्र, न च विद्या न च पौरुषम् ।
समुद्रमथनाल्लेभे, हरिर्लक्ष्मीं हरोविषम् ॥ १ ॥

અર્થ—"દરેક સ્થળે દૈવ શિવાય ફલપ્રાપ્તિ થઈ શકતી નથી. વિદ્યા અને પરાક્રમ દૈવની આગળ નિરર્થક થાય છે. કારણ કે, દેવ અને દૈત્યોએ એકઠા થઇ રત્નો માટે સમુદ્ર મંથન કર્યો, ત્યારે હરિને લક્ષ્મી મળી અને શંકરે વિષપાન કર્યું. માટે દૈવગતિ બળવાન્ છે" વળી દૈવની આગળ કોઇનો વિચાર સિદ્ધ થતો નથી. જેમકે;—

अघटितघटितानि घटयति, सुघटितघटितानि जर्जरीकुरुते ।
विधिरेव तानि घटयति, यानि पुमान्नैव चिन्तयति ॥ २ ॥

અર્થ—"વિધિ—દૈવની રચના એવી છે કે, અઘટિત કાર્યોને સુઘટિત કરે છે અને સુઘટિત કાર્યોને જીર્ણ કરે છે. તેમજ જે કાર્યોને પુરૂષ કોઈ દિવસ ચિંતવતો નથી, તેવાં કાર્યોને દૈવ ક્ષણમાત્રમાં સિદ્ધ કરે છે." માટે આટલા ઉપાય કર્યા છતાં પણ મ્હારો મનોરથ સિદ્ધ થતો નથી, તે મ્હારા ભાગ્યની જ ખામી છે. વળી સાત સાંધે અને તેર તૂટે એ ન્યાય બરોબર મ્હને લાગુ પડયો છે. ઠીક હવે આથમ્યા કેડે અસ્ર અને લુંટયા કેડે ભય શો? જેમ બને તેમ ખરૂં, એમ કેટલોક ઉહાપોહ કરીને પછી મ્હે આમ્રલતાને બોલાવી તે પણ તરત જ મ્હારી પાસે આવી, મ્હેં તેને પૂછયું કે, આ વાજીંત્રો કયાં વાગે છે? કોઈ પણ સ્થળમાં માંગળિક પ્રસંગ ત્હારા સાંભળવામા આવ્યો છે? કોઇ પણ કાર્ય તો હોવું જોઈએ; અન્યથા આવાં વાદ્ય વાગે નહીં,

માટે તું જલ્દી જા અને એનો તપાસ કરી ચોક્કસ હકીકત મ્હને અહીં આવીને તું નિવેદન કર.

**વિવાહ મહોત્સવ**

તે સાંભળી **આમ્રલતા** એકદમ ત્યાં ગઇ. તેમજ ત્યાંના સર્વ સમાચાર લઇ ક્ષણમાત્રમા તે મ્હારી પાસે આવી, તેજ વખતે તેના મુખની કાંતિ બહુ જ ઝાંખી પડી હતી, તેમજ તેની ગતિ પણ કંઇક શોકને સૂચવતી હતી આવી તેની સ્થિતિ જોઇ મ્હેં ત્હેને પૂછ્યું, એટલે તે જરા અચકાઇને બોલી કે, હું અહીંથી નીકળીને **અમિતગતિ**ને ઘેર ગઇ અને ત્યાં જોયું તો તેના દ્વારમાં એટલી બધી માણસોની ઠઠ્ઠી જામેલી હતી કે, મ્હારાથી અંદર પ્રવેશ પણ થઇ શક્યો નહીં, પછી હું આમતેમ ફાંફા મારવા લાગી, તેવામાં **બંધુદત્ત** મ્હારી નજરે પડ્યો, બહુ ભીડમાં તેની પાસે જઈ મ્હેં પૂછ્યું કે, આ મહોત્સવ શાનો છે? પછી તે બોલ્યો. હે ભદ્રે! તું જાણતી નથી કે આ **કનકમાલા**નો લગ્ન મહોત્સવ છે. વળી **ગંગાવર્ત** નામે વિદ્યાધરોનુ નગર છે, તેના **શ્રીગંધવાહન** નામે બહુ પ્રસિદ્ધ રાજા છે, તેનો પુત્ર **નભોવાહન** નામે યુવરાજ સભળાય છે, તે રૂપગુણ અને કલાઓમાં બહુ જ પ્રશંસનીય છે, એમ જાણી **કનકમાલા** ત્હેને આપવામા આવી છે આ પ્રમાણે **બંધુદત્ત**ના મુખથી હકીકતસાંભળી હું આપની પાસે આવી છું. હું શું કરૂં? મ્હારા દુર્ભાગ્યને લીધે આવું કર્ણકટુવચન વિના ઉપાયે મ્હારે આપની આગળ કહેવું પડે છે.

એમ તે ભીરૂનું વચન સાંભળી મ્હારૂં હૃદય એકદમ ધખવા લાગ્યુ, તેમજ શોકરૂપી પ્રચંડ મુદ્‌ગરથી હણાયેલો હુ મૂર્છાવશ થઇ ગયો તેમજ મ્હારા નેત્ર મીચાઇ ગયાં. જેથી હું બેભાન થઇ પૃથ્વી પર પડી ગયો તેવી મ્હારી સ્થિતિ જોઇ સર્વ લોકો એકદમ ગભરાઈ ગયા અને શીતલાદિક ઉપચાર કરવા લાગ્યા. કપૂર, બરાસ અને ગોશીર્ષ ચંદનના જલનો સેક, તેમજ કેટલાક સુકોમલ વીંજણાઓ લઇ મ્હને પવન નાખવા લાગ્યા. જેથી મ્હારી મૂર્છા ઉતરી ગઈ પછી મ્હને વિચાર થયો કે, આ સર્વ દુર્વિહિત દૈવનુ જ કાર્ય છે

**ચિત્રવેગની મૂર્છા.**

ક્ષણમાત્રમાં પ્રિયાના સંગમનો મ્હારો મનોરથ નષ્ટ કરવામં કેવી એણે કમ્મર કશી છે! જુઓ? દુર્દૈવનુ કર્ત્તવ્ય કંઇ પણ હવે બાકી રહ્યુ? અથવા હર્ષસહિત અભિલાષમાં ઉદ્યત્ થયેલુ હૃદય કઈ અન્ય ચિંતવે છે અને દૈવનિયોગથી કાર્યારંભ કોઈ અન્ય પ્રકારનો જ પરિણમે છે. વળી એ કન્યા કયાં? અને હું કયા? અમ્હારા બન્નનો આટલો બધો દૃઢ સ્નેહબંધ પરસ્પર કયાથી થયો? પરંતુ હતાશ એવા વિધિએ આ સર્વ ખેલ બગાડી નાખ્યો, હે દૈવ! પ્રથમથી જ જો ત્હારી આ પ્રમાણે કરવાની બુદ્ધિ હતી તો, પહેલાં મ્હારો એણીની સાથે દૃષ્ટિમેળાપ શા માટે ત્હેં કરાવ્યો? રે? હતાશ દૈવ? ગાઢ પ્રેમસહિત તેણીનું દર્શન મ્હને કરાવીને તે મૃગાક્ષીની અન્ય રાજાની સાથે યોજના કરતાં શું ત્હને કઇ પણ લજ્જા નહીં આવે?

**દૈવનેઉપાલંભ.**

અરે ? આવા અયોગ્ય કાર્યમાં અધમ માણુસ પણ વિચારશીલ થાય છે, તો શું ત્હને કંઈ પણ વિચાર નથી ? અસ્તુ દૈવગતિ બળવાન્ છે, વળી આ મ્હારાં નેત્રોની ઉપર વજ્રપાત થવો જોઇએ, અથવા એનાથી પણ કઇ કઠિન વસ્તુ પડવી જોઈએ. કારણુ કે, અજ્ઞાતજનને દેખીને જેઓ આવો દુઃખદાયક પ્રતિબંધ કરે છે.

હે હૃદય ? ક્ષણુમાત્રના પરિચયવાળા અને બહુ દુર્લભ એવા માણુસની પ્રાપ્તિ માટે આટલો બધો તુ કેમ સ્નેહ કરે છે ? અશક્ય વસ્તુની આશા રાખવી નકામી છે. માટે હવે તું ઘણો ખેદ કરવો છોડી દે, કારણુ કે, હાલમાં દૈવગતિ બહુ વિપરીત છે વળી હે હૃદય ? આટલુ અસહ્ય ગાઢ દુઃખ ત્હને પડ્યું છે છતા પણ તુ વજ્રથી ઘડાયેલુ છે એમ હુ માનુ છું. અન્યથા ત્હારા સેંકડો ટુકડા કેમ ન થઇ જાય ? એમ કેટલાક હું સંકલ્પવિકલ્પ કરતો હતો, અને તે પ્રસંગે મ્હારા દુઃખનો તો પાર જ નહોતો, મ્હારૂં હૃદય તો તેણીના વિરહાનળથી બહુ ધગધગતું હતું, તે પ્રસંગે હે કુમાર ? ફરીથી પણ તે **સોમલતા** મ્હારી પાસે આવી, તે સમયે તેણીનું હૃદય કંઇક હર્ષવાળું મ્હને માલુમ પડ્યુ. અત્યંત વિષાદરૂપી કાદવમાં ખુચી ગયેલો મ્હને જોઈ મ્હારી પાસમાં બેસી તે બોલી. હે સુંદર ? તુ અતિશય ઉદાસ મનવાળો કેમ દેખાય છે? શુ વિવાહની વાર્ત્તા સાભળીને તુ આવો ઉદાસી બન્યો છે ! પ્રથમ મ્હારૂં કહેવું તો તુ સાભળ ! પછી મ્હે કહ્યું કે હે **સોમલત્તે** ! હજુ પણુ અમને આસંબંધી કોઇ પણ આશા હોય ખરી ! જેથી તું આ પ્રમાણે બોલે છે !

આશાબંધન.

ત્યારબાદ **સોમલતા** બોલી, હે સુભગ ? ત્હારા વિરહને લીધે મૂર્છિત થયેલી **કનકમાલાને** જોઇ **આમ્રલતાને** કાલે ત્હારી પાસે અમે મોકલી હતી. અને તે **કનકમાલાને** પણ તેની સખીઓએ ત્હારા સમાગમને સૂચવનાર વચનો વડે શાંત કરી હતી. છતાં પણ તે વરાકી ત્હારા સમાગમને નહીં પામતી છતી ક્ષણ માત્રમાં મૂર્છા પામે છે, તો ક્ષણમાં ઉભી થાય છે, વળી મુખેથી હુંકારા કરે છે, ક્ષણમાં હસે છે, વળી ગાય છે, ઘડીમાં કંપે છે, રૂવે છે અને ક્ષણમાં ઉદ્વેગ કરવા લાગી જાય છે વળી ગ્રહોથી ગ્રહણ કરાયેલી હોય ને શું ? તેમ તે બાલાને અયુક્ત ચેષ્ટાઓ કરતી જોઇ તેનો સખીજન ઉપહાસ કરે છે, તોપણ તે બીચારી કંઇ પણ જાણી શકતી નથી, એવું તેનું હૃદય મુગ્ધ બની ગયું છે વળી આવી તેની સ્થિતિ જોઈ મ્હેં વિચાર કર્યો કે, ગાઢ અનુરાગવાળી આ બાલાના પ્રાણ જ્યાં સુધી આબાદ રહે, તેટલામાં કોઈપણ ઉપાય હું કરૂં.

ચિત્રમાલા.

એમ વિચાર કરી હું તરતજ **ચિત્રમાલા** નામે તેની માતા પાસે ગઇ અને ત્હેને એકાંતમા બોલાવીને તે સર્વ વૃત્તાંત મેં ત્હેને કહ્યું, પછી **ચિત્રમાલા** પણ સર્વ વૃત્તાતનો સાર જાણી **કનકમાલાની** પાસે આવી અને બોલી કે, હે પુત્રી ? તું આટલા બધા ઉદ્વેગમાં શા માટે પડી છે ? તેમજ આવું ખિન્ન મુખ કરીને તું કેમ બેઠી છે ? આટલું કહેવા છતા પણ તુ પ્રત્યુત્તર કેમ આપતી નથી ? હે પુત્રી ? આ કાર્ય કરવું આપણને કંઈ પણ કઠિન

નથી, માટે ત્હારે બીલકુલ ખેદ કરવો નહીં. વળી હે પુત્રી ? **ચિત્રભાનુ** રાજા આપણે સ્વાધીન છે, અને તું પણ કન્યા છે, તેમજ રૂપ અને કલાઓ વડે **ચિત્રવેગ** ત્હારે માટે લાયક છે, તેની ઉપર ત્હારો અનુરાગ થયો છે. તેથી સર્વ અનુકુલ થયું છે, હવે હે પુત્રી ? એમાં કોઇ પ્રકારની ત્હારે ચિંતા કરવી નહીં પરંતુ ત્હારા પિતા હાલમાં ઘેર નથી. કારણકે; **ગંગાવર્ત્ત** નામે વિદ્યાધરોનું એક પ્રખ્યાત નગર છે. તેમાં **ગંધવાહન** નામે વિદ્યાધરોનો રાજા છે તેની પાસે કંઇક રાજ કાર્ય માટે તેઓ ગયેલા છે. તેમને આવવા દે, તે આવે કે તરતજ ત્હારો વિવાહ મ્હોટા ઉત્સવસહિત આનંદપૂર્વક **ચિત્રવેગ**ની સાથે કરાવીશું વળી આ ચૈત્ર માસપણ પ્રાયે સમાપ્ત થવાઆવ્યો છે, એટલે લગ્ન પણ હવે જલદી આવશે માટે હે પુત્રી ? આ સંબંધી ત્હારે કંઇપણ ખેદ કરવો નહીં. આ પ્રમાણે તેની માતાના કહેવાથી તેણીનો વિરહાગ્નિ સંબંધિ
*સંતાપ ઓછો થવાથી કંઇક શુદ્ધિમાં આવેલી તેને જોઇ તેની માતા ત્યાંથી ઉઠી

અમિતગતિ.

એટલામાં તરતજ તેનો પિતા **અમિતગતિ** ગંગાવર્ત્ત નગરમાંથી ત્યાં આવ્યો સર્વ પરિજન લોકોએ તેનો વિનય પૂર્વક સત્કાર કર્યો. પશ્ચાત્ અભ્યંગ સ્નાન કરી ચંદનનો લેપ કર્યો, બાદ ભોજનની સમગ્ર સામગ્રી તૈયાર હોવાથી નિયમસરભોજન કરી પોતે પ્રાસાદની ઉપરની ભૂમિએ જઈ અમૂલ્ય આસન ઉપર વિરાજમાન થઇ ગયો, પછી હું પણ **ચિત્રમાલાને** સાથે લઈ ત્યાં આગળ ગઈ. પ્રથમ તેણીએ પોતાના સ્વામિને કુશલ વાર્ત્તા પૂછી, ત્યારબાદ **ચિત્રમાલાએ**

પોતાની પુત્રીની સમસ્ત વાર્ત્તા ત્હેને કહી સભળાવી. તે સાંભળી **અમિતગતિનું** મુખારવિંદ એકદમ શ્યામ પડી ગયું, અને તે બોલ્યો કે; અરે ? મ્હારા ઉપર મહા દુઃખ આવી પડ્યું ? હવે આ દુઃખનો ઉદ્ધાર મ્હારે કેવી રીતે કરવો ? તે સાંભળી **ચિત્રમાલા** બોલી. હે પ્રિયતમ ? આપના ઉપર દુઃખ પડવાનું શું કારણ બન્યું છે ? તે તો ત્હમે મ્હને કહો. ત્યારબાદ **અમિતગતિ** બોલ્યો. હે પ્રિયતમે ? તે સાંભળવાની ત્હારી ઇચ્છા હોય તો તું સાંભળ,

દુઃખનું કારણ.

કોઇક રાજ કાર્યને લીધે ગંગાવર્ત્ત નગરમાં શ્રી **ગંધવાહન** રાજાની પાસે તે વખતે હું ગયો હતો. રાજા કચેરીની અંદર ગજયાસને બહુ આનન્દથી બેઠેલો હતો, ત્યાં જઇ વિનય પૂર્વક હું ઉચ્ચાસને બેઠો. પરસ્પર અમ્હારૂં સંભાષણ થયા બાદ મ્હેં તેમને રાજકાર્ય નિવેદન કર્યું, તેટલામાં હે સુંદરિ ? ત્યાં દ્વારપાલ આવ્યો અને પ્રણામ કરી તેણે જણાવ્યું કે, હે મહારાજ ? આપના દર્શન માટે કોઇક વિદ્યાધર કુમાર દ્વારમાં ઉભો છે. તરતજ રાજાએ આજ્ઞા કરી એટલે તે વિદ્યાધરે સભાની અંદર પ્રવેશ કર્યો, રાજાને પ્રણામ કરી તે કુમાર બોલ્યો.

**સુરવાહન મુનીન્દ્ર.**

હે દેવ ? વૈતાઢ્યગિરિમાં સુરવાહન નામે વિદ્યાધરનો અધિપતિ છે, જે સકલ વિદ્યાઓને સિદ્ધ કરેલો છે, [illegible] [illegible] તે [illegible] [illegible] સિદ્ધ કરેલાં છે [illegible]

વળી જે અપમાનરહિત વિદ્યાધરોની રાજલક્ષ્મીનો અનુભવ કરીને વિખ્યાત યશવાળા પુત્રરૂપ આપને પોતાના સ્થાનમાં સ્થાપન કરી, પોતે સંસારવાસથી ઉદ્વિગ્ન થયા, તેમજ લૌકિક વિભૂતિની અસારતા તેમના સમજવામાં આવી, વસ્ત્રનાઅગ્ર ભાગમાં લાગેલા જીર્ણ તૃણુની માફક રાજ્ય લક્ષ્મીનો ત્યાગ કરી, શ્રીરૂષભદેવ ભગવાને કહેલું સર્વ વિરતિ રૂપ ચારિત્ર, **ચિત્રાંગદ** મુનિવરની પાસે જેમણે લીધું હતું, તે તમ્હારા પિતા **સુરવાહનવિદ્યાધરમુનિવર** પોતાના પરમ પવિત્ર ગુરૂ પાસે ગ્રહણ તથા આ સેવન રૂપ બન્ને પ્રકારની શિક્ષાનો અભ્યાસ કરી, શાસ્ત્રમાં બહુ દક્ષ થઈ, એકાકી વિહાર પ્રતિમાને અંગીકાર કરી, છઠ્ઠ, અઠ્ઠમ, દશમ, દ્વાદશાદિક નાના પ્રકારની તપશ્ચર્યામા ઉદ્યુક્ત થઈ, ગ્રામ, નગર, પુર, પાટણ અને આકર આદિકથીવિભૂષિત એવી વિશાળ પૃથ્વી ઉપર વિહાર કરતા અને ભવ્ય પ્રાણીઓનો સદ્ બોધવડે ઉદ્ધાર કરતા આજે આ વૈતાઢયના **ચિત્રકૂટ** શિખર ઉપર પધાર્યા છે;

**કેવળજ્ઞાન.**

વળી પ્રાપ્ત કરી છે નાના પ્રકારની પ્રતિમાઓ જેમણે અને શુકલ ધ્યાનના પ્રભાવથી ક્ષીણ થયો છે મોહ જેમનો એવા તેમુનીંદ્રને લોકાલોકને પ્રકાશ કરનાર એવું કેવલ જ્ઞાન ઉત્પન્ન થયુ છે. એ પ્રમાણે તે વિદ્યાધર-કુમારનું વચન સાંભળી **ગંધવાહન** રાજાના હૃદયમાંથી એકદમ અમંદ હર્ષ ઉભરાઇ જવા લાગ્યો અને તેનાં નેત્ર પણ પ્રફુલ્લ થઇ ગયા. પછી તે ઉત્કંઠા પૂર્વક બોલ્યો. હે સંગત ? તું અહીં મ્હારી પાસે આવ, આજે મ્હારા પૂજ્ય પિતાના કેવલ જ્ઞાનની વાર્ત્તાવડે ત્હેં મ્હારૂં જીવિત સફલ કર્યું, અહો ? આજે મ્હારા આનંદની

સીમા રહી નથી, એમ કહી તેણે પોતાના શરીરે પ્હેરેલાં સર્વ આભરણ વસ્ત્રાદિક ઉતારી તેના શરીરે પ્હેરાવી દીધાં, અને ભંડારના અધિપતિને આજ્ઞા કરી કે, પ્રીતિ દાનમાં સાડાબાર કરોડ ઉત્તમ સોનૈયા તમે એને આપી દ્યો ત્યારબાદ રાજાના કહ્યા પ્રમાણે તેણે તેને તે દ્રવ્ય આપ્યુ. પછી તરત ગંધ-વાહન રાજા વિદ્યાધરોના સમુદાય સહિત પોતાના પિતાને ભક્તિ વડે વંદન કરવા માટે ચિત્રકૂટ ઉપર ચાલ્યો તે સમયે વિદ્યા વડે રચેલાં વિમાનોમાં આરૂઢ થયેલા એવા પોતપોતાના પરિજન સહિત, ઉત્તમ પ્રકારનાં શુભ આભરણ વસ્ત્રાદિકથી વિરાજીત સમસ્ત નગરના લોકો પણ તેની પાછળ તૈયાર થઈ ચાલવા લાગ્યા તેમજ તેઓની સાથે મુનિ-મહારાજના દર્શન માટે હું પણ ચાલ્યો. અનુક્રમે મ્હોટા આડંબર સાથે અમે સર્વે ચિત્રકૂટની પાસમા જઇ પહોંચ્યા. ત્યારબાદ ચિત્રકૂટમાં પ્રયાણ કરતા ચાર પ્રકારના દેવ વર્ગને જોઈ, અતિશય પ્રમુદિત થયું છે મન જેનું એવા ગંધ-વાહન રાજાનુ મુખારવિંદ બહુ પ્રફુલ્લ થઇ ગયું, અને પોતાના બહુ પરિવાર સહિત જલદી પ્રયત્ન પૂર્વક તે ત્યાં ગયો, બાદ દેવોએ કર્યો છે મહિમા જેમનો, તેમજ દેવાંગના ઓ વડે સ્તુતિ કરાતા એવા તે મુનિવરને જોઇ ત્રણવાર તેમની પ્રદક્ષિણા કરીને, બહુ માન વડે અત્યંત રોમાંચિત થયું છે શરીર જેનું એવો તે રાજા, ભૂમિતલ ઉપર મસ્તક નમાવીને પંચાંગે સ્પર્શ કરીને પ્રણામ કરવા લાગ્યો. તેમજ પ્રહર્ષ વડે નેત્રમાથી ખરતાં છે આનંદાશ્રુ જેના એવો તે ગંધવાહન રાજા મસ્તકે અંજલિ જોડી પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો.

મુનિસ્તુતિ.

હે જીવ દયા પાલક? શુકલ ધ્યાન વડે બાળી નાખ્યાં છે કર્મ રૂપી વન જેમણે, નિર્મૂળ કર્યાં છે ભવ બંધન જેમણે, જન્મ, જરા અને મરણના દુઃખને હરણ કરનાર? શાશ્વતસુખના સાધનભૂત? પ્રાપ્ત થયેલા વિશુદ્ધ કેવલ જ્ઞાન વડે સમસ્ત જ્ઞેય ભાવને જાણનાર! અને યથા ખ્યાત ચારિત્રને પ્રાપ્ત થયેલા એવા હે ભગવન્! અનાદિ અનંત એવા આ સંસાર સાગરમાં પરિભ્રમણ કરતા એવા અમને હસ્તાવલંબન આપી આપ આ સંસારમાથી તારો, આ પ્રમાણે મુનીંદ્રની સ્તુતિ કર્યા બાદ મુનિવરના મુખ કમલમાં સ્થાપન કરી છે દૃષ્ટિ જેણે અને તેમનુંજ ધ્યાન ધરતો તે રાજા ઘણો દૂર નહીં તેમજ ઘણો પાસે પણ નહીં તેવી રીતે પૃથ્વી ઉપર બેઠો.

મુનિદેશના.

પરોપકાર કરવામાંજ એક રસિક એવા શ્રીમુનીંદ્રે ગંભીર વાણી વડે ધર્મદેશનાનો પ્રારંભ કર્યો. હે ભવ્યાત્માઓ! અસાર એવા સંસાર સાગરમાં પરિભ્રમણ કરતા અને પોતાના કર્મને સ્વાધીન થયેલા એવા જીવોને કુગતિઓનો બહુ વિસ્તાર હોવાથી મનુષ્ય ભવ બહુ દુર્લભ છે, વળી તે મનુષ્યત્વ પણ જરાના ભયથી હમ્મેશાં વ્યાપ્ત રહે છે. તેમજ તે રોગ, શોક અને વ્યાધિઓનું સ્થાન ગણાય છે. વળી શારીરિક અને માનસિક અનેક દુઃખોને પડવાનું તે એક સ્થાન છે તેમજ મનુષ્યોની લક્ષ્મી આદિ સમૃદ્ધિઓ પવનથી કંપતી ધ્વજપતાકા સમાન ચંચલ છે મિત્ર,

સ્વજન, અને પિત્રાદિકનો સ્નેહભાવ અસ્થિર છે, વિષય સુખ પણ પરિણામમાં દારૂણ દુઃખ આપનાર એવા નરકાદિ દુઃખોનો હેતુ થાય છે. આરંભ અને પરિગ્રહથી સચિત એ-વા પાપનો જ તે પરિણામ છે, વળી તે પરિણામ અતિ ભયંકર એવા બંધવડે જીવોને અસહ્ય પીડાને આપનાર થાય છે, છતા મિથ્યા વિકલ્પના વશથી તે સર્વ સુખ રૂપ ભાસે છે, તેમજ અહર્નિશ પ્રવૃત્ત થયેલો મૃત્યુ રૂપ સુભટ પ્રાણીઓના સમુદાયને ખેચી લે છે, આ પ્રમાણે સંસારની સ્થિતિ છતાં, હે ભવ્યાત્માઓ ? સમ્યક્ પ્રકારે તમે વિચાર કરો, શાસ્ત્રમાં કહ્યું છે કે,

बुद्धेः फलं तत्त्वविचारणञ्च, देहस्य सारं व्रतपालनञ्च;
अर्थस्य सारं किल पात्रदानं, वाचः फलं प्रीतिकरं नराणाम्॥१॥

અર્થ—સદ્બુદ્ધિ પામવાનું ફલ માત્ર એટલુંજ છે કે; ધર્મ તત્ત્વોનો વિચાર કરવો જોઈએ, જેથી આત્મોન્નતિ થાય. તેમજઆ મનુષ્ય દેહનો સાર એ છે કે; અનેક પ્રકારનાં વ્રત પાલન કરવા વળી અનેક પ્રકારના યત્નોથી મેળવેલા ધનનો સાર એટલોજ સમજવાનો છે કે; સુપાત્રને સદ્બુદ્ધિથી દાન આપવુ. અનેવાણીનુ ફલ એ છે કે; કોઈપણ પ્રાણીને વાચક ઉપર અપ્રીતિ થાય નહી, માટે હે મહાનુભાવો ? આવો દુર્લભ મનુષ્ય ભવ પામીને તમે સદ્બુદ્ધિનો ઉપયોગ કરો વળી કેવલિ ભગવાને પ્રરૂપેલા સમ્યક્ ધર્મ શિવાય, આ સસાર ચક્રથી ભય પામેલા અનેભવ સાગરમા બૂડેલા એવા ભવ્યપ્રાણીઓને બીજુ કોઇ શરણુ નથી. એમ સમજી હે પુણ્યાત્માઓ ? દુષ્પ્રાપ્ય એવા આ માનવ જન્મને પામીને, શાશ્વત્ શિવ

સુખના કારણ ભૂત શ્રીજીનચંદ્રભગવાને કહેલા ધર્મમાં ઉદ્યુક્ત થાઓ ? અને પોતાનો જન્મ સફલ કરો. સાવદ્ય કાર્યોનો જેમા સર્વથા ત્યાગ રહેલો છે એવી પ્રવ્રજ્યા–મુનિદીક્ષાને ગ્રહણ કરીને કર્મ શત્રુનો નાશ કરો ? અને શાશ્વતસુખમય એવા મોક્ષસ્થાનને પ્રાપ્ત કરો. આ પ્રમાણે શ્રીકેવળિભગવાનની દેશના રૂપી અમૃતનુ પાન કરી **મેઘવાહન** રાજા મસ્તકે હાથ જોડી વિનય પૂર્વક બોલ્યો. હે ભગવન્ ? આપે જે જે વચન કહ્યાં તે સત્ય છે. પરંતુ મ્હારા પુત્ર **નરવાહનને** રાજ્ય સહિત સર્વ વિદ્યાઓ વિધિ પૂર્વક આપીને હું આ અસાર ગૃહવાસનો ત્યાગ કરીશ કારણ કે, ગૃહ એ મનુષ્યનો ખરેખર ગ્રાસ કરનાર છે.

**રાજપ્રશ્ન.**

તે સમયે હે સુંદરી ? પ્રશ્નનો સમય જાણી પ્રણામ કરી મ્હેં પણ શ્રીકેવલીભગવાનને પુછયુ કે, હે મુનીંદ્ર ? આપ કેવલજ્ઞાનના પ્રભાવથી લોકાલોકમાં રહેલા સર્વ પદાર્થોને સાક્ષાત્ જાણો છો તથા દેખો છો. તો મ્હારા એક સંદેહને દૂર કરો. રૂપ, ગુણ, લાવણ્ય અને વિજ્ઞાનથી સંપૂર્ણ એવી એક મ્હારે પુત્રી છે તેનું નામ **કનકમાલા** છે. અને તે મ્હારા પ્રાણોથી પણ મ્હને બહુ વ્હાલી છે. તો એ કન્યાનો મનોભીષ્ટ સ્વામી કોણ થશે ? હે ભગવન્ ! આ ચિંતાને લીધે હમ્મેશાં મ્હારૂં હૃદય પીડાયા કરે છે. જેથી સુખની પ્રવૃત્તિ અણુમાત્ર પણ મ્હારી નજરે આવતી નથી. માટે મ્હારૂં મન્ન શાન્ત થાય તેવી રીતે આ પ્રશ્નનો ઉત્તર કૃપા કરી આપ મ્હને કહો કે, તેનો

ભર્ત્તા કોઇ વિદ્યાધર થશે ? કિંવા કોઈ અન્ય થશે ? હે સુતનુ ? આ પ્રમાણે મ્હારો પ્રશ્ન સાંભળી શ્રીકેવળીભગવાને મ્હને કહ્યું કે; હે રાજન્ ! આ જુજ બાબતમાં કિંચિત્ માત્ર પણ તું ખેદ કરીશ નહીં, કારણ કે; તે કન્યાનો ભર્ત્તા કોઈને કોઈ મળી જવાનો, ન મળે તેમ બનવું અશક્ય છે. વળી વિશેષે કરી આ બાબતમાં એટલું ત્હારે ધ્યાનમાં રાખવું કે, આ વૈતાઢય પર્વતમાં સર્વ ગુણ સંપન્ન વિદ્યાધરોનું ચક્રવર્ત્તિ-પણું જે પાલન કરશે, તે વિદ્યાધરેંદ્ર આ ત્હારી પુત્રીનો ભર્ત્તા થશે, અને પૂર્વભવના સ્નેહથી બંધાયેલી ત્હારી પુત્રી તે વિદ્યાધરેંદ્રને પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય થશે, તેમજ તેના સમસ્ત અંતેઉરમાં તિલક સમાન તે મહાદેવી થશે. આ પ્રમાણે કેવળી ભગવાનનું વચન સાંભળી મ્હને ઘણો આનંદ થયો, એટલામાં ગંધવાહન રાજા મુનીંદ્રને વંદન કરી ઉભો થયો પછી હું પણ તે રાજાની સાથે તે નગરમા આવ્યો

**કનકમાલાની માગણી.**

ત્યારબાદ રાજાએ બહુ માનપૂર્વક મ્હને કહ્યું કે, હે રાજન્ ! કનકમાલા નામની તમ્હારી પુત્રી તમ્હને બહુ જ વ્હાલી છે, છતાં પણ તમ્હારે તે કોઇક પુરૂષને આપવી તો પડશે, કારણ કે એવો લૌકિક વ્યવહાર છે, તેથી મ્હારે આપને કહેવાનું એટલું જ છે કે, આપની તે કનકમાલા પુત્રી આ મ્હારા નભોવાહનને તમે આપો જેથી તેનો વિવાહ મહોત્સવ કરી તેને હું મ્હારા સ્થાનમાં સ્થાપન કરી પિતાના ચરણકમળની સેવામાં તત્પર થાઉં. અર્થાત્ દીક્ષા ગ્રહણ કરી હું મ્હારો જન્મ સફલ કરૂં. ત્યારબાદ

મ્હેં કહ્યુ કે, હે મહારાજ ! આ સબંધી આપને કંઇ પણ કહેવાની જરૂર નથી, આપને પુત્રી આપવી એમાં શી મ્હોટી વાત છે ? મ્હારા પ્રાણ પણ આપના સ્વાધીન છે. તે પુત્રીને પણ ધન્યવાદ છે કે; જે આપની સ્નુષા–પુત્રવધૂ થશે. વળી આ પ્રમાણે સબંધ થવાથી શ્રીકેવળીભગવાનની વાણી પણ સફલ થાશે, કારણ કે; તેમણે કહ્યું છે કે; વૈતાઢ્યગિરિમાં જે વિદ્યાધરોનો ચક્રવર્ત્તી રાજા થશે તેજ કનકમાલાનો ભર્ત્તા જાણવો. માટે આપના પુત્ર શિવાય હાલમા બીજો કોણ ચક્રવર્ત્તી થઇ શકે તેમ છે ? આ પ્રમાણે મ્હારૂં વચન સાંભળી પ્રફુલ્લ થયું છે મુખકમળ જેનું એવા તે **ગંધવાહન** રાજાએ તરત જ **સોમયશ** નામે જોષીને આજ્ઞા કરી કે વિવાહનું લગ્ન ક્યારે આવે છે તે તમે નક્કી કરો

**લગ્નનિરૂપણ.**

ત્યારબાદ જોષીએ સારી રીતે યોગાયોગનો તપાસ કરી કહ્યું કે, હે નરાધીશ ! વૈશાખ સુદી પંચમીની રાત્રીએ બહુ ઉત્તમ પ્રકારનું લગ્ન આવે છે, માટે તે મુહૂર્ત્ત આપણે નક્કી રાખવાનું છે. આ પ્રમાણે લગ્ન નિર્ધાર્યા બાદ મ્હેં, રાજાને કહ્યું કે, હવે મ્હને જવાની ત્હમે આજ્ઞા આપો. જેથી હું મ્હારા નગરમાં જઇ વિવાહ કાર્યની સમગ્ર સામગ્રી તયાર કરાવું. હે સુતનુ ? પછી રાજાએ મ્હને આજ્ઞા આપી એટલે તરતજ ત્યાંથી નીકળી હું અહીં આવ્યો છું. અને **કનકમાલાના** વિવાહ માટે **સોમયશ** અને **આદિત્યયશ** નામે **ગંધવાહન** રાજાના મંત્રીઓ પણ મ્હારી સાથે આવેલા છે, તેમજ આવતી કાલે પ્રભાતમાંજ **કનકમાલાનો** વિવાહ મહોત્સવ શરૂ કરવાનો છે. હવે અહીં આપણે શું કરવું ? એમ છતાં આપણે

આ કનકમાલા પુત્રી એકજ છે. એથી એની ઉપર અપાર આપણો પ્રેમ છે, વળી એનો પ્રેમ ચિત્રવેગ ઉપર થયેલો છે. માટે જો આ એક પુત્રીનો પણ મનોરથ સંપાદન કરવામાં હું શક્તિમાન્ ન થાઉં તો, હે સુંદરી ? મ્હારા જીવવા વડે શું ? તેમજ શ્રી ગંધવાહન રાજાએ મ્હોટા ગૌરવ સાથે પોતાના પુત્ર માટે આ આપણી પુત્રીની માગણી કરી છે, વળી મ્હેં પણ તેની માગણીનો સ્વીકાર કરી પુત્રીને અર્પણ કરી છે, માટે હે મૃગાક્ષી ? હાલમાં તે મ્હારૂં વચન અન્યથા કરવા માટે હું શક્તિમાન્ નથી. આ કારણથી મ્હેં ત્હને કહ્યું કે મ્હારે મ્હોટું દુઃખ આવી પડ્યું ”

હે ચિત્રવેગ ? આ પ્રમાણે પોતાના પતિનું વચન સાંભળી મ્હારી સ્વામિની ચિત્રમાલા

**ચિત્રમાલાની ચિંતા.**

પણ નિસ્તેજ મુખવાળી થઇ ગઇ. અહો ? અનેક પ્રકારના સુખ વૈભવો છતાં પણ દુઃખરૂપી દૂતનો પ્રભાવ કેવો છે ? શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

व्यथन्ति मन्त्रेण महोरगेन्द्रा–विनाम्बुसंयोगमयेह मीनाः ।
सुसाधवोऽधर्मरताऽनुपङ्गाद्, दुःखातिभारेण महाजनाश्च ॥१॥

અર્થ—“વીર્યનો પ્રતિબંધ કરનાર એવા મંત્રના પ્રભાવથી મ્હોટા મ્હોટા સર્પો ભયભીત થઈ દુઃખને આધીન થાય છે, તેમજ જળના સંયોગ શિવાય મ્હોટા મ્હોટા માછલાઓ તરફડીને પ્રાણાંત દુઃખમાં આવી પડે છે. તેમજ વળી સત્પુરૂષો પણ અધર્મીઓના સહવાસથી બહુ દુઃખી થાય છે અને સુખ સમૃદ્ધિથી પરિપૂર્ણ એવા મ્હોટા લોકો પોતાના ઉપર

અતિદુઃખ આવવાથી ભારે ભયમાં આવી પડે છે.” તેમ છતા પણ ધૈર્ય રાખી **ચિત્રમાલા** બોલી. હે સ્વામિન્ ? મ્હારા હૃદયમા એમ ભાસે છે કે, **ચિત્રવેગ**નો વિરહ થશે તો જરૂર તે **કનકમાલા** પોતાના પ્રાણોને છોડી દેશે, કારણ કે, પ્રથમ મ્હેં આપના આગમનની વાટ જોવા બદલ કેટલાંક વચન કહીને **કનકમાલા**ને ધીરજ આપી છે. હવે જો તે **ચિત્ર-વેગ**ની વાત નહીં બને તો જરૂર મ્હારા કહેવા પ્રમાણે થવાનું ત્યારબાદ **અમિતગતિ** બોલ્યો. હે સુંદરી! હવે આ કષ્ટના સમયે મ્હારે શું કરવું ? કદાચિત્ જો આ કન્યાને હું ન આપું તો **ગંધવાહન** રાજા જરૂર મ્હારી ઉપર રીસાયા વિના રહે નહીં વળી કેવલીભગવાનના વચનથી તે રાજાનો **કનકમાલા** ઉપર ઘણો આગ્રહ થયો છે. માટે હવે જો હા કહીને તેને ન આપીએ તો આમાથી મ્હોટો અનર્થ જાગે અને જો તે રાજા કોપાયમાન થાય તો આપણે આ **વૈતાઢ્ય** ગિરિમાં રહેવું પણ મુસ્કેલ પડે એટલુંજ નહીં પણ અન્ય અનિષ્ટનો ઘણો સંભવ રહે છે. કારણ કે, મ્હોટાની સાથે વૈર કરવુ એ વિનાશનુંજ મૂળ છે. અને તેવા મ્હોટા શત્રુને ઉત્પન્ન કરવાથી દાવાનલમાં પડવા જેવું થાય છે. તમજ શાસ્ત્રમાં પણ કહ્યું છે કે;—

विधाय वैरं सामर्षे, नरोऽरौ य उदासते ।
प्रक्षिप्योदर्चिषं कक्षे, शेरते तेऽभिमारुतम् ॥ १ ॥

અર્થ—જે અજ્ઞ પુરૂષો શત્રુને જાગ્રત્ કરી તે તરફ લક્ષ્ય આપ્યા શિવાય, પોતાનું અભીષ્ટ સાધવા ઇચ્છતા હોય, તો તેઓને નિવૃત્તિ કોઇ દિવસ મળતી નથી કારણ કે, તે શુષ્ક ઘાસની ગંજીમાં અગ્નિ સળગાવીને તેની નજી-

કમાં સન્મુખ પવનની લહેરમાં સુવા જેવું છે. માટે હે સુંદરી ? આપણે આ બાબતમાં બહુ વિચાર કરવા જેવું છે. વળી આપણે જો આ કન્યા ગંધવાહન રાજાને નહી આપીએ તો તેને બલાત્કારે પણ લીધા વિના તે છોડવાનો નથી તો પછી આપણે પોતેજ આપવી એ વધારે સારૂ. કારણકે, એમ કરવાથી આપણો સ્નેહ પણ ઉત્તરોત્તર વૃદ્ધિ પામે. અને જો આ કન્યા તે રાજપુત્રને ન આપતા ચિત્રવેગને આપીશું તો પછી આપણા અને ચિત્રવેગના પ્રાણ આબાદ રહેવા મુશ્કેલ છે માટે હે મૃગાક્ષી ? અહીં હવે આપણે બહુ વિકલ્પ કરવાની કંઇ પણ જરૂર નથી. તેમજ તું કનકમાલાને સમજાવ કે, તે ચિત્રવેગનો પ્રેમ છોડી દે વળી આ નભોવાહન રાજકુમાર ઉત્તમ કુલમાં જન્મેલો છે, પ્રિય વચન બોલવામાં બૃહસ્પતિ સમાન, સમસ્ત લોકોના મનને આનંદ આપવામાં બહુ દક્ષ, પરાક્રમમાં અદ્વિતીય, ધૈર્યમાં સાગર સમાન અને દાન આપવામાં કર્ણ સમાન, એવો તે પોતાના પિતાની લક્ષ્મી વડેવિભૂષિત છે. તેમજ નભોહવાહન કુમાર સમગ્ર વૈતાઢય ગિરિમાં રૂપ, યૌવન, કલા, વિદ્યા અને નિર્મલ ગુણો વડે વિખ્યાત છે માટે આપણા કુલને લાયક, અને ક્રમપરપરાથી પ્રાપ્ત થયેલો તેજ વર કનકમાલાને માટે લાયક છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,—

रूपयौवनगांभीर्य–सद्गुणैर्योविराजितः ।

तस्मै कन्या प्रदातव्या, यादृशे तादृशे न तु ॥ १ ॥

અર્થ—રૂપ, યૌવન, ગાંભીર્ય અને ઉત્તમ ગુણો જેની અંદર રહેલા હોય; તેવા લાયક પુરૂષને પોતાની કન્યા આપવી; પરંતુ જેવા તેવા ને કન્યા આપવી નહી. તેમજવળી અન્યત્ર પણ કહ્યું છે કે;

**कन्या वरयते रूपं, माता वित्तं पिता श्रुतम् ।**
**बान्धवा धनमिच्छन्ति, मिष्टान्नमितरे जनाः ॥ १ ॥**

અર્થ—કન્યાની ઈચ્છા વરના રૂપ તરફ હોય છે, માતાનો વિચાર એવો હોય છે કે, મ્હારો જમાઈ બહુ વૈભવવાળો હોય તો સારૂ. તેમજ કન્યાનો પિતા પોતાના જમાઈની વિદ્વત્તાને પ્રસન્ન કરે છે. તેમજ વળી બાંધવ લોકો ધનની ઈચ્છા કરે છે; અને અન્ય સંબંધી લોકો મિષ્ટાન્નના ભોગી હોય છે એમ દરેકનો ભિન્ન ભિન્ન અભિપ્રાય હોય છે; પરંતુ તે સર્વ અભિપ્રાય આ **નભોવાહન** કુમારમાં સિદ્ધ થાય તેમ છે. માટે હવે આપણે બહુ વિઘ્નોથી ભરેલા બીજા પુરૂષનો વિચાર કરવાની કંઈપણ જરૂર નથી. આ પ્રમાણે **અમિતગતિનું** વચન સાંભળી **ચિત્રમાલાએ** મ્હને કહ્યું કે; હે **સોમલતે**? હવે હાલમાં આપણે શી વ્યવસ્થા કરવી ? ત્યારે મ્હેં કહ્યું કે, તમે પોતે **કનકમાલાનો** વિચાર સારી રીતે જાણો છો; એમાં હું શું કહું ? પછી **ચિત્રમાલાએ** મ્હને કહ્યું કે, તું **કનકમાલાની** પાસે જા અને ગુણ તથા દોષના વર્ણનથી તે બાળા અન્ય પુરૂષની ઈચ્છા કરે છે; કે, કેમ ? તેમ કરવાથી તેનું તાત્પર્ય જરૂર ત્હારા સમજવામાં આવશે. વળી તેમાં પણ ત્હારે એવી યુકિત કરવી કે, બહુજ અતિશયોકિત ભરેલા ગુણો વડે **નભોવાહન** રાજકુમારની પ્રશંસા વધારે કરવી અને **ચિત્રવેગની** જેમ બને તેમ નિંદા કરવી. એમ કરીને પણ **નભોવાહનની** સાથે તે બાળા લગ્ન કરે તેવું કાર્ય તું કર ? ત્યારબાદ મ્હેં કહ્યું કે, હે સ્વામિની ! શું તું પોતાની પુત્રીનો મનોગત વિચાર નથી જાણતી ? જેથી મ્હને આ પ્રમાણે તું

આદેશ આપે છે. વળી તે અન્ય પુરૂષની સાથે પરણવાનું કબુલ કરે તે વાત તો દૂર રહી, પરંતુ તે આવીવાત સાંભળીનેપણ જરૂર પોતાના પ્રાણ છોડી દેશે. આ પ્રમાણે મ્હારૂં વચન સાંભળી એકદમ તેણીના નેત્રોમાંથી કજ્જલ સહિત અશ્રુની ધારાઓ વહેવા લાગી, જેથી તેનાં ગંડસ્થલ ભીંજાઇ ગયાં. તેમજ મહાન્ દુ:ખના આઘાતથી વિહ્વલ બની ચિત્રમાલા બોલી કે, હે ભદ્રે ! તું જે બોલેછે તેજ પ્રમાણે મ્હારા હૃદયમાં પણ મ્હને સત્ય ભાસે છે. પરંતુ હતાશ વિધિના વિપરીતપણાથી આપણા ઉપર આ અતિ દુષ્કર દુઃખ આવી પડયું છે; દૈવની આગળ કોઇનું સામર્થ્ય ચાલી શકતું નથી શાસ્ત્રમાં કહ્યું છે કે;—

छित्त्वा पाशमपास्य कूटरचनां भङ्क्त्वा बलाद्वागुरां,
पर्यन्ताग्निशिखाकलापजटिलान्निर्गत्य दूरं वनात् ।
व्याधानां शरगोचराण्यतिजवेनोल्लंघ्य धावन् मृगः,
कूपान्तः पतित· करोतु विधुरे किंवा विधौ पौरुषम् ॥ १ ॥

અર્થ—નિરપરાધી એવો એક મૃગલો વનમાં શુષ્ક ઘાસ ચરતો હતો, તેવામાં ત્યાં કોઇએક પારધીની જાળમાં તે પકડાઈ ગયો; પારધી આમતેમ અન્ય મૃગોની શોધમાં ફાંફાં મારતો હતો, તેટલા અરસામાં તે મૃગલાએ દાંતથી પાશને કાપી નાખ્યો, અને કૂટરચના વાળી તે જાળને પોતે ભાગી નાખીને એકદમ જીવ લઇ ત્યાંથી તે નાઠો. આગળ ચાલતાં ચોતરફ ભયંકર અગ્નિની જ્વાળાઓથી વ્યાપ્ત એવુ એક ભયંકર વન આવ્યું, તેમાંથી પણ પોતાનો બચાવ કરી તે મૃગલો મહા મુશીબતે દૂર નીકળી ગયો, તેવામાં ત્યાં ધનુષબાણ ચઢાવી કેટલાક સીકારી લોકો તૈયાર

થઇ ઉભા હતા તેઓના મારનો પણ અતિ શીઘ્રગતિથી બચાવ કરી તે આગળ ઉપર ધોડવા લાગ્યો; પરંતુ છેવટે દુઃખનો માર્યો તે મૃગલો અણધાર્યો ગભરાટથી કૂવામાં પડ્યો અને તરતજ મરણ પામ્યો. જુઓ ? પોતાના દુઃખના ઉદ્ધાર માટે આ મૃગલાએ કેટલા ઉપાય કર્યા ! પરતુ દૈવ જ્યાં વિપરીત હોય ત્યા પુરૂષ પ્રયત્ન શું કરી શકે ? તેમજ,–

पत्रं नैव यदा करीरविटपे दोषो वसंतस्य किं,
नोलूकोऽप्यवलोकते यदि दिवा सूर्यस्य किं दूषणम् ।
धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणं,
यद्भाग्यं विधिना ललाटलिखितं तन्मार्जितुं कः क्षमः ॥१॥

અર્થ—આ દુનીયામાં સુખ તથા દુઃખનો આધાર તો પ્રાયે દૈવના ઉપર જ રાખવામાં આવે છે; જો એમ ન હોય તો વસંત રૂતુમાં દરેક વૃક્ષો ફલફુલ અને પત્રાદિકથી વિરાજીત થાય છે; પરતુ કેરડાનું ઝાડ પત્ર વિનાનું તેવું ને તેવુ જ રહ્યા કરે છે, એમાં વસંતનો અપરાધ કેવી રીતે ગણી શકાય ? તેમજ સૂર્યનો ઉદ્યોત દરેક પ્રાણીઓને પ્રકાશ આપે છે, પરતુ ઉલૂક પક્ષીને દેખવાની શક્તિ મળતી નથી; એમા સૂર્યનો દોષ કેવી રીતે કહી શકાય ? મેઘના આગમનથી અખિલ ભૂમંડલ શાંત થાય છે, છતાં નિરતર મેઘનું રટન કરનાર ચાતક પક્ષીના મુખમાં એક પણ તેની ધારા પડતી નથી; તેમાં મેઘનો દોષ કેવી રીતે ઘટી શકે ? આ ઉપરથી માત્ર એટલું સમજવાનું કે, પૂર્વાર્જીત કર્મના અનુસારે લલાટમાં જે સુખદુઃખનો અક નિર્માણ કરાયેલો હોય છે, તેને અન્યથા કરવાને કોઇ પણ સમર્થ થઇ શક્તો નથી.

એમ સમજી અત્યંત શોકથી રૂદન કરતી પોતાની સ્ત્રીને જોઈ અમિતગતિ બોલ્યો. હે સુંદરી? હવે રૂદન કરવાથી કંઇ પણ કાર્ય સરે તેમ નથી; તો પછી શા માટે નકામાં અશ્રુ પાડવાં? શું ત્હારા કરતાં મ્હને થોડું દુઃખ છે? પરંતુ આ અન્યથા કરવાની મ્હારી શક્તિ ચાલતી નથી; વળી મ્હેં આ કાર્ય સંબંધી દીર્ઘકાલ સુધી ઘણો વિચાર કર્યો પરંતુ અન્ય કોઈ પણ ઉપાય મ્હને સુઝતો નથી, માટે હવે સ્ત્રીબુદ્ધિ છોડી દઇને તું ભાવીનો વિચાર કર? અને નભોવાહનને કન્યા નહી આપવાથી આપણને કેટલી હાનિ તથા કેટલો ગુણ છે તેનો તું વિચાર કર વળી આ કનકમાલા આપણને બહુ પ્રિય છે; તેમજ આપણે એને બહુ માનદૃષ્ટિથી જોઇએ છીએ. માટે આપણે એને આ વિષયમાં ગુણદોષ સમજાવીશુ, એટલે તે આપણું વચન માન્ય કરશે; તેમજ ગુરૂ અને વૃદ્ધજનોની આજ્ઞાથી જ કન્યા પોતે ભર્ત્તાને મેળવી શકે છે. કારણ કે, સ્વયંવરાદિક પણ કુલ વૃદ્ધોની આજ્ઞા શિવાય થતાં નથી વળી નભોવાહન રાજકુમારને એણીએ જોયો નથી, ત્યાંસુધી જ એણીનો અનુરાગ અન્યપુરૂષ ઉપર ટકી રહ્યો છે. કામદેવના રૂપને જીતનાર તે કુમારને જોયા પછી એણીનો સ્નેહ એની ઉપર જ થવાનો છે. એમાં કોઈ પણ જાતનો સંદેહ નથી, માટે હે સુંદરિ? હવે આપણે વિકલ્પ સંકલ્પ કરવાની કઇ પણ જરૂર નથી હે સુતનુ? હવે કનકમાલાની પાસે જેમ બને તેમ જલદી તું જા? અને યુક્તિપૂર્વક તેને તું સમજાવ, આ પ્રસંગ બનવાથી આપણને કાંઈ પણ દુઃખ નથી, આ પ્રમાણે અમિતગતિના કહેવાથી ચિત્રમાલા મ્હને કહેવા લાગી કે, હે સોમલતે? સ્વામીના કહેવા પ્રમાણે જલદી તુ ત્યાં જા, અને તેમનું

વચન સિદ્ધ થાય એવા કોઇ પણ ઉપાયો કનકમાલાને તું સમજાવ, તે સાંભળી તરત જ હું ત્યાંથી ઉભી થઇ અને કનકમાલાના આવાસમાં ગઈ; તો ત્યાં ચંદન નામે તેની એક દાસી હતી; તેને મ્હેં પૂછ્યું કે, હાલમાં કનકમાલા ક્યાં છે ? તેણીએ કહ્યું કે, એ તો આ આપણા પ્રાસાદના ઉપરના માળથી નીચે ઉતરીને નિસ્તેજ મુખે આપણા ગૃહઉદ્યાન તરફ ગઇ છે. ત સાંભળતાં જ મ્હારા મનમાં એવો વિકલ્પ થયો કે, જરૂર એણીએ અલક્ષ્ય રીતે ત્યાં ઉભી રહીને પોતાના પિતાનું વચન સાંભળ્યું હશે, તેથી જ વિચ્છાય મુખ કરી આબાલા ઉદ્યાનમાં ગઈહશે, એમ મ્હારા સમજવામાં આવે છે, માટે ત્યાં જઇ તે બાલા કઇ પણ આત્મઘાતાદિક વિરૂપ ન કરે તેટલામાં, જલદી ત્યાં જઇ હું તેના નિવારણનો કોઈ પણ ઉપાય કરૂં. એમ વિચારતી હું તેની પાછળ ચાલી. અને ચારે તરફ તેની શોધ કરતી તે ગૃહઉદ્યાનમાં હું ગઈ, પરંતુ ત્યાં ગાઢ તરૂવરોને લીધે દૃષ્ટિ પ્રસાર પણ સુખેથી ન થઈ શકે, તેવા પ્રકારના લતા મંડપો હોવાથી એકદમ તેનો પત્તો મ્હને લાગ્યો નહીં, તેથી હું આમતેમ ફરવા લાગી. અનુક્રમે જોતાં જોતાં વિશાલપત્રોથી સુશોભિત એવાં કદલી ગૃહોને લીધે બહુ રમણીય એવા એક પ્રદેશમાં બહુ પત્રોથી છવાઈ ગયેલા એક તમાલ વૃક્ષની નીચે બેઠેલી તે બાલા મ્હારા જોવામાં આવી તે પ્રસંગે તે બાલા પોતાના હૃદયમાં કંઇ પણ વિચાર કરતી હોય તેમ દેખાતી હતી, નેત્રોમાંથી ખરતાં સ્થૂલ આંસુઓ વડે તેણીનાં ગંડસ્થલ ભીંજાઈ ગયાં હતાં, વળી પોતાનો ધારેલો વિચાર પાર નહીં પડવાથી બહુ દુઃખને માનતી અને બહુ

વ્યાકુળતામાં આવી પડેલી એવી તે કનકમાલા મ્હારા જોવામાં આવી. તેથી મ્હેં વિચાર કર્યો કે, પોતાનું ઘર છોડીને આ એકલી અહીં ઉદ્યાનમાં આવી છે, માટે એ મ્હને ન જોઈ શકે તેવી રીતે અદૃષ્ટ રહી હું જોઉં કે, પોતાના પિતાનું વચન સાંભળી જાણ્યો છે સમગ્ર વૃત્તાંતનો સાર જેણીએ એવી આ બાલા શું કરે છે? એમ વિચાર કરી મૌન મુખે ચુપચુપ એક કેળના થાંભલાની પાછળ રહી એક ક્ષણવાર હું તપાસ કરૂં છું; તેટલામાં ત્યાં જે કંઈ હકીકત બની તે તમે સાંભળો.

બહુ લાંબો નિઃશ્વાસ મૂકી કનકમાલા બોલવા લાગી

**કનકમાલાનો પશ્ચાત્તાપ.**

કે; હવે હાલમાં બહુ સંકલ્પ વિકલ્પ કરવાથી કંઈ પણ વળવાનું નથી. તો શા માટે મ્હારે નકામો કાળક્ષેપ કરવો? બહુ વખત ઘણો વિચાર કર્યો છતાં પણ તે ઇષ્ટજનની સાથે મ્હારો પુણ્યરહિત અને દુર્ભાગિણીનો સમાગમ ન થયો. તે સર્વ હતાશ દુર્દૈવનો જ વિલાસ છે. અરે? સમાગમનું સુખ તો દૂર રહ્યું, પરંતુ તેના દર્શનની આશા પણ દુર્લભ થઈ ગઈ. તેના વિયોગ જન્ય-દુઃખને લીધે ફુટી જતું હૃદય મ્હેં હજી સુધી ધારી રાખ્યું છે; માટે હે હૃદય? શું હજી ત્હને કોઈ પણ આશા છે? કે; જેથી ક્ષણમાત્ર દેખેલા સ્વામીના વિયોગરૂપ વજ્ર વડે તું ભેદાયેલું છે છતાં પણ હજુ તું જલદી ફુટી જતું નથી. વળી પતિનો વિરહ કરાવનાર એવું પિતાનું વચન સાંભળીને હે હૃદય? તું શત ખંડ નથી થતું; એ ઉપરથી હું એમ માનું છું કે, વજ્રથી જ ત્હારી ઘટના થયેલી છે. તેમજ

માતા અને પિતાને પણ હું બહુ પ્રિય છું; એ પ્રકારનો જે ગર્વ મ્હારા હૃદયમાં હતો તે પણ હાલમાં ઉતરી ગયો. હે પુત્રી? "આ કાર્ય બહુ સુગમ છે, એ સંબધી ત્હારે કંઇ પણ વિષાદ કરવો નહીં," એવાં વચનો વડે અત્યાર સુધી મ્હને મ્હારી માતાએ છેતરી, તેમજ "હે પુત્રી? જેની ઉપર ત્હારી ઇચ્છા હશે તેની સાથે ત્હારૂં લગ્ન કરાવીશ." આ પ્રમાણે પિતાએ કહેલું હતું, છતાં પણ પોતાનું વચન તેમણે આજે અન્યથા કર્યું, મ્હારૂં વૃત્તાત જાણતા છતાં પણ પિતા જો અન્યથા કરવા ધારે છે, તો પછી મ્હારી મનોવાંછિત સંપત્તિનો સંભવ ક્યાંથી થાય? હે હૃદય? આ પ્રમાણે તું જાણે છે, છતાં પણ આશાને કેમ છોડતુ નથી? જેથી હજુ પણ ઇષ્ટજનના સમાગમમાં ઉત્કંઠિત થયેલા જીવિતને તું ધારણ કરે છે? અથવા પોતાના સ્વામિના તાબામાં રહેલા તાતનો પણ આ બાબતમાં કોઇ પ્રકારનો દોષ નથી. કારણ કે, લોકમાં પણ પ્રસિદ્ધપણે આ વાત સંભળાય છે કે, સેવકભાવ એ ખરેખર દુઃખદાયક છે. અન્યત્ર પણ કહ્યું છે કે,–

सेवा श्ववृत्तिराख्याता, न तैः सम्यगुदाहृतम् ।
श्वा करोति हि पुच्छेन, मूर्ध्ना चाटूनि सेवकः ॥ १ ॥

અર્થ—કેટલાક પંડિતોએ સેવાવૃત્તિને કુતરાની વૃત્તિસમાન કહેલી છે, પરંતુ તેઓનું કહેવું તે યથાર્થ નથી. કારણ કે; કુતરો તો પુંછડા વડે પોતાના પાલકને પ્રીતિ ઉપજાવે છે અને સેવક તો મસ્તક વડે ચાટુપણું કરે છે. માટે ભૃત્યવૃત્તિ બહુ કઠિન છે અને તેમાં કોઇ પણ પ્રકારનું સુખ નથી તથા ચ;–

मौनान्मूर्खः प्रवचनपटुर्वातुलः स्वल्पको वा,
क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः ।
धृष्टःपार्श्वे भवति यदि वा दूरतोऽप्यप्रगल्भः,
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ १ ॥

અર્થ—સેવકને સ્વપ્નમાં પણ સુખનો પ્રસંગ મળતો નથી; કારણ કે, જો તે મૌનસુખે રહે તો મૂર્ખ ઠરે છે, અને બોલવામાં કુશળ હોય તો તે વાચાલ ગણાય છે, ક્ષમા વડે થોડું બોલે તો તે બીકણ ગણાય છે, અને કોઇનું વચન સહન ન કરે તો તે ઘણુ કરીને ઉલ્લંઠ ગણાય છે. તેમજ તે સ્વામીની પાસે રહે તો ઉદ્ધત ગણાય છે, અને જો દૂર રહે તો સામાન્યતામાં લેખાય છે, માટે સેવાધર્મ એ ઘણો ગહન છે અને તે યોગીઓને પણ અગમ્ય છે. માટે હવે અહીંયા મ્હારે પિતાનો દોષ કાઢવાનો નથી જો કે, રૂપ વડે કામદેવના સ્વરૂપને જીતનાર હોય, યદ્યપિ સર્વ સંપત્તિઓથી સંપૂર્ણ હોય, અથવા ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયેલો હોય, કિંવા ઇંદ્રસમાન વિભૂતિવાળો હોય તો પણ મનોવાંછિત એવા તે પુરૂષને છોડી હું અન્ય પુરૂષ તરફ દૃષ્ટિ કરૂં નહીં હે હૃદય! એવો જો ત્હારો નિશ્ચય હોય તો શા માટે તું વિલંબ કરે છે? અતિ દુર્લભ એવો આ પ્રસંગ ત્હને પ્રાપ્ત થયો છે, એમ જાણીને હે હૃદય! ચિંતિત અર્થમાં તું ઉદ્યુક્ત થા, જેથી નિર્વિઘ્ન-પણે ત્હારી ઇષ્ટ સંપત્તિ ત્હને સિદ્ધ થશે. એમ કરવાથી **ગંધવાહન** રાજા પણ મ્હારા પિતાનો કોઇ પણ પ્રકારે દોષ કાઢશે નહીં; તેમજ દુઃસહ એવા મ્હારા વિયોગ દુઃખનો પણ વિનાશ થશે હે **ચિત્રવેગ**! આ પ્રમાણે

બહુ વિકલ્પ કરીને તે બાળા મરણનો નિશ્ચય કરી તમાલ-વૃક્ષની ઉપર ચઢી.

**મરણ સાહસ.**

ઉપરોક્ત તે બાલાનુ સાહસ જોઇને મ્હારૂં શરીર એકદમ કંપવા લાગ્યું; મ્હેં બોલવાનો ઘણોએ પ્રયત્ન કર્યો પણ મ્હારી જીભ ચાલી શકી નહીં; મ્હારા શરીરના સર્વ સંધીઓ સ્થિર થઈ ગયા.

ત્યારબાદ **કનકમાલા** તમાલ વૃક્ષની શાખાએ ચઢીને પોતાના ઓઢવાના વસ્ત્રનો એક છેડો શાખાએ બાંધ્યો અને બીજો છેડો પોતાને ગળે બાંધ્યો. પછી તે ક્ષમાપૂર્વક બોલવા લાગી કે; હે **જનની**? બાલ અવસ્થાથી આરંભીને જે કંઈ મ્હારાથી ત્હારો અપરાધ કરાયો હોય તે સર્વની ત્હારે મ્હારા ઉપર ક્ષમા કરવી. હે **તાત**? સ્નેહને લીધે પ્રથમ જે કાંઇ આપને મ્હેં ક્લેશ આપ્યો હોય તે સર્વ મ્હારા અપરાધની હાલમાં આપ ક્ષમા કરશો? કારણ કે, હવે હું પરલોકમાં પ્રયાણ કરૂં છું. જનનીસમાન હાર્દિક સ્નેહને ધારણ કરતી એવી હે **સોમલતે**? ત્હારો પણ જેકંઈઅપરાધ મ્હારાથી કરવામાં આવ્યો હોય તેની ત્હારે પણ ક્ષમા કરવી? ઉત્તમ સ્નેહને ધારણ કરતી એવી હે સખીઓ? જે કંઈ મ્હારાથી આપનો અવિનય કરાયો હોય તેની તમ્હારી પાસે હું ક્ષમા માગું છું. ક્ષણમાત્ર દૃષ્ટિગોચર થયેલા અને હૃદયની અંદર રહેલા એવા હે વલ્લભ? આપ મ્હારૂં વચન સાંભળો? હે સ્વામિન્? પ્રાણ ત્યાગના સમયે મ્હારે કંઇક પ્રાર્થના કરવાની છે કે, તમ્હારા સમાગમથી રહિત એવી મ્હેં મંદ ભાગિનીએ આ જન્મ તો વ્યતીત કર્યો; પરંતુ હે સ્વામિન્?

અન્યભવમાં તમેજ મ્હારા પ્રાણેશ્વર થશો. વળી હે સ્વા-મિન્ ? અન્ય પણ મ્હારે આપને કહેવાનું છે. જો કે, આ મ્હારૂ વચન બહુજ નિષ્ઠુર છે, તો પણ આપની આપત્તિને દૂર કરવા માટે ખાસ મ્હારે કહ્યા વિના ચાલે તેમ નથી. મ્હારા પ્રાણથી પણ અધિક પ્રિય એવા હે સ્વામિન્ ? મ્હારા હૃદયમાંથી હવે તમે નીકળી જાઓ ? કારણ કે, મ્હેં ગળામાં પાશ નાખ્યો છે, તેથી હવે કંઠના રોધથી તમે પછી નીકળી શકશો નહીં, માટે જલદી તમે ચાલ્યા જાઓ ? હું માનું છું કે, દુષ્ટ દૈવને મ્હારા મરણ સંબંધી બીજું કંઈ પણ કારણ મળી શક્યું નહીં, તે માટે તમ્હારીસાથે મ્હારા દર્શનનો યોગ તેણે કર્યો. હે વન દેવતાઓ ! કૃપા કરી મ્હારૂં એક વચન તમે સાંભળો ? આપના પ્રસાદથી જન્માંતરમાં પણ ક્ષણમાત્ર જોએલો અને ઇષ્ટ એવો પુરૂષ મ્હને પ્રાપ્ત થાઓ. પરંતું અન્ય કોઇ ન થાય એવી હું પ્રતિજ્ઞા કરૂ છું. એમ સર્વની ક્ષમાપના માગી તેણીએ પોતાનો દેહ તે શાખા ઉપરથી એકદમ નીચે મુખે લબડતો મૂક્યો.

તે સમયે આકાશ વાણી થઇ કે, હે ભદ્રે ! બહુ ઉ-ત્સુક થઇ તું આવું સાહસકાર્યમા કર ?

આકાશ વાણી.

મા કર ! ! તે ચિત્રવેગજ ત્હારો ભર્ત્તા થશે; એમાં કોઇ પણ સંદેહ નથી. વળી હે સુંદરી ! તેજ લગ્નના દિવસે તેની સાથે ત્હારૂં પાણિગ્રહણ થશે; માટે એ સંબંધી કિંચિત્ માત્ર પણ ત્હારે વિષાદ કરવો નહીં; એમ આકા-શવાણી થયા બાદ તરતજ તેણીનો પાશ તુટી ગયો; એટલે હું પણ ભયમાંથી મુક્ત થઈ. અને મ્હારૂં શરીર પણ

શુદ્ધિમાં આવ્યુ, જેથી હું તેની પાસે ગઇ. ત્યારબાદ તે **કનકમાલા** મ્હને જોઇ લજ્જિત થઈ નીચે મુખે જોઇ રહી. પછી મ્હેં કહ્યું કે, હે પુત્રી ? ત્હારાં માતાપિતા વિગેરેને બહુદુઃખદાયક એવુ આ સાહસ કરવું ત્હને યોગ્ય નથી. વળી આત્મઘાત કરવો એ મ્હોટું પાપ ગણાય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,—

**आत्मघातेन पच्यन्ते, नरके नियतं नराः ।**
**आत्महत्या कृतं पापं, वज्रलेपसमं भवेत् ॥ १ ॥**

અર્થ—જેઓ મોહબુદ્ધિથી મુઝાઇને આપઘાત કરે છે તેઓ બહુ દુઃખી થાય છે; એટલું જ નહીં પરંતુ તેને ચિરકાલ નરકની વેદનાઓ સહન કરવી પડે છે; તેમજ આત્મહત્યાથી થયેલા પાપની નિવૃત્તિ થવી બહુ અશક્ય છે; જેથી તે આત્મહત્યા વજ્ર લેપસમાન ગણવામાં આવી છે. તો પછી આવી અસહ્ય વેદનાઓની આગળ આ ત્હારૂં દુઃખ શા હિસાબમા છે ? જેથી તું સ્વલ્પ દુઃખને માટે આ અકૃત્ય કરવા તૈયાર થઇ હતી તેમજ વળી કહ્યુ છે કે;—

**धर्मं न जानाति जिनेंद्रभाषित,—मखण्डशर्मैकनिदानमुत्कटम् ।**
**यो मूढबुद्धिः स जनैर्विनिन्दितं,निजात्मघातं कुरुतेऽविचारतः॥१**

અર્થ—શ્રીજીનેંદ્ર ભગવાને કહેલા, મોક્ષ સુખના કારણભૂત એવા વિશુદ્ધ ધર્મના સ્વરૂપને વિષયમાં વ્યામૂઢ થયેલો જે પ્રાણી જાણતો નથી; તે મનુષ્ય લોકમાં અતિ નિંદિત એવો આત્મઘાત કરવામાં બીલકુલ વિચાર કરતો નથી. અર્થાત્ તે આત્મઘાત કરે છે. પરંતુ હે સુભગે ? હું કઈ

તેવી અજ્ઞાત નથી, જેથી આ અકૃત્ય ત્હારે કરવું પડે છે ? ધર્મની વાત તો દૂર રહી. પરંતુ લોકમા પણ આમ કરવાથી કેટલી ખરાબી દેખાય ? વળી ત્હારા માતાપિતાને આ વાત સાભળીને કંઇ દુઃખનો પાર રહે ખરો ? ત્યારબાદ તે બોલી હે અંબે ! આવા અસહ્ય દુઃખના સમયે અમારા સરખાને મરણ શિવાય અન્ય ઉપાય શો કરવો ? વલ્લભનો વિરહ વેઠવા કરતાં મરણ કરવું એ કઇંક સારૂં છે. કારણ કે, વિરહ દુ.ખ અમ્હને બહુ જ અસહ્ય લાગે છે. મરણનું દુઃખ તો એકજ વાર છે, કે, જેથી સર્વ દુઃખ તેની અંદર સમાપ્ત થાય છે. માટે એની શ્રેષ્ઠતા અમને માલુમ પડે છે ત્યારબાદ મ્હે તેણીને પૂર્વોક્ત સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. વળી ફરીથી પણ મ્હેં કહ્યું કે; હે પુત્રી ? હાલમાં ત્હારૂં પરિહાસ થાય તેવું કરવાથી શું ? પછી તેણીએ લજ્જા છોડી દઇને મ્હને કહ્યું કે; આ જન્મમાં તો અન્ય પુરૂષનો હાથ મ્હારા હસ્તકમલમાં લાગે તે વાત બીલકુલ તમ્હારે સમજવી નહીં; તે સાંભળી કિંચિત્ હાસ્ય કરી હું બોલી; દેવતાના વચનથી ત્હારો ધારેલો મનોરથ સિદ્ધ થશે; પરંતુ ત્હારા પિતા, ગંધવાહનરાજા પાસેથી કેવી રીતે છુટા થશે ? એમ તેઓ બંનેનો સંવાદ ચાલતો હતો તેવામાં, ફરીથી આકાશ વાણી થઈ કે, તમ્હારે હવે બહુ વિકલ્પ કરવા નહીં, પ્રથમ એક મ્હારૂં વચન તમે સાંભળો ? સોમલતા અહીંથી જઇ આ બાળાના પિતાને કહે કે, "મ્હેં બહુ પ્રકારે સમજાવી ત્યારે કનકમાલા એ કહ્યું છે કે, પિતાજી જે પ્રમાણે આજ્ઞા કરે તે સર્વ મ્હારે સર્વથા માન્ય છે. વળી આ બાબતમાં જે સારૂં થશે તો તે પિતાનીજ શોભા કહેવાશે; માટે નિઃ-

શંક થઇ આપ તેનાં લગ્નાદિક કાર્ય કરો અને એમ કર- કરવાથી અનુક્રમે આપને કોઇપણ પ્રકારે હરકત આવશે નહીં." આ પ્રમાણે દેવતાનું વચન સાંભળી હે ચિત્રવેગ? અમને બહુજ સંતોષ થયો; પછી મ્હેં તેણીને કહ્યું કે; હે પુત્રી? ત્હારા મનોવાંછિત અર્થમાં ત્હારે કોઇપણ સંદેહ કરવો નહીં, તેવા પ્રકારના કપટ વડે પણ પોતાના પિતાનું વચન ત્હારે માનવું અને આ પ્રમાણે દેવતાનું વચન બીજા કોઈની આગળ ત્હારે કહેવુ નહી. કારણકે આ વૃત્તાંત જો રાજાના જાણવામાં આવે તોતે વિરૂપ આચરણ કરે. એટલા માટે આ વાત છુપાવી રાખવી, કેમકે, આ વાત જો પ્રગટ થાય તો લોકપર પરાએ રાજા પણ તે વાત જાણી જાય અને અવશ્ય તે રાજા ત્હારા સ્વામીનુ અશુભ કર્યા શિવાય રહે નહીં; ત્યાર બાદ કનકમાલા બોલી. હે અંબે? તમ્હારૂં વચન સત્ય છે, એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી માટે હવે તમે વેળાસર અહીંથી પધારો! અને આ બાબતનો ઉદ્યમ કરો! અત્રે બહુ કહેવાની કંઈપણ જરૂર નથી. તે સાંભળી હુ તરતજ ત્યાંથી નીકળી ચિત્રમાલાની પાસે ગઇ અને તેને કહ્યું કે, મ્હેં કનકમાલાને બહુ પ્રકારે સમજાવી એટલે તેણીએ કહ્યું છે કે; મ્હારા પિતાની ધ્યાનમાં આવે અને જે પ્રમાણે મ્હારી માતા મ્હને આજ્ઞા કરશે તે પ્રમાણે વર્ત્તવાને હુ તૈયાર છુ. મ્હારાં માતા પિતાને જે અનુકુલ હશે તે મ્હને પણ અનુકુલજ છે; એમને જે રૂચે તે મને પણ રૂચેલુ જ છે, એમાં મ્હને પૂછવાની કંઇ પણ જરૂર નથી. વળી મ્હારા પિતાનો જેવી રીતે અભ્યુદય થાય અને તેમને કોઈ પણ પ્રકારની આપત્તિ આવે નહીં તે પ્રમાણે મ્હારે પણ કરવું છે. અન્યની

મ્હારે શી જરૂર છે ? આ પ્રમાણે સાંભળી ચિત્રમાલા પોતાના પતિ પાસે ગઈ અને તે સર્વ વૃત્તાંત તેમને નિવેદન કર્યું, તે સાંભળી **અમિતગતિ** બહુ ખુશી થઈ બોલ્યો અહો ? પિતૃભક્તિમાં સ્નેહવાળી મ્હારી પુત્રીએ બહુ સારૂ કર્યું, આ ઉપરથી એના વચન તથા વિજ્ઞાન અને દાક્ષિણ્યતાની ઉત્કૃષ્ટતા કેટલી છે. તે સ્પષ્ટ દેખાઈ આવે છે. પ્રજા આવી વિનય વાળીજ હોવી જોઇએ

**લગ્નમહોત્સવ.**

રાજા અને અમાત્યમંડલ વિગેરે સર્વ મળીને તેઓએ તે **કનકમાલાના** શુભ લગ્ન માટે પ્રભાત કાલમાં આ મ્હોટો ઉત્સવ પ્રારંભ્યો છે, જેથી સર્વ લોકોમાં મહાન્ આનંદ થઇ રહ્યોછે. આવો પ્રસંગ જોઇ હે ચિત્રવેગ ? તમ્હારૂ હૃદય શાંત કરવા માટે **કનકમાલાના** કહેવાથી હું અહીં આવી છું. હવે આપના મનમાં આપે કોઈપણ પ્રકારનો સંશય કરવો નહી એમ કહેવા માટે ખાસ મ્હારે આપની પાસે આવવું પડ્યુ છે. હે સુંદર ? આ અતિ ઉત્તમ લગ્નની વાત સાભળીને તમ્હારે બિલકુલ મન દુભાવવું નહીં. કારણ કે દેવતાનું વચન કોઇ દિવસ મિથ્યા થાય નહી, માટે તે **કનકમાલા** તમનેજ ખુદ બખુદ વરવાની છે. આપ્રમાણે હે નાથ ! ખાસ કનકમાલાએ મ્હારા મુખથી આપને કહેવરાવ્યું છે. વળી વિશેષમાં તેણે કહ્યુ છે કે, તમને મૂકીને અન્ય પુરૂષનો હસ્ત મ્હારા હસ્તકમળને આ જન્મમાં તો અટકવાનો નથી, જો તે દેવનું વચન સત્ય થશે તો હું મ્હારા પોતાના પ્રાણુને ધારણ કરીશ, અન્યથા મરણ એજ મ્હારૂં શરણ છે, આ મ્હારો સત્ય નિશ્ચય છે. કારણ કે ઉત્તમ-

જનો પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરતા નથી શાસ્ત્રમાં કહ્યુ છે કે,

अद्याऽपि नोज्झति हरः किल कालकूटं,
कूर्मो बिभर्त्ति धरणीं किल पृष्ठभागे
अम्भोनिधिर्वहति दुर्वहवाडवाग्नि—
मङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति ॥ १ ॥

અર્થ—"સમુદ્રમ થન કરતાં તેમાથી કાલકૂટ વિષ નીકળ્યું તેનો કોઈ પણ ગ્રાહક ન મળ્યો, ત્યારે શંકરે તેનો સ્વીકાર કર્યો. અને તે હેય છે છતાં પણ હજુ તેનો તેમણે ત્યાગ કર્યો નથી, તેમજ પોતાના ખાસ પૃષ્ઠભાગ ઉપર કૂર્મ—કાચબાએ પૃથ્વીને ધારણ કરી છે. તે પણ તેના અસહ્ય ભારથી કંટાળી તેનો ત્યાગ કરતો નથી અને સમુદ્ર પણ દુઃખે વહન કરી શકાય તેવા વડવાગ્નિને હમ્મેશાં ધારણ કરે છે, પરંતુ તેનો ત્યાગ કરતો નથી એનું કારણ માત્ર એટલું જ છે કે, સુજ્ઞજનો પોતે સ્વીકારેલી પ્રતિજ્ઞાનો ભંગ કરતા નથી." આ પ્રમાણે હે સુપ્રતિષ્ઠ ! સોમલતાનું વચન સાભળવાથી તે વખત મ્હારૂં હૃદય કંઇક સ્વસ્થ થયું ત્યારબાદ મ્હેં વિચાર કર્યો કે, કેવલીભગવાને આ પ્રમાણે કહ્યુ છે કે, પૂર્વભવના સ્નેહથી બધાયેલી ભાર્યા આ જન્મમાં મનુષ્યને પ્રાપ્ત થાય છે, માટે તે વચન બરોબર સંભવે છે, પરસ્પર એકબીજાના દર્શનથી અમ્હારો ગાઢ અનુરાગ પ્રગટ થયો છે. તેમજ વળી લોકપ્રવાદ સંભળાય છે કે, જાતિનું સ્મરણ કરનારાં દરેક મનુષ્યોનાં નેત્રો પ્રિયનું દર્શન થવાથી વિકસ્વર થાય છે અને દ્વેષીનું અવલોકન કરવાથી તરત મીંચાઇ જાય છે. માટે આ વાત સત્ય થવાની છે, પરંતુ આ પ્રસંગ બનવો

મ્હને બહુ જ દુર્ઘટ લાગે છે. કારણ કે, રાજકુમારે પરણેલી સ્ત્રી મ્હારે સ્વાધીન કેવી રીતે થાય ? અથવા દૈવગતિ બળવાન્ છે. અસંભવિતકાર્ય પણ સંભવિત દેખવામાં આવે છે. જેમકે,—

**भवितव्यं भवत्येव, नालीकेरफलाम्बुवत् ।**
**गन्तव्यं गमयत्येव, गजभुक्तकपित्थवत् ॥ १ ॥**

અર્થ—"જે વસ્તુનો અસંભવ માનવામાં આવે છે તે વસ્તુ પણ પ્રત્યક્ષપણે દેખવામાં આવે છે અર્થાત્ જે થવાનું હોય છે તે લાખ ઉપાયે પણ થાય છે. જેમકે, નાળીએરની અંદરથી મિષ્ટ જળ નીકળે છે તે સર્વ લોકોને વિદિત છે, પરંતુ તે પાણીનો પ્રવેશ તેમાં કેવી રીતે થયો હશે તેનો ખ્યાલ કરવો પણ બહુ અશક્ય છે તેમજ જે વસ્તુ જવાની થાય છે તે કોઇપણ પ્રકારે રહી શકતી નથી, જેમકે, હસ્તીએ ગળેલા કોઠાની આકૃતિ અખંડિત રહે છે છતાં, તેના અંદરનો ભાગ સર્વથા નષ્ટ થાય છે. અર્થાત્ તે કોઠાના ગર્ભને જવાનુ કોઈપણ છિદ્ર હોતું નથી, છતાં પણ જવાની વસ્તુ જાય છે અને થવાનુ હોય તે થયા કરે છે."એમ વિચાર કરી મ્હેં સોમલતાને પાનનું બીડું આપ્યું અને કહ્યુ કે, હે અંબે ? હવે જે કંઇ આ બાબતમાં નવાજુની બને તેની ખબર તમ્હારે પોતે આવીને મ્હને આપવી સોમલતાએ પણ કહ્યું કે, હે સુભગ ? આ કાર્ય સંબંધી આપ કોઇ પ્રકારની ચિંતા કરશો નહીં આપના કાર્યમા હું હાજર છુ એમ કહી તે પ્રણામ કરી પોતાના સ્થાનમા વિદાય થઈ

ત્યારબાદ ભાનુવેગ બોલ્યો, પ્રથમ જોયેલા તે સ્વપ્નનો લેશમાત્ર કોઈ પણ અર્થનો મ્હેં નિશ્ચય કર્યો છે તેનું તું શ્રવણ કર ? પ્રથમ જે ત્હેં પુષ્પની માલા જોઈ તે આ કનકમાલા સમજવી; તેણીનો જે રાગ તે તેનું ગ્રહણ જાણવું, વળી તેણીની જે અપ્રાપ્તિ તે તેનું લગ્ન જાણવું આટલો અર્થ હું સ્પષ્ટ સમજી શક્યો છું અને બાકીનો અર્થ સ્પષ્ટ રીતે મ્હારા સમજવામાં આવ્યો નથી. વળી કંઈક સાધારણ અર્થ જાણું છું તેપણ તું સાંભળ કોઈપણ પુરૂષે ઉપાય વડે તે પુષ્પમાલા તને પાછી આપી તેમ તે કનકમાલા પણ પુનઃ ત્હને પ્રાપ્ત થશે. અને તે માલા ત્હારા હાથમાંથી પડી ગઈ તે ઉપરથી તે કનકમાલા બહુ દુર્ધર એવી આપત્તિને પામશે. તેમજ તે આપત્તિથી કોઈપણ પુરૂષ તેનું સંરક્ષણ કરી પુનઃ ત્હારી પાસમાં લાવી મૂકશે. માટે તે સ્વપ્નનો પરિણામ બહુ સારો છે એમ મ્હેં નિશ્ચય કર્યો છે. તે સાંભળી મ્હેં તેને કહ્યું કે, હે સુભગ ? આપે જે નિશ્ચય કર્યો છે તે બરોબર છે કારણ કે, આવો અર્થ ઘટે છે; પરંતુ આ લાભ સિદ્ધ થવો એ ઘણો જ દુર્ઘટ છે. તે સાંભળી ભાનુવેગ બોલ્યો. હે મહાનુભાવ ? જો દૈવ અનુકુલ હોય તો આ લોકની અંદર એવી કોઈ પણ વસ્તુ નથી કે જે પ્રાપ્ત ન થઈ શકે ? એમ મ્હારૂં માનવું છે.

**સ્વપ્નનો અર્થ.**

હે સુપ્રતિષ્ઠ ? આ પ્રમાણે પ્રતિદિન તેની કથાના વિનોદને લીધે તેની પ્રાપ્તિની આશા વડે કેટલાક દિવસો મ્હારા ચાલ્યા ગયા; અનુક્રમે લગ્નદિવસ નજીકમાં

**લગ્નદિવસ.**

આવ્યો, ત્યારે વિદ્યાધરોના પરિવારથી સુશોભિત, અને બધુજનનો સમુદાય જેની સાથમાં રહેલો છે એવો નભોવાહન રાજકુમાર મ્હોટા ઉત્સવસહિત કનકમાલાને પરણવા માટે ત્યાં આવ્યો. એટલામાં પંચમી તિથિ પણ આવી પહોંચી. ત્યારે અપરાન્હકાળના સમયે મ્હારા હૃદયમાં વિકલ્પ ઉત્પન્ન થયો અરે ? તે દેવતાનું વચન શું અહીં વૃથા થશે ? અથવા કંઇ પણ તેના કહેવા પ્રમાણે ચિન્હ દેખાતું નથી માટે મ્હને તો એમજ લાગે છે કે, તે બનવું મુશ્કેલ છે, તેમજ સોમલતાનું કહેવું પણ સર્વ વૃથા થયું. એમ વિચાર કરતા મ્હારૂં હૃદય એકદમ ઉદ્વેગથી ઘેરાઈ ગયું; અને કોઇપણ પ્રકારે મ્હારૂ ધૈર્ય રહ્યુ નહીં. તેથી હું તે નગરમાંથી બાહાર નીકળ્યો અને અસ્વસ્થ ચિત્તે તે ઉદ્યાનમાં ગયો; ત્યારપછી પ્રથમ મ્હેં જ્યાં આગળ તેણીને જોઇ હતી તેજ હીંચકાવાળા વૃક્ષની નીચે જઈ હું બેઠો. પછી હું વિચાર કરવા લાગ્યો, હવે મ્હારે શુ કરવું યોગ્યાયોગ્ય કાર્યનો વિચાર કર્યા શિવાય કોઇપણ સાહસ કાર્ય કરવું નહીં. શાસ્ત્રકાર પણ કહે છે કે,—

सहसा विदधीत न क्रिया—मविवेकः परमापदां पदम् ।
वृणते हि विमृश्यकारिणं, गुणलुब्धाः स्वयमेव संपदः ॥१॥

અર્થ—"વ્યવહારમાં નિપુણ એવા કોઈ પણ પુરૂષે લોભબુદ્ધિથી સાહસ કાર્ય કરવું નહીં. કારણ કે, અવિવેકી પુરૂષો અતિશય આપત્તિયોનું સ્થાન થઇ પડે છે, તેમજ વિચારવંત પુરૂષને દરેક સંપત્તિઓ અન્યની પ્રેરણા શિવાય આપોઆપ પોતેજ પ્રાપ્ત થાય છે. કારણ કે તેઓ ગુણાનુરાગિણી હોય છે"

માટે મ્હારે અહીં વિવેકી થવું જોઇએ એમ મ્હે વિચાર તો કર્યો, પરંતુ ચિત્તની વ્યાકુળતાને લીધે હું અનુચિત વિકલ્પ કરવા લાગ્યો.

**દુર્વિકલ્પ**

અરે ? મ્હારા દેખતા મ્હારી સ્ત્રી પારકાના હસ્તમાં ગઇ, અને દૈવવાણીની આશામાં પડી રહીને મ્હે કોઈ જાતનો ઉપાય પણ કર્યો નહીં, વળી હાલમાં કોઇપણ અન્ય ઉપાય કરવાની મ્હારી શક્તિ નથી. તેમજ આ પ્રમાણે કાર્ય થયુ તોપણ મ્હારો તેના પ્રત્યે ઘાઢ બંધાયેલો અનુરાગ કોઇપણ રીતે તુટતો નથી ઉલટો પ્રતિસમયે વિરહને લીધે સંતાપ વધતો જાય છે. તેમજ જેનો લાભ થવો અશકય હોય છે, તે મનુષ્ય ઉપર જે પુરૂષ અનુરાગ કરે છે તે નાની તળાવડીના પાણીની માફક પ્રતિદિવસ શોષાઇ જાય છે, માટે દુષ્પ્રાપ્ય વસ્તુની વાંછા કરવી તે દુ:ખજનક છે. આજસુધી પ્રિયાનો સમાગમ થશે એવી આશા મ્હને છોડતી નહોતી, પરંતુ આજે તો તે સબંધી સર્વ મ્હારો વિચાર નિર્મૂલ થઇ ગયો. જેથી આ મ્હારૂં હૃદય પ્રચંડ દુ:ખથી ઘેરાઇ ગયું, હવે મ્હારે તેને કેવી રીતે સ્થિર રાખવું. તેનું પણ મ્હને બીલકુલ ભાન રહ્યું નહી તેથી હું ચિંતા કરવા લાગ્યો કે, હવે મ્હારે શું કરવું ? અથવા અહીં બહુ વિકલ્પ સંકલ્પ કરવાની જરૂર નથી કારણ કે, મ્હોટા વિરહ દુ:ખને શાંત કરવામાં પ્રાણ ત્યાગ કરવો એજ યોગ્ય ઉપાય છે. જોકે, વિવેકી એવા ઉત્તમ પુરૂષોને આ આત્મઘાત કરવો એ ઉચિત નથી. કારણ કે, “आत्मघाती महापाप” “આત્મઘાત કરનાર પ્રાણી મહા પાપી ગણાય છે” તોપણ મ્હારૂં જીવિત તેણીના

વિરહથી રહી શકે તેમ નથી. માટે તેણીના આંદોલનથી પવિત્ર થયેલા આ તરૂવરનીજ શાખાએ પાશ વડે મ્હારા દેહને બાંધીને હું મ્હારા પ્રાણનો ત્યાગ કરૂં અન્યથા દુઃખની શાંતિ થવાની નથી. અહો ! હું કોણ ? અને કએ રસ્તે ચાલનાર ? છતાં આવા અધર્મ માર્ગનું મ્હારે સ્મરણ કરવું સર્વથા અઘટિત છે. પરંતુ વિરહી પુરૂષ ધર્માધર્મને દેખી શક્તો નથી. અન્યત્ર પણ કહ્યું છે કે,—

दिवान्धाः प्राणिनः केचि–द्रात्रावन्धास्तथा परे ।
विवेकनेत्रनिर्मुक्तः, कामान्धोनैव पश्यति ॥ ९ ॥

અર્થ—"કેટલાક ઉલૂક (ઘુવડ) વિગેરે પ્રાણીઓ નેત્ર છતાં પણ દિવસે દેખી શકતા નથી. અર્થાત્ દિવસે આંધળા હોય છે તેમજ કેટલાક અન્ય પ્રાણીઓ રાત્રીએ દેખતા નથી અને વિવેક રૂપી નેત્ર વિનાનો કામી પુરૂષ તો તેઓ બન્નેથી વિચિત્ર પદ્ધતિનો હોય છે. કારણ કે, કામથી અંધ બનેલો પુરૂષ તો રાત્રી અગર દિવસે બીલકુલ દેખી શક્તો નથી." વળી કર્ત્તવ્ય અને અકર્ત્તવ્યમાં મૂઢ બનેલો પુરૂષ પોતાનું હિત સાધી શક્તો નથી. તેમજ પાપ કર્મમાં ઉદ્યુક્ત થયેલાઓને ધર્મ પ્રાપ્તિ દુર્લભ થઇ પડે છે. જેમકે;—

पापासक्ते चेतसि, धर्मकथाः स्थानमेव न लभन्ते ।
नीलीरक्ते वाससि, कुङ्कुमरागो दुराधेयः ॥ १ ॥

અર્થ—"જેઓનું હૃદય પાપ ક્રિયામાં આસક્ત હોય તેઓના ચિત્તમાં ધાર્મિક કથાઓ બીલકુલ સ્થાન પામતી નથી જેમકે, ગળીમાં રંગેલા વસ્ત્ર ઉપર કુંકુમનો રંગ ચઢાવવો કોઇ ધારે તો પણ તે ચઢી શક્તો નથી." અહીં

આશ્ચર્ય એ છે કે, આવા બુદ્ધિમાન્ પુરૂષો પણ આવાં અધમ જનને લાયક કાર્ય કરતાં બીલકુલ અચકાતા નથી. આનું મૂલ કારણ તો માત્ર વિષયવાસનાજ છે, જેથી આવો ઉત્તમ મનુષ્ય દેહ મળવા છતાં પણ તુછ વસ્તુના મોહથી કેવી પાપ પ્રવૃત્તિમાં પડવુ પડે છે ! અન્યત્રપણ કહ્યુ છે કે;—

यत्नेन पापानि समाचरन्ति, धर्मं प्रसङ्गादपि नाचरन्ति ।
आश्चर्यमेतद्धि मनुष्यलोके, क्षीरं परित्यज्य विषं पिबन्ति ॥१॥

અર્થ—"કુમાર્ગમાં પડેલા પ્રાણીઓ પાપ કાર્યોમાં પુરતો પ્રયાસ કરે છે, તેમજ કોઇ સજ્જનનો પ્રસંગ પ્રાપ્ત થાય છતાં પણ તેઓ ધર્મનું આચરણ કરતા નથી. એ મ્હોટું એક આશ્ચર્ય આ મનુષ્ય લોકમાં જામી ગયું છે, સ્વાભાવિક પ્રાપ્ત થયેલા દુધનો ત્યાગ કરી કેટલાક જનો વિષપાનમા રૂચિ ધરાવે છે. તેમજ મૂઢ પુરૂષની બુદ્ધિ પાપનુજ આચરણ કરે છે" તદ્યથા;—

पापं समाचरति वीतघृणो जघन्यः
प्राप्यापदं सघृण एव विमध्यबुद्धिः ।
प्राणात्ययेऽपि न हि साधुजनः स्ववृत्तं,
वेलां समुद्र इव लङ्घयितुं समर्थः ॥ १ ॥

અર્થ—"હે ભવ્યાત્માઓ ? જેના હૃદયમાં બીલકુલ દયા ન હોય તેવો જઘન્ય પુરૂષ પાપ કરતાં છેવટ સુધી અટકતો નથી, અને જેના હૃદયમાં દયા હોય છે તેવો મધ્યમ બુદ્ધિનો મનુષ્ય જ્યારે આપત્તિમાં આવી પડે છે ત્યારે પાપાચરણ છોડી દે છે. તેમજ પોતાના પ્રાણો છુટી જાય તો પણ સ-

જન પુરૂષ સમુદ્ર જેમ વેલા ( કાંઠા ) નો ત્યાગ કરી આગળ ચાલી શકતો નથી તેમ પોતાના સદાચારનો ત્યાગ કરવા સમર્થ થતો નથી. અર્થાત્ પોતાની કુલ મર્યાદા છોડતો નથી" તેમજ પાપી પુરૂષો પાપમાંને પાપમાં રખડયા કરે છે. જેમકે,–

जठराग्निः पचत्यन्नं, फलं कालेन पच्यते ।
कुमन्त्रैः पच्यते राजा, पापी पापेन पच्यते ॥ १ ॥

અર્થ—"ઉદરમા રહેલા અન્નને પચાવનાર જઠરાગ્નિ હોય છે, વૃક્ષોના ફલ પણ પોતાના સમય પ્રમાણે પાકી જાય છે, તેમજ રાજા પણ કુમંત્રો વડે વિપાકદશાને અનુભવ છે. અને પાપી પુરૂષ પોતાના પાપ વડે બહુ દુઃખી થાય છે. તેમજ આ સંસારની અંદર કોઇ પણ જીવ કોઈ પણ કારણને લીધે હમ્મેશાપ્રાયે દુઃખી જ હોય છે. એમા કંઈ નવાઈ જેવું નથી.' જેમકે,

निर्द्रव्या धनचिन्तया धनपतिस्तद्रक्षणे चाकुलो–
निःस्त्रीकस्तदुपायसंगतमतिः स्त्रीमानपत्येच्छया ।
प्राप्ताऽपत्यपरिग्रहोऽपि सततं रोगै रभिद्रूयते,
जीवःकोऽपिकथञ्चनाऽपिनियतंप्रायःसदादुःखितः॥१॥

અર્થ—"જે નિર્ધન હોય છે ત્હેને હમ્મેશાં ધનની ચિંતા રહ્યા કરે છે, જેની પાસે પુષ્કલ દ્રવ્ય હોય છે તે તેનું રક્ષણ કરવામાં અત્યંત વ્યાકુલ રહે છે, જે સ્ત્રી વિનાનો હોય છે તે ચારે તરફ સ્ત્રીના માટે ફાંફાં માર્યા કરે છે. કે, હવે હું કયો ઉપાય કરૂં તો મ્હને સ્ત્રી પરણવા મળે એમ તેની બુદ્ધિ વિચાર કર્યા કરે છે, જેને સ્ત્રી મળી હોય છે તે વિચારે છે કે મ્હારે હવે પ્રજા ક્યારે થશે! અને તે પણ અ-

ભિગ્રહ પૂર્ણ થયા બાદ પણ હમ્મેશાં અનેક રોગોથી તે પીડાયા કરે છે. પરંતુ કોઇ પણ માનવ કોઈ પણ સમયે સુખી જોવામાં આવતો નથી” માટે હું પણ આ અસહ્ય એવા વિરહ દુઃખથી અત્યંત પીડાઉં છું તો હવે મ્હારે પૂર્વોક્ત વિચારજ કાયમ રાખવો ઠીક છે એમ નિશ્ચય કરી તે વૃક્ષ ઉપર હું ચઢી ગયો અને ગળે પાશ નાખી કહેવા લાગ્યો કે, રે દૈવ ? છેવટની હું ત્હને આટલી પ્રાર્થના કરૂં છું કે, દુર્લભ એવા મનુષ્ય ઉપર મ્હારો સ્નેહ કોઈ જન્માંતરમા પણ ત્હારે કરાવવો નહીં કારણ કે;—

**रागेण वद्ध्यते जन्तु-स्ततो यात्यधमां गतिम् ।**
**रागमूलानि दुःखानि, दुःखितोऽत्र विनश्यति ॥९॥**

અર્થ—“પ્રાણીમાત્ર રાગથી બધાય છે, અને તે બંધનમાં પડયાબાદ બહુ અધર્મગતિને પ્રાપ્ત થાય છે, તેમજ દરેક દુ.ખો રાગથી ઉત્પન્ન થાય છે, વળી તે દુઃખને સ્વાધીન થયેલો પ્રાણી કોઇપણ ઠેકાણે સ્થિર બુદ્ધિથી શાન્ત થતો નથી. પરંતુ નિરંતર દુઃખમાજ પોતાની સ્થિતિ ગુજારે છે.” હવે આ સંબધી મ્હારે કંઈપણ વિચારવાનું રહ્યું નથી. કારણકે, તે કેવલીભગવાનનું વચન, આકાશમાં થયેલી તે દેવવાણી અને તે સ્વપ્ન આ સર્વની ઉપર આધાર રાખી આજસુધી પ્રિયાની આશામાં મ્હેં મ્હારા દિવસો વ્યતીત કર્યા પરંતુ હે દૈવ! હાલમાં તે વચનાદિક સર્વે ત્હેં વૃથા કર્યા. એમ કહી તરતજ મ્હેં મ્હારા દેહને અધોમુખે ત્યા લટકતો કર્યો. પછી શરીરના ભારથી ગળાની અંદર રહેલો પાશ સજ્જડ બેસી ગયો, જેથી મ્હારો કંઠ રૂંધાઇ ગયો, નાડીઓ ખેંચાવા

લાગી, અને અંગોમાં સર્વત્ર વેદનાઓ પ્રસરવા લાગી, તેમજ નેત્રોનું તેજ મંદ પડીગયું પવનનો સંચાર બંધ પડવા લાગ્યો, હસ્તચરણાદિક અવયવ અસ્તોવ્યસ્ત થઇ ગયા, ઉદર પણ વાયુથી ભરાઇગયું, ઇંદ્રિયોનો વિષય બંધ પડીગયો, અનુક્રમે ચૈતન્યશક્તિ બહુ ક્ષીણ થઇ ગઇ, એમ સર્વથા દુઃખોથી હું ઘેરાઈ ગયો ત્યારબાદ હે સુપ્રતિષ્ઠ? ઇંદ્રિયોનો વ્યાપાર બંધપડવાથી બેભાન હાલતમાં હું પડ્યો હતો, તેટલામાં કંઈક ચેતનામાં હોવાથી એક શબ્દ મ્હારા સાંભળવામા આવ્યો કે; હે ભદ્ર? કાયર પુરૂષોએ આચરવા લાયક આવું સાહસ કાર્ય કરવાને તું લાયક નથી. માટે સર્વથા આ કાર્ય ત્હારે નહી કરવું જોઇએ, દેવતાઓને દુર્લભ એવા આ મનુષ્યદેહને આવા અકાર્યનું આચરણ કરી શામાટે તું નષ્ટ કરે છે? અરે? આ માનવભવ મહાપુણ્યથી પ્રાપ્ત થાયછે જેમકે,—

अनेकपूर्वार्जितपुण्यसंचयात्, सुदुर्लभा मानवता हि लभ्यते।
तत्सार्थकत्वं यदि नैव लोके, समाप्यते फल्गु तदीयजीवितम् ॥१

અર્થ—"અનેક પૂર્વભવોમાં ઉપાર્જન કરેલા પુણ્યના ઉદયથી અત્યંત દુર્લભ એવો આ મનુષ્યાવતાર પ્રાપ્તથાય, છતાં આવા તુચ્છ કાર્યનેલીધે તેનું કંઇપણ સાર્થકપણું કરવામાં ન આવે તો, તે પુરૂષનુ જીવન અસાર છે. અર્થાત્ આ મનુષ્યભવ પામી તેણે કંઇપણ કર્યું ગણાય નહીં."

જ્યારે તે દીવ્યશબ્દ નહીંજેવો મ્હારા સાંભળવામાં આવ્યો; તેટલામાં કોઇક પુરૂષ ત્યાં આવ્યો અને વૃક્ષની શાખાએ મ્હને લબડતો જોઇ એકદમ તેણે મ્હારા ગળાનો પાશ કાપી નાખ્યો; તેમજ મ્હને સા-

પાશનો છેદ.

ચવીને નીચે સુવારી ઠંડા પવન નાખવાલાગ્યો. ત્યારબાદ તે પુરૂષ હિમસમાન શીતલ એવા પ્રવાહનું પાણિલાવી મ્હારા શરીરે સિંચન કરવા લાગ્યો, તેથી મ્હારૂં હૃદય ફરકવાલાગ્યું અને કંઈક શુદ્ધિનાં ચિન્હ દેખાયાં, પછી તેણે ધીમે ધીમે મ્હારા સર્વઅંગનું મર્દન કર્યું. તે વખતે મ્હારાં નેત્ર મૂર્છાથી મીંચાઈ ગયેલાં હતાં, તેમજ સ્વપ્નસમાન બાહ્ય સ્થિતિને હું અનુભવતો હતો. પછી મ્હને તેણે ઉપાડીને સુકોમલ પલ્લવોથી રચેલી શય્યાઉપર સાચવીને સુવાડી દીધો. અહો ? સજ્જનપુરૂષો નિરપેક્ષ બુદ્ધિએ કેવા ઉપકાર કરે છે ? આ દુનીયામાં આવા સત્પુરૂષો બહુ વિરલા હોયછે. અન્યત્ર પણ કહ્યુ છે કે,—

शूराः सन्ति सहस्रशः प्रतिपदं विद्याविदोऽनेकशः,
सन्ति श्रीपतयो निरस्तधनदास्तेऽपि क्षितौ भूरिशः ।
किन्त्वाकर्ण्य निरीक्ष्य वाऽन्यमनुजं दुःखार्दितं यन्मन-
स्ताद्रूप्यं प्रतिपद्यते जगति ते सत्पौरुषाः पञ्चषाः ॥१॥

અર્થ—“આ દુનીયામાં સંગ્રામની અંદર જય મેળવનાર શૂરવીરપુરૂષો હજારો વિદ્યમાન છે, તેમજ દરેક સ્થલે વિવિધ વિદ્યાઓના જાણકાર સેંકડો પુરૂષો દૃષ્ટિગોચર થાય છે, વળી ઋદ્ધિમાં કુબેરસમાન કિંવા તેથી અધિકપણ લક્ષ્મીવાન્ પુરૂષો આ સૃષ્ટિમાં ઘણા જોવામાં આવે છે, પરંતુ દુઃખથી પીડાયેલા અન્ય માનવને સાંભળીને કિંવા જોઈને જેમનું મન તદાકાર થઈ જાય તેવા સત્પુરૂષો આ જગત્માં પાંચ કે છ જોવામાં આવે છે. અર્થાત્ બહુ થોડા હોય છે.” વળી ફરીથી તે સત્પુરૂષે પવનાદિક અનેક પ્રકારના બહુ શીતલ ઉપચાર

ર્ક્યાં, તેથી મ્હારી વેદના કેટલીક ક્ષીણ થઇ. ત્યારબાદ ક્ષણ માત્રમાં હું સાવધાન થઈ ગયો, અને મ્હારાં નેત્ર ઉઘડી ગયાં, તે સમયે ત્યાં બેઠેલો, ઉત્તમ સંસ્થાનવાળો, અને ભર યુવાવસ્થાને શોભાવતો, સાક્ષાત્ કામદેવસમાન, એક ભવ્ય પુરૂષ મ્હારા જોવામાં આવ્યો. વળી તે પુરૂષે મ્હને કહ્યું કે, હે ભદ્ર ! હવે આપને ક્યા પીડા થાય છે ? મ્હે મ્હારો કંઠ બતાવ્યો, ત્યારે તેણે મર્દનાદિક ઉપચારવડે મ્હારા કંઠની પીડાપણ દૂર કરી પછી મ્હારી સર્વ પીડાઓ દૂર થવાથી હું સાવધાન થયો, પરંતુ વિરહાનળની પીડાથી મ્હારાં અંગો બળતાં હતાં, મુખમાંથી મ્હોટા શ્વાસ ચાલતા હતા; અને વિરહસંબંધી ખેદને લીધે મ્હારૂં હૃદય બહુ વ્યાકુલ હતું, તેમજ મનોવાંછિત પ્રિયાની અપ્રાપ્તિને લીધે ઉદ્વિગ્ન ચિત્તવાળો હું સ્નિગ્ધપલ્લવોથી રચેલા શયનમાં બેઠો શ્રી ધનેશ્વરમુનિએ રચેલી સુબોધ એવી ગાથાઓવડે બહુ સુંદર અને રાગરૂપી અગ્નિ તથા દ્વેષરૂપી વિષધરને શાંત કરવામાં જલ અને મંત્રસમાન સુરસુંદરી નામે આ કથાપ્રબંધમાં પાશવિમોચન નામે આ ચોથોપરિચ્છેદ સમાપ્ત થયો.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्र-
स्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादे विरहे पाशविमोचननाम-
चतुर्थः । परिच्छेदः समाप्तः



## अथपञ्चमपरिच्छेदः प्रारभ्यते ।

**પુરૂષનો ઉપદેશ.**

વિરહ દુઃખને લીધે મુખની કાંતિ બહુજ ઝાંખી થયેલી અને નેત્રોમાંથી અશ્રુ ધારા ચાલુહતી, તેમજ હસ્તતલમાં લમણાનો ભાગ સ્થાપન કરી શુન્યની માફક બેઠેલા મ્હને જોઇ તે દયાલુપુરૂષ બોલ્યો હે સુંદર ? ત્હારાસરખા ઉત્તમ પુરૂષોને કુગતિના દ્વારભૂત અને અધમ પુરૂષોએ આચરેલો એવો આત્મવધ કરવો ઉચિત નથી. કારણ કે, ઉત્તમપુરૂષો આપત્કાલમાં વ્યાકુલ થતા નથી. શાસ્ત્રમા પણ કહ્યુ છે કે;—

विपदि धैर्यमथाऽभ्युदये क्षमा, सदसि वाक्पटुता युधि विक्रमः।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ, प्रकृतिसिद्धमिदं हि महात्मनाम्॥१॥

અર્થ—"વિપત્કાળમાં ધૈર્ય રાખવું, તેમજ અભ્યુદના સમયે ક્ષમા રાખવી, સભાની અંદર બોલવામાં દક્ષતા રાખવી, રણસંગ્રામમાં પરાક્રમની બુદ્ધિ રાખવી, તેમજ ઇચ્છા રાખવી-હોય તો માત્ર યશ મેળવવાની રાખવી, અને ધર્મશાસ્ત્રોના શ્રવણનુ જ વ્યસન રાખવું, આ સઘળી પ્રવૃત્તિઓ મહાત્માઓને સ્વભાવસિદ્ધ હોય છે." વળી હે મહાશય ? તુ કોણ છે? ત્હારા પિતાનું નામ શું? તુ ક્યાંથી આવ્યો છે? ગળે પાશ નાખવાનું ત્હારે શું કારણ? વળી હે સુંદર? તું ગાઢ શોકમાં શાથી આવી પડયો છે? તેમજ નિરંતર ભારે અશ્રુપાત શામાટે કરે છે? આ પ્રમાણે તેનાં વાકય સાંભળીને પ્રથમતો મ્હેં મ્હોટા નિઃશ્વાસ મૂક્યા, પછી મ્હેં કહ્યુ કે, હે સુતનુ? વૃથા આ વાર્ત્તા કહેવાથી શુ ફલ ? જેના કહે-

વાથી કંઇ પણ ગુણ થાય તો તે કહેવું યોગ્ય ગણાય. અન્યથા તુષ (ફોતરાં) ખાડવાની માફક કહેવાથી કંઈપણ ફલ નથી. અન્યત્રપણ કહ્યું છે કે;—

वधिराग्रे वृथाऽऽलापो–वृथा वारिविलोडनम् ।
तुषखण्डनवत्व्यर्थं, वृथाऽभीष्टनिवेदनम् ॥१॥

અર્થ—"બધિરની આગળ વાર્તાલાપ કરવો તે વૃથા છે, પાણી વલોવવું તેપણ અર્થ વગરનું છે, તેમજ અશક્ય એવી કોઇ પણ વાર્તા પોતાને ઈષ્ટ હોય; પરંતુ તે અન્યની આગળ નિરર્થક કરવી તે ફોતરાઓને ખાડવા સમાન નિષ્ફલ થાય છે" તેમજ હે મહાશય! પોતાનું કાર્ય પ્રાયે વિનષ્ટ થયા પછી તે કહેવાથી પણ તેનો નિવારક કોણ થઈ શકે! વળી પાણી ગયા પછી પાળ બાંધવી એથી શો ગુણ થાય? અર્થાત્ શ્રમ શિવાય અન્ય કંઈપણ ફલ નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે;—

मृतेऽम्बुपानं किमु मानवानां, किमन्धकानां वसनादिशोभया ।
किं वृष्टिपातेऽपि समुद्रमध्ये, गते हि नीरे किमु सेतुबन्धनम् ॥१॥

અર્થ—"મરણ થયા બાદ મનુષ્યોને સુધામય અંબુપાન કરાવવું શા કામનું? જન્માંધ પ્રાણિઓની આગળ વસ્ત્રાદિક અલંકારોની શોભા દેખાડવાથી એમને શો આનંદ ઉપજવાનો છે? સમુદ્રની અંદર વૃષ્ટિપાત થાય તોપણ તેથી જીવાત્માઓને શું ફલ થઈ શકે? તેમજ પાણી ગયા પછી તેને રોકવા માટે જેઓ પાલી બાંધવાનો શ્રમ ઉઠાવે, તેનું પણ કંઇ ફલ નથી;" માટે મ્હારેપણ હવે આપની આગળ વાર્તા કરવાથી માત્ર કંઠશોષણજ છે, તેથી આપને કહેવાનું

મ્હારે એટલુંજ છે કે, આપ કૃપાકરી મ્હારા આ કાર્યમાં વિઘ્નભૂત થશો નહીં હવે મ્હારે પ્રાણ ત્યાગ કર્યા શિવાય છુટકો નથી. કારણ કે, તે શિવાય મ્હારૂ દુઃખ જાય તેમ નથી. આવા દુઃસહ દુઃખને આધીન થઇ હું હવે જીવવાની આશા બિલકુલ રાખતો નથી. માટે મ્હારા દુઃખનો ઉદ્ધાર જો આપે કરવા ધાર્યો હોય તો હું જે કરૂ છું તેમાં તમ્હારે હવે વચ્ચે પડવું નહીં. ત્યારબાદ તે પુરૂષ બોલ્યો. હે ભદ્ર ? આ પ્રમાણે આ કુકૃત્યનો આગ્રહ તું છોડી દે. પ્રથમ આનું મૂલ કારણ શું છે ? તે તું મ્હને જણાવ ? કારણ કે, વૃત્તાંત જાણ્યા પછી કોઈ ઉપાય પણ મળી આવે છે. ત્યારબાદ મ્હેં ત્હેને સર્વ પૂર્વોક્ત મ્હારી વાર્ત્તા સવિસ્તર ઠેઠ પાશબ ધન સુધીની કહી સભળાવી. પછી હે સુપ્રતિષ્ઠ ? તે વાત સાંભળી તેણે મ્હને કહ્યું કે, હે ભદ્ર ? માત્ર યુવતિને માટે ઉત્તમ પુરૂષોએ આ પ્રમાણે પ્રવૃત્તિ કરવી ઉચિત નથી, તેમાંપણ નીતિશાસ્ત્રમા કુશલ એવા ત્હારે તો વિશેષે કરીને આવું કાર્ય સર્વથા ન કરવું જોઈએ. કારણ કે, જીવતા પુરૂષો સેકડો શુભ કાર્યોના ભોક્તા થાય છે જેમ કે; " जीवन्नरो भद्रशतानि पश्येत् " "જીવતો માણસ સેકડો ભદ્ર જોઇ શકે છે." વળી હે સુભગ ? તું ધન્યવાદને લાયક છે કારણ કે, તમે બન્નેજણ તો પરસ્પર એકબીજાની વાર્તા અન્યદ્વારા સાંભળી શકો છો તેમજ દેવવાણી થયેલી છે, જેથી તેણીના સમાગમની આશાપણ બધાયેલી છે. વળી અન્યોઅન્ય ભાવને સૂચવનાર એવા એક નગરમાં તમ્હારા બન્નેનો નિવાસ છે. તો પછી શા માટે તું આટલો બધો શોક કરે છે ? ધન્યવાન્ અને પુણ્યવાન્ પણ તું છે. વળી પુણ્ય હીન તો ખરેખર હુંજ છું કે, તેણીનું દર્શન તો

દૂર રહ્યું પરંતુ દર્શનનીઆશા પણ દુર્લભ થઈ પડી છે. તો પણ હું પ્રાણ ધારણ કરૂં છું. ત્હારી માફક કંટાળતો નથી. વળી હે ભદ્ર ? તમ્હારે વાર્તાલાપનો સબંધ ક્રમપર પરાએ વિદ્યમાન છે, તો પછી ત્હારૂં દુઃખ શા હીસાબમાં છે? અને હું તો મ્હારી મનોભીષ્ટ સ્રીના સ્થાનાદિકની પ્રવૃત્તિને પણ જાણતો નથી. તો મ્હને કેટલું બધું દુઃખ થતું હશે ? ત્યારબાદ મ્હેં તેને કહ્યું કે; હે મહાશય ? પ્રથમ તમે તમ્હારૂં વૃત્તાંત મ્હને કહો; તમે પોતાની સ્રીનું સ્થાનપણ કેમ જાણતા નથી ? તમે ક્યા નગરમાં રહો છો ? અને શા માટે અહીં આવ્યા છો ? ત્યારબાદ ત બોલ્યો. હે ભદ્ર ? એકાગ્ર મન કરી મ્હારૂં વૃત્તાંત તું સાંભળ.

**પુરૂષવૃત્તાંત.**

અનેક વિદ્યાધરોના નગરોથી વિરાજીત એવા આ વૈતાઢ્ય પર્વતમાં ઉત્તરશ્રેણી છે, તેની અંદર સુરનંદનનામે ઉત્તમ નગર છે. જેની અંદર ત્રિક-ત્રણ, ચતુષ્ક-ચાર રસ્તાઓના સંયોગ અનેક સ્થલે શોભે છે, તેમજ અનેક પુષ્પ વાટિકાઓ જેની આસપાસ સુગંધી આપી રહી છે, જેના કિલ્લાની વિશાલતા અદ્‌ભુત પ્રકારની દીપી રહી છે અને શોભામાં તે ઇંદ્રપુરી સમાન આનંદ આપે છે.

**હરિશ્ચંદ્ર વિદ્યાધરેંદ્ર.**

સુરનંદન નગરમાં, સ્વાધીન છે સમગ્ર વિદ્યાઓ જેને તેમજ સર્વે વિદ્યાધરોના સમુદાય જેના ચરણ કમળમાં પ્રણતિ કરે છે. કમલની પાંખડી સમાન ભવ્ય છે નેત્રો જેનાં, સમસ્ત જનોનાં નેત્ર અને હૃદયને આનંદ આપનાર, અદ્‌ભુત પરાક્રમ વડે શત્રુઓનો પરાજય

કરનાર, સૂર્યની માફક તેજસ્વી પુરૂષોના સમગ્ર તેજનો પરાજય કરનાર, અખંડિત પ્રતાપને ધારણ કરતો, મદોન્મત્ત વૈરી રૂપી હસ્તીઓને ભેદવામા સિંહના બાલ સમાન, દિગંતોમાં પ્રસરી ગઇ છે વિમલ કીર્તિ જેની અને વિદ્યાધરોમાં સુપ્રસિદ્ધ એવો **હરિશ્ચંદ્ર** નામે વિદ્યાધરેંદ્ર રહે છે. કમલ સમાન મુખવાળી, નીલકમલના પત્ર સમાન મનોહર નેત્ર વાળી, કમલના મધ્ય ભાગ સમાન સ્નિગ્ધ છે શરીરની કાંતિ જેની એવી **રત્નવતી** નામે તેની સ્રી છે. વળી તે સ્રી સમગ્ર અંતેઉરમાં પ્રધાન પણે રહેલી છે. પોતાના પ્રાણથી પણ પ્રિય એવી તે દેવીની સાથે ત્રિ વર્ગ–ધર્મ, અર્થ અને કામમા સારભૂત એવા વિષય સુખને અનુભવતાં તે વિદ્યાધરેંદ્રના કેટલાક દિવસ વ્યતીત થયા

**પ્રભંજનઅને બંધુસુંદરી.**

ત્યારબાદ **રત્નવતીને** દેવ કુમાર સમાન તેજસ્વી કુમાર ઉત્પન્ન થયો. ઉચિત સમયે માતા પિતાએ **પ્રભંજન** એવું તેનું નામ પાડયું. તેમજ અદ્વિતીય છે રૂપ અને લાવણ્ય જેનું એવી **બંધુસુંદરી** નામે તેણીને એક પુત્રી થઇ અનુક્રમે તેઓ બન્ને નવીનયૌવન અવસ્થાને પામ્યા. કોઇએક દિવસે તેઓ બન્ને જણ પરસ્પર પ્રેમને ધારણ કરતાં એક સ્થાનમા એકાંત જગોએ એકઠાં થઈ બેઠાં હતા તેવામાં એક બીજાની સાથે વાર્તાલાપ ચાલ્યો; તેમાં અવસર જાણી **પ્રભંજન** બોલ્યો. હે બ્હેન ? આપણી આવી અપૂર્વ પ્રીતિ બંધાઇ છે; તે જોઇ મ્હને બહુ આનંદ થાય છે. પરંતુ ભવિષ્યમાં પણ તે પ્રીતિ તેવીને તેવી વૃદ્ધિ પામતી રહે તેમ મ્હારી ઇચ્છા છે. માટે ત્હારે પ્રથમ જે પુત્ર કિંવા

પુત્રી થાય તે મ્હારા પુત્ર અથવા પુત્રીને આપવાં અને મ્હારે જે પ્રથમ થશે તે ત્હારા પુત્રને અગર પુત્રીને આપીશ આ પ્રમાણે પરસ્પર સંબંધ કરવાથી આપણો સ્નેહ ઘણા કાલ સુધી સારી રીતે જાગ્રત્ રહેશે તે સાભળી અતિશય સહોદરના સ્નેહમા ગરક થયેલી **બંધુસુંદરીએ** તે પ્રમાણે પોતાના ભાઇનું વચન માન્ય કર્યું.

**ચિત્રલેખા.**

**વૈતાઢય** પર્વતમાં ઉત્તર શ્રેણીછે,તેમા સર્વઋતુ સબધી અનેક ફલ પુષ્પોથી વિરાજીત, નાના પ્રકારનાં વૃક્ષોના સમુદાય વડે સુશોભિત, **ચમરચચા** નામે નગરી છે. તે નગરીમાં **ભાનુગતિ** નામે ખચરેંદ્ર રહે છે, જેના પરાક્રમના શ્રવણ માત્રથી વૈરીઓ ગુહાઓના આશ્રય લઇ સૂર્યના પ્રકાશમાં ઘુવડની જેમ ગુપ્ત વૃત્તિને પાલન કરે છે; રૂપ અને સૌભાગ્યમાં કામદેવ સમાન તેમજ તે પ્રમદા જનના હૃદયને અતી આનંદ આપવામાં અગ્રણી એવા તે **ભાનુગતિ** વિદ્યાધરેંદ્રને **હરિશ્ચંદ્ર** વિદ્યાધરે પોતાની **બંધુસુંદરી** નામે કન્યાને બહુ પ્રીતિપૂર્વક ઘણા મ્હોટા ઉત્સવ સાથે પરણાવી. તેમજ **ભાનુગતિએ** પણ ઉત્તમ રૂપ, ગુણ અને શીલથી વિભૂષિત જાણી તેણીનો સ્વીકાર કર્યો ત્યારબાદ તેણીની સાથે બહુ પ્રેમપૂર્વક પાચ પ્રકારના વિષય સુખને અનુભવતા, તેમજ પોતાના રાજ્યનું પાલન કરતા, તે ખચરેંદ્રના દિવસો આનંદપૂર્વક વ્યતીત થવા લાગ્યા એમ અનુક્રમે કેટલોક સમય વ્યતીત થતાં તેણીને એક પુત્રી ઉત્પન્ન થઇ, જેણીના શરીરની કાંતિને લીધે આજુબાજુના દિગવિભાગો પ્રકાશિત થઇ ગયા, અને ઉચિત સમયે **ચિત્રલેખા** એવું

તેનું નામ પાડયું. ત્યારબાદ તે દેવીએ અતિ સુંદર સ્વપ્નોથી સૂચિત એવા એક ઉત્તમ અને તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. માતાપિતાએ મહોત્સવપૂર્વક ઉત્તમ તિથિ, વાર, નક્ષત્ર અને યોગ્ય સમયમાં **ચિત્રગતિ** એવું તેનું નામ પાડયું.

**સુસુખચારણ શ્રમણ.**

**હરિશ્ચંદ્ર** રાજા પણ **સુસુખ** નામે ચારણ મુનિના ચરણકમલમાં સિદ્ધ સુખના દ્વારભૂત, સંસારસમુદ્રમાં યાનપાત્ર સમાન, પરમશાંતિનું મૂલકારણ એવા અતિ પવિત્ર શ્રીજૈનધર્મને સાંભળીને, સંસાર વાસથી ભયભીત થઈ ગયો અને વિષયભોગને વિષસમાન જાણવા લાગ્યો, અરે ? આ ગૃહાવાસ એજ કારાગૃહ છે. એમ જાણીને તે રાજા રાજ્યવ્યાપારથી ઉદ્વિગ્ન થયો, અને પોતાના પુત્ર **પ્રભંજનને** રાજ્યમાં સ્થાપન કરીને પોતે પૂર્વોક્ત ગુરૂ મહારાજના ચરણમાં સર્વનિવૃત્તિના કારણભૂત એવું ચારિત્રવ્રત અંગીકાર કર્યું

અનુક્રમે તે **હરિશ્ચંદ્રમુનિ** **સુસુખ** ચારણમુનિની પાસે નિરવદ્ય ચારિત્ર પાલવા લાગ્યા, તેમજ દ્વાદશાંગી વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યા બાદ ગીતાર્થ થયા. પછી ઉત્તમ ચારિત્રના પ્રભાવથી કર્મજાળને ખપાવી અંતકૃત્ કેવલી થયા અહો ? ચારિત્રનો પ્રભાવ કેવો છે ? નિર્મલ જ્ઞાનાદિક ગુણો જેના આધીન થાય છે, એટલુંજ નહીં પણ શાશ્વતસુખ પણ તેનાથી જ પ્રાપ્ત થાય છે "શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,—

**नो दुष्कर्मप्रयासो न कुयुवतिसुतस्वामिदुर्वाक्यदुःखं,**
**राजादौ न प्रणामोऽशनवसनधनस्थानचिन्ता न चैव ।**

ज्ञानाप्तिर्लोकपूजा प्रशमसुखरतिः प्रेत्य मोक्षाद्यवाप्तिः,
श्रामण्येऽमी गुणाः स्युस्तदिह सुमतयस्तत्र यत्नं कुरुध्वम् ॥१॥

અર્થ—"જે ચારિત્રને સદ્‌ભાવપૂર્વક પાલન કરવાથી અસત્ કર્મોનો પ્રયાસ કરવો પડતો નથી, મલીન સ્વભાવવાળી યુવતિ, પુત્ર અને સ્વામીના કટુ વાક્યોના દુ:ખને સહન કરવાનો પ્રસંગ આવતો નથી, ચારિત્રની મહત્તાને લઇને નૃપાદિકને પ્રણામ કરવો પડતો નથી, ભોજન, વસ્ત્ર, દ્રવ્ય કે સ્થાન વિગેરેની કોઈપણ ચિંતા બીલકુલ રહેતી નથી, વળી ઉત્કૃષ્ટ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, લોકો બહુ પૂજ્યભાવથી ચારિત્રીઓની ભક્તિ કરે છે, શાંતિસુખમા બહુ પ્રીતિ રહે છે, વિગેરે આલોકમાં ઉત્તમ સુખસાધન મેળવીને દેહાંતમાં મોક્ષાદિકની પ્રાપ્તિ થાય છે." માટે હે ભવ્ય પ્રાણીઓ? ચારિત્રમાં આ સર્વગુણો રહેલા છે એમ સમજી સદ્‌બુદ્ધિનો ઉપયોગ કરો? અને ઉત્તમ ચારિત્ર પાળવામાં હમ્મેશાં યત્ન કરો? જેથી ઉભય લોકનું કાર્ય સિદ્ધ થાય જુઓ! હરિશ્ચંદ્ર મુનિરાજ ચારિત્રના પ્રભાવથી અંતકૃત્ કેવળી થયા.

**પ્રભંજન રાજા.**

બહુ પ્રતાપી **પ્રભંજન** પણ વિદ્યાધરોનો અધિપતિ થયો, હમ્મેશાં પ્રમાદરહિત પોતે નીતિપૂર્વક રાજ્ય ચલાવે છે નિ:શંક થઇ પિતાએ આપેલા રાજ્યના અભ્યુદયમાંજ નિરંતર પ્રેમ ધરાવે છે. મિત્ર અને શત્રુ તરફ નીતિનો ભંગ કરતો નથી. કોઈપણ વ્યસનીને પોતાના રાજ્યમાં સ્થાન આપતો નથી. તેમજ પક્ષપાતરહિત સ્વપરને સૌમ્યદષ્ટિથી વિલોકે છે. ઉત્તમ

વંશમાં જન્મેલી અને સૌભાગ્યાદિકગુણોના આવાસભૂત **કલહંસી** તથા **મંજુષા** નામે તેને બે સ્રીયો છે. તેઓ બન્નેનું સમસ્ત અંતેઉરમાં પ્રધાનપણું છે.

તે બનેની સાથે ભોગવિલાસ કરતાં **પ્રભંજન** રાજાનો કેટલોક સમય વ્યતીત થયો, પછી કલહંસિકાને એક પુત્ર થયો. તેનું **જવલનપ્રભ** એવુંનામ પાડયું, તેમજ **મંજુષા**ને પણ એક પુત્ર થયો, તે લઘુ પુત્રનું **કનકપ્રભ** એવું નામ સ્થાપન કર્યું.

**જ્વલનપ્રભઅને કનકપ્રભ.**

હવે પોતાના બંધુનું તે વચન **બંધુસુંદરી** દેવીના સ્મરણમાં રહ્યા કરે છે, પોતાની પુત્રી **ચિત્રલેખા** પણ યૌવન અવસ્થામાં આવી પહોચી. તેને પરણાવવા લાયક જોઇ **બંધુસુંદરી**એ પણ પોતાના પતિ **ભાનુગતિ**ને તે પોતાના ભાઇનું વચન સવિસ્તર કહી સંભળાવ્યું ત્યારબાદ **ભાનુગતિ**રાજાએ પોતાની પુત્રી તે **ચિત્રલેખા**ને, રૂપમાં બહુ તેજસ્વી એવા **પ્રભંજનના** જ્યેષ્ઠ પુત્ર **જવલનપ્રભ**ની સાથે પરણાવી, તેણે પણ પોતાને યોગ્ય જાણી પ્રીતિપૂર્વક તેણીનો સ્વીકાર કર્યો. સ્રી અને પુરૂષનું જોડલું જો સમાન હોય તો તેઓનો ગૃહાવાસ બહુ સારી રીતે સુધરે છે. જેમકે,–

**गुणेन रूपेण समानभावौ, समानशीलौ च समानमेधौ ।**
**समानवंशौ च कलासु तुल्यौ, यौ दम्पती सौख्यमलं तयोर्वै॥१॥**

અર્થ–"ગુણ અને રૂપ વડે જેઓ સમાન ભાવવાળાં હોય, તેમજ ધારણાવિષયમાં સમાનપ્રકૃતિ જેમની હોય, સમાન-કુલમાં જેઓ ઉત્પન્ન થયેલાં હોય અને સર્વ કલાઓમાં

સમાન કુશળપણું જેમણે મેળવેલું હોય તેવાં સ્ત્રીપુરૂષોનાં જોડલાં સુખેથી વિલાસ કરે છે."

ત્યારબાદ તે જ્વલનપ્રભરાજા સુરનંદન નગરની અંદર તેણીને લઇ ગયો, પછી પ્રેમાલુ સ્વભાવવાળી તે ચિત્રલેખાની સાથે ઉત્તમ પ્રકારે વિષયભોગનો અનુભવ કરતો જ્વલનપ્રભ રાજા દેવલોકમાં દેવની માફક આનંદપૂર્વક વિલાસ કરવા લાગ્યો.

એક દિવસ વિદ્યાધરોનો અધિપતિ પ્રભંજન રાજા

**પ્રભંજન રાજા.**

આકાશમાં, ચંદ્રસમાન ઉજ્વલ અને દેવના મંદિરસમાન ગૌરકાંતિને ધારણ કરતા એક પ્રાસાદને જોઇ વિચાર કરવા લાગ્યો, અહો ? આ કેવો સુંદર પ્રાસાદ દીપી રહ્યો છે ? એની આકૃતિ પ્રમાણે બહુ મજાનો એક જીનપ્રાસાદ હું બંધાવું. પોતાના મનમાં એમ નિશ્ચય કરી ઉભો થઇને મણિમય ભૂમિમાં તે પ્રાસાદની આકૃતિ ચિતરવા માટે જેટલામાં તે પ્રવૃત્ત થાય છે, તેટલામાં એકદમ પવનના આઘાતથી હણાયેલામેઘનું તે વાદળું સર્વથા વિખરાઇ ગયું. અને ક્ષણમાત્રમાં શ્યામ આકાશમંડલનો દેખાવ જોઇ પોતે હૃદયની અંદર વિચાર કરવા લાગ્યો કે, આ વાદળની માફક પુરૂષોની સંપદાઓ અસ્થિર છે જેમ આ વાદળનો ખંડ ક્ષણમાત્ર જોવામાં આવ્યો, તેમજ ક્ષણમાત્રમાં નષ્ટ પણ થઇ ગયો. તેમ સર્વે પદાર્થો પ્રાણીઓને ક્ષણમાત્ર આનંદ આપનાર થાય છે. વળી રૂપ, જીવિત, યૌવન અને સર્વ પ્રકારના બંધુઓના સંબંધો પણ એ પ્રમાણે અનિત્ય છે. તો આ સંસારવાસને ધિક્કાર છે. બાલ્યાવસ્થામાં જે રૂપ હોય છે તે યૌવનમાં અને જે યૌવનમાં હોય છે તે વૃદ્ધાવસ્થામાં

હોતું નથી. અર્થાત્ ઉત્તરોત્તર નવીનતાને પામે છે એમાં સંદેહ નથી તેમજ અન્યત્ર પણ કહ્યું છે કે,—

भोगे रोगभयं, कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं,
शास्त्रे वादभयं गुणे खलभयं रूपे जराया भयम् ।
मौने दैन्यभयं बले रिपुभयं काये कृतान्ताद्भयं,
सर्वं वस्तुभयान्वितं भुवि नृणां वैराग्यमेवाऽभयम् ॥१॥

અર્થ—"કોઇપણ વસ્તુ એવી નથી કે, સદૈવ નિશ્ચયપણે એક રૂપે રહી શકે ! જેમકે, ભોગની અંદર રોગોનો ભય રહ્યો છે. પોતાના કુળની સ્થિતિ બહુ ઉત્તમ પ્રકારની હોય છે, પરંતુ તેમાં પણ અવનતિનો ભય રહે છે. અનેક પ્રયત્નથી ભાગ્યવાન્ પુરૂષો દ્રવ્ય મેળવી શકે છે, પરંતુ તેનો સદુપયોગ કરવો તે ભાગ્યે જ બની શકે છે. કારણ કે, તેની ઉપર રાજા વિગેરેનો સખત ભય રહે છે. શાસ્ત્રનો અભ્યાસ કિંવા શ્રવણ કરવાથી ઉત્તમ પ્રકારનું જ્ઞાન મળે છે. પરંતુ તેમાં પણ વિતંડાવાદનો ભય હોય છે. તેમ રૂપ અને સૌંદર્ય દૈવયોગે કેટલાક જનોને પ્રાપ્ત થાય છે, પણ અવસ્થાંતરના ભેદે કરીને તે રહી શકતું નથી. અર્થાત્ તેમાં જરા દેવીનો ભય રહે છે. કેટલાક સ્વધર્મની અપેક્ષાએ મૌન રાખી પોતાની પ્રવૃત્તિ કર્યા કરે છે, પરંતુ તેમાં દીનતાનો ભય જાગ્રત્ રહે છે. અર્થાત્ તે દીનપણાને લીધે છોડવું પડે છે. કોઇપણ સુભટ એમ જાણે કે, મ્હારા સરખો કોઇ પરાક્રમી નથી, પરંતુ તે નિર્ભય નથી, તેની ઉપર શત્રુનો ભય કાયમ હોય છે, તેમજ સર્વાંગ સુંદર એવી આ શરીરની આકૃતિ જોઇને કેટલાક મુગ્ધજનો જાણે છે કે, આ દેહનગરી

અચલ રહેશે, પરંતુ તેની ઉપર નિરંતર મૃત્યુ સુભટ તલપ મારી રહ્યો છે, માટે તે નિર્ભય કેમ કહેવાય ? આ પ્રમાણે દરેક પદાર્થો આ દુનીયામાં ભયાન્વિત છે, અર્થાત્ અસ્થિર છે. માત્ર સત્પુરૂષોને હિતકારક એવો વૈરાગ્યભાવ જ નિર્ભય છે." માટે ભવ્ય પ્રાણીઓએ વિષય તરફ લક્ષ્ય નહીં આપતાં અભયપદની જ ઇચ્છા રાખવી વળી કેટલાક વિષયવાસનામાં આસક્ત થયેલા પ્રાણીઓ પ્રત્યક્ષપણે અનિત્ય પદાર્થોને જાણીને પણ તેઓને સત્ય અને સ્થિર તરીકે માને છે. તે તેઓના અવિવેકનું જ સામર્થ્ય છે વળી કામમાં આસક્ત થયેલા પુરૂષો શ્રીજૈનસિદ્ધાંતને જાણતા છતા પણ આરંભ અને પરિગ્રહાદિક સાવદ્ય કાર્યોમા પ્રવૃત્તિ કરે છે એ મ્હોટું આશ્ચર્ય છે કે, જૈનતત્ત્વના જાણકારોને પણ મોહ મહિમાની કેટલી બધી પ્રબલતા છે? માટે આ રાજ્યસંપત્તિ કેવલ સંસારવાસનું જ કારણ છે, તો હવે મ્હારે એનુ કંઇપણ પ્રયોજન નથી કારણ કે; જેના મોહથી આત્માની અધોગતિ થાય, તેનો પ્રસંગ મ્હારે સ્વપ્નમાં પણ જોઇએ નહીં. જે સોનુ પ્હેરવાથી કાન તુટે તેથી સર્યું અરે ? હું શ્રીજીનેન્દ્ર-ભગવાનનુ વચન સમજુ છુ છતાં પણ મહા દુઃખના હેતુભુત પદાર્થોમા હું શા માટે અભિલાષા રાખું છુ ? હવે સર્વ સાવદ્ય કાર્યનો ત્યાગ કરીને સર્વ સુખમય પરમેશ્વરી દીક્ષાગ્રહણનો ઉદ્યમ કરૂં. દુર્ગતિના હેતુભૂત આ અસાર રાજ્ય વડે શું ફલ છે ? વળી મ્હારા વંશમા ઘણા રાજાઓ પોતાના પુત્રોને રાજ્ય આપીને દીક્ષિત થઈ મોક્ષસ્થાનમાં ગયેલા છે. માટે તેમના વંશમાં જન્મ ધરીને મ્હારે પણ ચારિત્ર ગ્રહણ કરવું ઉચિત છે એ પ્રમાણે પોતાના હૃદયમાં વિચાર કરી

રાજા પોતાની પાસમાં રહેલા વિદ્યાધરોને કહેવા લાગ્યો કે; આ સંસારવાસ મ્હને કારાગૃહ સમાન ભાસે છે. રાજ્ય સંપત્તિઓ વિપત્તિઓ સમાન પ્રીતિકર થતી નથી. વિષયવાસના વિષસમાન થઇ પડી છે, તેમજ હવે આ અલંકારો પણ સર્પની તુલનાને વહન કરે છે.

**સુઘોષચારણ મુનિ.**

એ પ્રમાણે પોતાના વૈરાગ્યની વાર્ત્તા **પ્રભંજન** રાજા કરતો હતો, તેટલામાં ચાર જ્ઞાનના જાણકાર **સુઘોષ** નામે ચારણ મુનિ વિહાર કરતા કરતા ભવ્યજનોનેઉપદેશ આપવા માટે ત્યાં પધાર્યા, ત્યારબાદ **પ્રભંજન** રાજા પોતાના પુત્ર **જ્વલનપ્રભ**ને રાજ્ય સ્થાન આપીને તેમજ **કનકપ્રભ**ને પ્રવર એવી પ્રજ્ઞપ્તિ વિદ્યા આપીને પોતે વિદ્યાધરોનો અધિપતિ છતાં પણ સમગ્ર રાજ્ય લક્ષ્મીનો ત્યાગ કરીને **સુઘોષ** મુનીંદ્રના ચરણ કમલમાં દીક્ષા ગ્રહણ કરી. બાદ **જ્વલનપ્રભ** પણ વિદ્યાધરોના સમૂહ વડે વિરાજીત છતો સમગ્ર અંતેઉરમાં પ્રધાનપદે સ્થાપન કરેલી **ચિત્રલેખા**ની સાથે રાજ્ય લક્ષ્મીનો આનન્દથી ઉપભોગ કરેછે. તેમજ **કનકપ્રભ** પણ પ્રજ્ઞપ્તિ વિદ્યાને વિધિપૂર્વક સિદ્ધ કરીને તે વિદ્યાના પ્રભાવથી બહુ શક્તિમાન્ થયો, સર્વત્ર લોકમાં વિદ્યાને લીધે તે પ્રસિદ્ધ થઇ ગયો. જેનું સામર્થ્ય દિગન્ત વ્યાપી થઇ ગયું. અહો ? વિશુદ્ધ વિદ્યાનો મહિમા ગુપ્ત રહેતો નથી. તે સંબંધી અન્યત્ર પણ કહેવામાં આવ્યું છે કે,—

वार्त्ता च कौतुकवती विशदा च विद्या,
लोकोत्तरः परिमलश्च कुरङ्गनाभेः ।

तैलस्य विन्दुरिव वारिणि वार्यमाण-
मेतत् त्रयं प्रसरतीति किमत्र चित्रम् ॥ १ ॥

અર્થ—"જેના શ્રવણમાત્રથી આશ્ચર્યને પ્રગટ કરનારી વાર્ત્તા, પ્રગટ ચમત્કારજનક વિશુદ્ધ એવીવિદ્યા, તેમજ અપૂર્વ એવો કસ્તૂરીનો સુગંધ એ ત્રણે વસ્તુઓ, જલની અંદર નાખેલા તેલના બિંદુની માફક રોકવાથી પણ સર્વત્ર પ્રસરી જાય છે. એમાં શું આશ્ચર્ય છે ? વસ્તુતઃ કંઇપણ નથી."

**કનકપ્રભનો અવિનય.**

વિદ્યાના પ્રભાવથી **કનકપ્રભ** બહુ મદોન્મત્ત થઇ ગયો. જેથી પોતાના વંશજોની મર્યાદા છોડીને પ્રવૃત્તિ કરવા લાગ્યો, લોકોમાં તેનો અપકીર્ત્તિરૂપપટહ વાગવા લાગ્યો, છતા તે તરફ તે બીલકુલ લક્ષ આપતો નથી. તેમજ તે વિવેક હીન થઇ અનાચારને મુખ્ય સ્થાને માનવા લાગ્યો. અન્યાય કરવાથી દુર્ગતિમા પતન થાય છે તેનો વિચાર પણ તે સર્વથા ભૂલિ ગયો પોતાનાથી મ્હોટા અને પૂજ્ય સ્થાને મનાતા એવા ગુરૂઓના સત્કારને પણ વિસરી ગયો. તેમજ દાક્ષિણ્યપણાનો સર્વથા તેણે ત્યાગ કર્યો, વિદ્યાના પ્રભાવથી રાજ્ય લક્ષ્મીને પોતાને સ્વાધીન કરવામા તે બહુ લુબ્ધ થયો અને વિદ્યાના ગર્વથી બહુમદાંધ થઇ ગયો. એમ ઉત્તરોત્તર વેગમાં આવેલા તે **કનકપ્રભે** પોતાના મ્હોટા ભાઇ **જ્વલનપ્રભની** પાસેથી પોતાના પિતાએ આપેલું રાજ્ય ખુચાઇ લીધું. ત્યારબાદ તેણે પોતાના પ્રચંડ પરાક્રમ વડે તે સમગ્ર રાજ્ય પોતાને સ્વાધીન કર્યું; તેમજ સામ, દામ, ભેદ અને દંડ વડે સમગ્ર વિદ્યાધરોને પોતાને વશ

કર્યા. ત્યારબાદ ઉન્મત્ત થયેલા તે કનકપ્રભે જ્વલનપ્રભ
ને પોતાના રાજ્યમાંથી પણ કાઢી મૂકયો.

એટલે તે જ્વલનપ્રભ રાજા ચમરચંચા નામે નગરીમા પોતાના સાસરાને ત્યાં ગયો. તેમની

**ચમરચંચા.**

ખબર મળવાથી ભાનુગતિ રાજાએ બહુમાનપૂર્વક જ્વલનપ્રભને પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. બાદ હે ચિત્રવેગ ? ચિત્રલેખાની સાથે પોતાના સાસરાને ત્યાં બહુ આનંદથી નિવાસ કરતા એવા તે જ્વલનપ્રભના કેટલાક દિવસો વ્યતીત થયા. તે-વામાં કોઇ એક દિવસે જ્વલનપ્રભરાજા ચિત્રગતિ નામે પોતાના સાળાની સાથે તે નગરમાંથી બહાર ફરવા માટે નીકળ્યો. સુંદર વૃક્ષોથી શોભતાં એવાં અનેક પ્રકારનાં ઉપ-વનો જોતા જોતા તે બને જણુ આગળ ઉપર ચાલવા લાગ્યા. કોઈક સ્થલે તેઓ ભારંડ તથા ચક્રવાક પક્ષિઓથી સુશોભિત અને નિર્મલ જળથી ભરેલી એવી દીર્ઘિકાઓના વૃંદને તેઓ જોવા લાગ્યા. તેમજ અનેક વિદ્યાધરોનાં જોડલાં જેમની અંદર વિલાસ કરે છે એવાં સુંદર કદલી ગૃહોથી વિરાજીત, તેમજ ચારે તરફ ઉજ્વલ કાંતિઓ જેમની પ્ર-સરી રહી છે તેવાં અનેક પ્રકારનાં ગિરીંદ્રનાં શિખરોને જોઈ તેઓ આનંદ માનવા લાગ્યા. એમ અનેક પ્રકારની શોભા-ઓના અવલોકનમાં આસક્ત થયેલા તેઓ બને જણ કૌ-તુકિત થઈને, અતિ મધુર નાદવાળી કોયલોના મનોહર કો-લાહલ વડે બહુ રમણીય, સર્વત્ર પરિભ્રમણ કરતા ભ્રમરા-ઓના વિશાલ ગુંજારવને લીધે બહુજ પ્રેમને ઉત્પન્ન કરવામાં

અદ્વિતીય, અને બહુ ફલોના ભારથી નમી ગયેલા વિવિધ વૃક્ષોના સમૂહુથી હુમ્મેશાં વ્યાપ્ત, એવા એક વન નિકુંજમાં ગયા. ત્યાં આગળ મંદમંદ સંચાર કરતા સુકોમળ પવન વડે કંપતા સુંદર પલ્લવોના સમૂહુને લીધે બહુ શોભાયમાન, તેમજ અનેક ભ્રમરીઓનાં ટોળાં વડે વાચાલિત થયેલાં અને રક્ત-પુષ્પો વડે દેખાવમાં લાલ કાંતિમય એવો એક અશોક વૃક્ષ તેમના જોવામાં આવ્યો.

તે અશોકની નીચે સુવર્ણપદ્મની ઉપર બેઠેલા એક મુ-નિવરનાં તેમને દર્શન થયાં, તે મુની-

પ્રભંજનમુનિ.

દ્રની આગળ તેમના ચરણ કમલને ઉદ્દેશીને અનેક વિદ્યાધર, નર, કિંનર, અને દેવતાઓના સમુદાય બહુ પ્રેમથી નમન કરતા હતા, તેમજ સુરેંદ્રો જેમની સ્તુતિ કરતા હતા, અને ઉત્પન્ન થયું છે શ્રીકેવલજ્ઞાન જેમને એવા તે મુનીદ્રની પાસે તેઓ બન્ને ગયા; એટલે જ્વલનપ્રભે તેમને ઓળખ્યા અને તરતજ તે બાલ્યો કે; આતો તે મ્હારા પિતા પ્રભંજન મુનીશ્વરછે. આ પ્રમાણે ચિત્રગતિને કહીને તેઓ બને જણ આનંદ-માં મગ્ન થયા છતા ત્રણ પ્રદક્ષિણા દઇ હર્ષ વડે રોમાંચિત થઇને શ્રીકેવલીભગવાનના ચરણ કમલમાં વિનયપૂર્વક પ્રણામ કરી ભૂમિઉપર બેઠા. મનુષ્યોને વિનયગુણ મુખ્ય ગણાય છે. કારણકેવિનયવાન પુરૂષ સર્વત્રસુખીથાયછે. અન્યત્રપણકહ્યુંછેકે;—

विनयेन भवति गुणवान्, गुणवति लोकोऽनुरज्यते सकलः।
अनुरक्तस्य सहायाः, ससहायो युज्यते लक्ष्म्या ॥ १ ॥

અર્થ—"કોઇની પણ લાગણી દુખાય નહીં; તેમજ શત્રુતાનો સંબંધ પણ કોઇ સમયે જોવામાં આવે નહીં; વિગેરે અનેક ફાયદાઓ જેમાં રહેલા છે તેવા વિનય વડે દરેક માનવ ગુણવાન્ થાય છે. જ્યારે ગુણવાન્ થાય છે ત્યારે તેને જોઇ લોકો બહુજ ખુશી થાય છે, તેમજ સેંકડો લોકોની પ્રસન્નતા મેળવેલા તે સત્પુરૂષને અનેક પ્રકારની સહાય મળવી બહુ સુલભ થાય છે, અને તે સહાયવાન્ પુરૂષને અનેક પ્રકારની સંપત્તિઓ પ્રાપ્ત થાય છે. જેથી ઉભય લોકમાં વિનયવાન્ પુરૂષને કોઈ પણ અનર્થનો ભય રહેતો નથી."

**પ્રભંજન મુનિદેશના.**

ત્યારબાદ શ્રી કેવલીભગવાને સજલ મેઘની ગર્જનાનો પરાજય કરતી અને ગંભીર એવી મધુર વાણી વડે તે સભાની અંદર ધર્મદેશનાનો પ્રારંભ કર્યો. બાલહસ્તીના કર્ણ સમાન લક્ષ્મી બહુ ચંચલ છે મનુષ્યોના આયુષ્યની અનિત્યતા હમ્મેશાં સર્વને અનુભવાય છે. તેમજ પ્રાણીયોનું યૌવન પણ જરા રૂપી રાક્ષસીથી એકદમ નષ્ટ કરાય છે, વળી કેટલાએક પ્રાણીઓનુ યૌવન રોગ અને શોક વડે જ વિલય પામે છે. તેમજ ઈષ્ટનો વિયોગ અને અનિષ્ટની પ્રાપ્તિ સબંધી અનેક દુઃખો વડે ઘણા ખરા લોકોનુ યૌવન ચાલ્યું જાય છે. વળી જેની સીમા બહુ જ થોડી છે છતાં ચંચલ અને રોગ, શોક, જરા તેમજ વ્યાધિ જેમાં વિઘ્ન ભૂત રહેલા છે એવા યૌવનમાં જીવોનો પ્રતિબંધ કેટલો દૃઢ થયો છે! હે ભવ્ય પ્રાણીઓ ? તુચ્છ એવા વિષયોનો ઉપભોગ કરવાથી કુગતિનાં અનેક દુઃખો પ્રાપ્ત થાય

છે. તેમજ તે વિષયો પરિણામમાં અતિ દારૂણ દુઃખ આપનાર નીવડે છે. માટે તેવા અસાર વિષયોમાં તમ્હારે બીલકુલ રાગ કરવો નહિ. તેમજ તમ્હારે પોતેજ તેઓનો ત્યાગ કરવો. જેથી અનંત સુખ પ્રાપ્ત થાય છે અન્યત્ર પણ કહ્યું છે કે,–

अवश्यं यातार–श्चिरतरमुषित्वाऽपि विषया–
वियोगे को भेद–स्त्यजति न जनो यत्स्वयममून् ।
व्रजन्तः स्वातन्त्र्या–त्किमपि परितापाय मनसः,
स्वयं त्यक्ता ह्येते, शमसुखमनन्तं विदधति ॥ १ ॥

અર્થ—"બહુ લાંબા વખત સુધી વિષયો રહી શકે છે, તો પણ તેમનો નાશ તો અવશ્ય થવાનો જ છે; તો પછી તેમના વિયોગમાં શો ભેદ રહ્યો? જો તેઓ સ્થિર હોય તો વિયોગ એ દુઃખરૂપ ગણાય, પરંતુ એ બાબત તો છે જ નહી. એમ સમજી મનુષ્યો પોતેજ તેમનો શામાટે ત્યાગ કરતા નથી? અને તેઓ પોતાના સ્વતંત્રપણાથી મનુષ્યોનો ત્યાગ કરી જો ચાલ્યા જાય છે તો કંઇ પણ મનને દુઃખદાયક થાય છે. અને કદાચિત્ જો તે વિષયોનો પોતેજ ત્યાગ કરે તો તેઓ અનંત શાંતિ સુખને આપે છે." માટે હે ભવ્યપ્રાણીઓ? આ સંસારસમુદ્રમાં વિપરીત પણાથી જે કંઇ સારભૂત તમને દેખાયછે, તે પણ સેકડો દુઃખોનો હેતુ થાયછે. એમ જાણી શ્રીજીનેશ્વભગવાને કહેલા ધર્મને વિષે તમે ઉદ્યુક્ત થાઓ. વળી આ અનાદિ અનંત ભવરૂપી સમુદ્રમાં અનેક વાર પરિભ્રમણ કરતાં બહુ પુણ્યયોગને લીધે અપૂર્વ એવી આ દુર્લભ ધર્મ સામગ્રી પ્રાપ્ત થઈ છે તેને તમે નિષ્ફલ ન કરો કારણ કે; ચોરાશી લાખ જીવા યોનિથી વ્યાપ્ત એવા

આ સંસારમા ફરીથી આ મનુષ્યભવ આદિક સામગ્રી મળવી બહુ દુર્લભ છે. વળી આ દુરંત ભવ સાગરમાં પરિભ્રમણ કરતા લોકોનુ શ્રીજૈનધર્મ શિવાય અન્ય કોઈ રક્ષણ નથી.

માટે હે ભવ્યાત્માઓ? શ્રીજીનેંદ્રભગવાને કહેલા દીક્ષા વ્રતને તમે ગ્રહણ કરો? તેમજ સર્વ સુખમય એવા સંયમનું આરાધન કરો? વળી આ સંસારનો ત્યાગ કરી ઉત્તમ એવા સિદ્ધિ સુખને પ્રાપ્ત કરો? એમ શ્રીકેવલીભગવાને પ્રરૂપેલી દેશના રૂપી અમૃતનુ પાન કરીને, કેટલાક ભવ્ય જીવોએ દીક્ષા ગ્રહણ કરી, તેમજ સર્વ વિરતિ પાળવામાં અશકત એવા કેટલાક જનોએ શ્રાવક ધર્મનો સ્વીકાર કર્યો. વળી અન્ય પુરૂષોએ સમ્યકૃત્વવ્રતનો સ્વીકાર કર્યો.

**જ્વલન પ્રભનોપ્રશ્ન.**

તે સમયે **જ્વલનપ્રભે** પોતાના પૂજ્ય પિતા રૂપ શ્રીકેવલી ભગવાનને પ્રણામ કરી પૂછ્યું કે; હે ભગવન્? હવે ફરીથી મ્હારૂં રાજ્ય મ્હને મળશે કે કેમ? તે સાંભળી શ્રીકેવલી ભગવાન્ બોલ્યા કે; હે વિનીત? તું રાજ્ય ભોક્તા થઇશ, એમાં સંદેહ નથી. ત્યારબાદ **જ્વલન-પ્રભ** બોલ્યો. હે ભગવન્? તે રાજ્યની પ્રાપ્તિ મ્હને ક્યારે થશે? તે સાભળી કેવલજ્ઞાનવડે જાણ્યા છે સર્વભાવ જેમણે એવા શ્રીકેવલીભગવાન્ બોલ્યા હે ભદ્ર? ભાનુગતિએ આપેલી રોહિણી વિદ્યાને જ્યારે તું સિદ્ધ કરીશ; ત્યારે તું ફરીથી પણ વિદ્યાધરોનો અધિપતિ થઇશ. એમાં કોઇપણ સન્દેહ નથી. આ પ્રમાણે મુનીન્દ્રનું વચન સાંભળી, અપૂર્વ હર્ષને ધારણ કરતો **જ્વલપ્રભ** હસતે મુખે શ્રીકેવળીભગ-

વાનને વંદન કરવા લાગ્યો. પછી સર્વે પરિષદ્‌ના લોકો જેમ આવ્યા હતા તેમ પોતપોતાના સ્થાનમાં ગયા. ત્યારબાદ જ્વલનપ્રભ પણ ચિત્રગતિ સહિત પોતાના નગરમાં જલદી આવ્યો. પછી ચિત્રગતિએ શ્રીકેવલીભગવાને કહેલું સર્વવૃત્તાંત પોતાના પિતાને કહી સંભળાવ્યું.

રોહિણીવિદ્યા.

તત્પશ્ચાત્ ભાનુગતિ શ્રેષ્ઠ નક્ષત્ર જોઈ તે દિવસે પોતાના જમાઈ અને પુત્ર એ બન્નેને એક સાથે રોહિણી વિદ્યા આપી અને વિશેષમાં તેણે કહ્યું કે; છ માસ સુધી વસ્તિમાં તમ્હારે બન્ને જણે સાથે રહીને કરજાપના વિધાનથી સમ્યક્ પ્રકારે આ વિદ્યાની પૂર્વ સેવા કરવી. ત્યારબાદ અટવીમાં રહીને એકેક જણાએ બહુ કઠિન એવી તેની ઉત્તર સેવા કરવી, અને તે ઉત્તર સેવાના સમયે એકબીજાએ પરસ્પર ઉત્તર સાધક થવું. વળી સાધનાના સમયે મહા ભયંકર ઉપસર્ગો આવી પડે તોપણ તમ્હારે મનને નિર્ભય રાખવું, એમ કરતાં જ્યારે સાતમો માસ-પૂર્ણ થશે ત્યારે તે વિદ્યાદેવી તમને દર્શન આપશે. આ પ્રમાણે રાજાનું વચન સાંભળી તે બન્ને જણ રાજાને પ્રણામ કરી પોતાના સ્થાનમાં ગયા, અને છ માસ જ્યાં સુધી પૂર્ણ થાય ત્યાં સુધીનો નિશ્ચય કરી વિદ્યા સાધવાનો તેઓ બન્ને જણે પ્રારંભ કર્યો. અનુક્રમે છમાસ પૂર્ણથયા. ત્યારબાદ ઉત્તર સેવાનો સમય આવ્યો, એટલે સાતમા માસના પ્રારંભમાં તે બન્ને જણ અરણ્યમાં ગયા, અને તે સર્વ વિધિનો જ્વલનપ્રભે પ્રથમ પ્રારંભ કર્યો, વિધિ પ્રમાણે આસન લગાવી જાપાદિકનું અનુષ્ઠાન ચલાવ્યું. બાદ હસ્તમાં વસુનંદક નામે ખડ્ગને

ધારણ કરી ચિત્રગતિ તેની રક્ષામાં તત્પર થયો. જ્વલનપ્રભ પણ પોતાના કાર્યમાં અનન્ય મનવડે ઉદ્યુક્ત થયો.

**ભયભીત ચિત્રલેખા.**

અન્યદા અતિ ભયને લીધે બહુ વેગવડે ચાલતી અને ધ્રુજતુ છે શરીર જેનું એવી ચિત્રલેખાને ભયભ્રાંત થઇ તે સ્થાનમાં આવતી જોઇ ચિત્રગતિએ વિચાર કર્યો કે; આ શુન્ય અરણ્યમાં મ્હારી બ્હેન ક્યાંથી આવે છે? એમ ચકિત થઇ ચિત્રગતિ બોલ્યો. હે ભદ્રે? મહાભયંકર એવી આ અટવીમાં તું એકલી ક્યાંથી આવી? વળી હે ભગિની? કોના ભયથી તું અતિશય કંપે છે? ત્યારબાદ તે બોલી દાસ અને દાસીઓ સહિત હું નગરમાંથી બહાર નીકળી, ઉદ્યાનમાં ગઈ અને ત્યાં કામદેવનું વિધિસહિત પૂજન કરી પોતાના ઘર તરફ હું આવતી હતી. એટલામાં કોઈક કાર્મણિક પુરૂષે એકદમ મ્હને મોહિત કરી નાખી જેથી તે પુરૂષ શિવાય અન્ય કંઈપણ મ્હારી દૃષ્ટિએ દેખાવા લાગ્યું નહીં પછી હું તેની પાછળ ઘોડવાંલાગી; અને ચાલતાં ચાલતાં અનુક્રમે આ અટવીમાં હું આવી; તેટલામાં એકદમ કનકપ્રભ મ્હારી નજરે ચડયો. તેમજ તે પાપીની દૃષ્ટિ મ્હારી ઉપર પડી કે તરતજ તેણે કહ્યું કે; હે સુતનુ? હવે તું મ્હારી સાથે સુખવિલાસ કર? એવું તેનું દૂરવાક્ય સાંભળતાંજ મ્હને અત્યંત ક્રોધ વ્યાપી ગયો; અને મ્હેં ત્હેને બહુ ધિક્કારઆપી કહ્યું કે; રે? અધમ? આવું અસભ્ય વચન બોલતાં ત્હને બિલકુલ લજ્જા કેમ આવતી નથી? આ પ્રમાણે બહુ નિષ્ઠુર એવાં

મ્હારાં વચન સાંભળી, તે પાપીએ અતિ ભયંકર ખડ્ગ ઉગામીને કહ્યુ કે; તું મ્હને ઇચ્છે છે કે કેમ ? જો તું મ્હને ન ઇચ્છતી હોય તો આ ખડ્ગવડે હું ત્હારા મસ્તકના બે વિભાગ કરીશ, એમ ત્હેનું વચન સાંભળી બહુ ભયથી કંપતી ત્યાંથી નાઠી અને ધ્રુજતી ધ્રુજતી હું અહીં ત્હારી પાસે આવી છુ માટે હવે આ પાપીથી તું મ્હારૂં રક્ષણ કર ? રક્ષણકર ? ? અહો ? પ્રાણીઓને જીવન ઉપર કેટલી આસક્તિ હોય છે ? અન્યત્ર પણ કહ્યું છે કે;—

माता पिता सुहृत्स्वामी, पुत्रदारास्त्वतिप्रियाः।
तेभ्योऽप्यस्मिन् जने स्वस्य, जीवनाशा गरीयसी ॥ १ ॥

અર્થ—"આ દુનીયામાં વ્હાલામાં વ્હાલું કોણ છે, એમ તપાસ કરીએ તો માતા, પિતા, ભર્ત્તા, પુત્ર અને સ્ત્રી એ બધાઓનો પ્રેમ પરસ્પર અધિક જોવામાં આવે છે. પરંતુ આ દુનીયામાં પ્રેમની બાબતો કેટલીક ઉપચારથી કહેવામાં આવે છે. ખરો પ્રેમતો પોતપોતાની જીવનદોરીમાંજ રહ્યોછે. પોતાના રક્ષણમાં દરેક રક્ષણ સમાયેલાં પ્રાયે જોવામાં આવે છે અને તે માતાપિત્રાદિકથી પણ પોતાના જીવનની આશાબલવત્તર હોય છે" તેમજ વળી કહ્યું છે કે;—

धनं रक्षेत्स्वपुत्रार्थं, दारान् रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेत्, दारैरपि धनैरपि ॥ १ ॥

અર્થ—"દરેક પ્રાણીઓને પોતાનું જીવન બહુજ પ્રિય હોય છે. તે સંબધ એવો છે કે;—પોતાના પુત્રોનેમાટે ધનનું રક્ષણ કરવું અર્થાત્ ધનનો વ્યયકરીને પોતાના બાળકોનું પોષણ કરવું. તેમજ તે ધનસંપત્તિના ઉપભોગોવડે પોતાની સ્ત્રીનું

સંરક્ષણ કરવું. અર્થાત્ સ્ત્રી થકી ધનને અધિક ગણવામાં આવ્યું નથી. વળી તે ધન અને સ્ત્રીઓવડે સર્વદા પોતાના આત્માનું રક્ષણ કરવું. આ શ્લોકનું તાત્પર્ય માત્ર એટલુંજ છે કે; આત્મરક્ષણ એ મુખ્ય ગણેલું છે. માટે દરેકને પોતાના જીવિત ઉપર વિશેષ પ્રીતિ હોય છે."

**ચિત્રલેખાનું હરણ.**

બાદ આક્રંદ કરતી એવી તે ચિત્રલેખાની પાસે આવીને એકદમ પોતાના હાથે તેને પકડી લઇ કનકપ્રભ રાજા તમાલપત્રના સરખુ કાંતિમાં શ્યામ એવા આકાશમાર્ગે ઉપડી ગયો. હા ? ભાઇ ? મ્હારૂં રક્ષણકર ? રક્ષણ કર ?? હા ? પ્રિયતમ ? આ અસહ્ય દુઃખથી તમે મ્હારૂં રક્ષણ કરો ? એમ વિલાપ કરતી અને તે દુષ્ટના પાશમાં પડેલી પોતાની બ્હેનને જોઈ ચિત્રગતિ બોલ્યો. રે ? પોતાના કુલમાં કલંક કરનાર ! હવે મ્હારી દૃષ્ટિગોચર થયેલો તું ક્યાં જઈશ ! હવે જો ત્હારામાં સત્ત્વહોય તો તું ત્હારૂં પુરૂષત્વ પ્રગટ કર ? જો આ હું ત્હારા મસ્તકનો છેદ કરૂછું. એ પ્રમાણે રોષથી બોલતો ચિત્રગતિ પ્રચંડ તરવાર હસ્તમાં લઇ પોતાની બ્હેનને આપત્તિમાંથી મુક્ત કરવા માટે તે દુષ્ટની પાછળ આકાશમાર્ગે ચાલ્યો.

**વિમોહીની વિદ્યા.**

કનકપ્રભ વિદ્યાધર મધુર વચનોવડે ચિત્રલેખાને વિમોહિત કરતો છતો પોતાના નગર તરફ ચાલવા લાગ્યો આકાશગામી ચિત્રગતિ વિદ્યાધર પણ તેના માર્ગને અનુસરતો તેની પાસે જઇ પહોચ્યો

ત્યારબાદ **વિમોહની** વિદ્યાવડે ચિત્રગતિને વિમૂઢ બનાવી **કનકપ્રભ** રાજા **સુરનંદન** નામે પોતાના નગરમાં પેશી ગયો.

**ચિત્રગતિની મૂઢતા.**

હવે તે વિમૂઢ બુદ્ધિવાળો ચિત્રગતિ ત્યાં બહારના ઉદ્યાનમાં કૌતુકને સ્વાધીન થઈ નીચે ઉતર્યો, અને પોતાની બ્હેનનું હરણ તો મૂઢતાને લીધે તે ભૂલીગયો હતો. હવે તે ઉદ્યાનમાં શ્રીઋષભદેવ ભગવાનનું બહુ સુંદર એક મંદિર હતું, જેની અંદર યાત્રાના સમયને લીધે અનેક દીવ્યવસ્ત્રાભરણોની પુરતી શોભાને ધારણ કરતા ઘણા લોકો એકઠા થયા હતા. તે જોઈ ચિત્રગતિએ પણ શ્રી-જીનેંદ્ર ભગવાનના મંદીરમાં પ્રવેશ કર્યો ત્યાં શ્રીરૂષભદેવ-ભગવાનની મૂર્તિનાં દર્શન કરી તે પોતાના હૃદયમાં બહુ આનંદ માનવા લાગ્યો તેમની ભક્તિભાવને લીધે રોમાંચિત થઇ શ્રીઆદિનાથ ભગવાનને વંદન કરીને પછી તે ચિત્રગતિ વિદ્યાધરોના મધ્યભાગમાં નીચે બેસી ગયો

**દમઘોષ.**

કેટલીકવાર પછી **જ્વલનપ્રભે** મોકલેલો **દમઘોષ** નામે એક પુરૂષ ચિત્રગતિની શોધ માટે પુછતો પુછતો ત્યાં શ્રીજીનમંદિરમાં આવ્યો, અને તે વિદ્યાધરોની અંદર બેઠેલા ચિત્રગતિને જોઈ પ્રણામ કરી ત્હેને એકાંતમાં લઇ ગયો બાદ તેણે કહ્યું કે, હે મહાશય? તમે તમ્હારી પોતાની બ્હેનને તે મહાદુષ્ટની પાસેથી મુક્ત કરવા માટે ત્યાંથી નીકળી-નેઆકાશમાર્ગે ચાલતા થયા, ત્યારબાદ આપની જે બાબતં બની હોય તે ખરી. હવે મ્હારી હકીકત આપ સાંભળો

**રોહિણીવિદ્યા.**

**ચિત્રલેખાનું** હરણ તેમજ તેની પાછળ તમ્હારૂં નિર્ગમન વિગેરે સર્વ હકીકત જાણવાછતાં પણ તે **જ્વલનપ્રભનું** હૃદય બીલકુલ ક્ષોભાયમાન થયું નહી તેમજ પોતાના કાર્યમાંથી કિંચિત્ માત્રપણ તે ચલાયમાન થયો નહીં. મંત્રજાપમાં અત્યંત ઉદ્યોગી એવા તે **જ્વલનપ્રભના** ચિત્તની સ્થિરતા જોઈને એકદમ પ્રત્યક્ષ થઈ **રોહિણી** વિદ્યાબોલી; હે પુત્ર ? અસાધારણ એવા ત્હારા ધૈર્યને જોઇ હું ત્હને સિદ્ધ થઈ છુ. માટે ત્હારે જે ંઇ કરવાનું હોય તે તું બોલ ? **જ્વલનપ્રભ** બોલ્યો હે વિદ્યાદેવી ? જો તું સિદ્ધ થઇહોય તો **કનકપ્રભ** વિદ્યાધર જે મ્હારી સ્રીને લઇગયો છે, ત્હેને તું જલદી અહી મ્હારી પાસે લાવ ? તે સાભળી વિદ્યાદેવી બોલી. હે પુત્ર ? પ્રથમ ત્હારે અહી એક વૃત્તાત સાભળવાની જરૂર છે એમ કહી વિદ્યાદેવીએ શ્રીકેવલીભગવાનના મુખમાથી જે પ્રમાણે વૃત્તાંત નીકળ્યો હતો તે સર્વ ત્હેને કહ્યો. માટે તે **કનકપ્રભ** ત્હને ક્ષુભિત કરવા સારૂં ત્હારી પાસે આવ્યો હતો અને તેણે પોતાની માયાવડે આ સર્વદેખાવ કરેલો છે વળી ત્હારી સ્રી ઉપદ્રવરહિત પોતાના ઘેર સુખવૃત્તિમાં રહેલી છે તેમજ **કનકપ્રભે** પોતાની **મોહીની** વિદ્યાવડે વિમોહિત કરેલો **ચિત્રગતિ સુરનંદનનગરની** બહાર **શ્રીઆદિનાથ** ભગવાનના દીવ્યમદિરમા બેઠેલો છે. માટે હે પુત્ર ? તે સંબધી કોઇપણ પ્રકારનો ત્હારે ઉદ્વેગ કરવો નહી આ પ્રમાણે કહી તરતજ **વિદ્યાદેવી** અદૃશ્ય થઈ ગઇ ત્યારબાદ **જ્વલનપ્રભે** મ્હને આપની પાસે મોકલ્યો આ પ્રમાણે **દમઘોષના** કહેવાથી **ચિત્રગતિ** શુદ્ધિમાં આવી ગયો, અને **દમઘોષની** સાથે

પોતાના સ્થાનપ્રત્યે ચાલવા લાગ્યો. તે સમયે શ્રીજીનેંદ્રભગવાનનો સ્નાત્રમહોત્સવપણ પ્રાયે પૂર્ણ થયો; એટલે નાના પ્રકારનાં વાહનોમાં બેસી સર્વલોકો પણ પોતપોતાના નગરમાં જવા માટે તૈયાર થયા. કેટલાક પુરૂષો પાલખીયોમાં બેઠા, કેટલાક અનેક પ્રકારના ઉત્તમ રથોમાં આરૂઢ થયા; કેટલાક હાથી, ઘોડા અને ખચરો ઉપર બેઠા, કેટલાક વિવિધપ્રકારની ડાળીઓમા બેસી ચાલતા થયા

**મદોન્મત્ત હસ્તી.**

નગરના સર્વ લોકો પોતપોતાના વાહનોમાં વિરાજમાન થઇ આનંદપૂર્વક નગરમા પ્રવેશ કરતા હતા, તેટલામા મહા ઉન્નત શરીરવાળો અને મદોન્મત્ત, કનકપ્રભ વિદ્યાધરનો હાથી, પોતાના સ્થાનમાંથી છુટીને બહાર નીકળ્યો કે; તરતજ લોકો બુમોબુમ પાડવા લાગ્યા. બંધનમાંથી મુક્ત થયેલો તે હસ્તી સ્વેચ્છા પ્રમાણે કુદવા લાગ્યો. માર્ગમાં આવતાં દરેક ગૃહદ્વારને નષ્ટ પ્રાય કરતો, કેટલીક ભીંતોને ભાગવા લાગ્યો, તેમજ કેટલાક માણસોને મારવા લાગ્યો, પોતાની દૃષ્ટિગોચર થતા અનેક રથોને ઉચ્છાળીને ફેંકી દેવા લાગ્યો આ પ્રમાણે અનેક ઉપદ્રવ કરતો સાક્ષાત્ યમસમાન અને ઉંચી સુંઢ કરીને ભયંકર મુખાકૃતિને ધારણ કરતો, તે હસ્તી બહુ ત્રાસદાયક થઇ પડયો, તે જોઇ સર્વ લોકો એકદમ ભયભીત થઇગયા. અને દરેક દિશાઓમા વિખરાઇ જવા લાગ્યા. તે હસ્તી પણ પોતાના દાંતના પ્રહાર વડે રથાદિક વાહનોનો સંહાર કરી સૂંઢથી ઉચ્છાળતો પોતાની ઇચ્છા પ્રમાણે ચારે તરફ

ફરવા લાગ્યો. સાક્ષાત્ જાણે મૃત્યુનું મુખ હોયને શું ? એમ દષ્ટિને પણ દુઃખદાયક એવા મદોન્મત્ત તે હસ્તીને જોઇ, આકાશમાર્ગે પ્રયાણ કરતા તે ચિત્રગતિને એકદમ આશ્ચર્ય થયું. અને મનમા ચકિત થઈ વિચાર કરવા લાગ્યો કે; હવે આ હસ્તી શું કરે છે તે મ્હારે જોવું તો ખરૂ ? એમ ધારી આકાશમાં ઉભો રહીને તે જોયા કરે છે.

એક યુવતિ.

આવો મહા ભયકર પ્રસગ ચાલી રહ્યો છે તેવામાં, એક મનોહરરથમાં બેઠેલી, નવીન યૌવનવયમાં રહેલી, અનેક પ્રકારનાં દીવ્ય વસ્ત્રાભરણોથી વિરાજીત અને રૂપમાં રતિસમાન કોઇ પ્રમદા તે હસ્તીના પ્રસંગમા આવી પડી. અને તે હસ્તીને જોઈ તેણીના રથના ઉત્તમ જાતિના ઘોડાઓ ભડકીને ઉન્માર્ગે ચાલવા લાગ્યા. અનુક્રમે ઘોડાઓના ઉન્માદને લીધે. રથ પણ ભાગી ગયો, જેથી તેમાં બેઠેલી તે યુવતિ પણ અચેતનની માફક ભૂમિ ઉપર પડી ગઇ નવીન શ્યામ કમલસમાન વિશાળ અને ચચળ છે નેત્ર જેના એવી તે બીચારીના કર્ણનાં કુંડલો લમણાના આઘાતથી ભાગી ગયાં. ઉત્તમ પ્રકારનાં સુગંધિત પુષ્પોથી નિયમિત કરેલો કેશપાશ વિખરાઈ ગયો. સુવર્ણની ઘુઘરીયોથી સુશોભિત એવી મનોહર કટિમેખલા પણ વિચ્છિન્ન થઇ ગઈ ઓઢવાનું વસ્ત્ર ખસી જવાથી કઠમાં પહેરેલા મુક્તાફલના હારને લીધે કંઈક સ્તનમંડળની મર્યાદા સચવાઇ રહી છે. કેશપાશમાંથી કુસુમો વિખરાઈને સ્થાનભ્રષ્ટ થઇ ગયા, બન્ને હસ્તના બાજુ બંધ તુટી પડ્યા, કકણો પૃથ્વી

ઉપર પડી ગયાં, કંઠનાં આભરણુ અસ્તો વ્યસ્ત થઇ ગયાં, હારનું સૂત્ર તુટી જવાથી વેરાઇ ગયેલાં મોતીયો વડે શરીરની શોભા દીપવા લાગી, બન્ને પગનાં ઝાંઝર બહુ અથડાવાથી જીર્ણપ્રાય થઇ ગયાં, રત્નોની માળાઓ પણ છિન્નભિન્ન થઈ ગઈ. તેમજ ભૂમિ ઉપર પડેલી તેણીના દેહની બહુજ શિથિલતા થઇ ગઇ, એવી તે યુવતિને જોઇ તે હસ્તી એકદમ તેને મારવા માટે સુંઢને વીંઝોળતોતેતરફ઼ધોડવાલાગ્યો,તેજોઈ તે યુવતિનો પરિવાર ભયભીત થઇગયો અને એકદમ હાહારવ કરવાલાગ્યો.

**ચિત્રગતિનું સાહસ.**

સુઘટિત છે અંગોપાગ જેનાં, પૂર્ણિમાના ચંદ્રસમાન છે મુખ જેનું, કર વડે ગ્રહણ કરવા લાયક છે મધ્યભાગ જેનો, વિશાળ છે નિતંબ સ્થલ જેનો, તેમજ પોતાની નજીકમાં આવેલા હસ્તીને જોઇને પણ ચાલવાને અશક્ત, મરણના ભયથી અત્યંત શરીરને કંપાવતી, હૃદયમાં મહાક્ષોભને ધારણ કરતી, કોઇપણ પોતાના રક્ષકને નહીં જોતી, અને ચંચલદૃષ્ટિએ દરેક દિશાઓમાં નિરીક્ષણ કરતી એવી તે યુવતિને જોઈ આકાશમાં રહેલો ચિત્રગતિ પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો કે; હા ? હા ? મહા ખેદની વાત છે કે; કામદેવનું એક નિવાસસ્થાન એવી આ સ્ત્રીરત્ન અકાલ મરણ પામશે ? આ બહુ જ અયોગ્ય થાય છે, એમ વિચાર કરી તરતજ તે વિદ્યાધર આકાશમાથી નીચે ઉતર્યો. અને તેની પાસે આવીને તે યુવતિને પોતાના ખોળામાં લઇ લીધી. બાદ તેને ઉચકીને ત્યાથી નિર્વિઘ્ન સ્થાનમાં તે પોતે

જલદી લઈ ગયો, અને એક તરૂવરની ઠંડી છાયામાં સુંદર બાંધેલી ભૂમિ ઉપર **તેને** સુવાડી દીધી. પછી તેણે પોતાના ઓઢવાના વસ્ત્ર વડે મંદમંદ પવનના સંચારથી તેણીને શાંત કરી. પરંતુ તે યુવતિનો કંપારો જાગ્રત્ હતો. કારણ-કે, આદુનીયામાંમરણસમાનઅન્યભયનથી. અન્યત્રપણકહ્યુ છેકે,–

**पथा समा नास्ति जरा, दारिद्र्यसमः पराभवो नास्ति।**
**मरणसमं नास्ति भयं, क्षुधासमा वेदना नास्ति॥ १॥**

અર્થ–" આ સંસારમાં પ્રયાણ કરવા સમાન અન્ય કોઈ જરા નથી, વ્યવહાર દૃષ્ટિએ નિર્ધનતાથી બીજો કોઇ પરાભવ નથી. અર્થાત્ દરિદ્રતા એ જ પરાભવ છે. તેમજ સર્વ પ્રાણીઓને મરણસમાન અન્ય કોઇ ભય નથી, અને ક્ષુધાસમાન દુ:ખદાયક બીજી કોઇ વેદના નથી." માટે તે હસ્તિના ભયથી પોતાનો બચાવ થયો છે તોપણ તે યુવતિ ચકિત થઇ જોવા લાગી પોતાની પાસમાં ઉભેલા પુરૂષને જોઈ લજ્જા તેમજ ભયને લીધે તેણીનાં નેત્ર મીચાઇ ગયાં. ત્યારબાદ લાંબા સમયનો પરિચિત હોયને શું ? તેમ તે યુવાનને જોઇ તે યુવતિના હૃદયમા અત્યંત સ્નેહ ભરાઇ ગયો. કપોલ સ્થલ પ્રફુલ્લ થઇ બહુ દીપવા લાગ્યાં અને સર્વ અંગોપાંગ અમૃતથી સિંચાયેલાં હોયને શું ? તેમ વિકસ્વર થઈ ગયાં **ચિત્રગતિ** પણ તે યુવતિનું અપૂર્વ રૂપ જોઈ, તેણીના મુખકમલને અનિમેષ દૃષ્ટિએ જોવા લાગ્યો. તેટલામાં તે યુવતિની ધાવમાતા કેટલીએક યુવતિઓને સાથે લઇ ત્યાં આવી અને મધુરવાણી વડે **ચિત્રગતિને** કહેવા લાગી કે, હે મહાશય ? મદોન્મત્ત ગજેંદ્રના ભયથી

આ કન્યાને આપે બચાવી; સજ્જન પુરૂષો પરોપકારમાંજ રસિક હોય છે; એ વાક્યની સત્યતા આજે આપે કરી બતાવી અહો ? સત્પુરૂષો પોતાના પ્રાણવડે પણ પરોપકારથી વિમુખ હોતા નથી અન્યત્ર પણ કહ્યું છે કે.–

शास्त्रं बोधाय दानाय, धनं धर्माय जीवितम् ।
वपुः परोपकाराय, धारयन्ति मनीषिणः ॥ १ ॥

અર્થ—"પરોપકારમા રસિક એવા બુદ્ધિમાન્ પુરૂષો શાસ્ત્રને બોધ માટે ધારણ કરે છે, પણ વિવાદ માટે નહીં. તેમજ ધનસંપત્તિને સત્પાત્રને દાન આપવા માટેજ, પોતાના જીવિતને ધર્મારાધન માટે અને આ નશ્વર શરીરને પરોપકાર સાધવા માટે ધારણ કરે છે." તેમજ બન્ને પ્રકારના પુરૂષરત્નો આ પૃથ્વીના આધારભૂત ગણાય છે જેમકે,–

द्वौ पुरुषौ धरति धराऽथवा द्वाभ्यामपि धारिता धरणी ।
उपकारे यस्यमति–रुपकृतं यो न विस्मरति ॥ १ ॥

અર્થ–"આ રત્નવતી પૃથ્વી બે પુરૂષોને જ ધારણ કરે છે. અથવા બે પુરૂષોએ જ આ પૃથ્વીને ધારણ કરી છે તે બે પુરૂષ ક્યા ? જેની ઉપકાર કરવામાં જ હમ્મેશાં બુદ્ધિ હોય, તેમજ જે કરેલા ઉપકારને વિસ્મરી જાય નહીં; તેઓ બન્ને પ્રકારના પુરૂષો આ દુનીયામાં પ્રશંસનીય ગણાય છે." માટે હે નિષ્કારણ વત્સલ ? આપના પ્રભાવથી આ કન્યાને જીવિતદાન મળ્યું છે; એમ કેટલાંક વચન બોલી તેના ગુણોની પ્રશંસા કર્યા બાદ ફરીથી તે બોલી. હે સુભગ ? હવે અમે અમ્હારા ઘેર જઇએ છીએ. કારણ કે, અમ્હારે

જવાનુ બહુ મોડું થાય છે. તે સાંભળી **ચિત્રગતિએ** કહ્યું કે; હા તમે એકલાં છો માટે સુખેથી જાઓ ? અસુરૂ કરવું ઠીક નહીં. ત્યારબાદ તે યુવતિની ધાવમાતા વિગેરે ત્યાંથી પોતાના નગર પ્રત્યે ચાલ્યાં. તે સમયે તે યુવતિએ **ચિત્રગતિ**ના કરમાંથી તેની ઉત્તમ મુદ્રિકા બહુ ઝડપથી લઇ લીધી. અને પોતાની અંગુળીએ રહેલી મુદ્રિકા **ચિત્રગતિને** કોઇ ન જાણે તેવી રીતે આપી દીધી. પછી તે બાલા ભયથી કંપતી તેઓની પાછળ ચાલવા લાગી. પરંતુ તેણીનું હૃદય તો **ચિત્રગતિ**માં જ નિમગ્નથયુંહતું, આગળ ચાલતી તે યુવતિ ગ્રીવાને વાળીને અત્યંત પ્રેમને ધારણ કરતી એવી સ્નિગ્ધ દૃષ્ટિવડે તે પ્રમાણે તેને લક્ષ્યમાં લીધો કે, એકદમ તે કામને વશ થઇ ગયો. ત્યારબાદ તે કન્યાએ પોતાની સખીઓ સહિત અનુક્રમે પોતાના નગરમા પ્રવેશ કર્યો. પછી તેણીના રૂપ અને અદ્ભુત યૌવન વડે હણાયું છે હૃદય જેનું એવો **ચિત્રગતિ** પણ ક્ષણમાત્રમાં ચિત્રામણની માફક બીજા બધાં કાર્યોમાં શુન્ય વ્યવહારવાળો થઇ ગયો તેમજ કાર્યાકાર્યનો વિવેક પણ તેનો સર્વથા નષ્ટ થઇ ગયો. આ પ્રમાણે તેનું અસ્થિર ચિત્ત જોઇ **દમઘોષ** વિનયપૂર્વક બોલ્યો. હે કુમાર ? હવે સૂર્યદેવ દિગંતરમાં પ્રયાણ કરી અસ્તાચલના શિખર ઉપર આરૂઢ થયો છે તેથી એના તેજનો પ્રભાવ પણ ક્ષીણ થયો છે, માટે આપણે પોતાના સ્થાનમાં જવું ઉચિત છે. વિલંબ કરવાની બિલકુલ જરૂર નથી. આ પ્રમાણે **દમઘોષ**નું વચન સાંભળી બાહ્ય આકારને ગોપવીને તે બોલ્યો. ભાઇ ? હવે અહીં રહેવાની આપણે કંઇ જરૂર નથી. પરંતુ અહીં રહેવાનું કારણ તો માત્ર એટલું જ છે કે;

મ્હારી આંગળીએથી મ્હારી મુદ્રિકા અહીં કોઇપણ સ્થળે પડી ગઈ છે, તેની શોધ કરી સવારમાંજ હું આવીશ. અને તું જલદી જા. વળી આ સર્વ વૃત્તાંત જ્વલનપ્રભને તું કહેજે. તે સાંભળી કંઇક હાસ્ય કરી **દમઘોષ** બોલ્યો. હે કુમાર ? આપની સર્વ બીના પ્રત્યક્ષપણે હું જાણું છું. છતાં આવું જૂઠું બોલવાનું તમ્હારે શું કારણ છે ? તમ્હારા હસ્તમાંથી મુદ્રિકાને ગ્રહણ કરતી તે કન્યાને શું મ્હેં નથી જોઇ ? માટે કપટની વાત પડી મૂકો અને સાચી વાત કહો કે; તે કન્યાનો મૂળ તપાસ કરીને હું આવીશ આ પ્રમાણે **દમઘોષના** કહેવાથી **ચિત્રગતિ** હાસ્ય કરી બોલ્યો હે **દમઘોષ** ? મ્હારા હૃદયની વાત તું બરોબર જાણે છે. ત્યારબાદ **દમઘોષ** **ચિત્રગતિને** પ્રણામ કરી આકાશમાર્ગે ચાલતો થયો, અને પોતાના સ્થાનમાં ગયો

**ચિતગતિની ચિંતા.**

બાદ **ચિત્રગતિ** પણ અતિ રમણીય એવા શ્રીઆદીશ્વરભગવાનના મંદિરમાં ગયો ત્યાં શ્રીજીનેન્દ્રભગવાનની મૂર્તિઓનાં દર્શન કરી ચૈત્યવંદન કર્યા બાદ જીનાવગ્રહની બાહાર એકાંતમાં જઇ તેણે આસન કર્યું; તેટલામાં રાત્રી પણ આવી પહોંચી. ત્યારબાદ તે વિચાર કરવા લાગ્યો કે; મ્હારે અહીં શું માનવુ ? મ્હારા હસ્તમાંથી મુદ્રારત્ન લઇને તેણીએ પોતાનું મુદ્રારત્ન મ્હને આપ્યું; એનો સ્પષ્ટાર્થ કંઇ પણ મ્હારા સમજવામાં આવ્યો નહીં; વળી એણીના કુળની સ્થિતિ મ્હારે કેવી રીતે જાણવી ? અથવા તે યુવતિને કેવી રીતે મ્હારે પ્રાપ્ત કરવી ? જો હું તે કન્યાનેપરણું તો જ આ મ્હારૂં જીવિત સફલ થાય; વળી તેવા

અદ્ભુત પ્રકારના રૂપવાળી સ્રીની સાથે આ દુનીયામાં વિષય-સુખ ભોગવવું તે ઉચિત છે. અન્યથા વિષયસુખની આશા મ્હને વિડંબના લાગે છે. કેળના ગર્ભસમાન સુકોમળ છે હસ્તલતા જેની, અને હંસસમાન ગમન કરતી એવી તે બાળા જેના પુરૂષના હસ્તતલનો સ્પર્શ કરશે તે પુરૂષના જન્મને હું કૃતાર્થ માનુ છુ. વળી તે સુતનુને મ્હે મ્હારા ખોળામાં લીધી એટલા માત્રથી મ્હારા આત્માને હું ધન્ય માનુ છું અને ખોળામાં લીધા પછી તેણીનુ જે ગાઢ આલિંગન મ્હેં ન કીધું એ મ્હોટી મ્હારી ભૂલ થઇ છે. પરંતુ હવે જો ફરીથી આવી યાત્રા આવે અને હસ્તીના ભયથી તે કન્યા ભૂમિ ઉપર પડી જાય તો તેને એકદમ પકડી લઇને હું ખુબ આલિંગન કરૂં. એમ બહુ પ્રકારના સંકલ્પ વિકલ્પ વડે તે કન્યાનુ સ્મરણ કરતા એવા તે ચિત્રગતિની રાત્રી નિદ્રાની સાથે જ નાશ પામી ગઇ અને સૂર્યનો ઉદ્યોત થયો.

**ચિત્રગતિનું પ્રયાણ.**

ત્યારબાદ કન્યાનું જ સ્મરણ કરતો ચિત્રગતિ પ્રભાતમાં વિધિપૂર્વક શ્રીપ્રથમજીનેંદ્ર ભગવાનને વંદન કરી મંદિરની બહાર નીકળ્યો તે કન્યાનું કુળ તથા ઘર શોધી કાઢવું જોઇએ. એમ વિચાર કરી તે નગર તરફ ચાલ્યો, અને નગરની અંદર તેણે પ્રવેશ કર્યો; ચારે તરફ તેની દૃષ્ટિ પડવા લાગી. દરેક ઠેકાણે વિશાલ, સુંદર અને અતિ ઉન્નત હવેલીઓ દેખવામાં આવી. પરંતુ મનુષ્યોનો સર્વથા અભાવ જોવામાં આવ્યો આ પ્રમાણે નગરની રમ્યતા અને શૂન્યતાને જોઇ તે વિચાર કરવા લાગ્યો કે; નગરની લક્ષ્મીએ ત્યાગ કરેલું આ નગર અરણ્ય

સમાન ઉજ્જડ શાથી થયું હશે ? એમ વિચાર કરતો તે ફ્રીથી જોવાલાગ્યો; જેમ જેમ વિશેષ અવલોકન કરે છે તેમ તેમ તેના હૃદયમા કૌતુકમાલા વધતી જાય છે. અરે ? અકસ્માત્ આવા અલૌકિક નગરની આવી સ્થિતિ શાથી થઈ હશે ? અથવા શું આ ઇંદ્રજાલ હશે ? કિવા ખરેખર ઉજ્જડ થયું હશે ? અથવા કોપાયમાન થયેલો કોઇક દેવ આ સ્થાનમાંથી સમગ્ર વસ્તિને શું અન્યત્ર હરી ગયો હશે ? અથવા કોઇનાપણ ભયને લીધે આ નગરમાંથી સર્વ લોકો નાશી ગયા હશે ? એમ વિચાર કરતો તે ચિત્રગતિ નગરની અંદર આગળ પ્રવેશ કરે છે તેટલામાં સ્હામો આવતો એક પુરૂષ તેના જોવામા આવ્યો; અને તેણે બહુ સત્કારપૂર્વક મધુર વાણીવડે આગંતુક પુરૂષને પૂછ્યું કે; હે ભદ્રમુખ ? આ ભવ્યનગર અકસ્માત્ શાથી ઉજ્જડ થયું છે ? તે સાંભળી તે પુરૂષ બોલ્યો. હે મહાશય ? આપના પ્રશ્નનો જવાબ હું કહુ છું તે આપ સાંભળો

**કનકપ્રભ વિદ્યાધરેંદ્ર.**

પ્રજ્ઞપ્તિવિદ્યાના પ્રભાવથી ગર્વિષ્ટ થયેલો, મહાપરાક્રમી અને વિદ્યાધરોનો અધિપતિ કનકપ્રભનામે રાજા આ નગરનું પાલન કરે છે, આ વાત સુપ્રસિદ્ધ છે, તેમજ તે વિદ્યાધરે પોતાના જયેષ્ઠભાઈ જ્વલનપ્રભની પાસમાંથી પિતાએ આપેલા રાજ્યને ખુચી લઇ પોતાની સત્તા ચલાવી એટલુંજ નહી પરંતુ તેને રાજ્યમાંથી પણ કાઢી મૂક્યો; જેથી તે જ્વલનપ્રભ પોતાના સાસરાના નગરમાં ગયો. આ કનકપ્રભરાજા રાજ્યનો અનુભવ કરતો

છતો આ નગરમાં રહે છે. હવે જ્વલનપ્રભને ભાનુગાત નામે તેના સાસરાએ રોહીણીનામે વિદ્યા આપી. જ્વલનપ્રભ તે વિદ્યાને સાધવામાટે પ્રવૃત્ત થયો તે વૃત્તાત કનકપ્રભને પોતાની વિદ્યાએ કહ્યુ; એટલે તેના વિઘ્નને માટે એકદમ કનકપ્રભ રાજા ત્યાં ગયો અને બહુ ઉપદ્રવ કરવા લાગ્યો. પરતુ પોતાની દૃઢતાને લીધે તે કિંચિત્ માત્રપણ ક્ષુભિત થયો નહી, તેથી તે વિદ્યાધરેંદ્ર ભયભીત થઇ ગયો, અને વિલક્ષ્ય થઇ પોતાના નગર તરફ તે વ્યાકુલચિત્તે આવતો હતો; તેવામાં તે પ્રમાદને લીધે શ્રીજીનેંદ્રભગવાનનું મદિર ઉલ્લઘીને ચાલ્યો ગયો એ મ્હોટી એની ભૂલ થઇ. કારણ કે; સર્વ ખેચરોને માટે પ્રથમથીજ ધરણેંદ્રે એવો નિયમ બાંધ્યો છે કે, શ્રીજીનેંદ્રભગવાનનું મંદિર તેમજ સાધુમહારાજની પ્રતિમાનુ જે ઉલ્લઘન કરશે તેવા અધમ વિદ્યાધરની વિદ્યાનો તત્કાલ લોપ થશે. આ પ્રમાણે આ વૈતાઢચ પર્વતમાં પ્રવૃત્તિ ચાલે છે ત બાબત દરેક વિદ્યાધરો જાણે છે. માટે હે ભદ્ર? શ્રીજીનેંદ્રભગવાનના મંદિરને ઉલ્લઘન કરવાથી એની ઉપર ધરણેંદ્ર કોપાયમાન થયો છે જેથી એણે તત્કાલ તે અધમ વિદ્યાધરની વિદ્યાનો વિચ્છેદ કર્યો. જ્વલનપ્રભને વિદ્યાસિદ્ધ થઇ છે એમ જાણી કનકપ્રભ વિદ્યારહિત થવાથી અહીં રહેવાની અશક્તિ હોવાને લીધે અહીંથી નાઠો છે, અને તે ભયભીત થઇને દક્ષિણશ્રેણીમાં ગંગાવર્ત્ત નગરમાં ગયો છે. ત્યાં પોતાના જ્ઞાતિવર્ગ સહિત તે અધમ વિદ્યાધર શ્રીગંધવાહન રાજાનું શરણ લઇ રહ્યો છે. આ વાત સર્વ નગરના લોકોના જાણવામાં આવી, એટલે લોકો પણ બહુ ચિંતામાં પડી ગયા; રાજાવિના નગરમાં કેવી રીતે રહીં શકાય? આવા

પીવાની બુદ્ધિ પણ ભૂલીગયા, લોકોનાં હૃદય ભયને લીધે બહુજ અધીરાં થઇ ગયા. વળી તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે, આપણો રાજાતો નાશી ગયો. હવે આ નગરને વસાવવા માટે કોઇ શક્તિમાન્ રહ્યો નથી, અને રાજા શિવાય હાલમાં આપણે અહીં રહેવું ઉચિત નથી આપણો રક્ષક કોઇ છે નહીં છતા આપણે અહીંયાં રહીએ અને કદાચિત્ આપત્તિ આવી પડે તો આપણી શી ગતિ થાય? માટે જલદી આ નગરનો આપણે ત્યાગ કરવો જોઇએ. કારણ કે, નિર્બળ એવી પ્રજાનું સંરક્ષણ નરેંદ્ર શિવાય અન્ય કોઇથી થઇ શકતું નથી. તેમજ અન્યત્ર પણ કહ્યું છે કે,—

बलं मूर्खस्य मौनत्वं, तस्करस्याऽनृतं बलम्।
दुर्बलस्य बलं राजा, बालस्य रुदितं बलम् ॥ १ ॥

અર્થ—"બુદ્ધિહીન પુરૂષોને મૌન રહેવું તે તેમનું બલ ગણાય છે તેમજ ચોર લોકોને અનૃત–જૂઠું બોલવું તે તેમનું જીવન છે અર્થાત્ તે શિવાય અન્યબલ હોતું નથી. તેમજ દુર્બલ પ્રજાનું બળ માત્ર રાજા ગણાય છે અને બાળકનું બલ રૂદનમાં જ રહેલું છે."

માટે આ નગરમાં હવે ક્ષણમાત્ર પણ રહેવું અનર્થકારક છે એમ નિશ્ચય કરી વિચારમાં બહુ કુશલ એવા નગરના મુખ્ય પુરૂષોની સંમતિથી સર્વે નાગરિક લોકો અહીંથી નાશીગયા. જેથી આ નગર એકદમ ઉજડ થઇ રહ્યું છે. આ પ્રમાણે તે પુરૂષના કહેવાથી નગરની શૂન્યતાનું કારણ ચિત્રગતિના જાણવામાં આવી ગયું અને તરતજ તેણે

પૂછ્યું કે; હે ભદ્ર ? આ સર્વેલોકો અહીંથી નાશીને ક્યાં ગયા છે ? પુરૂષ બોલ્યો. હે સુભગ ? કેટલાક **ગગનવલ્લભ** નામે નગરમાં ગયા, કેટલાક **વિજયપુર** નગરમાં, કેટલાક **વૈજયંત**નગરમાં, કેક **શત્રુંજય**નગરમાં, કોઈક **અરિંજય** નગરમાં, કોઇક **નંદન** નગરમાં, વળી કેટલાક **વિમલ** નગરમા ચાલ્યા ગયા. કેટલાક **રથનુપુર** નગરમાં, કેટલાક **આનંદપુર**માં, કેટલાક **શકટાસુખ** નગરમાં, કેટલાક **વૈજયંતી**પુરીમાં, કેટલાક **રત્નપુરમાં**, કેટલાક **રત્નસંચય**નામે શ્રીનગરમાં, કેટલાક **જલાવર્ત** નગરમાં, કેટલાક **શંખનાભ** નગરમાં એમ શત્રુના ભયને લીધે સર્વ નગરવાસીલોકો ભિન્ન ભિન્ન નગરોમાં વાયુના વેગથી હણાયેલા સથ્થુના ઢગલાની માફક વિખરાઈ ગયા છે. એમ કહી તે પુરૂષ **ચિત્રગતિ**ને પ્રણામ કરી પોતાના માર્ગે ચાલતો થયો. ત્યારબાદ **ચિત્રગતિ** પણ તેનાં વચન સાંભળી એકદમ મુદ્દગરવડે હણાયો હોયને શું ? વળી ક્ષુધાતુર રાક્ષસવડે ગ્રસાયેલો હોય ને શું ? તેમજ વજ્રવડે તાડન કરાયેલો હોય ન શું ? તેમ અતિ દુ:સહ દુઃખસાગરમાં તે ડુબી ગયો. બાદ વિચાર કરવા લાગ્યો. અરે ? હવે મ્હારે ક્યા જવું ? તે બાલાનું દર્શન મ્હને ક્યાં થશે ? એના દર્શનથી મ્હારા હૃદયને બહુજ આનંદ થયો હતો, છતાં આ સર્વ વ્યવસ્થા હતવિધિએ ઉચ્છિન્ન કરી નાખી. વળી સેંકડો કોટી જાતિ કુલોથી વ્યાપ્ત અને વિશાળ વસ્તિથી ભરપૂર એવા આ નગરમા ફરવાથી મ્હને તબાળાનું દર્શન થવુ પણ અતિ દુર્લભ છે. કારણ કે; તેણીનું નામ કે ઘરનું ઠેકાણું પણ બીલકુલ હું જાણતો નથી! તેમજ હાલમાં આ નગરના સર્વલોકો પોત-

પોતાની મરજી માફક અનેક નગરોમાં ચાલ્યા ગયા છે. તો તે મુરતિ ક્યાં ચાલી ગઇ હશે? તેની પ્રવૃત્તિ માત્રપણ મળી શકે તેવો સંભવ નથી. તો હવે મ્હારે અહીં શું કરવું? દુઃખ દેવે આવીને મ્હારો મનોરથ નષ્ટ કર્યો. હવે તેની પ્રવૃત્તિ ક્યાંથી મળે? અને તેનું દર્શનપણું ક્યાંથી થાય? હવે મ્હારે કોને પૂછવું? નાગરીનું કુલ તથા ઘર બતાવે તેવો પુરુષ મને ક્યાંથી મળે? જ્યાં આગળ તે મ્હારી પ્રાણપ્રિયા ગઇ હોય તે સ્થલ અને તેણે બતાવેલ દાસીપણું વિયોગને લીધે તેણીનું દર્શન મને થયું હતું. હવે દુર્દૈવના યોગમાં હું આવી પડ્યો છું. માટે ફરીને તેણીનું દર્શન પ્રાપ્ત થશે કે નહીં? નિષ્કરુણી વિધાતાને પ્રાણ હરવાના ઉદ્યમમાં, તેણીના નાગદત્તે મ્હારા કર્યું તો પણ નથયા, અરે! હવે મ્હારે ક્યાં જવું? શું? બહુ ખેદની વાત છે કે હે હૃદય? તું શામાટે શોકમાં ઝુર્યા કરે છે? હવે મનોભીષ્ટ એવી તે દયિતા ઉપરથી મમત્વભાવ દૂર કરી તું શાન્ત થા? અપ્રાપ્ય વસ્તુઉપર પ્રેમ કર્યો તે નિષ્ફલ છે, માત્ર તે શરીરને દુઃખદાયક થાય છે. અન્યત્ર પણ કહ્યું છે કે,-

दुर्लभे वस्तुनि प्रेम, कोऽर्थस्तेन भवेदिह ।
मृगतृष्णोपमं सौख्यं, परत्रेह च देहिनाम् ॥१॥

અર્થ—"જે પદાર્થની પ્રાપ્તિ દુર્લભ હોય તેની ઉપર પ્રેમ રાખવાથી શું ફલ થઈ શકે? એથીકંઈ પોતાનો વિચાર સિદ્ધ થતો નથી માત્ર તેવા અસત્ આગ્રહમાં પડેલા મૂઢ પુરુષોને આલોક અથવા પરલોકમાં ઝાંઝવાંના જળની માફક સુખાભાસ દુઃખદાયક થઇ પડે છે."

વળી હે હૃદય? તેણીનું સ્થાન માત્રપણ ત્હારા જાણ-

વામાં નથી. છતાં હજુ પણ તેણીની આશા તું શામાટે રાખે છે? માટે હે હૃદય? હવે ત્હારે જો બળવું હોયતો ભલેબળે કર? ત્હારે જેમ ફૂટવું હોય તેમ સુખેથી ફૂટે કર? હું ત્હને ના પાડવાનો નથી. કારણ કે; હાલમાં સ્ત્રીની પ્રવૃત્તિ માત્રપણ દુર્લભ થઇ છે. અથવા નકામી બહુ શોકને વધારનારી આવી ચિંતા કરવાથી શું? હવેતો ધૈર્ય રાખી કંઇપણ ઉપાય કરૂં. કારણ કે; ઉપાય કરવામાં પ્રવૃત્ત થયેલા પુરૂષો ઇચ્છિત અર્થને પ્રાપ્ત કરે છે. તેમજ લોકમાં પણ પ્રસિદ્ધ છે કે—"સુતેલા પુરૂષો સ્વપ્ન દેખે છે" હવે મ્હારે ઉપાય કરવાનો એ છે કે; દરેક વિદ્યાધરોના નગરોમાં હમ્મેશાં મ્હારે ફરવું, જેથી કોઈ ન કહે તોપણ કોઈ ઠેકાણે કોઇપણ તેની ખબર કહેનાર મળી આવશે. અથવા પરિભ્રમણ કરતાં કોઇપણ નગરમાં ચંદ્રસમાન મુખવાળી તે બાલાનો સાક્ષાત્ સમાગમ પણ થઈ જાય તો બહુજ સુંદર થાય એમ નિશ્ચય કર્યાબાદ હે ચિત્રવેગ? હું ત્યાથી નીકળ્યો. મ્હારૂં હૃદય તો મ્હારી પ્રિયાના વિયોગથી ઉત્પન્ન થયેલા મહાન્ દુઃખરૂપી વજ્રથી ભેદાઈ ગયું હતું. સર્વ પરિજનનો ત્યાગ કરી એકાકી હું વિચિત્ર પ્રકારની ગતિ કરતો બહુ રાગને વશ થઇને પરિભ્રમણ કરવા લાગ્યો. અનુક્રમે વૈતાઢ્યની ઉત્તરશ્રેણીમાં દરેક નગરોમાં હું ફરી વળ્યો. પરંતુ કોઇપણ સ્થાને મ્હારી પ્રાણપ્રિયાની ખબરપણ મ્હને મળી નહીં. પછી ત્યાંથી નીકળી હું દક્ષિણ શ્રેણીમાં આવ્યો. ત્યાંપણ સર્વે નગરોમાં ફરી ફરીને થાક્યો પરંતુ કોઇપણ ઠેકાણે મ્હારો મનોરથ સિદ્ધ થયો નહીં. વળી આજે ભમતો ભમતો અહીં આપના કુંજરાવર્ત નગરમાં હું આવ્યો અને આ ઉદ્યાનમાં પ્રવેશ કરતાં મ્હને શકુન બહુ સારા

થયા. તેમજ મ્હારો દક્ષિણ બાહુ અને નેત્ર ફરકવા લાગ્યાં કે તરતજ મ્હારા મનમાં સંકલ્પ થયો કે, આજે જરૂર તે સ્ત્રીનું મ્હને દર્શન થશે. અથવા બીજું કોઇપણ ઉત્તમ કાર્ય સિદ્ધ થશે. કારણ કે;—

दक्षिणाङ्गानि सर्वाणि, पुरुपाणां शुभानि वै।
वामानि वनितानाञ्च, स्पन्दमानानि सर्वदा ॥१॥

અર્થ—"પુરૂષોનાં સર્વ જમણાં અગ જો ફરકે તો તે શુભફલ આપનારાં જાણવા તેમજ સ્ત્રીઓનાં દરેક ડાબાં અંગ ફરકે તો તે શ્રેષ્ઠફલ આપનાર કહ્યાં છે. એમાં કોઇ પ્રકારનો સશય નથી" એમ વિચાર કરતો હુ આ કદલી ગૃહમાં આવ્યો, પછી પાદશૌચ કરી સ્વચ્છ બાંધેલી ભૂમિ ઉપર હું બેઠો તેવામાં ત્યાં હે સુતનુ? ક્ષણ માત્રમાં સ્વચ્છ હવાને લીધે હું નિદ્રાવશ થઇ ગયો ત્યારબાદ ત્હારા પ્રલાપનો શબ્દ સાભળી હુ નિદ્રામાંથી એકદમ જાગી ઉઠ્યો અરે? અહીયાં કોઈ માનવજાતિ દેખાતી નથી, તો આ શબ્દ કોણે કર્યો હશે? એમ વિચાર કરી હુ દિશાઓનું અવલોકન કરતો હતો, તેટલામાં વૃક્ષની શાખાએ લબડતો તુ મ્હારી દૃષ્ટિગોચર થયો કે તરતજ હુ હાહાકાર કરવા લાગ્યો. અરે? કામદેવ સમાન તેજસ્વી એવો આ યુવાન્ પુરૂષ ગળે પાશ-નાખી શાસાટે આત્મઘાત કરવા લાગ્યો છે? એમ વિચાર કરી હાહાકાર કરતો હુ ત્હારી પાસે આવ્યો અને એકદમ ત્હારા ગળાનો પાશ મ્હે કાપી નાખ્યો. હે ચિત્રવેગ? હવે અહીંથી બાકીનુ સર્વ વૃત્તાંત તું પોતેજ પ્રત્યક્ષપણે જાણે છે. વળી હે ભદ્ર? પોતાની સ્રીનુ સ્થાનપણ તું કેમ નથી

જાણુતો ? એમ જે ત્હે મ્હને પૂછ્યું હતું તેનો સર્વ ઉત્તર મ્હેં ત્હને કહ્યો માટે હે **ચિત્રવેગ** ? રૂપ અને યૌવન વડે અદ્ભુત એવા આ મનુષ્યભવને પામીને તું બુદ્ધિનો ઉપયોગ કર ફક્ત સ્ત્રીના કારણને લીધે અમંગલિક એવો આત્મઘાત કરવો ત્હને યોગ્ય નથી. હે **ચિત્રવેગ** ? જો કે ઉત્તમ એવા કુલીન પુરૂષોને સ્ત્રીના વિરહમાં અત્યંત દુઃસહ એવુ દુઃખ ઉત્પન્ન થાય છે, તોપણ આ અઘટિત મરણ કરવું તેઓને ઉચિત નથી હું પણ જાણુછુ કે, નરકસ્થાનમાં નારકીની માફક પ્રાણપ્રિય એવા મનુષ્યના વિયોગથી દારૂણ દુઃખ પ્રગટ થાય છે તથાપિ સમજુ પુરૂષોએ સર્વથા આત્મવધ કરવો નહી. પરંતુ કોઇપણ એવો ઉપાય કરવો જોઇએ કે; જેથી પોતાની મનોવાછિત પ્રિયાનો સમાગમ થાય હે **સુપ્રતિષ્ઠ** ? આ પ્રમાણે ચિત્રવેગનુ વચન સાભળી મ્હોટો નિઃશ્વાસમૂકી મ્હે કહ્યુ કે; હવે તે વાત ગઇ, હાલમાં કોઇપણ ઉપાય કરવાનો સમય રહ્યો નથી કારણ કે; આજની રાત્રીએજ તેણીનો વિવાહ થવાનો છે **ચિત્રગતિ** બોલ્યો. હે સુતનુ? જો ત્હને અનુકુલ હોય અને તે ઠીક લાગે તો હજુ તે બાળાને મેળવવાનો એક ઉપાય મ્હારા હૃદયમા સ્ફુરી રહ્યો છે, પછી મ્હે કહ્યું કે; ભાઈ ? તેવો કયો ઉપાય છે ? ત્યારે તે બોલ્યો. હે ભદ્ર ? ત્હારી ઇચ્છા હોય તો તું સંભાળ. **દક્ષણશ્રેણી**મા વિદ્યાધરોનો એવો કુલાચાર છે કે; લગ્નના સમયે એકલી કન્યા કામદેવની પૂજા માટે જાય છે, અને પૂજન કર્યા બાદ તે કન્યા પોતાના કુલના ક્રમ પ્રમાણે ઉચિત વરની સાથે લગ્ન કરે છે માટે પોતાના કુલની મર્યાદાને અનુસરતી તે કન્યા આજે કામદેવના પૂજન માટે આવશે. વળી આપણે બન્ને

જણ પણ પ્રથમથીજ કામદેવના મદિરમાં જઇ છુપાઈ રહીએ; પછી તે કન્યા જ્યારે પૂજન માટે આવશે ત્યારે તેનાં વસ્ત્ર લઇ હુ સ્ત્રીનો વેશ કરી વરની પાસે જઇશ. અને તું કનકમાલાને લઇને તેજ વખતે પલાયન થઈ જજે. ત્યારબાદ હુ પણ ત્યાંથી કોઇ ઉપાયથી લાગ શોધીને નાશી જઇશ. હે ભદ્ર ? આ પ્રમાણે કરવાથી તે કન્યાની જરૂર પ્રાપ્તિ થશે અન્યથા તમે કન્યાની આશા રાખશો નહીં. વળી આ પ્રમાણે કરવાથી દેવતાનું વચન પણ સત્ય થશે પોતાનો ઇષ્ટ અર્થ સાધવા માટે પુરૂષોએ પ્રથમ પુરૂષાતન કરવું જોઇએ. કાર્યસિદ્ધિતો દૈવ યોગથી થાય છે. હે સુપ્રતિષ્ઠ ? આ પ્રમાણે યોગ્ય ઉપાય તેણે બતાવ્યો મ્હારૂં હૃદય તો તે યુવતિના રાગમાં વિમૂઢ થઈ ગયુ હતું, જેથી કંઇપણ મ્હે વિચાર કર્યો નહીં કે, ભવિષ્યમાં અસહ્ય દુ:ખ આવી પડશે. શ્રીધનેશ્વર મુનિવરે રચેલી સુબોધ એવી ગાથાઓના સમૂહ વડે મનોહર, રાગ અને દ્વેષ રૂપી અગ્નિ અને વિષધરને હરણ કરવામા જલ અને મત્ર સમાન, આ સુરસુંદરી કથામાં કનકમાલાની પ્રાપ્તિના ઉપદેશને સૂચન કરનાર આ પાચમો પરિચ્છેદ સમ્યક્ પ્રકારે પૂર્ણ થયો

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्रस्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्यपूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्धवक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरिकृतगुर्जरभाषानुवादे कनकमालाप्रापणोपदेशसूचकोनाम-पंचम परिच्छेद. समाप्तः



## ॥ अथषष्ठपरिच्छेदः ॥

**મદનગૃહમાંકનક-માલાનું આગમન.**

પોતાના સંચાર વડે દિગંતરોને પવિત્ર કરી સૂર્યદેવ સમસ્ત આકાશ મંડલની મુલાકાત લઇ, માર્ગના શ્રમથી ખિન્ન થયેલો હોય ને શું ? એમ મજ્જન માટે પશ્ચિમસમુદ્રને પ્રાપ્ત થયો અર્થાત્ અસ્ત થયો. રાત્રીનો દેખાવ થવા લાગ્યો એટલે ચિત્રગતિ બોલ્યો; હે ભદ્ર ? હવે આપણે આપણા પ્રસ્તુત કાર્યની સિદ્ધિ માટે તૈયારી કરવી જોઇએ, ચાલો આપણે બંન્ને જણ કોઇ ન જાણે તેવી રીતે આ **મદનગૃહમાં** હાલ પ્રવેશ કરીએ. ત્યારબાદ મ્હેં કહ્યુ કે, ત્હારૂં કહેવું સત્ય છે, એમ કહી અમે બંન્ને જણ તે ઉદ્યાનમાંથી કેટલાંક પુષ્પો વીણીને **મદન-ગૃહમાં** ગયા. **કામદેવની** પૂજા કર્યા બાદ સ્તુતિ પ્રસંગે અમોએ કહ્યું કે; હે ભગવન્ ? આપના પ્રસાદથી અમારો ઈષ્ટ મનોરથ સિદ્ધ થાઓ ? એમ પ્રાર્થના કરી અમે બન્ને જણ **કામદેવના** પૃષ્ઠ ભાગમાં સંતાઇ ગયા. એક પ્રહરથી કંઇક અધિક રાત્રીનો સમય વ્યતીત થયો એટલે, બહુ પરિજનથી પરિવારિત, ઉત્તમ પ્રકારનાં સેંકડો મંગલગીતોથી ગવાતી હતી, નાના પ્રકારનાં વાજીંત્રો વિવિધ સ્વરથી વાગતાં હતાં, પોતાની સખીઓ ચારે પાસ વીંટાઇ વળી હતી, તેમજ પોતે ઉત્તમ શિબિકામા બેઠી હતી, દરેક માંગલિક ઉપચારો કરવામાં આવ્યા હતા, શરીરે શ્વેત અને સ્વચ્છ આભૂષણો ધારણ કર્યાં હતાં, તેમજ વસ્ત્રોપણ શ્વેત પ્હેરેલાં હતાં અને સુગંધિત પુષ્પો વડે જેણીનો કેશપાશ ગુંથેલો હતો, એવી

તે કનકમાલા, મદનગૃહના દ્વારમાં આવી પહોંચી; બાદ શિબિકામાંથી પોતે નીચે ઉતરી, પૂજન માટે પુષ્પાદિક સામગ્રીને પોતે ગ્રહણ કરી, સમસ્ત પોતાના પરિજનને દ્વાર દેશમાંજ ઉભો રાખ્યો. પછી કામદેવના પૂજન માટે પોતે એકલીએ અંદર પ્રવેશ કર્યો. ત્યારબાદ તે બાલાએ અંદર જઈને દ્વારનાં કમાડ બંધ કરી અર્ગલા (ભૂંગોળ) ભીડાવી દીધી. પછી તે બાલા કામદેવનું પૂજન કરીને તેના ચરણકમલમાં પ્રણામ કરવા લાગી પ્રણામ કર્યા બાદ તે બહુ નિશ્વાસ નાખવા લાગી તેમજ તેણીના નેત્રોમાંથી સ્થૂલ અશ્રુપાત થવા લાગ્યા. મંદમંદ શબ્દથી ગદ્‌ગદ્‌ કંઠે આક્ષેપ સહિત તે બાલા કહેવા લાગી કે; હે ભગવન્ ? દેવ અને મનુષ્યોને જીતનાર હોવા છતાં પણ આપ શામાટે આ સ્ત્રીજાતિને દુઃખી કરો છો ? હે ભગવન્ ? તે પ્રાણપ્રિયને વિષે મ્હારો અતિશય અનુરાગ થયો છે છતાં, ત્હેને છોડીને અન્ય પુરૂષની સાથે મ્હને તમો શા માટે યોજવા તૈયાર થયા છો ? વળી આલોકમાં સંભળાય છે કે; હે ભગવન્ ? તમ્હારાં પાંચજ બાણ છે, પરંતુ મ્હને તો હજાર બાણ સમાન તમે થઈ પડયા છો. એવી મ્હને ખાત્રી થઇ છે. હે ભગવન્ ? જો તમ્હારે મ્હને પ્રહાર કરવો હોય તો સુખેથી પ્રહાર કરો તમને કોણ નિવારણ કરે છે ? પરંતુ જો મ્હારી ઉપર પ્રહાર કરવો હોયતો તેવો કરો કે; જેથી મૃત્યુના મુખમાં જલદી હું ચાલી જાઉં. વળી હે કામદેવ ? તમોએ મ્હને એવો માર માર્યો કે; નહીં તો મૃત્યુ થયું, તેમ જીવતી પણ હું નથી. માટે આપને હું શું કહું ? હાલમાં હું આપને શરણે આવી છું અગ્નિથી દગ્ધ થયેલા માણસને જેમ અગ્નિજ ઔષધ થાય

છે તેમ તમોએ મ્હારા શરીરે બહુજ પીડા કરી છે. માટે તમારા શરણે હું આવી છું. જો તમે મ્હારી ઉપર પ્રસંન્ન હોવતો મ્હારા પ્રાર્થિત એવા તે વરને તમે આપો. અને આવી વિડંબના અન્ય જન્મમાં પણ મ્હને મા થાઓ. પ્રથમ આ મ્હારા જન્મને પ્રાણપ્રિયની આશાવડે મ્હેં નિષ્ફલ વ્યતીત કર્યો. હે ભગવન્ ? જન્માંતરમાપણ તેજ મ્હારા પ્રિયપતિનો સંયોગ તમારે કરાવવો. આ પ્રમાણે કહ્યા બાદ હે સુપ્રતિષ્ઠ ? નેત્રમાંથી ખરતાં સ્થુલ આંસુઓના પ્રવાહવડે ભીંજાઇ ગયું છે સ્તન મંડલ જેનું એવી તે કનકમાલાએ નાના પ્રકારનાં રત્નોથી બનાવેલા, ચારે તરફ પ્રસરતા છે શુદ્ધ કિરણો જેના અને ગભરાના દ્વારમાં બાંધેલા સુંદર તોરણને વિષે પોતાના ઓઢવાના વસ્ત્રથી પાશ બાંધ્યો ત્યારબાદ ફરીથી તે બોલી. હે કામદેવ ? હાલમાં હું ત્હારી આગળ પ્રાણત્યાગ કરૂં છું. મ્હને કોઇપણ ઠપકો ન આપે કે; કનકમાલાએ આ બહુ ખોટું કર્યું એટલા માટે આશાવડે આટલો સમય મ્હેં નિર્ગમન કર્યો. વળી હાલમાં હું મ્હારી પ્રતિજ્ઞાનો ભંગ કરવા માટે સમર્થ નથી થઈ શકતી કે, મ્હારા ઇષ્ટ એવા તે પ્રાણપ્રિયને છોડીને અન્યપુરૂષ મ્હારા હસ્તનો સ્પર્શ કરે. માટે હું મ્હારી પ્રતિજ્ઞાનો ભંગ કરવાને શક્તિમાન્ નથી. અન્યત્ર પણ કહ્યું છે કે;—

सीमां समुद्रा न परित्यजन्ति, न शीलतां शीलगुणा यथैव ।
न नीतिमन्तश्च नयं नरेशा-न सज्जनाः स्वस्य तथा प्रतिज्ञाम् ॥१॥

અર્થ—"અગાધ જળથી ભરેલા સમુદ્રો જેમ પોતાની મર્યાદાને છોડતા નથી, તેમજ શીલગુણને પાલનારા મનુષ્યો

જેમ પોતાના શીલવ્રતને પ્રાણાંતે પણ છોડતા નથી. જેમ રાજનીતિમાં કુશલ એવા રાજાઓ નીતિનું ઉલ્લંઘન કરતા નથી, તેમ સજ્જન પુરૂષો પ્રાણાંતમાંપણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરતા નથી." તેમજ વળી કહ્યું છે કે;—

वज्रपातं वरं मन्ये, वरं वन्हिप्रवेशनम् ।
वरं भुक्तं विषं मन्ये, न प्रतिज्ञाविहंसनम् ॥ १ ॥

અર્થ—" આ સુકોમલ શરીર ઉપર વજ્રપાત થાય તો તેને હું શ્રેષ્ઠ માનુછું, તેમજ અગ્નિમાં પ્રવેશ કરવો એપણ ઉત્તમ ગણાય છે, વળી વિષભોજનને પણ ઉચ્ચકોટીમાં હુ માનુછું, પરંતુ પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરવો તેને હું બહુ જ અધમ માનુછું" અર્થાત્ ઉપરોક્ત વિષય કરતાં આ પ્રતિજ્ઞાનો ભંગ કરવો એ અધિક દુઃખદાયક ગણાય છે." વળી દેવતાઓ કોઈપણ સમયે જૂઠું બોલતા નથી, છતાં પાપિણી એવી મ્હારાં દુષ્કૃતો વડે તેપણ અન્યથા થયું અથવા કોઈ પણ કપટવડે પિશાચનું રૂપ ધરી, **નરવાહન** રાજાના કોઇક ભક્તે, કિંવા અન્યકોઇ વિદ્યાધરે તે વખતે મ્હને છેતરી હોય તેમ પણ હોય ખરૂં માટે હાલમાંપણ મ્હારા મનોવાંચ્છિત અર્થનો વિઘાત મા થાઓ. હે ભગવન્? આપના પ્રસાદથી હવે મ્હારૂં નિર્વિઘ્નપણે મરણ સિદ્ધ થાઓ હે ભગવન્? પ્રિયના વિરહરૂપ પ્રચંડ મુદ્ગરવડે જીર્ણ હૃદયવાળી અને પાપપુંજથી ઘાયલ થયેલી હુ આ સમયે મરણ શિવાય અન્ય કંઈપણ હિત ધારતી નથી છતાંપણ હાલમાં મ્હારૂં મરણ થશે કે નહીથાય તે સંબધી હજુપણ મ્હારા હૃદયમાં શંકા રહે છે. પ્રિય વિરહના દુઃખને શાંત કરનાર મરણપણ સં-

પૂર્ણ પુણ્યના ઉદયથી પમાય છે. માટે જો તે મરણપણ હાલ-માં થાય તો હું કૃતાર્થ થાઉં, એમ કહી તેણીએ પોતાનો દેહ નીચેમુખે પાશના આધારે એકદમ લટકતો મૂક્યો. તે જોઈ એકદમ હું ત્યાં ગયો, અને તેણીનો પાશ મ્હેં ઝડપ-થી છેદી નાખ્યો. પછી તેને મ્હારા ખોળામાં લઇને મ્હેં ધીમે સ્વરે કહ્યું કે, હે સુતનુ ? સુરાસુરેંદ્રોનો પરાજય કરનાર કામ-દેવ ત્હારી ઉપર પ્રસંન થયો છે. હવે ત્હારે કોઇ પ્રકારની ચિંતા કરવી નહીં કારણ કે,–ત્હારી ઉપર કામદેવની અ-સાધારણ કૃપા થઇ છે, જેથી તેણે ત્હારો હૃદયવલ્લભ તેજ પુરૂષ આ જન્મમાંજ ત્હને મેળવી આપ્યો છે. માટે હવે તું નિઃશંક થઈ ગાઢ પ્રેમથી મ્હારા કંઠનું આલિંગન કર; ? ત્હારી ઉપર આ પ્રિયજન બહુ ઉત્કંઠિત થયો છે. આ પ્ર-માણે મ્હારૂં વચન સાંભળીને તે બાલા લજ્જાવડે નીચું મુખ-કરી ઉભી રહી; ત્યારબાદ ચિત્રગતિ પણ ત્યાંઆગળ આવ્યો બાદ મ્હેં તે બાલાને કહ્યું કે; હે સુન્દરિ ? આ મ્હારો અ-નન્ય મિત્ર છે. હે સુતનુ ? ત્હારા વિયોગને લીધે જ્યારે હું અસહ્ય દુ:ખમાં આવી પડ્યો હતો; ત્યારે હું આત્મવધ કર-વાને તૈયાર થયો હતો; તેવારે નિષ્કારણ પરોપકારી અને ધૈર્યવાન એવા આ મહાત્માએ મ્હને આત્મઘાતથી બચાવ્યો હતો. ત્હારા સમાગમનો આ ઉપાય કરાવનાર પણ આ પુરૂ-ષજ છે. એના કહેવાથી અમે અહીં આવ્યા છીએ; અને એની સહાયથી આ મ્હારૂ ઇચ્છિત કાર્ય સિદ્ધ થશે. માટે હે સુતનુ ? હવે તું કન્યાના સ્વભાવને સુલભ એવા ભયનો ત્યાગ કરીને ત્હારાં પોતાનાં સર્વ વસ્ત્ર એને જલદી તું આપી દે. હે મૃગાક્ષી ? જે વસ્ત્ર અને અલંકારોવડે ત્હારા રૂપને ધા-

રણ કરી આ મ્હારો મિત્ર બહાર નીકળશે. એટલે તે ત્હારો પરિજનવર્ગ પણ વિમોહિત થઈ જશે અને તેઓ કિંચિત્ માત્ર પણ આપણા આ કપટને જાણીશકશે નહી. વળી આ મ્હારો મિત્ર પરકાર્ય કરવામાં બહુજ રસિક અને ધીર છે. આ પ્રમાણે મ્હારા કહેવાથી તેણીને અત્યંત હર્ષ થયો અને રોમાચિત થઈ તરતજ તેણીએ પોતાનો સર્વ વેષ ઉતારીને ત્હેને આપી દીધો. પછી હું તે બાળાને સાથે લઈ કામદેવની મૂર્તિ પાછળ પ્રથમની માફક સંતાઇગયો

**ચિત્રગતિનુંકપટ.**

ચિત્રગતિ પણ તેણીના સર્વ વસ્ત્રઆભરણ પહેરી તૈયાર થઈ દ્વાર ઉઘાડીને બહાર નીકળ્યો, એટલે કનકમાલાનો પરિજન તેની વાટ જોઇને તૈયાર ઉભો હતો. ચિત્રગતિને જોઇ કોઇનેપણ ભ્રાંતિ થઇ નહીં અને તેઓ, કનકમાલા આવી એમ જાણી શિબિકાને પાસમાં લાવ્યા, એટલે ચિત્રગતિ એકદમ તેની અંદર બેસી ગયો ત્યારબાદ તે લોકો ત્યાથી નીકળીને ચાલ્યા ગયા એટલે તેઓનો કોલાહલ બંધ પડયો બાદ આ સ્થાનમાં હવે કોઈ નથી એમ જાણી મ્હેં કહ્યુ કે; હે સુંદરી ? હવે આપણે અહીં શું કરવું ? તે સાંભળી લજ્જાને લીધે તેણીનું મુખારવિંદ નમ્ર થઇ ગયું અને ભયને લીધે તેનાં સર્વઅંગ કંપવા લાગ્યાં. છતાં પણ મહાન્ વિરહ દુઃખથી પીડાયેલી તે બાલા ગદ્ગદ્ કંઠે મહા કષ્ટવડે બોલી કે, હે પ્રિયતમ ? દૈવયોગને લીધે મ્હને આપનો આજે સમાગમ થયો છે. હવે હું આપને શરણે આવીછુ, આપને જેમ યોગ્યલાગે તેમ આપ પોતેજ કરો.

આ પ્રમાણે તેણીના કહેવાથી મ્હેં તે બાલાની સાથે ગંધર્વ વિધિવડે લગ્ન કર્યું. તે લગ્નની અંદર કામદેવને સાક્ષીભૂત કરવામાં આવ્યો હતો. ત્યારબાદ અનેક પ્રકારનાં વચનોવડે તે બાલાનો ભય અનુક્રમે મ્હેં દૂર કર્યો પછી તેણીનું હૃદય સ્વસ્થ થયુ, એટલે તેની સાથે ક્ષણમાત્ર ક્રીડા કરીને તેની સાથે ગાઢ આલિંગન દઇ ત્યાં હું સુઇ ગયો. પાછળની રાત્રીએ હું જાગી ઉઠયો અને તે બાલાને મ્હે કહ્યું કે; હે મૃગાક્ષી ? હવે અહીંથી આપણે ચાલી નીકળવું જોઇએ. કારણ કે; આવુ ચૌર્ય કર્મ કરીને આ સ્થાનમા રહેવું એ ઠીકનહીં કારણકે, આ વાત લોકોના જાણવામાં આવેતો આપણા બંન્નેની પૂરી ફજેતી થાય. આ પ્રમાણે મ્હારો અભિપ્રાય જાણી મ્હોટો નિ.શ્વાસ મૂકી મ્હારી પ્રાણપ્રિયા બોલી કે; હે આર્ય પુત્ર ? ક્રમાનુસાર મ્હારૂં જો મરણ થયું હોતતો બહુ સારૂ. કારણ કે, હે સ્વામિન્? મ્હારા માટે હાલમાં આપને ઘણી આપત્તિ વેઠવાની આવી પડી. વળી **નભોવાહન** રાજા વિદ્યાના બળથી બહુ ગર્વિષ્ઠ થયેલો છે અને પરાક્રમમાં બહુ પ્રચંડ છે હે નાથ ? આપણે અહિથી નાશી જઇશુ તોપણ આપણું કોઇપણ શરણ થવાનું નથી માટે હે પ્રાણપ્રિય ? ખરેખર હું તમ્હારી વૈરિણી થઇછું. હે સ્વામિન્ ? હાલમાં આપના માંથે આવી પડેલી આપત્તિને જોઇ મ્હને જે દુઃખ થયુ છે, તેટલું દુઃખ પ્રથમ આપના વિરહતાપનું પણ મ્હને ન હોતું થયું. હે નાથ ? આપ મ્હને પ્રાપ્ત થયા છો છતા પણ મ્હારા દુષ્કૃતને લીધે હાલમાં આપ અહીં રહેવાના નથી અથવા પુણ્યહીન પ્રાણીઓને પ્રાપ્ત થયેલી વસ્તુ સહેજમાં નષ્ટ થાય છે. શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે,

पूर्वार्जितेन पुण्येन, लभ्यन्ते सर्वसम्पदः ।
हीनपुण्याः सदापत्तिं, भजन्ते कर्मयंत्रिता ॥१॥

અર્થ—"પ્રથમકાલમાં ઉપાર્જન કરેલા પુણ્યવડે દરેક પ્રાણીઓ કર્માનુસાર સર્વ સંપત્તિઓને પ્રાપ્ત કરે છે. તેમજ પુણ્યહીન લોકો કર્મરૂપી યંત્રમાં જકડાયા છતા હમ્મેશાં આપત્તિના ભોક્તા બને છે" માટે હે સ્વામિન્? સ્વપ્નમા પણ મ્હને સુખ મળે તેમ હું ધારતી નથી. હે સુપ્રતીષ્ઠ? આ પ્રમાણે પોતાનો અભિપ્રાય જણાવી તે બાલા મ્હારા કંઠને અવલબીને બહુ દુઃખને લીધે અત્યંત રૂદન કરવાલાગી ત્યારે મ્હેં કહ્યું કે, હે સુંદરી? આવો અસાધારણ શોક તું શા માટે કરે છે? જે થયું તે ખરૂ અને હાલમા જે થવાનું હશે તે થશે. વળી ત્હારો સમાગ થયાશિવાય જો મ્હારૂ મરણ થયું હોતતો તે મ્હને બહુ દુઃખદાયક થાત, પરંતુ હે સુંદરી? હાલમાં મ્હારૂં મરણ થશે તોપણ મ્હને તે સબંધી કંઇપણ દુ.ખ નથી જેમ ત્હારી સાથે અચિંતિત એવો આ મ્હારો સમાગમ થયો છે તેમ કદાચિત્ અન્ય પણ શુભકાર્ય પ્રાપ્ત થાય પ્રથમ ઇષ્ટ સિદ્ધિને માટે ઉપાય કરવો જોઇએ પછી જે થવાનુ હોય તે થાય એમા યોજકનો શો દોષ? માંચામા પડેલા પ્રાણીઓને મરણ તો સ્વાભાવિક રીતે આધારભૂત હોય છે. છતા પણ માદગીમાં ઉપચાર કરવો જરૂરનો છે વળી હે સુંદરી? તે નભોવાહન વિદ્યાધરને જોઇનેજ મ્હેં આ કાર્ય કરેલું છે ભવિષ્યમા જે થવાનું હશે તે થશે, મ્હને જે કંઇ ઉચિત લાગ્યુ તે પ્રમાણે મ્હે કર્યું છે તે વિદ્યાધરથી મરણ તો અવશ્ય મ્હે સ્વીકારેલું છે, તોપણ તેનાથી નાસવું તો ખરૂ. જલને ચાવવામાં ઉદ્યત થયેલા પ્રાણીઓને

કોઇપણ સમયે કાંકરો ગળવાનો પ્રસંગ આવતો નથી. માટે હે સુતનુ? તું હવે શોકનો ત્યાગ કર. ચાલો આપણે **રત્નસંચયનગરમાં** જાઇએ, પછી સમયોચિત જેમ જેમ યોગ્ય લાગશે તેમ આપણે કરીશું. એમ કહી તેણીની સાથે હું રતિપતિ–કામદેવને પ્રણામ કરી ત્યાંથી નીકળ્યો. ત્યારબાદ તેણીના કંઠમાં આલિંગન દઇ હું આકાશમાર્ગે પ્રયાણ કરવા લાગ્યો. રાગરૂપી અંધકારથી મોહિત થયેલા મનુષ્યોના મોહગ્રસ્ત ચરિત્રને જોવા માટે જેમ દૂરથી અંધકારનો સંહાર કરતો સૂર્યદેવ એકદમ પ્રગટ થયો. ત્યારબાદ તે યુવતિ બોલી. હે સ્વામિન્? મ્હને બહુ તૃષા લાગી છે. મ્હારૂં ગળું હવે સુકાઈ જાય છે. હજુપણ આપણું તે નગર કેટલું દૂર છે? હે સુંદરી? આપણું નગરતો હજી બહુ દૂર છે. પરંતુ આ અરણ્યની ઝાડીમાં આપણે ઉતરીયે કારણ કે; અહીં જરૂર પાણી હશે. એમ કહી અમે બન્નેજણ ત્યાં ઉતર્યા, પછી લતાગૃહોથી સુશોભિત એવા તે મનોહરવનમા ઠંડા જળથી ભરેલો એક નિર્મલ ઝરો અમ્હારા જોવામાં આવ્યો ત્યાર બાદ તે યુવતિ જલપાન કરી ગાઢ પત્રવાળા વૃક્ષની શીતલ છાયામાં બેઠી; તેટલામાં હું પણ શારીરિક ચિંતા કરીને ત્યાં આવ્યો. હે **સુપ્રતિષ્ઠ**? આ પ્રમાણે પ્રાભાતિક કાર્ય કરી ક્ષણમાત્ર ત્યાં હું વિશ્રાંતિ લેતો હતો તેટલામાં નજીક રહેલા કદલીગૃહમાંથી એક શબ્દ મ્હારા સાંભળવામાં આવ્યો કે; હે સુંદરી? ત્હારૂં શરીર હવે સ્વસ્થ થયું છે. ચાલો હવે આપણે પોતાના સ્થાનમાં જાઇએ. આ પ્રમાણે શબ્દ સાંભળીને મ્હારા હૃદયમાં વિકલ્પ થયો કે; જરૂર આ શબ્દ **ચિત્રગતિનો** છે. બીજા કોઇનો આ શબ્દ હોયતેમ લાગતું

નથી. અથવા આ વનની અંદર વૃક્ષોની ઘટામાં તેનો સંભવ ક્યાંથી હોય? એમ હું વિચાર કરતો હતો તેટલામાં ગાઢ વૃક્ષોથી આચ્છાદિત એવા તે કદલીગૃહમાંથી એક તરૂણ સ્ત્રી સહિત ચિત્રગતિ એકદમ બહાર નીકળ્યો. ત્યારબાદ હું તેની પાસે ગયો અને બહુ હર્ષનેલીધે મ્હારૂં શરીર એકદમ રોમાંચિત થઈ ગયું. બાદ સ્નેહપૂર્વક મ્હેં ત્હેને આલિંગન દીધું. તેપણ પ્રેમપૂર્વક મ્હને ભેટયો. પરસ્પર અમારા આનંદનો પાર રહ્યો નહીં, પછી અમે બન્નેજણ ત્યાંઆગળ બેઠા. ત્યારબાદ મ્હેં કહ્યું કે હે મિત્ર? મદનગૃહમાંથી નીકળ્યા બાદ ત્હેં શું કર્યું? અને બહાર ઉભેલા તે કનકમાલાના પરિજનને ત્હેં કેવી રીતે વિમોહિત કર્યો? ત્યાં ગયા બાદ તું ત્યાંથી કેવી રીતે છુટ્યો? આ મનોહર આકૃતિવાળી સ્ત્રી કોણછે? અને આ સ્ત્રીની પ્રાપ્તિ ત્હને કેવીરીતે થઇ? આ સર્વ હકીકત મ્હને તું સવિસ્તર સંભળાવ.

ત્યારબાદ સાહસ કાર્યમાં રસિકએવો ચિત્રગતિ બોલ્યો.

**ચિત્રગતિનું વૃત્તાંત.**

હે ચિત્રવેગ! એકાગ્ર મન કરી મ્હારૂં વૃત્તાંત તું સાંભળ પ્રથમ હું કનકમાલાનુ રૂપ કરી ત્યાંથી બહાર નીકળ્યો. પછી શિબિકામાં બેશી ગયો. અનુક્રમે હું વરની પાસમાં પહોચી ગયો અને મ્હારી સાથે વિદ્યાધરીઓ વિવિધ પ્રકારનાં મંગલ ગીત ગાતી હતી અનેક પ્રકારનાં વાજીંત્રોપણ વાગતાં હતાં, લગ્નનો સમયપણ આવી પહોચ્યો. માંગલિક ઉપચારો થવા લાગ્યા. આશીર્વાદના અનેક મંત્રો સંભળાવા લાગ્યા. વરકન્યાનાં માબાપ પણ આનંદપૂર્વક પોતપોતાનાં કાર્ય કરવા લાગ્યા, નભોવાહન રાજાએ

હર્ષપૂર્વક મ્હારા હસ્ત સાથે પોતાનો હસ્ત મેલાપ કર્યો. ત્યારબાદ અનુક્રમે વિવાહમંગલ વર્ત્તાવા લાગ્યાં વિવાહ કાર્ય પૂર્ણ થયા બાદ નભોવાહનરાજાની આગળ વારાંગનાઓએ વિવિધ હસ્તાદિકના અભિનય સાથે બહુ સુંદર નાટચનો પ્રારંભ કર્યો તેમજ મધુરસ્વરવડે કેટલીક વારાંગનાઓ ગાયન કરવા લાગી તેટલામાં ભયવડે પૂર્ણ છે હૃદય જેનું એવી એક યુવતિ ત્યાં આવી અને તેણીએ પોતાના હસ્તમાં રહેલી એક ઉત્તમ મુદ્રિકા મ્હને બતાવી. તે જોઈ મ્હેં વિચાર કર્યો કે; આ મુદ્રિકા મ્હારીજ છે. અહો ! એની પાસે આ મુદ્રિકા અહીં કયાથી આવી હશે ? એમ હું ઉહાપોહ કરતા હતો; તેવામા મ્હને સ્મૃતિ આવી કે; હસ્તીના ભયથી પ્રથમ જે કન્યાને મ્હે બચાવી હતી તેજ આ કન્યા છે અને તેણીએ તે વખતે મ્હારી પાસેથી આ મુદ્રિકા લઇ લીધી હતી ફરીથી બહુ કિંમતી એવી તે મુદ્રિકાનો નિશ્ચય કર્યાબાદ તેણીના સન્મુખ મ્હે જોયું તો એકદમ તે મ્હારા ઓળખવામાં આવી અને મ્હને નિશ્ચય થયો કે; હાથીના ભયથી મુક્ત કરી હતી તેજ આ મ્હારી સ્ત્રી છે. દૈવયોગથી જે પીડા થવાની હોય તે કોણ મિથ્યા કરે ? વળી જુઓ કે આ પ્રાણપ્રિયાનું દર્શન બહુજ દુર્ઘટ હતું છતાંપણ તે સદ્ભાગ્યને લીધે મ્હને અકસ્માત્ થઇ ગયું અથવા દૈવ અનુકૂલ હોય તો કોઇપણ એવી વસ્તુ નથી કે જે પ્રાપ્ત ન થાય. આ દુનીયામાં કર્મરેખા બલવાન્ છે તે શિવાય અન્ય ધૈર્યાદિકગુણો સુખદુઃખ આપવા સમર્થ થતા નથી. અન્યત્રપણ કહ્યું છે કે;—

अकारणं सत्त्वमकारणं तपो, जगतत्रयव्यापि यशोऽप्यकारणम् ।
अकारणं रूपमकारणं गुणाः, पुराणमेकं नृषु कर्मकारणम् ॥१॥

અર્થ—" પ્રાણીઓને સુખદુઃખ આપવામાં પોતાનું પરાક્રમ કારણ ગણાતું નથી. કેટલાક વળી કહેછેકે; તપશ્ચર્યા કરવાથી સુખની પ્રાપ્તિ અને દુઃખની હાનિ થાય છે એપણ તેમનું માનવું ઉચિત નથી. તેમજ ત્રણેલોકમાં વ્યાપ્ત થયેલો યશપણ સુખદુઃખનું કારણ થતો નથી. રૂપ, દયા અને દાક્ષિણ્યાદિક ગુણોપણ સુખદુઃખ આપવામાં કારણ થતા નથી. માત્ર પૂર્વભવમાં ઉપાર્જન કરેલું શુભાશુભ કર્મજ કારણભૂત ગણાય છે." આ પ્રમાણે વિચાર કરીને તેણીએ પ્રથમ મ્હને આપેલી તે મુદ્રિકાથી સુશોભિત એવો મ્હારો હસ્ત મ્હેં ત્હેને બતાવ્યો. એટલે તરતજ તે મ્હારી આંગળીએ રહેલી મુદ્રિકાને જોઇ પોતાના હૃદયમાં સમજી ગઇ કે આ મ્હારો પ્રાણપ્રિય છે. પછી પોતાની પાસમાં ઉભેલી સખીના કાનમાં તેણીએ કહ્યું કે, ઉજાગરને લીધે કનકમાળાનુ માથુ દુખે છે માટે તે થોડીક્વાર અશોક વાટિકામા વિશ્રાંતિ માટે જાય છે. કેમકે; ક્ષણમાત્ર ત્યાં સુઈ રહેવાથી કંઇક શાંતિ મળે. વળી તમે સર્વે અહીં સુખેથી રહો અને આ નાટારંગ પૂર્ણ થાય એટલે જલદી અમને સમાચાર આપજો આ પ્રમાણે કહીને હે ચિત્રવેગ? તેણીએ મ્હને ત્યાંથી ઉઠાડયો.

**અશોક વાટિકા.**

ત્યારબાદ ઉત્તમવૃક્ષોથી સુશોભિત એવા ગૃહઉદ્યાનોમા તિલક સમાન, વિકસ્વર અને સુગંધિત એવી મંજરીઓના મકરંદને લીધે અતિશય સુગંધને આપતી, તેમજ અપૂર્વ શોભાવડે દરેકના મનને સુખદાયક એવી એક અશોક વાટિકામા બહુ આનંદથી અમે ગયા. ત્યાં તેણીએ બહુઉલ્લાસપૂર્વક મ્હને આસન આપ્યું તેની ઉપર હું બેઠો.;

તે પણ મ્હારી આગળ બેઠી, પરંતુ તેણીનું હૃદય ભયથી વ્યાકુલ હતું. જ્યારે તે કંઇપણ ન બોલી અને ગભરાટને લીધે મૌન મુખે બેસી રહી ત્યારે મ્હેં મ્હારી પોતાની સર્વ પ્રવૃત્તિ હે ચિત્રવેગ ? ત્હને જે પ્રમાણે પૂર્વે કહી તેવીજ રીતે વિસ્તારપૂર્વક ત્હેને કહી સંભળાવી અને છેવટે આ સ્ત્રીનો વેષ પ્હેરી હું અહીંયાં આવ્યો ત્યાંસુધીની સર્વવાર્તા કહી. હે સુંદરિ ? ત્હારા વિયોગને લીધે મ્હારૂં હૃદય બહુ દુઃખમાં આવી પડ્યુ. ત્હારા માટે સર્વ વિદ્યાધરોના નગરોમાં ભ્રમણ કરીને હું થાકી ગયો. મ્હને દુઃખ પડવામાં કંઇબાકી રહ્યું નથી. માટે હે મૃગાક્ષિ! હવે લજ્જાનો ત્યાગ કરી મધુરવાણીથી મ્હારા હૃદયને તું આનંદ આપ. બોલ ત્હારૂં નામ શું ? ક્યા કુલમાં ત્હારો જન્મ થયેલો છે ? ત્હારા પિતાનું નામ શું ? ક્યા નગરમાથી તું અહીં આવી છે ? અને આ લોકોની અંદર તું કેવી રીતે આવી હતી ? વળી હે સુતનુ ! સ્ત્રીનો વેષ પ્હેરીને આવેલા એવા મ્હને ત્હેં કેવી રીતે ઓળખ્યો ? એ પ્રનાણે મ્હારૂં વચન સાંભળી તેણીના હૃદયમાં કંઇક ધૈર્ય આવ્યું. ત્યારબાદ તે બાલા ગદ્ગદ કંઠે પોતાનું વૃત્તાંત મ્હને કહેવા લાગી.

હે પ્રિયતમ ? આપે જે પ્રશ્ન કર્યા તેસંબંધી હું સર્વ હકીકત કહુ છું તે આપ કૃપા કરી શ્રવણ કરો. બહુ પ્રસિદ્ધિને પ્રાપ્ત થયેલું સુરનંદન નામે નગર છે. તે આપના જાણવા બહાર નથી. વળી તે નગરમાં સુપ્રસિદ્ધ પ્રભંજન નામે વિદ્યાધરેંદ્ર રાજ્ય કરેછે. તેમજ નીતિશાસ્ત્રોમાં અતિ કુશલ અને પોતાના સ્વામીઉપરબહુ ભક્તિમાન

પ્રભંજન ખેચર.

તેમજવળીચારપ્રકારની બુદ્ધિવડે સંપન્ન અને રાજાનો ખાસ વિશ્વાસપાત્ર એવો **મેઘનાદ** નામે તેનો પ્રવરમંત્રી છે. તેની પ્રાણપ્રિયા **ઇંદુમતી** નામે ભાર્યા છે. વળી તે ઉત્તમકુલમાં જન્મેલી એટલુંજ નહીં પરંતુ ઉત્તમ સૌંદર્યાદિ ગુણોનું સ્થાનભૂત તેમજ પતિભક્તિમાંજ કેવલ પ્રીતિવાળી હોવાછતાં હમ્મેશા ધર્મ કાર્યમાં તત્પર રહે છે તેણીની સાથે વિષયસુખનો અનુભવ કરતા તે **મેઘનાદ**ને રૂપમાં કામદેવ સમાન, **અશનિવેગ**નામે એક પુત્ર થયો. તે માતાપિતાને અત્યંત આનંદ આપવા લાગ્યો અનુક્રમે સમસ્ત કલાઓનો પારગામી થયો. તેમજ વિદ્યાધરોને ઉચિત એવી વિવિધપ્રકારની વિદ્યાઓ સિદ્ધકરી ક્રમાનુક્રમે સમગ્ર ગુણોનો આધારભૂત એવો તે **અશનિવેગ**કુમાર યૌવનવયને શોભાવવા લાગ્યો

**ચંદ્રગતિ વિદ્યાધર.**

હવે **વૈતાઢ્ય**ગિરિની આ દક્ષિણશ્રેણીમાં **કુંજરાવર્ત્ત** નામે નગર છે. જેની અંદર **ચંદ્રગતિ** નામે વિદ્યાધરેંદ્ર રહે છે, તેમજ હૃદયને અતિ ઇષ્ટ એવી **મદનરેખા** નામે તેની ભાર્યા છે. સાંસારિક સુખનો વિલાસ કરતાં તેઓને કેટલોક સમયવ્યતીત થતાં **અમિતગતિ**નામે એક પુત્ર થયો. ત્યારબાદ ચંપકના પુષ્પસમાન ગૌરવર્ણી **ચંપકમાલા** નામે તેઓને એક પુત્રી થઇ. અનુક્રમે તે બાલા વિદ્યાધરોના કુમારવર્ગના હૃદયને હરણ કરનાર નવીન યૌવનને પ્રાપ્ત થઇ. પછી તે **ચંપકમાલા** **સુરનંદન** નગરના રહીશ એવા તે મંત્રીના પુત્ર **અશનિવેગ**ને વરી તેણે પણ પ્રીતિપૂર્વક તે નવયૌવનાનો સ્વીકાર કર્યો. ત્યારબાદ તે પોતાના નગરમાં તેને લઇ ગયો. મુખવડે ચંદ્રસમાન, કાંતિમાં રતિ

સમાન અને નેત્રોવડે હરિણીસમાન તે ચંપકમાલાની સાથે આનંદપૂર્વક માનવના ભોગોનો વિલાસ કરતો તે અશનિવેગ પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યો.

**દીક્ષા ગ્રહણ.**

મેઘનાદ મંત્રી પોતાના અધિકાર પ્રમાણે રાજ્યકારભાર ચલાવતો હતો. પરંતુ નીતિમાર્ગનો કોઈ પ્રકારે વિરોધક થતો નહોતો; તેમજ રાજાને તથા પ્રજાનેપણ તે અપ્રિય નહોતો. રાજા અને પ્રજા એ બનેને શાંતિકારક એવો કાર્યવાહક ક્વચિતજ મળી આવે છે તેમજ અન્યત્રપણ કહ્યું છે કે;—

नरपतिहितकर्त्ता द्वेष्यतां याति लोके,
जनपदहितकर्त्ता त्यज्यते पार्थिवेन्द्रैः ।
इति महति विरोधे वर्त्तमाने समाने,
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्त्ता ॥ १ ॥

અર્થ—"અધિકારના આવેશમા રહીને જો, મંત્રી રાજ્યપક્ષનુંજ કેવલ હિત સાધવામા સાવધાન રહેતો તે સમગ્ર પ્રજાનો દ્વેષી બને છે અને જો પ્રજાનુ હિત કરવામાં ઉદ્યુક્ત થાય તો, રાજા તરતજ તેને વિદાય કરે છે. માટે રાજા અને પ્રજા એ બનેને રંજન કરી ઉભયનુ હિત કરનાર એવો અધિકારી બહુ દુર્લભ હોય છે." એમ છતાં પણ આ મંત્રી સર્વને પ્રીતિપાત્ર થઇ પડયો એનુ કારણ માત્ર એજ હતું કે; તે લેશ માત્રપણ નીતિમાર્ગનુ ઉલ્લંઘન કરતો નહોતો. તેમજ તે ધર્મશાસ્ત્રમાં પણ બહુ કુશલ હતો. શ્રીજીનેંદ્રભગવાનની પૂજા ભક્તિમાં તે અગ્રણી હતો. સાધર્મિકવા-

સ્સત્ય તથા મુનિસેવા તો તેનું જીવનજ હતું, અનુક્રમે પોતાના ભાવની વિશુદ્ધિને લીધે તેને સંસારની અનિત્યતા ભાસવા લાગી. બાદ માનવભવની સફલતા કરવી એજ બુદ્ધિની સફલતા ગણાય છે; એમ ચિંતવતાં તેને વૈરાગ્ય દશા પ્રગટ થઇ. આ સંસારવાસ કારાગૃહસમાન દુ:ખદાયક છે. સુખશાંતિ તો માત્ર મુનિપદમાંજ રહેલીછે. અન્યત્ર પણ કહ્યું છે કે;—

नो दुष्कर्मप्रयासो न कुयुवतिसुतस्वामिदुर्वाक्यदुःखं,
राजादौ न प्रणामोऽशनवसनधनस्थानचिन्ता न चैव ।
ज्ञानाप्तिर्लोकपूजा प्रशमसुखरतिः प्रेत्य मोक्षाद्यवाप्तिः,
श्रामण्येऽमी गुणाः स्युस्तदिह सुमतयस्तत्र यत्नं कुरुध्वम् ॥१॥

અર્થ—"મુનિ દીક્ષા ગ્રહણ કર્યાબાદ, દુષ્કર્મ કરવાનો પ્રયાસ બીલકુલ સેવવો પડતો નથી અસદ્ આચારમા પ્રવૃત્તિ કરનાર સ્ત્રી, પુત્ર કે; સ્વામીના દુર્વાક્યોનુ દુઃખ સર્વથા છુટી જાય છે, રાજાદિકને પ્રણામ કરવાની આપત્તિ સેવવી પડતી નથી, ભોજન, વસ્ત્ર, દ્રવ્ય કે, સ્થાનની ચિંતા રહેતી નથી, અવિવેકને નિર્મૂલ કરવામા મુખ્ય હેતુભૂત, એવા સદ્ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, લોકોમા પૂજ્યતા પ્રવર્તે છે, શાંતરસમા પ્રીતિ પ્રગટે છે, તદુપરાત મરણ થયાબાદ મોક્ષાદિક સુખની પ્રાપ્તિ-પણ થાયછે, એવા અનેક ગુણો મુનિપણામાં રહેલા છે, માટે હે ભવ્યાત્માઓ ? આ સંસારમા માનવભવ પામીને તમે સદ્બુદ્ધિનો સદા સદુપયોગ કરો ? તેમજ મુનિમાર્ગને વિષે યત્ન કરો." આ પ્રમાણે વૈરાગ્યદશામા રક્ત થએલો તે મેઘનાદ મંત્રી પોતાના પુત્ર અશનિવેગને મંત્રીપદ આપીને પોતે નિવૃત્ત થયો ત્યારબાદ વૈરાગ્યમાં દૃઢ અને

ધૈર્યશીલ એવા તે મંત્રીએ **પ્રભંજન** રાજાની સાથે સુગુરૂના ચરણ કમલમાં દીક્ષા ગ્રહણ કરી તેમજ તેઓ બંનેજણ ગુરૂભક્તિમાં લીન થઈ નિરવદ્યચારિત્ર પાલવા લાગ્યા.

**અશનિવેગ.**

મંત્રીપદ ધારણ કર્યાબાદ **અશનિવેગ**વિદ્યાધર પોતાની પ્રાણવલ્લભાચંપક**માલાની** સાથે ગૃહસ્થાશ્રમના ફલરૂપ વિષયસુખનો અનુભવ કરવા લાગ્યો. કેટલોક સમય વ્યતીત થતા તે **ચંપકમાલાને** પાંચ પુત્ર ઉત્પન્ન થયા. હે પ્રિયતમ ? તેમનાં નામ અનુક્રમે આપ શ્રવણ કરો. પ્રથમ **વજ્રગતિ**, બીજો **વાયુગતિ**, ત્રીજો **ચંદ્ર**, ચોથો **ચંદન** અને પાંચમો **સુશિખ**, વળી તે પાંચ પુત્રોની ઉપર હુ એક પુત્રી થઈ. જેથી મ્હારા પિતાને ઘણોજ આનંદ થયો ત્યારબાદ બહુ પ્રીતિને લીધે મ્હારા પિતાએ હર્ષપૂર્વક પુત્રોના મહોત્સવથી પણ બહુ ભારે મહોત્સવ મ્હારા જન્મસમયે કરાવ્યો. જન્મકાલથી બારદિવસ થયા ત્યારે **પ્રિયંગુમંજરી** એવું મ્હારૂં નામ પાડયું. અનુક્રમે બાલચંદ્રની માફક શરીરના અવયવોની સાથે હું વૃદ્ધિ પામવા લાગી. મ્હારાં માતા પિતા મ્હને જોઇ બહુજ આનદ માનવા લાગ્યાં. હમ્મેશાં મ્હારા લાલનપાલનમાં પાંચ ધાવમાતાઓ રોકાયલી હતી. એમ કરતાં હું કુમારી ભાવને પ્રાપ્ત થઇ એટલે સર્વ પરિજન વર્ગને હું બહુજ પ્રીતિપાત્ર થઇપડી. અનુક્રમે યુવતિજનને લાયક એવી નૃત્યાદિક સર્વ કલાઓ સારી રીતે મ્હેં ગ્રહણ કરી. બાદ હુ નવીનયૌવનને શોભાવવા લાગી. ગાઢ સ્નેહવાળી સખીઓની સાથે વિવિધ ક્રીડાઓ તેમજ ઉત્તમ ચિત્ર, પત્ર, છેદ્ય, નર્ત્તન, ગાંધર્વવિદ્યા અને વીણાવાદનવડે હું ક્રીડા કરવા

લાગી. તેમજ વળી હે પ્રિયતમ? સ્વભાવથીજ હુ પુરૂષોનો દ્વેષ કરનારી થઇ પડી. મ્હને વરવા માટે બહુ વિદ્યાધરો આવવા લાગ્યા. પરંતુ મ્હારા સ્વભાવને લીધે કોઇપણ મ્હને રૂચિકર થયો નહીં; મ્હારા પિતાપણ જે જે વિદ્યાધરો ત્યાં આવતા હતા તે સર્વેના ઉત્તમરૂપ, ગુણ અને વૈભવોનો પરિચય મ્હને કરાવતા હતા. પરંતુ તે વાત મ્હને બીલકુલ ગમતી નહી, અને જેજે વર આવતા હતા તેઓને મ્હારા પિતા મ્હારી અપ્રીતિને લીધે વિદાય કરતા હતા. એ પ્રમાણે જ્યારે કોઇ પણ વર મ્હને પ્રસંન પડયો નહી ત્યારે મ્હારા પિતા અશનિવેગ બહુ શોકાતુર થઈ ગયા.

પોતાના સ્વામીને શોકાતુર જોઇને તે ચંપકમાલા કહેવા લાગી. હે સ્વામિન્? આપ બહુ શોકમા આવી પડયા હો તેમ મ્હને લાગે છે. વળી આપને આટલી અધિક

**ચંપકમાલા.**

ચિંતા કરવાનું શું કારણ આવી પડયું છે? આપની આકૃતિ ઉપરથી આબાબત સાબીત થાયછે, તેમજઅન્યત્રપણકહ્યુંછેકે;—

**आकृतिर्गुणसमृद्धिशंसिनी, नम्रता कुलविशुद्धिसूचिका ।**
**वाक्क्रमः कथितशास्त्रसंक्रमः, संयमश्च भवतो वयोऽधिकः॥१॥**

અર્થ—"દરેક મનુષ્યોની આકૃતિ ઉપરથીજ ગુણાદિકનો પ્રકાશ થઇ આવે છે. તેમજ નમ્રતા ઉપરથી કુલની વિશુદ્ધતા સ્પષ્ટ થાય છે. વાણીના વિસ્તાર ઉપરથી અનુક્રમે શાસ્ત્રજ્ઞાન કેટલું છે તેની પરીક્ષા બુદ્ધિમાનપુરૂષો કરી શકે છે. અને તમારો સંયમ-ધાર્મિક નિયમ વયની અપેક્ષા એ બહુ અધિક છે." માટે હું આપની મુખાકૃતિ ઉપરથી સમ-

જુછું કે; આપ કંઇપણ વિપત્તિમાં આવી પડયા છો. આ પ્રમાણે પોતાની સ્ત્રીનું વચન સાંભળી અશનિવેગ બોલ્યો; હે મૃગાક્ષિ ? મ્હારી કન્યા કામદેવની રાજધાની સમાન નવીનયૌવન દશાને પ્રાપ્ત થયેલી છે છતાં હે સુંદરિ ? કોઇપણ વરને તે ઇચ્છતિ નથી. તોપછી આથી મ્હારું બીજું કયું દુઃખછે ? માત્ર મ્હારી ચિંતાનું મુખ્ય કારણ તો તેજ છે. યૌવન વયને પ્રાપ્ત થયેલી કન્યા જો પરણાવવામાં ન આવે અને વર વિના રહેતો કંઈક વિપરીત કરી બેસે એવો સંભવ રહે છે; અન્યત્ર પણ કહ્યુંછે કેઃ—

सुखी न जानाति परस्य दुःखं, न यौवनस्था गणयन्ति शीलम्।
आपद्गता निष्करुणा भवन्ति, आर्ता नरा धर्मपरा भवन्ति ॥१॥

અર્થ.—"સુખી માણુસ પારકાના દુઃખને જાણુતો નથી, તેમજ યુવાવસ્થામા રહેલા લોકો શીલવ્રતને ગણુતા નથી, આપત્તિમા આવી પડેલા મનુષ્યો નિર્દય હોયછે, અને દુઃખી પુરૂષો ધર્મપરાયણુ થાયછે." કદાચિત્ એવો પ્રસંગ બનેતો કુલને કલંક લાગ્યા શિવાય રહે નહી અને કુલને ડાઘ લાગ્યા પછી આપણે આ દુનીયામા કેવી રીતે જીવવું ? વળી ઉમ્મરલાયક પુત્રીને ઘેર રાખવી તેપણુ બહુ અનિષ્ટ ફળદાયકછે. હવે આ પુત્રીનો મનોવાંછિત ભર્ત્તા કોણુ થશે ? તે સંબંધી ચિંતા મ્હને બહુજ રહ્યા કરે છે. હે સુંદરિ ? વધારે શું કહેવુ ? એને લીધે રાત્રીએ સુતા મ્હને નિદ્રાપણુ આવતી નથી શાસ્ત્રમા કહ્યું છે કેઃ—

अर्थातुराणां न सुहृन्न बन्धुः, क्षुधातुराणां न वपुर्न तेजः।
कामातुराणां न भयं न लज्जा, चिन्तातुराणां न सुखं न निद्रा॥

અર્થઃ—"દ્રવ્યમાં આસક્ત થયેલા પુરૂષોને મિત્ર કે બંધુની પરવા હોતી નથી, તેમજ ક્ષુધાથી વ્યાકુલ થયેલા પુરૂષોને શરીર તથા તેજની વ્યવસ્થા હોતી નથી, કામીજનોને ભય કિંવા લજ્જા હોતી નથી અને ચિંતામાં આવી પડેલા પુરૂષોને સુખ તથા નિંદ્રા દુર્લભ થઇ પડે છે." માટે હે મૃગાક્ષિ! મ્હારા દુઃખનું કારણ મ્હેં તને નિવેદન કર્યું. આ પ્રમાણે પોતાના પતિનું વચન સાંભળી મ્હારી માતા ચંપકમાલા પણ હે સુંદર! મ્હારા માટે બહુ શોકાતુર થઇ

**ધારિણી સખી**

એક દિવસ પ્રભાતના સમયે સૂર્યપ્રભની પુત્રી ધારિણીનામે મ્હારી પ્રિય સખી મ્હારી પાસે આવી અને મૌનમુખે બેઠેલી મ્હને જોઇ તે બોલી હે પ્રિયસખી! આજે તું હરણ કરાયેલીની માફક, અથવા વિકૃતિમાં ફસાયેલીના માફક, કિંવા ઉદાસીની પેઠે કેમ દેખાય છે? ખરેખર આજે પરાધીન ચિત્તની માફક ત્હારા મુખની આકૃતિ બદલાઇ ગયેલી દેખાય છે. જરૂર આજે તું શોકમા ગુંચાયેલી દેખાય છે વળી હે પ્રિયસખી! ઘણા દીવસે હું આવીછું છતાં પણ તું મ્હારી સભાવના કેમ કરતી નથી? માટે તારા શોકનું જે કંઇ કારણ હોય તે તુ મ્હને જલદી નિવેદન કર એ પ્રમાણે મ્હારી સખીએ જ્યારે મ્હને પૂછ્યું ત્યારે મ્હેં તેણીને કહ્યું કેઃ—હેપ્રિયસખીધારિણી! ત્હે બરોબર મ્હારા ચિત્તની પરીક્ષા કરી; હવે હું મ્હારા દુઃખનુ વૃત્તાંત ત્હને કહુછું તે તું સાંભળ હેપ્રિયસખી! ત્હારી સાથે નાના પ્રકારની ક્રીડાઓ રમીને સાયંકાલના સમયે હું મ્હારા ઘેર આવી ત્યારબાદ પ્રાસાદની ઉપરિભૂમિએ ચઢી હુ પોતાની

બેઠકમા પ્રસાર થઈ. ત્યાં ક્ષણમાત્ર બેઠા બાદ નાના પ્રકારના મણીરત્ન તથા સુવર્ણથી સુશોભિત અને અમૂલ્ય એવી હંસ-તૂલિકા-તળાઇ જેની અંદર બીછાવેલી છે એવા મનોહર પલંગ ઉપર હું સુઇ ગઇ.

દુંદભિ નાદ.

તત્પશ્ચાત્ અર્દ્ધરાત્રીના સમયે દુંદુભિનો નાદ સાંભળી હું જાગ્રત્થઇ ચારે તરફ જોવા લાગી કે; આહીવ્યધ્વનિ કયાં થતો હશે ? બાદ આકાશ તરફ દૃષ્ટિ કરતાં અનેક દિવ્ય વિમાનો આકાશ માર્ગે ચાલતાં મ્હારી દૃષ્ટિગોચર થયાં. જેઓના તેજથી આકાશમંડળ ઝગઝગી રહ્યું છે અને દેવાંગનાઓના સમુદાય સહિત અનેક દેવતાઓના સમૂહને તે વિમાનોમા જોઇ મ્હારા હૃદયમાં વિચાર થયો કે; કોઈપણ ઠેકાણે આ દિવ્યવિમાનો મ્હેં પ્રથમ જોએલાં છે. તેમજ આવા દેવ તથા દેવીઓને પણ કોઇ ઠેકાણે મ્હેં જોયેલી છે. એમ વિચાર કરતાં એકદમ મ્હને મૂર્છા આવી ગઇ. ક્ષણવાર પછી હું મૂર્છાથી મુક્ત થઈ એટલે મ્હને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું બાદ મનુષ્ય અને દેવ સંબધી મ્હારા બન્ને પૂર્વભવનુ મ્હને જ્ઞાન થયું. હે ધારિણિ ? તે સર્વ વૃત્તાંત યથાસ્થિત હું કહુંછું તેનું તું શ્રવણ કર.

હરિદત્ત શ્રેષ્ઠી.

જંબુદ્વીપ નામે દ્વીપમા મેરૂગિરિના ઉત્તર ભાગમાં ઐરવત નામે ઉત્તમ ક્ષેત્ર છે. તે ક્ષેત્ર શ્રેષ્ઠગુણોએ કરીને ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. તે ઐરવત ક્ષેત્રના આર્ય-ક્ષેત્ર નામે મધ્યખંડમાં, સુંદર શોભા-

માં અમરાવતી સમાન, પ્રતિપક્ષરાજાઓને દુર્ગમ્ય, ત્રણ ભુવનની લક્ષ્મીનું કુલગૃહ, હજારો ધનાઢય શેઠીઆઓવડે સુશોભિત, ત્રિક, ચતુષ્ક અને દુકાનોની સરખી શ્રેણીઓવડે બહુ વિશાલતાને વહન કરતું, તેમજ પ્રાચીનકાલથી પ્રતિષ્ઠિત થયેલુ **સુપ્રતિષ્ઠ** નામે ઉત્તમ નગર છે. તેમાં પોતાના વૈભવવડે કુબેરનુ ઉપહાસ કરતો, સમગ્ર લોકોના ઉપકાર કરવામાં અહર્નિશ પ્રીતિવાળો, દેવ અને ગુરૂજનની સેવા પૂજામા તત્પર, બંધુજનોના વાત્સલ્યમા સદૈવ ઉદ્યુક્ત, દાક્ષિણ્ય અને દયાવડે વ્યાપ્ત છે હૃદય જેનું તેમજ સમસ્તવણિક્, લોકોમા અગ્રપદને પામેલો **હરિદત્ત** નામે શ્રેષ્ઠી છે. વળી રતિના સૌભાગ્યને તિરસ્કાર કરનારી, દરેક કલાઓમાં કુશલ બુદ્ધિવાળી, વાગ્વિલાસમાં મધુર કંઠવાળી; તેમજ પ્રિયવાદિની; શીલવ્રતમા દ્રઢ ધૈર્યવાળી, અને વિનયગુણમા બહુ કુશલ એવી **વિનયવતી** નામે તે શ્રેષ્ઠીની પ્રાણપ્રિયા ભાર્યા છે. તેણીની સાથે પાચપ્રકારના વિષયસુખને ભોગવતાં તેને **વસુદત્ત** નામે એક મુખ્ય પુત્ર થયો. તે પોતાની કીર્તિવડે સર્વત્ર પ્રસિદ્ધ થયો. ત્યારબાદ તે **વિનયવતી**ને અનુક્રમે ત્રણ પુત્રીઓ થઇ. જેઓના રૂપના અતિશયવડે ઇંદ્રાણીઓ પણ લજ્જા પામે છે. તેઓમા મુખ્ય **સુલોચના** બીજી **અનંગવતી** અને ત્રીજીનું નામ **વસુમતી.** હવે પોતાના સૌંદર્યગુણવડે ત્રણેલોકને ચકિત કરતી તે ત્રણે બ્હેનો અનુક્રમે વૃદ્ધિ પામવા લાગી. બાદ કુમારભાવનો ત્યાગ કરી યુવાન્ પુરૂષોને ઉન્માદ કારક અને દેખાવમાં બહુ જ મનોહર એવા નવીન યૌવનપણાને તેઓ પ્રાપ્ત થઇ.

**સુલોચના કન્યા.**

અદ્ભુતસમૃદ્ધિઓનાનિવાસ સ્થાનભૂત **મેખલાવતી** નામેએક નગરી છે. તેમાં **સાગરદત્ત** નામે શ્રેષ્ઠી વસે છે. **સુબંધુ** નામે તેનો પુત્ર છે. તે વણિક્ કલામાં બહુ જ હોશિયાર છે. તેની સાથે **સુલોચના** કન્યા પરણી તેમજ **વિજયવતી** નગરીમા **ધનભૂતિ** સાર્થવાહનો પુત્ર **ધનવાહન** છે. તેની સાથે **અનંગવતી**નું લગ્ન થયું **વસુમતી** કન્યાપણ **મેખલાવતી** નગરીમાં **સમુદ્રદત્ત**નો પુત્ર **ધનપતિ** છે તેની સાથે વરી.

**વસુમતી કન્યા.**

સર્વકલાઓનો પારગામી અને રૂપમાં કામદેવ સમાન એવો તે **ધનપતિ** વણિક્ પોતાની ભાર્યા **વસુમતિ**ની સાથે મનુષ્યના સુખવિલાસને ભોગવેછે એ પ્રમાણેપ્રતિ દિવસે વૃદ્ધિંગત છે સ્નેહ જેમનો, પરસ્પર રક્તછે ચિત્ત જેમનાં તેમજ નવીન યૌવનને લાયક એવા વિવિધ પ્રકારના વિષયસુખને સેવતાં, વળી ગુરૂઆદિક પૂજ્યોના વિનયમાં હમ્મેશાં બહુ પ્રેમી, પરસ્પર વિરહદુ:ખથી રહિત અને બંધુવર્ગને નિરંતર આનંદ આપતા એવાં તે બન્ને સ્રીપુરૂષના દિવસો બહુ આનંદથી વ્યતીત થાય છે. એક દિવસ તે **ધનપતિ**વણિક્ પોતાના પ્રાસાદના ઉપરના ભાગમાં સુખશય્યામા પોતાની **વસુમતી**સ્રીની સાથે સુતો હતો.

બાદનિર્મલચંદ્રના કિરણોને લીધે અતિ ઉજ્વલ એવી રાત્રીના છેલ્લા પ્રહરે નિદ્રા દૂર થવાથી, બીચારી મુગ્ધા તે **વસુમતી** જાગ્રત થઇ; બાદ પોતાના પલંગમાં સુતેલો પરપુરૂષ

તેણીના જોવામાં આવ્યો કે; તરતજ તે ભયથી ચમકીઉઠી; અને એકદમ પવનથી હલાયેલી સુકોમલ તરૂલતાની માફક તે બહુ કંપવા લાગી, ત્યારબાદ ભયભીત હૃદયવડે તે વિચાર કરવા લાગી કે: તે મ્હારો પોતાનો પતિ ક્યાં ગયો હશે? તેમજ દુ:ખે કરીને પણ જેમા પ્રવેશ અશક્ય છે એવા આ ઘરની અંદર આ અન્ય પુરૂષ કેવી રીતે આવ્યો હશે? અથવા આ પાપીએ શું મ્હારા પ્રાણપ્રિયને મારી નાખ્યો હશે? કિંવા આ મ્હારો તે પ્રાણપતિજ હશે. પરંતુ મ્હને વિપરીત ભાસ થવાથી અન્ય પુરૂષના સરખો તે લાગે છે અથવા જરૂર આ મ્હારો સ્વામી નથી એ મ્હારો નિશ્ચય સત્યછે આ કોઇપણ દિવ્ય અનુકરણ કરનારો અપૂર્વ વિદ્યાધર દેખાય છે તેમજ પારકાગૃહમા પ્રવેશ કરીને આ પુરૂષ અત્યંત વિશ્વાસુ બની સુઈ ગયો છે. માટે જરૂર આમાં કાંઇપણ કારણ હોવું જોઇએ. કદાચિત્ કોઈ અન્યપુરૂષ હશે અથવા મ્હારો સ્વામી હશે તોપણ મ્હારે આ વખતે યથાસ્થિત આ બાબત મ્હારી સાસુને જણાવવી જોઇએ; વળી જો આ હકીકત કોઈપણ કારણને લીધે હું પોતાની સાસુને ન જણાવું તો જન્મપર્યંત મ્હારે માથે દુ:સહ એવું મ્હોટું કલંક આવીપડે. એમ વિચાર કરી તે બાલા એકદમ ઉપરના માળામાંથી નીચે ઉતરી અને પોતાની સાસુ **સુદર્શના** જ્યા સુતી હતી ત્યાં આવી, બાદ ધીમે સ્વરે તેને જાગ્રત્ કરી એટલે **સુદર્શના** બેઠી થઇને બોલી, હે વધુ? એકદમ ત્હારે અચિંત્ય અહી આવવાનુ શું કારણપડ્યું? પછી **વસુમતી**એ પોતાની યથાર્થખીના જણાવી. બાદ **સુદર્શના** બોલી અહીયાં અન્ય પુરૂષ આવી શકે તેવો સંભવ નથી. નિદ્રાને લીધે તને આ ભ્રમ થયોહોય તેમ મ્હને

લાગે છે. **વસુમતીએ** કહ્યુ કે; હે જનની ? આપને જો એવો વ્હેમ હોયતો તમે પોતેજ તેનો તપાસ કરો. આ પ્રમાણે **વસુમતિનુ** વચન સાભળી **સુદર્શના** એકદમ મ્હેડાઉપર ગઇ અને તેની પાસે જઇને જોયું તો નિર્ભય થઇ ભર નિદ્રામાં તે પુરૂષ સુતો હતો, **સુદર્શનાએ** જાણ્યું કે; આ મ્હારો પુત્ર નથી પરતુ કોઇ ઉદ્ધઠ આવીને ઘરમાં ઘુસી ગયો છે. અહો ? આ પાપી કેવો દુષ્ટ છે. પરદારાના સગમાં લુબ્ધ બનેલો આ કોઈ બદમાસ હોવો જોઇએ, એને આજે એના પોતાના અવિનયનુ ફલ ખરેખર મળવું જોઇએ. એમ વિચાર કરી સુદર્શનાએ એકદમ મ્હોટા નાદથી પોકાર કર્યો કે; અરે ? નગરવાસીલોકો ? ધોડજો ? ધોડજો ? ! અમ્હારા ઘરમા ચોરની માફક કોઇક જારપુરૂષ પેઠો છે.

એ પ્રમાણે **સુદર્શનાનો** પોકાર સાંભળી આસપાસના સર્વે લોકો એકદમ ચકિત થઇ, અરે ! એ લુચ્ચાને પકડો; પકડો; ધોડો, ધોડો, તે દુષ્ટ ક્યા ગયો ? ક્યા સતાઈ પેઠો છે ? એમ બોલતા સર્વે પરિજન લોકો પણ ત્યા આગળ એકઠા થઇ ગયા. જેમ જેમ આ વાત ફેલાતી ગઈ તેમ તેમ લોકો બહુજ એકઠા થયા. અરે ! આ શુ છે ? શા માટે આ કોલાહલ થઈ રહ્યો છે ? વિગેરે શબ્દોથી જાગ્રત થઈ **સમુદ્રદત્ત** શ્રેષ્ઠી પણ કહેવા લાગ્યો કે, હે પ્રિયે ! આ દુરંત આપત્તિમાં તું શાથી આવી પડી છે ? એવો બદમાશ કોણ છે ? જેથી તે આવી હેરાનગતિ કરી રહ્યો છે ? એમ તે **સમુદ્રદત્ત** બોલતો હતો તેટલામાં; એકદમ તે શયનમાં સુતેલો પુરૂષ પણ બેઠો થયો, અને સમગ્ર લોકોનો મહાન્ કોલાહલ સાંભળીને તેકહેવા લાગ્યો કે; હે માતા !

ત્હારો પરાજય કોણે કર્યો છે? જેથી આ પ્રમાણે તું બોલે છે? કોઇપણ દુષ્ટમતિ એવો અહીં દેખાતો નથી, જેથી તુ ઉદ્વિગ્ન થઇ આવા આલાપ કરે છે? એ પ્રમાણે તેનું વચન સાંભળી **સુદર્શના** બોલી તું કોણ છે? તું કોનો પુત્ર છે? હેપાપી? તું કોના ઘરની અંદર પેઠો છે? હે ધૃષ્ટ! મ્હને અંબા એ પ્રમાણે કહીને તુ શામાટે બોલાવે છે? ત્હારી જે મા હોય ત્હેને તુ મા કહી બોલાવ મુખ સંભાળીને જરા બોલ? શું જેમતેમ બોલતા ત્હને લજ્જા આવતી નથી? હેનિર્લજ્જ? અહીંયા મ્હારા પુત્રની શય્યામા તુ શામાટે આવીને સુતો છે? હેહતાશ? મ્હારો પુત્ર તો **ધનપતિ** છે. ત્હેને તું ક્યા મૂકી આવ્યો છે? અને તે હાલમાં કેવી સ્થિતિમાં છે? જલદી તું સત્ય વાત પ્રગટ કર?

એપ્રમાણે સુદર્શનાનાં નિષ્ઠુર વચન સાંભળી પોતાના હૃદયમા અતિ વિસ્મિત થયેલો તે પુરૂષ પોતાના શરીરને વાર વાર જોવા લાગ્યો; અને બહુ સમય સુધી અવલોકન કરી તે પુરૂષ; ત્યાંથી આકાશમાર્ગે ગમન કરવા માટે પોતાના હૃદયની અંદર જેટલામાં વિચાર કરે છે; તેટલામાં ઉત્તમ વિદ્યાનો બુડબુડ એ પ્રમાણે મુખની અંદર અવ્યક્ત શબ્દવડે જાપ કરતો હોયને શું? તેમ આકાશમાં ઉડયો કે તરતજ તે ફરીથી દેડકાની માફક પૃથ્વી ઉપર નીચે પડયો અને નષ્ટ થઇ છે ઉત્તમ વિદ્યા જેની એવો તે વિદ્યાધરનો કુમાર ક્ષણમાત્રમાં બહુ પામર અવસ્થામાં આવી પડયો. ત્યારબાદ તે પુરૂષની તેવી સ્થિતિ જોઈ **સુદર્શના** બોલી; હે પાપિષ્ઠ? કેમ તું બોલતો નથી? મ્હારા પુત્રની ત્હેં શી વ્યવસ્થા કરી છે?

**દિવ્યપુરૂષ.**

ખરેખર જે સત્યવાત હોય તે તું જલદી પ્રગટ કર ? એમ **સુદર્શનાએ** બહુ તિરસ્કારપૂર્વક ત્હેને કહ્યું તોપણ; તે વિદ્યાધરકુમાર નીચું મુખ કરી કંઇપણ બોલ્યો નહી; ત્યારે ત્યાં આવેલા સર્વલોકો અનેક પ્રકારના વિતર્ક કરી કહેવા લાગ્યા કે, આ પુરૂષ દ્રવ્યના લોભથી આ શેઠના ઘરમા ચોરી કરવા પેઠેલો છે વળી કેટલાક લોકો કહેછે કે; જો ચોર હોય તો તે આ **વસુમતિ**ના શયનપર આવીને શામાટે સુઇ રહે ? તેથી એમ સમજાય છે કે; પરસ્ત્રીમાં લપટ એવો આ પુરૂષ અહીં આવ્યો છે. તેમજ અન્ય લોકો કહે છે કે, જો આ જારપુરૂષ હોયતો; હેજનની ? એ પ્રમાણે કહી **સુદર્શના**ને તે શામાટે બોલાવે ? અને તે પ્રમાણે બોલવાથી જરૂર એમ જણાયછે કે; કૌતુકના કાર્યમાં પ્રીતિવાળા એવા કોઇક દેવ અથવા તો દાનવે આ **ધનપતિ**ને રૂપાતરમા લાવી મૂક્યો છે. વળી કેટલાક કહે છે કે, એમનહી પરતુ આ દુષ્ટાત્મા પિશાચની માફક આવા પ્રકારનું રૂપાંતર ધારણ કરી આપણને છેતરવા માટે અહી આવ્યો છે વળી અન્યલોકો કહેવા લાગ્યા કે; નહીં નહીં આ બધી તમ્હારી કલ્પનાઓ અસત્ય છે; પરંતુ ખરીવાત એ છે કે; **વસુમતિ**ના શીલની પરીક્ષા કરવા માટે આ કોઇ સાક્ષાત દેવ આવેલો છે. આ પ્રમાણે હેપ્રિયસખી**ધારિણી** ? અનેક પ્રકારના ભિન્ન ભિન્ન વિકલ્પકરી સર્વલોકો પોતપોતાની બુદ્ધિપ્રમાણે પરસ્પર બોલતા હતા, તેટલામા ત્યાં જે હકીકત બની તે તું સાભળ.

બાજુબંધ, હાર તથા કડાં વિગેરેથી વિરાજીત મનોહર
છે શરીર જેનું, તેમજ પોતાની સુદર

**સુમંગલનું વૃત્તાંત.** કાંતિવડે દિશાઓને ઉજ્વલ કરતો એવો એક દેવ ત્યાં એકદમ પ્રગટ થયો. અને તે બોલ્યો કે; હે ભદ્રિકજનો ? આ અતિ દુષ્ટજનનું વૃત્તાંત તમે સાંભળો. એની ખરી હકીકત જાણ્યાવિના તમે અસત્ય કલ્પનાઓ શામાટે કરોછો ? અને તેમ નકામો કાલક્ષેપ કરવાથી શું ફલ છે ? બહુ પાપકારી એવો આ **સુમંગલ**નામે વિદ્યાધર છે. એણે બહુ ઉત્તમ પ્રકારની વિદ્યાઓ સિદ્ધ કરી હતી, તેમજ દરેક વિદ્યાધરોના નગરોમાં એની બહુજ પ્રસિદ્ધિ છે. હવે એક દિવસ યૌવનમદના આવેશથી આ વિદ્યાધર નભોગામિની વિદ્યાવડે પોતાનાં અલીઠ નગરોમાં ફરતો ફરતો અહીંયાં આ નગરમાંઆવ્યો: કેવળ યૌવનથીજ આ વિદ્યાધર ઉન્મત્ત નહોતો પરંતુ વિદ્યાબળ તથા સ્વામીત્વ વિગેરેના પ્રભાવથી પણ બહુ ગર્વિષ્ઠ થયેલો હતો; તોપછી એનાઅવિનયનું શું કહેવું ?શાસ્ત્રમાં કહ્યુંછેકે;-

यौवनं धनसंपत्तिः, प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय. किमु यत्र चतुष्टयम् ॥१॥

અર્થ—" અહો ? યૌવનરૂપી ચત્વરમાં ભ્રમણ કરતો પુરૂષ ક્યા અનર્થને સ્વાધીન નથીથતો ? તેમજ ધનસંપત્તિનો ગર્વ પણ તેવોજ અનર્થકારક કહેલોછે. વળી પોતાના પરાક્રમવડે જેમને સ્વામીત્વનો અધિકાર મળ્યો હોય છે તે; અને વિવેકરહિતપણું પણ કેવલ અનર્થદાયકજ કહેલું છે. આ ઉપરથી અહીં એટલું સમજવાનું છે કે; યૌવન, દ્રવ્યવૈભવ, સ્વામીત્વ અને અવિવેકપણું એ ચારેમાંથી એકેક હોય તોપણ બહુ અનર્થદાયક થાય તો; જેની અંદર આ ચારે રહેલાં હોય તેનીતો વાતજ શી કરવી ? " આ વિદ્યાધરતો દરેક

બાબતમાં સંપૂર્ણ છે. તો પછી એની ઉદ્ધતાઈનું શું કહેવું? હવે એક દિવસ આ દુરાત્મા નગરના ઉપરિભાગમાં રહી નગર ચર્ચા જોતો હતો; તેવામાં આ **વસુમતી** સ્નાનકરી તરતજ સ્વચ્છ વસ્ત્રાદિક પ્હેરી હવેલીની અગાશીમા બેઠી હતી તે; આકાશમાં રહેલા એવા આ દુષ્ટવિદ્યાધરની નજરે પડી: બાદ પોતાના મનમાં દીર્ઘકાલ સુધી આ વિચાર કરવા લાગ્યો કે; અહો? આ સુંદરીનું અદ્ભુત રૂપ લાવણ્ય વિધિએ નિર્માણ કર્યું છે. એમ ધ્યાન કરતાં એનું હૃદય ક્ષણ માત્રમાં ક્ષુભિત થઇ ગયું, તેથી એ વિદ્યાધર પોતાની વિદ્યાવડે **ધનપતિનું** સ્વરૂપ ધારણ કરી આ ઘરની ઉપર ઉતર્યો પછી **વસુમતી** પણ આ દૈવકપટને કંઇ સમજી નહીં જેથી એને પોતાનો પ્રાણપતિ જાણીને એની સાથે તેણીએ ભોગવિલાસ કર્યો; બાદ વિષયભોગમાં આનંદિત છે હૃદય જેનું એવો આ દુરાત્મા વિચાર કરવા લાગ્યો કે; **ધનપતિના** સ્વરૂપમાં રહીને હું અહીં રહીશ તેમજ એમ કરવાથી આ સર્વલોકો મ્હને ઓળખી શકશે નહીં અને વળી આ મૃગાક્ષીની સાથે હમ્મેશાં હું બહુ આનંદથી વિષયસુખ ભોગવીશ. પરમ સૌભાગ્યના ખજાનારૂપ આ યુવતિનો સમાગમ થયો છે તો; હવે મ્હારે વિદ્યાધરીઓ કિંવા અન્ય યુવતિઓનું શું કામ છે? બસ આ સુંદરીનો સંયોગ મ્હને બહુ સુખદાયક છે એમ વિચાર કરી આ દુરાત્માએ **ધનપતિનો** અહીથી અપહાર કર્યો અને **ભરતક્ષેત્રમાં** રહેલી **અયોધ્યાનગરીમાં** ત્હેને મૂકી દીધો; પછી તે અહીં આવી **વસુમતીની** સાથે વિષયસુખમાં આસક્ત થઇને પોતાની વિદ્યાવડે **ધનપતિનું** સ્વરૂપ ધારણ કરી પોતાનું સ્વરૂપ પલટાવીને હમ્મેશાં અહીં રહે છે.

હવે તે **ધનપતિ** વણિક્‌પણ અયોધ્યાનગરીમાં ગયા-
**ધનપતિ વણિક્.**
બાદ પામર અવસ્થામાં રહીને તે અપૂર્વ નગરીનો દેખાવ જોઇ વિસ્મિત થઇ વિચાર કરવા લાગ્યો કે; આ ઉત્તમ વૈભવવાળી નગરી કઇ છે? અને તે **મેખલાવતી** નગરી ક્યાં ગઇ? આશું કોઇ દુરાત્માએ મ્હારો અપહાર કર્યો? કિંવા શું મ્હને આ સ્વપ્ન આવ્યું? એમ વિચાર કરતો તે નગરીના બહારના પ્રદેશમા ફરતો હતો, તેટલામાં ત્યાં આગળ ઉત્તમ પ્રકારના સુગંધિત પુષ્પ અને ગાઢ છાયાવાળા વૃક્ષોથી સુશોભિત એવા એક મનોહર ઉદ્યાનમાં શ્રીકેવલીભગવાન્‌ પધાર્યા હતાઃ તે ત્હેના જોવામા આવ્યા; વળી શ્રીકેવલીભગવાનનોજન્મ **શ્રીઋષભદેવ** ભગવાનના પવિત્ર વંશમાં થયેલો હતો. જેમની ઉજ્વલ કીર્ત્તિનો પ્રભાવ ત્રણે લોકમાં પ્રસાર થયેલો છે. એવા **શ્રીદંડવિરત** નામે તે રાજર્ષિને જોઈ **ધનપતિ**વણિક્‌ બહુ સંતુષ્ટથયો અને ત્રણ પ્રદક્ષિણાદઈ તેમના ચરણકમલમાં પ્રણામ કરી ઉચિત સ્થાનમાં તે બેઠો અહો? જ્ઞાનિમહાત્માઓનું દર્શન અપૂર્વઆનંદઆપે છે, તેમજ અન્યત્ર પણ કહ્યું છે કે,—

आस्तां तावद्दिगन्तप्रथितसुयशसां संगतिः सज्जनानां,
तैः सार्द्धं वैरयोगोऽप्यतिशयमहतीमुन्नतिं संतनोति ॥
लोके कस्यागमिष्यत् श्रुतिपथमवपुर्वक्रशेषोऽपिराहु-
स्त्रैलोक्यख्यातधाम्नोर्यदि रविशशिनोर्वैरतां नाकरिष्यत्॥१॥

અર્થ—"જેમની ઉજ્વલ કીર્ત્તિ દિગંતોમાં પ્રસરી રહી છે એવા સજ્જન પુરૂષોની સંગતિ તો દૂરરહી, પરંતુ તેમની

સાથે વૈરયોગ થયો હોય તોપણ તે વૈરભાવ અતિશય મ્હોટી ઉન્નતિને વિસ્તારે છે. જેમકે, જેના શરીરનો સર્વદા અભાવ છે અને મસ્તક માત્રથી ઓળખાતા એવા રાહુએ ત્રણેલોકમાં વિખ્યાત તેજવાળા ચંદ્ર અને સૂર્યની સાથે કદાચિત્ વૈરપણું ન કર્યું હોત તો તે કોને શ્રવણગોચર થઈ શકત ? અર્થાત્ મહાત્માઓની સાથે વૈરતાથી થએલો સમાગમ પણ શ્રેષ્ઠ ગણેલો છે, તો ભાવપૂર્વક તેમના દર્શન કરવાની તો વાતજ શી કરવી ?" માટે **ધનપતિ** વણિક્ શ્રીકેવલી ભગવાનના દર્શનથી પ્રમુદિત થઈ તેમના મુખારવિંદનુ ધ્યાન કરી એક દૃષ્ટિએ બેઠો.

**દંડવિરત કેવલી.**

બાદ શ્રીદંડવિરત કેવલીભગવાને વૈરાગજનક ધર્મ દેશનાનો પ્રારંભકર્યો હે ભવ્યલોકો ? આ સંસારસાગરમા અતિ દુર્લભ એવો મનુષ્ય ભવપામીને તમે શ્રીજીનેંદ્ર ભગવાને કહેલા સમ્યક્ત્વધર્મમાં ઉદ્યુક્ત થાઓ જેથી આ ભવાટવીમાં વારંવાર તમ્હારે પરિભ્રમણ કરવું પડે નહીં. હમ્મેશા દરેક મનુષ્યોએ ધર્મારાધનકરવું, ધર્મવિનાનો માનવભવ વૃથાછે શાસ્રમાં પણ કહ્યુંછેકે,—

निर्दन्तः करटी हयोगतजवश्चन्द्रं विनाशर्वरी,
निर्गन्धं कुसुमं सरोगतजलं छायाविहीनस्तरुः ।
रूपं निर्लवणं सुतोगतगुणश्चारित्रहीनोयति-
र्निर्देवं भवनं न राजति तथा धर्मं विना मानवः ॥१॥

અર્થ—" દાંત વિનાનો હાથી, શીઘ્રગતિ વિનાનો ઘોડો, ચંદ્રવિનાની રાત્રી, સુગંધ વિનાનાં પુષ્પો, જલવિનાનું સ-

રોવર, છાયા વિનાનાં વૃક્ષો, લાવણ્ય વિનાનું રૂપ, ગુણ વિનાનો પુત્ર, ચારિત્રથી ભ્રષ્ટ થયેલો યતિ અને દેવ વિનાનું મંદિર જેમ શોભતું નથી; તેમ ધર્મવિનાનો આ માનવભવ શોભતો નથી. માટે હે સજ્જનો ? તમે કુપથનો ત્યાગ કરો અને સન્માર્ગમાં પ્રવૃત થાઓ." આ પ્રમાણે ધર્મદેશનાનો પ્રસંગ ચાલતો હતો તેવામાં યોગ્ય સમય જાણીને ધનપતિએ પ્રભુને પ્રણામ કરી કહ્યુ કે; હે ભગવન્ ? અહીંયાં મ્હને કોણલાવ્યો? અને આ ક્ષેત્રનું નામ શું ? તેમજ આ નગરીનું નામ શું ? તે આપ કૃપા કરીને મ્હને કહો એ પ્રમાણે તેના પુછવાથી શ્રીકેવલીભગવાને પ્રથમ જે વૃત્તાંત કહ્યું; તે સર્વ તે સમયે વિસ્તારપૂર્વક કહી સંભળાવ્યું બાદ ધનપતિ વણિક પોતાનું અસમંજસ વૃત્તાંત જાણી બહુ શોકાતુર થઈ ગયો અને ચિંતા કરવા લાગ્યો કે, મ્હારાં માતા, પિતા, ભાર્યા અને બંધુઓથી હું વિયુક્ત થયો, કુટુંબ પરિવારનો હું ઉપયોગી રહ્યો નહીં. હવે અહીં મ્હારે શું કરવું ? એમ ચિંતાતુર થઇ ઉદાસીની માફક બેઠેલો તેને જોઈ શ્રીકેવલીભગવાન્ બોલ્યા. હે ભદ્ર ? આ સંસારની સ્થિતિ આવા પ્રકારનીજ હોય છે, એમ સમજી ત્હારે કંઇપણ શોક કરવો નહીં, વળી હે સુભગ ? આ સંસારની સ્થિતિ એવી છે કે; જેની અંદર ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટની પ્રાપ્તિ થયા કરે છે. હે ભદ્ર ? આ અસાર સંસારમાં નિવાસ કરતા ઘણા મૂઢ પ્રાણિઓ વિષયસુખમા લુબ્ધ થાય છે. જેથી તેઓના સંયોગ અને વિયોગ અનંતવાર થયા કરે છે. વસ્તુતઃ વિચાર કરીએ તો જે કંઇ દુઃખ થાય છે તે પોતાના દુષ્કર્મને લીધેજ થાય છે. વળી બાહ્યઅર્થમાં બાકીનું સર્વ નિમિત્તમાત્રજ ગણાય છે. માટે તે વિદ્યાધરે મ્હારૂં કંઈપણ

બગાડયું નથી અને આ દુઃખ પણ તેણે કર્યુ નથી એમ ત્હારે સત્યપણે સમજવું; પરંતુ જે કંઈ થયું તે મ્હારા પોતાના કર્મથીજ થયુ છે એ પ્રમાણે પોતાના હૃદયમાં તું સમજ. વળી કોઇક મનુષ્ય કુતરાને પથરો મારે છે, તો તે અજ્ઞાની કુતરો તે પાષાણને બચકુ ભરવા દોટમારે છે, અને સિંહને કોઇ બાણમારેતો તે બાણની તરફ લક્ષ્ય નહીં કરતો બાણ ફેંકનાર પુરૂષ તરફ દૃષ્ટિ કરે છે. માટે આપણે સુખ કે; દુઃખ તરફ દૃષ્ટિ કરી સુખદુ.ખ માનવાનું નથી, કિંતુ તેના કારણભૂત કર્મ તરફ લક્ષ્ય આપની જરૂર છે. જેથી અન્ય ઉપર રાગદ્વેષ થાય નહીં અને પોતાના આત્માનું અકલ્યાણ પણ થાય નહીં. માટે હે ભદ્ર ? શ્રીજીનેદ્રભગવાનની આજ્ઞા માની તું પોતાના કર્મનો ઉચ્છેદ કરવામા તત્પર થા અને તેમ કરવાથી ત્હારા કર્મનો વિલય થશે એટલે આવા દુઃખનો તું ભોગી થઈશ નહી એ પ્રમાણે શ્રીકેવલી ભગવાનનું વચન સાંભળી તે **ધનપતિ** વણિક સમજી ગયો કે; આ સંસારવાસ પ્રાણિઓને દુંખદાયક થાય છે. મનુષ્ય ભવ પામીને આત્મ સાધનમા ઉદ્યુક્ત થવું એજ માનવજાતિનુ મુખ્ય કર્ત્તવ્ય છે. એમ પ્રતિબોધ પામી પોતે વિનયપૂર્વક કહેવા લાગ્યો કે, હે ભગવન્ ? હું આપની આજ્ઞા માગુ છું કે; સંસારના ભયને ઉચ્છેદ કરનારી એવી મુનિ દીક્ષા આપ મ્હને આપો. ત્યારબાદ મુનિએ પણ તેનો ભાવ જાણી તેજ વખતે ત્હેને સર્વપાપરૂપ મળને દૂર કરવામાં પ્રબળ એવી મુનિ દીક્ષા આપી.

શ્રમણદીક્ષા લીધા બાદ તે **ધનપતિ**મુનિ સર્વ સાધુ ગુણોમાં સારી રીતે પ્રવીણ થયા; અને નિરવદ્ય ચા-

**ચંદ્રાર્જુન દેવ.**

રિત્ર પાલવા લાગ્યા. તેમજ ત્રિશલાખપૂર્વ વર્ષ ઉગ્ર તપશ્ચર્યા કર્યાબાદ ત્રણમાસનું અનશનવ્રત ગ્રહણ કરીને તેમણે સ્વ-દેહનો ત્યાગ કર્યો. પછી તે ઈશાનદેવલોકમાં અનેક અપ્સરાઓનોગણુ જેમાં વિલાસ કરે છે એવા **ચંદ્રાર્જુન** નામે વિમાનમાં **ચંદ્રાર્જુન** નામે દેવપણે ઉત્પન્ન થયો. ત્યારબાદ અવધિ જ્ઞાનવડે તેજ હું પોતે સમગ્ર પોતાનુ વૃત્તાંત જાણીને હે ભદ્રિક લોકો ? આ નગરીમાં આવ્યો છુ પોતાનું સ્વરૂપ પલટાવીને **ધનપતિનું** સ્વરૂપ ધારણ કરી આ દુરાત્મા વિદ્યાધર અહીં આવી **વસુમતીના** કંઠનુ આલિંગન કરી તેની શય્યામાં નિર્ભયપણે સુતો છે તે મ્હારા જોવામાં આવ્યો; તેથી મ્હને બહુ ક્રોધ ભરાઇ આવ્યો, જેથી મ્હેં વિચાર કર્યો, મ્હારી સ્ત્રી સાથે સુતેલા આ દુષ્ટને હું મારી નાખું અથવા મ્હારા માતાપિતાને તેમજ સમગ્ર નગરીના લોકોને આ દુરાત્માનુ દુષ્ટ ચરિત્ર જણાવીને પછી હું ત્હેને યથાયોગ્ય શિક્ષા કરીશ. એમ વિચાર કરી આ દુષ્ટની સર્વવિદ્યાઓનો પ્રથમ મ્હેં અપહાર કર્યો. તેથી તે પાપી પોતાના મૂળસ્વરૂપમાં આવી રહ્યો છે અર્થાત્ તેની વિદ્યાનો ચમત્કાર સર્વ નષ્ટ થયો છે. પછી **વસુમતી** ભરનિદ્રામાં સુતી હતી તેને નિદ્રામાથી મ્હેં જાગ્રત્ કરી તેથી તણીએ જાણ્યું કે; અરે ? આ મ્હારી સાથે કોણ સુતો છે ? આ મ્હારો પ્રાણપતિ નથી. આ તો કોઈ અન્ય પુરૂષ છે. એમ નિશ્ચય કરી તે પોતાની સાસુ પાસે ગઈ અને આ સર્વ વાર્ત્તા તેણીની આગળ તેણીએ નિવેદન કરી ત્યારબાદ **સુદર્શનાએ** આ દુષ્ટને જોઇ બહુ કોલાહલ કર્યો એટલે આ-દુરાત્મા પણ જાગી ઉઠયો, અને તેણે **સુદર્શનાને** “જનની”

એ પ્રમાણે કહીને બોલાવી પછી તે સુદર્શનાનું નિષ્ઠુર વચન સાંભળીને તે દુરાત્માએ પોતાના સ્વરૂપ સ્હામું જોયું તો, પૂર્વસ્વરૂપને પ્રાપ્ત થયેલા પોતાના દેહને જોઇ આ વિદ્યાધર પોતાના હૃદયમાં બહુ આશ્ચર્ય પામ્યો કે, આજે મ્હારી વિદ્યાનો પ્રભાવ કોણે હરણ કર્યો ! જેથી આ પ્રકારની દુર્દશામાં હું આવી પડયો ? એમ વિચાર કરી અહીંથી ઉપડી જવાની એણે તૈયારી કરી અને તરતજ ઉત્તમ એવી **નભોગામિની** નામે પોતાની વિદ્યાનું એણે સ્મરણ કર્યું. પરંતુ એની સર્વવિદ્યાઓનો પ્રથમથીજ મ્હેં અપહાર કર્યો હતો તેથી આ અહીંથી ઉડી શકયો નહીં; ત્યારે એણે જાણ્યુ કે; મ્હારી ઉપર કોઇક કુપિત થયો છે, અને જરૂર મ્હારી વિદ્યાઓનો તેણેજ અપહાર કર્યો છે તેથીજ હુ મૂળસ્વરૂપમાં આવી ગયો છું. આકાશમાર્ગે ચાલવાને હવે મ્હારી શક્તિ બંધ પડી છે. એમ વિચાર કરતો આ વિદ્યાધર રંક અવસ્થાને પ્રાપ્ત થયો છે અને મૌનમુખે બેસી રહ્યો છે

**સમુદ્રદત્તશ્રેષ્ઠી.**

એ પ્રમાણે હેપ્રિયસખીધારિણી ? તે દેવતાનું વચન સાંભળી **સમુદ્રદત્તશ્રેષ્ઠી** અને તેની સ્ત્રી **સુદર્શના** એ બન્નેનાં હૃદય પુત્રના વિયોગ દુઃખથી ભરાઇ આવ્યાં, અને તે બન્ને જણ તે દેવને આલિંગન કરી લાંબા સ્વરે રૂદન કરવા લાગ્યાં. તેમજ પુત્રના દુઃખથી બહુજ દીન મુખે વિલાપ કરવા લાગ્યાં. તેવા દયાજનક અને સ્નેહ ભરેલા તેમના વિલાપ સાભલીને ત્યાં આગળ આવેલા અન્ય સર્વે નાગરિક લોકો પણ બહુ રૂદન કરવા લાગ્યા; તેવી રીતે તેઓએ પુત્ર વિયોગના લીધે કલ્પાંત કરી મૂકયો કે; પક્ષી સરખાંઓ પણ

મૌનમુદ્રાએ સ્થિર થઈ ગયાં. તેમજ ત્યાં રહેલા સર્વ લોકોના રૂદનનો શબ્દ સાભળી નગરના અન્ય સર્વ લોકો પણ બાલ અને વૃદ્ધ સહિત **સમુદ્રદત્ત** શ્રેષ્ઠીને ઘેર આવ્યા અને પરસ્પર તેઓ વાર્તાલાપ કરવા લાગ્યા કે; આ દુરાત્માએ બહુ સાહસ કર્યું. એ પ્રમાણે તે દુષ્ટનું સર્વવૃત્તાંત સાંભળીને નગરની નારીઓ **સુમંગલ**ને બહુજ તિરસ્કારપૂર્વક કહેવા લાગી કે; આ પાપીના મસ્તકપર અકસ્માત્ વિદ્યુતપાત થવો જોઇએ. કિંવા આ પાપીષ્ઠ સુતોને સુતો મરી જવો જોઇએ, કારણકે; જે આ પાપીએ નિર્દોષ છતા પણ **ધનપતિ**નો અપહાર કરી બહુજ અકૃત્ય કરેલું છે. હા ? દુષ્ટ ? સુંદર રૂપવાળી વિદ્યાધરીઓ શું ત્હને ન મળી ? જેથી ધર્મશીલ એવી આ **વસુમતી**ના શીલવ્રતનું ત્હેં ખંડન કર્યું ? માટે હે પાપિષ્ઠ ? અનાર્ય કાર્યમાં રક્ત થયેલા એવા હે નિર્લજ્જ ? તું હવે પોતાના દુષ્કૃત્યને લાયક ઉભયલોકમાં બહુ દુઃખદાયક એવા કડવા ફ્લને ભોગવ ? વળી આ દુષ્ટનું નામ **સુમંગલ** રાખેલું છે, પરંતુ એનું ચરિત્ર તો બહુજ દુષ્ટ છે, માટે એનું નામ **અમંગલ** ઉચિત છે. કારણકે; **અમંગલ** શિવાય આવું અકૃત્ય કોઇ કરી શકે નહી. એ પ્રમાણે કર્ણકટુ એવાં અસભ્ય વચનો વડે તે લોકોએ ત્હેનો બહુ પ્રકારે તિરસ્કાર કર્યો બાદ તે બીચારો મુડદાલ બની મૌન મુખે નીચું જોઇ બેસી રહ્યો ત્યારબાદ તે દેવતાએ ત્યાં રૂદન કરતાં એવાં પોતાનાં માતાપિતાને બહુ ઉપદેશ આપીને શાંત કર્યાં, પછી તેઓ રૂદન કરતાં બંધ રહ્યાં અને કંઇક શાંત થયાં.

ત્યારબાદ સ્થુલ અશ્રુધારાને વહન કરતી **વસુમતી** અનન્ય શોકને સ્વાધીન થઇ પડી લોકોએ બહુ

**સુધર્મસૂરીશ્વર.** સમઝાવી છતા કોઇપણ રીતે તે શાંત થઇ નહીં. ત્યારે તે દેવતાએ કહ્યું કે; હેભદ્રે ? **વસુમતિ** ? હવે બહુશોક કરવાથી આત્મકલ્યાણ થાય તેમ ત્હારે માનવું નહીં. કારણકે, આર્ત્તધ્યાન કરવાથી ઉલટું આત્માનું અહિત થાયછે એમ સમજી હવે તુંવિલાપ કરવા છોડી દે ? અને હવે ત્હારા હૃદયની શી ઉત્કંઠા છે ? તે તું જલદી જણાવ ? તે સાભળી લજ્જાને લીધે નીચું છે મુખ જેનું એવી તે **વસુમતી** બોલી; હે સ્વામિન્ ? આપ જે પ્રમાણે આજ્ઞા કરો તે પ્રમાણે વર્ત્તવાને હું તૈયાર છુ. હે પ્રાણનાથ ? આપનીઆજ્ઞા એજ મ્હારી ઇચ્છા છે શાસ્ત્રમાં પણકહ્યુછે કે,—

पतिरेव परं हि दैवतं, तदनुज्ञैव सदा विधीयते ।
पतिसेवनतत्परा सती, शिवसौख्यैकपरायणा भवेत् ॥१॥

અર્થ—"આ દુનીયામા ધર્મચારિણી સ્ત્રીઓને પોતાનો પતિ એજ ઉત્તમોત્તમ દેવ છે, તેમજ તેની આજ્ઞામાં રહીને સતીસ્ત્રીઓ હમ્મેશા ધર્મપ્રવૃત્તિઓને પ્રેમથીસ્વીકારે છે. વળી તેઓ નિરતર પોતાના પતિની સેવામાં જ તત્પર રહે છે; એ પ્રમાણે નિરતર વર્ત્તવાથી સતીયોનું શીલવ્રત અખંડિત રહે છે અને છેવટે શિવસુખ પણ તેઓને પ્રાપ્ત થાય છે."માટે હેસ્વામિન્ ?જેથી મ્હારૂં કલ્યાણથાયતેવોહિતમાર્ગ આપ મ્હને બતાવો.

ત્યારબાદ તે દેવે કહ્યું કે, હે સુદરિ ? જો ત્હારી એવી ઇચ્છા હોય તો તું સમગ્રપાપને શુદ્ધ કરનારી એવી મુનિ દીક્ષાને ગ્રહણ કર ? અને કર્મરૂપી મ્હોટા કંદને ઉચ્છેદ કરવામાં કોદાળા સમાન, શ્રીજીનેંદ્રભગવાને કહેલા શુદ્ધધર્મનું પાલન

કર ? વળી હે સુદતિ ? જો કે; ત્હેં અજાણતાં આ શીલખંડનનું પાપ આચરેલું છે, તેમ છતાં પણ આ ત્હારા પાપરૂપી રોગને નિર્મૂલ કરવામા દીક્ષા એ પરમ ઔષધરૂપ થાઓ ? તે પ્રમાણે સાભળીને **વસુમતી**એ પણ દેવવચનને બહુ માન્ય કર્યું. પછી પોતાના બંધુવર્ગની તેણીએ આજ્ઞા માગી એટલે તેઓએ પણ સમતિ આપી અને તેજ નગરીમા **સુધર્મ** નામે સૂરીશ્વરની **ચંદ્રયશા** નામે મહત્તરિકા એટલે મુખ્ય શિષ્યા હતી; જેના ચરણકમલની સેવામાં અનેક સાધ્વીઓના સમુદાય રહેતા હતા, તે ગુરૂણીની પાસમા તે દેવ પોતેજ મ્હોટી વિભૂતિ સાથે **વસુમતીને** લઇ ગયો બાદ તે **ચંદ્રયશા** સાધ્વીએ આગમોક્ત વિધિ પ્રમાણેતેણીને દીક્ષાઆપી.

હવે તે દેવ **સુમંગલ** વિદ્યાધરની ઉપર બહુ કોપાયમાન થયો હતો, પરંતુ તેના મુખની દીનતા જોઇને તેના હૃદયમા દયા આવી, તેથી તે બીચારાને તેણે માર્યો નહીં, પરંતુ માનુષોત્તર પર્વતથી પણ આગળ ઉપર ઘણો દૂર લઈ જઈને તેને ત્યા છોડી મૂકયો. ત્યારબાદ તે **ચંદ્રાર્જુન** દેવ પણ ઝડપથી પોતાના વિમાનમાં ચાલ્યો ગયો

**વસુમતીસાધ્વી.**

દીક્ષા ગ્રહણ કર્યાબાદ **વસુમતી** સાધ્વી પણ સમિતી અને ગુપ્તિ પાલવામાં નિરંતર સમ્યક્ પ્રકારે ઉપયોગ રાખવા લાગી. સ્વાધ્યાય ધ્યાનમા હમ્મેશાં તત્પર અને વિનય કરવામાં બહુજ ઉદ્યુક્ત થઇ. અનુક્રમે બહુ પૂર્વ લાખ વર્ષ સુધી શ્રમણ દીક્ષા પાળીને અંતે વિધિપૂર્વક સંલેખનાવડે પોતાના દેહને તેણેક્ષીણ કર્યો, પરંતુ અનુરાગના વશથી પોતાના

હૃદયમાં તે દેવનું ધ્યાન કરતી એવી તે **વસુમતી**સાધ્વીએ અનશનવ્રત ગ્રહણ કરીને પોતાના શરીરનો ત્યાગ કર્યો; અને તેવા પ્રકારના ધ્યાનબળથી તે બીજા **ઇશાનકલ્પમાં ચંદ્રાર્જુન** નામે દીવ્ય વિમાનમાં **ચંદ્રાર્જુન** દેવની **ચંદ્રપ્રભા** નામે મુખ્યદેવીપણે ઉત્પન્ન થઇ શ્રીમદ્ ધનેશ્વર મુનિવરે રચેલી, ઉત્તમ બોધદાયક એવી ગાથાઓના સમૂહવડે સુંદર, તેમજ રાગરૂપી અગ્નિ અને દ્વેષરૂપી વિષધરને હરવામાં જલ અને મંત્ર સમાન સુરસુંદરી નામે કથાને વિષે **વસુમતીને** સુરલોકની પ્રાપ્તિ નામે આછઠ્ઠોપરિચ્છેદ સમાપ્તથયો.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्रस्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्यपूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्धवक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरिकृतगुर्जरभाषानुवादे वसुमतीसुरलोकप्राप्तिनाम षष्ठपरिच्छेदः समाप्तः



## ॥ अथसप्तमपरिच्छेदः ॥

ચંદ્રપ્રભા.

ચંદ્રપ્રભા દેવી પૂર્વ જન્મના સ્નેહથી પ્રાપ્ત થયેલા ચંદ્રાર્જુનદેવની સાથે ગાઢ અનુરાગિણી થઇને અનેક પ્રકારનાં દેવલોકનાં સુખ ભોગવવા લાગી. એમ અધિકાધિક તે દેવની સાથે દિવ્ય સુખવિલાસ કરતા ચંદ્રપ્રભાદેવીનો ઘણુ સમય વ્યતીત થયો. ત્યારબાદ કોઈ એક દિવસ ચંદ્રપ્રભા દેવી પોતાના સ્વામીનુ શરીર કાંતિહીન જોઇને ઘણુ ભયભીત થઇ ગઈ, અને તે દેવને કહેવા લાગી કે; હેસ્વામિન્? મહાન્ દુ:ખથી પીડાયેલાની માફક તમે આટલા બધા શંકિતમનવાળા કેમ દેખાઓ છો? તેમજ હે પ્રિયતમ? હાલમાં તમ્હારૂં શરીર રૂધિર રહિત કંગાલની માફક દુર્દશાને શાથી પામ્યું છે? વળી તમારા મસ્તકમાં ગુંથેલાં સુગંધિત પુષ્પો અકસ્માત્ કેમ સુકાવા લાગ્યાં છે? હે નાથ? આપના શરીરે ધારણ કરેલા નિર્મળ વસ્ત્રો હાલમાં શ્યામ વર્ણવાળાં કેમ દેખાય છે? આપની દૃષ્ટિ સ્થિર રહેતી નથી તેનું શું કારણ? વળી હાલમાં ભોગવિલાસ પર આપની અરૂચી કેમ દેખાય છે? તેમજ તમે વારંવાર પોતાના અંગનેઆટલું બધું શામાટે મરડો છો? હે સ્વામિન્? આપનું સત્ય સ્વરૂપ મ્હને કહો.

ચંદ્રાર્જુન દેવ.

પોતાની સ્રીના પૂછેલાપ્રશ્નો ધ્યાનમાં લઈ ચંદ્રાર્જુનદેવ બોલ્યો. હે સુંદરી? જે તું પુછે છે તે શું તું નથી જાણતી? જેથી આ પ્રમાણે તું મ્હને પુછે છે? હે સુતનુ?, દેવતાઓ જ્યારે પોતાના વિમાનમાંથી

ચવે છે ત્યારે આગળથી આવાં ચિન્હો પ્રગટ થાય છે. માટે મ્હારે પણ ચ્યવન (મરણ) નો સમય હવે નજીકમાં આવ્યો છે, એ પ્રમાણે બહુ પ્રિય એવા પોતાના સ્વામીનું વચન સાંભળીને **ચંદ્રપ્રભા** દેવી અસહ્ય એવા મહાશોકમા આવી પડી અને તે નરક સમાન દુઃખને અનુભવવા લાગી, ત્યારબાદ અન્ય કોઇપણ દિવસે **ચંદ્રાર્જુન** દેવ પોતાનું આયુષ પૂર્ણ કરી તે દેવીના જોતજોતામાં પ્રચંડ પવનથી હણાયેલા દીવાની માફક અદૃષ્ટ થઈ ગયો. પછી **ચંદ્રપ્રભા** દેવી પોતાના સ્વામીનું ચ્યવન જોઇને અત્યંત દુખના આઘાતથી મૂર્છિત થઇ ગઈ. કેટલોક સમય વ્યતીત થતાં મૂર્છા ઉતરી ગઇ એટલે તે દેવી કરૂણ સ્વરવડે વલાપ કરવા લાગી.

**ચંદ્રપ્રભાનો વિલાપ.**

હા! નાથ? હા? પ્રાણવલ્લભ? મ્હને એકલી મૂકીને આપ ક્યાં ગયા? હે દેવ? હે પ્રિયપતિ? તમ્હારા વિના હવે હું કોના શરણે જાઉં? હે નાથ? મ્હારાવિના આપ ક્ષણમાત્ર કિંવા લેશમાત્ર પણ રહી શકતા નહોતા, છતાં નેત્રને આનંદ આપનાર એવા હે સ્વામિન? મ્હને અહીં મૂકીને આપ ક્યાં ચાલ્યા ગયા? હે દેવ? તમેજ મ્હારૂં શરણ છો. તમેજ સ્વામી અને તમેજ મ્હારૂ જીવિત છો. હે સ્વામિન્? તમને છોડીને "આપ કહો" હાલમાં હું ક્યાં જાઉં? હા પ્રિયવલ્લભ? મ્હને અનાથને એકલી અહીં રખડતી મૂકીને તમે ક્યાં ગયા? હે સ્વામિન્? આપે જ્યારે મ્હને ત્યજી દીધી તો પછી હાલમાં અન્ય મ્હારૂં કોણ શરણ? હે નાથ! હજારો દેવોથી સુશોભિત અને મનોહર એવો આ દેવલોક તેનો તેજ છે, પરંતુ તમ્હારા વિના આ સર્વ મ્હને

હાલમાં નરક સમાન ભાસે છે. વળી હે નાથ ! સુવર્ણ અને મણિરત્નોથી વ્યાપ્ત એવું આ સુંદર વિમાનપણ તેનું તેજ છે, પરંતુ આપના અભાવને લીધે વડીયાળના ઘરની માફક શૂન્ય લાગે છે. હે નાથ ! પ્રિય વચન બોલીને આનંદ આપતો અને વિનય કરવામાં બહુજ દક્ષ એવો આ ભૃત્યવર્ગપણ આપના વિરહને લીધે મ્હને પરમાધામી દેવ સમાન અપ્રિયાય લાગે છે, હે પ્રાણવલ્લભ ? પુંનાગ, નાગકેસર, ચંપક, નમેરૂ અને મંદાર વિગેરે દિવ્ય વૃક્ષોથી વિભૂષિત અને રમણીય એવો આ ઉદ્યાનપણ આપના સમાગમ વિના ખડ્ગ ધારાઓના વનની માફક અસહ્ય લાગે છે સ્વચ્છ જલથી ભરેલી મનોહર અને ઉત્તમ એવી સ્નાન કરવાની આ વાવ્યો પણ આપના વિરહવડે વૈતરણી નદી સમાન ભાસે છે વળી જે સ્ત્રીઓ મરેલા ભર્ત્તાની પાછળ પોતાના દેહનો ત્યાગ કરે છે તે ભૂલોકવાસી નારીઓને ધન્યવાદ ઘટે છે. આ દેવ ભવને વિષે તે પણ મ્હારાથી થઇ શકે તેમ નથી. હવે હું શું કરૂં ? એ પ્રમાણે બહુ વિલાપ કરતી તે દેવી પોતાના હાથવડે છાતી કુટવા લાગી. અને કરૂણ શબ્દોવડે રૂદન કરતી આક્રંદ કરવા લાગી. ક્ષણમાત્રમાં અસહ્ય દુઃખને આધીન થઇ પડી. અને તરતજ મૂર્છિત થઇ નિરાધાર પૃથ્વીપર પડી ગઇ. ફરીથી મૂર્છાવળી એટલે શુદ્ધિમાં આવી અને વિલાપ કરવા લાગી કે; હે નાથ ? વિલાપ કરતી આ દીન વનિતાને આપ કેમ દૃષ્ટિ ગોચર કરતા નથી ? મ્હને પ્રત્યુત્તર તમે કેમ આપતા નથી ? હે સ્વામિન્ ? શું ! તમે મ્હારાથી રીસાયા છો ? શું ? મ્હેં તમ્હારો કંઇ અપરાધ કર્યો છે ? હે સ્વામિન્ ? સંભોગના સમયે હું જ્યારે કલહ કરતી હતી ત્યારે આપ મ્હને

હજારો પ્રિય વચન બોલીને મનાવતા હતા. એમ છતાં હાલમાં વિલાપ કરતી અનાથ એવી આ પ્રિયાને ત્હમેં અકસ્માત્ કેમ ત્યજી દીધી છે ? વળી કોઇપણ મ્હારો અવિનય થયો હોય તોપણ આપને આ અબળા ઉપર ક્રોધ કરવો લાયક નથી; અથવા ક્રોધ કરવો એ ઉત્તમ પુરૂષોનું લક્ષણ નથી. કારણ કે; ક્રોધ એ મ્હોટો શત્રુ કહ્યો છે.

क्रोध एव महाशत्रुः, स्मरणात् क्लेशदायकः ।
अनुभावात्तु तस्यैव, सीदन्त्येव नरोऽनिशम् ॥ १ ॥

અર્થ—" ક્રોધ રૂપી વૈરીનું એટલું બધું બળ છે કે, જેના સ્મરણમાત્રથી બુદ્ધિમાન્ પુરૂષોપણ તેને આધીન થઇ અતિશય ક્લેશના પાત્ર થઇ પડે છે. તેમજ તેનો મહિમા એટલો પ્રબળ છે કે, જેના પ્રભાવથી ક્ષમાધારી પુરૂષો તો તેવા ક્રોધીનું મુખ પણ જોતા નથી. એટલુંજ નહીં પરંતુ તેવા ક્રોધી પુરૂષોની નિંદાના અંકુરાઓ દરેક ઠેકાણે પ્રસરી જાય છે. અને તે ક્રોધી પુરૂષો આલોકમાં અપાર દુઃખ ભોગવીને પરલોકમાં પણ બહુ દુઃખી થાય છે." માટે હે સ્વામિન્ ? આપને આવા અનાર્ય ક્રોધને વશ થવું ઘટતું નથી આપની મધુરવાણી સંભળાવીને મ્હને કૃતાર્થ કરો. વળી હે નાથ ? શું આપ નથી જાણતા કે; આપના પ્રેમમાં મુગ્ધ બનેલી એવી આ સ્રીની મ્હારા વિના શી ગતિ થશે ! જેથી એકદમ મ્હને મૂકીને આપ અદૃશ્ય થઈ ગયા ? એ પ્રમાણે પોતાના પતિના વિરહવડે અનેક પ્રકારના વિલાપ કરતી તે **ચંદ્રપ્રભાદેવી** મૂળમાંથી ઉખાડેલી કમલની વેલીની માફક કર્માયેલા મુખવાળી થઈ ગઈ.

બહુ શોકમાં ગરક થયેલી અને અતિશય દુઃખથી હણાયેલી તે દેવીને જોઇ તેણીની પ્રિયસખી સ્વયંપ્રભા પોતાના અનન્ય સ્નેહની ખાતર કહેવા લાગી કે; હે પ્રિયસખી! શ્રીજીનેંદ્રભગવાનનો સિદ્ધાન્તપણ તમે

**સ્વયંપ્રભા સખી.**

જાણો છો. તેમજ આ સંસારનું સ્વરૂપપણ તમે સાંભળેલું છે. છતાપણ તમે સાધારણ સ્ત્રીની માફક આવા અઘટિત વિલાપ કરો છો તે શું ઉચિત ગણાય ખરૂં ? વળી હે પ્રિયસખી ? આપણે બહુ વિલાપ કરીએ તેથી પણ આપણું કંઇ વળે તેમ નથી માટે બકરીની ડોકમાં લબડતા સ્તનની માફક, વૃથા રૂદન કરવાથી શું વળવાનું છે ? હે પ્રિયસખી? જો કે, તું સેકડો હજારવાર વિલાપ કરે, શરીરને કુટે ભાગે અને બહુ ભારે શોક કરે તોપણ કાલરૂપી યમરાજાએ ગ્રહણ કરેલો જે ત્હારો સ્વામી તે હવે અહીં આવવાનો નથી. માટે આ પ્રમાણે નિશ્ચય જાણીને તું હવે પતિસંબંધી સ્નેહપાશને શિથિલ કર તેમજ બહુ શોકને છોડી દે આવા પ્રકારના અનેક દુઃખને શમાવનાર એવા શ્રીજૈનધર્મને વિષે તું નિરંતર ઉદ્યમ કર. વળી તપ અને સંયમરૂપ તે શ્રીજીનેંદ્રનો ધર્મ તું દેવભવમા રહેલી છે માટે હાલ ત્હારાથી થૈ શકે તેમ નથી. માટે હે સુંદરી ? સમ્યક્ત્વ ધર્મની શુદ્ધિ માટે હાલમાં તું ઉદ્યમ કર. હે દેવી ? તુ હવે વિદેહ ક્ષેત્રમાં જા; અને ત્યાં ત્રણલોકના એક બંધુ સમાન એવા શ્રીજીનેંદ્રભગવાનની વંદનાદિક ભક્તિ કર, તેમજ શ્રીકેવલીભગવાનને તથા સંયમ પાલવામાં ઉદ્યુક્ત અને ધીર એવા મુનિઓને પ્રણામ કર. શાશ્વતજીનાલયોમાં રહેલી શ્રીજીનેંદ્રભગવાનની અતિ-

માઓને તેમજ સુમેરૂ, દ્વીપ અને અન્ય પર્વતોમાં રહેલી શ્રીજીનપ્રતિમાઓને પરમભક્તિપૂર્વક તું તે તે સ્થાને જઇને પ્રણામ કર. આ પ્રમાણે ભક્તિ કરવાથી તું શુદ્ધ સમ્યક્ત્વ ધર્મને પામીશ અને તે સમ્યક્ત્વના પ્રભાવથી તું મનુષ્યભવ પામીને શ્રીજીનેંદ્રભગવાનની દીક્ષા ગ્રહણ કર્યા બાદ કર્મનો સર્વથા ક્ષય કરી મોક્ષ સુખને પામીશ. હે પ્રિયસખી ? દેવભવમાં શાશ્વત સુખ મેળવી શકાતું નથી. કારણ કે; તેવા પ્રકારની ધર્મસામગ્રી દેવતાઓને પ્રાપ્ત થતી નથી, માટે મોક્ષ સુખની પ્રાપ્તિ તો મનુષ્ય ભવમાંજ થઇ શકે છે. કારણકે; તેવી ધર્મસામગ્રી મનુષ્યભવમાંજ હોઇ શકે છે. તેમજ શાસ્ત્રમાંપણ કહ્યું છે કે,—

देवाविसयपसत्ता,–नेरइआ विविह दुक्खसंतत्ता ।
तिरिआ विवेगविगला, मणुआणंधम्म सामग्गी ॥ १ ॥

અર્થ–" દેવતાઓની સમૃદ્ધિઓ બહુ અદ્‌ભુત હોય છે, તેમજ તેઓ દીવ્ય વિમાનોમાં બેસી સ્વેચ્છા પ્રમાણે દ્વીપાંતરોમાં પર્યટન કરે છે. પરંતુ તેઓ વિષય સેવનમાં બહુજ આસક્ત હોય છે, તેમજ નારકીના જીવો અનેક પ્રકારનાં દુઃખોથી પીડાયેલા હોય છે, જેથી તેઓને ધર્મશ્રવણ સ્વપ્નમાંપણ દુર્લભ હોય છે અને તિર્યંચોપણ વિવેક શુન્ય હોય છે. માત્ર માનવ ભવમાંજ ધર્મસામગ્રી પ્રાપ્ત થાય છે." માટે હે દેવી ? હાલમાં તમે પૂર્વોક્ત પ્રમાણે ધર્મનો ઉદ્યોગ કરો. પશ્ચાત્ મનુષ્યભવ પામીને અનુક્રમે સિદ્ધ સ્થાનમાં ગયા બાદ આવાં દુઃખોનો અનુભવ તમને બીલકુલ થશે નહી અને સર્વકાલ જન્મ, જરા, મરણ અને શોકવડે રહિત તું થઈશ.

એ પ્રમાણે સ્વયંપ્રભાનું વચન સાંભળી ચંદ્રપ્રભા દેવીએ તેજ વખતે પોતાના પતિનો શોક દૂર કર્યો અને પોતાની સખી સ્વયં-પ્રભાને સાથે લઈ તે દેવી આ ભૂલોકમાં આવી બહુ ભાવપૂર્વક શ્રીજીન બિંબોને વાંદીને પછી નંદીશ્વર દ્વીપના તે ગઈ. ત્યાંથી આ-ભરત ક્ષેત્રમાં તે આવી. ત્યાં રાજગૃહ નગરીની બહાર ઉદ્યા-નમાં સેંકડો મુનિવરો જેમના ચરણકમલની સેવા કરે છે, તેમજ સુર, અસુર અને મનુષ્યો જેમની સેવામાં હાજર રહ્યા છે, અને શુદ્ધધર્મની પ્રરૂપણા કરતા એવા શ્રીશુભંકર નામે કેવલી ભગવાન્ તેણીના જોવામાં આવ્યા. બાદ તે દેવી પોતાની સખી સહિત આકાશપ્રયાણને બંધ કરી નીચે ઉતરી, ત્યાર-બાદ તે દેવી; ભવ્ય પ્રાણીઓને સુખકારીઉપદેશ આપતા એવા તે શ્રીશુભંકર કેવલી ભગવાનને વંદન કરીને બાકીના સમગ્રમુનિસંઘને પણ વાંદીને સ્વયંપ્રભા સહિત તે ચંદ્ર-પ્રભા ઉચિત સ્થાનમાં વિનયપૂર્વક બેઠી

ચંદ્રપ્રભા દેવી.

હવે તે શ્રીકેવલીભગવાને દેવ, અસુર અને મનુષ્યાદિક પ્રાણીઓથી ભરેલી તે સભામાં મધુર અને ગંભીર વાણીવડે ધર્મદેશનાનો પ્રારંભ કર્યો. હે ભવ્યાત્માઓ ? આ સંસારમાં મનુષ્યભવ મળવો બહુ દુર્લભ છે. તેમાં પણ સત્કુલની પ્રાપ્તિ અતિ દુર્લભ કહેલી છે. કદાચિત્ ઉત્તમ કુલ પણ મળી શકે છે પરંતુ શ્રીજીનેન્દ્ર-કથિતધર્મ મળવો ઘણોજ દુર્લભ છે. માટે હે ભવ્યપ્રા-

શુભંકર કેવલી.

ણીઓ ? અત્યંત દુર્લભ એવો શ્રીજૈનધર્મ પ્રાપ્ત થયે છતે હમ્મેશાં અન્ય વાસનાઓનો ત્યાગ કરી તે શુદ્ધ ધર્મમાંજ ત્હમે ઉદ્યુક્ત થાઓ, પ્રમાદનો સર્વથા ત્યાગ કરો, પ્રમાદને વશથએલાપ્રાણીઓ બહુ અનર્થનાપાત્રથાયછે.ઉભયલોકમાં દુઃખદાયક પ્રમાદનેજ કહેલોછે. અન્યત્ર પણ કહ્યુંછેકે;—

यत्संपत्त्या न युक्ता जगति तनुभृतोयच्च नापद्भिमुक्ता
यन्नाधिव्याधिहीनाः सकलगुणगणाऽलङ्कृताङ्गाश्च यन्नो ।
यन्न स्वर्गं लभन्ते निखिलसुखखनिं मोक्षसौख्यं च यन्नो,
दुष्टः कल्याणमालादलनपटुरयं तत्र हेतुः प्रमादः ॥ १ ॥

અર્થ–" આ જગત્‌ની અંદર દરેક પ્રાણીઓ વૈભવની ઇચ્છાવાળા હોય છે, છતાં તેઓ જે સંપત્તિઓથી વિમુખ રહે છે તેનું કારણ માત્ર પ્રમાદ છે. તેમજ તે દુષ્ટ પ્રમાદને લીધેજ પ્રાણીઓ આપત્તિઓથી મુક્ત થતા નથી. અર્થાત્ આધિ ( માનસિક ) અને વ્યાધિ ( શારીરિક ) પીડાઓને ભોગવ્યા કરે છે. તેમજ ઉત્તમ પ્રકારના સમગ્ર ગુણોના ભોક્તા પણ તેઓ થઇ શકતા નથી. વળી તેજ કારણને લીધે સ્વર્ગ સુખપણ તેઓ મેળવી શકતા નથી અને સમસ્ત સુખના આવાસભૂત એવું મોક્ષસુખ પણ તેઓને બહુ દુર્લભ થાય છે. વળી આ પ્રમાદની પટુતા સર્વ શુભકાર્યોના વિનાશમાંજ રહેલી છે." માટે હે ભવ્યાત્માઓ? આ પ્રમાદ શત્રુને કોઇ પણ સમયે તમે આશ્રય આપશો નહીં. વળી હે ભવ્યજનો? હસ્તમાં રહેલા જળની માફક આ આયુષ દરેક ક્ષણે ક્ષીણ થાય છે. માટે શ્રીજીનેંદ્રભગવાને કહેલા ધર્મનું આરાધન

કરો. કોઇપણ સમયે તમે પ્રમાદ કરશો નહીં. દર્ભ અને સોયના અગ્રભાગમાં રહેલા જલબિંદુની માફક પ્રાણીઓનું જીવિતવ્ય હોવાથી ભાવપૂર્વક સારભૂત એવા શુદ્ધધર્મમાં ઉદ્યુક્ત થવું. કારણકે; તે કર્મગતિ બહુજ વિષમ કહેલી છે. "यत –कर्मणोगहनागतिः।" "કર્મની ગતિ બહુ ગહન છે," માટે તે કર્મને નિર્મૂલ કરવામા આળસ રાખવી નહીં. હે ભવ્યાત્માઓ ? આ સંસારમા સર્વદુ.ખો પ્રમાદથી ઉત્પન્ન થાય છે માટે ચારે ગતિને વિષે દરેક પ્રાણીઓએ અવશ્ય પ્રમાદનો ત્યાગ કરવો જોઇએ; વળી આ સંસારમાં જન્મ, જરા, રોગ, મરણ અને સેંકડો દુઃખોનો હેતુ આ પ્રમાદ છે અને તેના વશ થયેલા પ્રાણીઓ ઘોર એવા ભવસાગરમાં ભમ્યા કરે છે માટે હે મુમુક્ષુપુરૂષો ? ચેતો ! ચેતો !! આ પ્રમાદરૂપી પિશાચનો ત્યાગ કરો. અને સંસાર સમુદ્રમાં નાવસમાન શ્રીજૈનધર્મને વિષે સ્થિર મન કરીને ઉત્તમ પ્રકારે તમે ઉદ્યુક્ત થાઓ હે મહાનુભાવો ? ખરેખર આ સંસારમાં બધુસમાન સમ્યક્ત્વ ધર્મ ગણાય છે અન્ય બંધુઓતો સ્વાર્થનો સંબંધ ધરાવે છે, માત્ર ધર્મ એકજ પ્રાણીઓને સદાનેમાટે સુખદાયક કહ્યોછે. અન્યત્રપણ કહ્યું છે કે;

धनानि भूमौ पशवश्च गोष्ठे, भार्या गृहद्वारि जनाः स्मशाने।
देहश्चितायां परलोकमार्गे, धर्माऽनुगो गच्छति जीव एकः॥१॥

અર્થ–"જ્યાંસુધી મનુષ્યો કાર્યદક્ષ હોય છે; ત્યાંસુધી દ્રવ્યાદિક સર્વ પદાર્થો પોતાને ઉપભોગ થઇ પડે છે. જ્યારે આજીવ દેહનગરનો ત્યાગકરી લોકાંતરમાં પ્રયાણ કરે છે; ત્યારે દ્રવ્યસંપત્તિઓ પૃથ્વીમાં દાટેલી હોય તો તેઓ ત્યાં

ને ત્યાંજ રહે છે, હાથી, ઘોડા અને બળદ વિગેરે પશુઓ પોતપોતાના સ્થાનમાં બાંધ્યા રહે છે. પોતાની પ્રાણપ્રિયા-ભાર્યા બહુ શોકાકુલ થઈ હાયપીટ કરતી ઘરના દ્વારસુધી અનુગમન કરે છે. અન્ય સંબંધીઓ અશ્રુપાત કરતા સ્મ-શાનભૂમિસુધી જઇને અટકી પડે છે અને પોતાનો દેહપણ છેવટે ચિતામાં આરૂઢ થઈ ભસ્મીભૂત થઇને છુટો . પરંતુ એક ધર્મબંધુ લોકાંતરમાં સહાયને માટે જીવની પાછળ ચાલ્યો જાય છે." માટે જગત્માં સારભૂત એવા આ ધર્મનીજ આરાધના કરવી. જેથી હે ભવ્યાત્માઓ ? સર્વ પાપ-ને દૂરકરી તમે મોક્ષસુખને પ્રાપ્ત કરો. એ પ્રમાણે શ્રીકેવલી ભગવાન્ ઉપદેશ આપતા હતા તેવામાં પોતાને પૂછવાનો અવસર જાણી **ચંદ્રપ્રભાદેવી** બોલી.

**ચંદ્રપ્રભાનો પ્રશ્ન.**

હે ભગવન્? મ્હારો પ્રિયપતિ **ચંદ્રાર્જુનદેવ** અહીંથી ચ્યવીને ક્યાં ઉત્પન્ન થયો છે? મ્હારૂં આયુષ હવે કેટલું બાકી રહ્યું છે? અ-હીંથી ચ્યવ્યાબાદ મ્હારો જન્મ ક્યાં થશે ? અને તે મ્હારા પતિનું મ્હને દર્શન થશે કે નહીં થાય? આ પ્રમાણે બહુ માનપૂર્વક તે દેવીના પૂછવાથી ભગવાન્ શુભંકર કેવલી કહેવા લાગ્યા; હે ભદ્રે? તે ત્હારો પતિ **ચંદ્રાર્જુન** અહીંજ ભરતક્ષેત્રમાં રહેલા મનોહર એવા **વૈતાઢ્યપર્વતની** ઉત્તરશ્રેણીમાં **ચમરચંચા** નામે એક નગરી છે તેમાં ભાનુગતિ નામે વિદ્યાધર રહે છે, તેની પ્રાણપ્રિયા ભાર્યાની કુક્ષિએ તે પુત્રપણે ઉત્પન્ન થયોછે. વળી હે ભદ્રે? જન્મથી આરંભીને ત્હારૂં સર્વ આ-

યુષ આઠપલ્યોપનું છે. તેમાંથી શેષ આયુષ હાલમાં એક-
લાખવર્ષનું બાકી રહ્યું છે તે લાખવર્ષ પૂર્ણ થયાબાદ તું
પણ અહીંથી ચ્યવીને તેજ ઉત્તરશ્રેણીમાં સુરનંદન નામે
નગરમાં **અશનિવેગ** નામે વિદ્યાધરને ત્યાં પુત્રીપણે ઉત્પન્ન
થઇશ. વળી હે ભદ્રે ? રૂપસૌંદર્યમાં બહુ ઉત્કૃષ્ટ એવી પ્રિ-
**યંગુમંજરી** નામે તું પ્રસિદ્ધ થઇશ. અને ત્યાંજ ત્હારા
પૂર્વપતિનું ત્હને દર્શન થશે. તે સાંભળી દેવી બોલી; હે-
ભગવન્? તે મ્હારા પતિને મ્હારે કેવી રીતે ઓળખવો ?
અથવા તેની સાથે કેવી રીતે મ્હારૂં લગ્ન થશે ? પછી શ્રીકેવલી-
ભગવાન્ બોલ્યા; હે ભદ્રે ? આસંબંધી જે હકીકત હું કહું
તે તું સાંભળ. શ્રીજીનેંદ્રભગવાનની યાત્રાના સમયે પોતાના
સ્થાનમાંથી છુટીને ઉન્મત્ત થયેલો હસ્તી ત્યાં આવશે અને
તેના ભયમાંથી જે ત્હને બચાવશે તેજ આ મ્હારો પૂર્વ-
ભવનો સ્વામી છે એમ ત્હારે નક્કી જાણવું. તેમજ ફરીથી
પણ તેની સાથે વિશેષ પ્રકારે ત્હારૂં દર્શન થશે કે; ત્હારા
મામાની દીકરી **કનકમાલાના** પાણિગ્રહણના સમયે પોતાના
મિત્રને માટે તે **કનકમાલાનું** સ્વરૂપ ધારણ કરીને આવશે.

હે ભદ્રે ! ચંદ્રપ્રભે ? જે કનકમાલાનું રૂપ ધારણ કરી
ત્યાં આગળ આવે તે ત્હારે ત્હારો પૂર્વનો પતિ જાણવો.
એમાં કોઇ પ્રકારનો ત્હારે સંદેહ રાખવો નહિં ત્યારપછી
ત્હારૂં લગ્ન પણ તેની સાથે થશે. અને તે સમયે તું જાતિ
સ્મરણ જ્ઞાનવડે આ મ્હારૂં વચન પણ સંભાળીશ. એ પ્રમાણે
હે પ્રિયસખીધારિણી ? શ્રીકેવલીભગવાનનું વચન સાંભળી
તે દેવી પોતાના હૃદયમા બહુજ ખુશી થઇ અને શ્રીકેવલી-
ભગવાનના ચરણકમલમાં પ્રણામ કરી ત્યાંથી આકાશ માર્ગે

ચાલતી થઇ. બાદ શાશ્વતજીનાલયોમાં જઈને સર્વ જીન બિંબોને અભિવંદન કરી તે દેવી મહાવિદેહક્ષેત્રમાં સર્વ તીર્થકરોની યાત્રા પૂર્ણ ર્ક્યાં બાદ પોતાના સ્થાનમાં ગઇ. પરંતુ પોતાના હૃદયની અંદર તે દેવી **ચંદ્રાર્જુન** દેવનું જ ધ્યાન કરવા લાગી. એમ કરતાં અનુક્રમે પોતાનું આયુષ્ય પૂર્ણ થવાથી **ચંદ્રપ્રભાદેવી** પણ ત્યાંથી ચ્યવી. હે સુતનુ ? પ્રથમ જે **વસુમતી** આર્યા હતી તે મરીને સુરલોકમાં **ચંદ્રપ્રભા** દેવી થઈ. ત્યારબાદ ત્યાંથી ચ્યવીને તેજ હું **પ્રિયંગુમંજરી** નામે અહીં ઉત્પન્ન થઈ છું.

**શોકનું કારણ.**

આજે આ દેવતાઓના સમુદાયને જોઇ મ્હને જાતિ સ્મરણ જ્ઞાન થયું. જેથી દેવલોકમાં જે મ્હારો પ્રાણપ્રિય દેવ હતો તે આજે સાંભળી આવ્યો છે. હેપ્રિયસખી? ઘણા કાળના પરિચયને લીધે હાલમાં હું બહુજ ઉત્કંઠિત થઈ છું અને તે પ્રાણપ્રિયના સમાગમની ઈચ્છા વડે હાલમાં મ્હારૂં હૃદય અતિશય આતુર બનેલું છે. સ્નિગ્ધ દ્રષ્ટિવડે બહુ પ્રેમપૂર્વક પૂર્વના સ્નેહથી બંધાયેલા તે મ્હારા પ્રાણપ્રિયને જ્યારે હું જોઇશ—તેવો દિવસ ક્યારે આવશે ? વળી હે સખી ! તે પ્રાણપ્રિય મ્હારી દૃષ્ટિગોચર કેવી રીતે થશે ? અને જલદી તેમની સાથે મ્હારો સમાગમ કેવી રીતે થશે ? એ પ્રકારની ચિંતાવડે હું આ શોકને સ્વાધીન થઇ પડી છુ. આ ચિંતાને લીધે મ્હારૂં ચિત્ત બહુ વ્યાકુલ થયું છે. તેવામાં તમ્હારૂં પણ આગમન થયું તેથી હે સખી ? ત્હારો કંઇ સત્કાર મ્હારાથી થઇ શક્યો નહિ. વળી તેજ

કારણને લીધે ત્હને મ્હેં બોલાવી પણ નહિ હે પ્રિયસખી-ધારિણી ! મ્હારા શોકનું કારણ તમોએ જે મ્હને પૂછ્યું તે સર્વ મ્હેં તમને કહ્યું. હવે કંઈ બાકી રહ્યું નથી.

**ધારિણી સખી.** હે ભદ્રે ? હવે ત્હારે કંઈપણ શોક કરવાનું કારણ રહ્યું નથી. કેમકે, શ્રીકેવલીભગવાનનું વચન કોઈ દિવસ અન્યથા થાય નહીં-જ્ઞાની પુરૂષો જે જે કહે છે, તે સત્ય જ થાય છે. માટે ત્હારે હવે આનંદમાં રહેવું, એમના વચન પ્રમાણે ત્હારો મનોરથ સિદ્ધ થશે. આ પ્રમાણે ધારિણીનું વચન સાંભળી મ્હને કિંચિત્ હાસ્ય આવ્યુ. પછી મ્હેં કહ્યું કે; હે સુતનુ ! ત્હારા કહેવા પ્રમાણે તે વાત ખરી છે પરંતુ અતિ ઉત્કંઠાને લીધે મ્હારૂં હૃદય બહુજ ઉતાવળું થાય છે. એ પ્રમાણે હું ધારિણીની સાથે વાત કરતી હતી. તેટલામાં હે પ્રિયતમ ! ચંપકમાલા નામે મ્હારી માતા પાસે આવી મ્હને કહેવા લાગી કે, હે પુત્રી ? તું જલદી સ્નાન કરીને ભોજન કરી લે પછી ઉત્તમ પ્રકારનાં વસ્ત્રાભરણ પહેરી જલદી તું તૈયાર થા તે સાભળીને મ્હેં કહ્યું કે; હે જનની ? આજે હજુ પ્રભાત કાળતો થયોયે નથી છતાં આટલી બધી ઉતાવળ શી છે ? અને આજે રસોઇ આટલી વ્હેલી કેમ બનાવી છે ? તે સાંભળી મ્હારી માતા બોલી. હે પુત્રી ? આજે ઉદ્યાનની અંદર શ્રીજીનેંદ્રભગવાનના મંદિરમાં શ્રીઆદિનાથભગવાનનો શાંતિસ્નાત્ર મહોત્સવ બહુ વિસ્તારથી થવાનો છે. તે સાયંકાલે સમાપ્ત થવાનો છે. ત્યાં આગળ સર્વ નગરના લોકો શાંતિસ્નાત્ર જોવા માટે

જવાના છે. અને આપણે પણ સર્વ પરિવાર સહિત ત્યાં જવાનાં છીએ, એટલા માટે આજે વ્હેલી રસોઇ કરાવેલી છે. માટે જલદી તૈયાર થાઓ. જેથી આપણે શ્રીજીનેશ્વરભગવાનના મંદિરમા જઇએ. એ પ્રમાણે પોતાની માતાનુ વચન સાંભળી એકદમ હુ ત્યાંથી ઉઠી અને સ્નાન ભોજનાદિક સર્વ કાર્યથી પરવારી ઉત્તમ રથમાં હુ બેશી ગઇ મ્હારો સર્વ પરિવાર પણ મ્હારી સાથે તૈયાર થઇ ચાલવા લાગ્યો. તે ઉદ્યાનને આભૂષણ સમાન એવા શ્રીઆદિનાથભગવાનના મંદિરમાં અમે ગયા અને ત્યાં સારી રીતે ભગવાનનું પૂજન કરીને ચૈત્યવંદન કર્યું ત્યારબાદ બહુ ભક્તિપૂર્વક વિદ્યાધરો ત્યા સ્નાત્ર ભણાવતા હતા તે જોવા માટે અમે બેઠાં. શાંતિસ્નાત્ર પ્રાયે પૂર્ણ થયું એટલે હુ મ્હારા પરિવાર સહિત ભવ્ય રથની અંદર બેઠી એટલે નગર તરફ મ્હારો રથ ચાલતો થયો.

**ઉન્મત્ત હસ્તી.**

મ્હારો રથ નગર તરફ જતો હતો, તેટલામાં એક ઉન્મત્ત થયેલો હાથી નગરમાંથી બહાર નીકળીને લોકોને બહુ ત્રાસ આપતો તે મ્હારા રથની સન્મુખ આવતો મ્હારી નજરે પડયો કે; તરતજ હુ ભયભીત થઇ ગઇ અને મ્હારા રથને મ્હેં એકદમ ઉન્માર્ગે ચલાવ્યો. જેથી મ્હારો રથ ભાગી ગયો. હુ પણ પૃથ્વી ઉપર પડી ગઇ, હાથીના ભયને લીધે પતન થવાથી હું તરતજ મૂર્છાવશ થઈ ગઇ. અહો ? હસ્તીપણ એક પ્રાણી છે છતાં ત્હેનો ભય કેટલો પ્રબળ છે ! શાસ્ત્રમાંપણ કહ્યુ છે કે; હાથીની પાસમાં જવું નહીં; તેથી બહુ દૂર રહેવું. જેમકે;—

**शकटं पञ्चहस्तेन, दशहस्तेन वाजिनम् ।**
**गजं हस्तसहस्रेण, देशत्यागे न दुर्जनम् ॥ १ ॥**

અર્થ—"આત્મહિતઇચ્છનારમનુષ્યોએ ચાલતા ગાડાથી પાચ હાથ દૂર રહેવું તેમજ અશ્વથી દશ હાથ દૂર રહેવું હાથીથી હજાર હાથ દૂર રહેવું અને દેશનો ત્યાગ કરીને પણ દુર્જનથી તો સર્વદા દૂર રહેવું." આ પ્રમાણે સામાન્ય હાથીને વર્જ્યો કહેલો છે તો ઉન્મત્તની તો વાતજ શી ? તેથી મ્હેં પોતાના બચાવ માટે ઉપાય તો ઘણોયે કર્યો; પરંતુ ભવિતવ્યતાને લીધે આવા કષ્ટમાં આવી પડી હે પ્રિયતમ ? મૂર્છિત થયા બાદ પછી શું થયુ તે હુ જાણતી નથી. પરંતુ પોતાના ઓઢવાના વસ્ત્રવડે મ્હને પવન નાખતા નાખતા આપને મ્હેં જોયા આપને જોયા બાદ મ્હારા હૃદયમાં ઘણોજ આનંદ થયો.

**પૂર્વપતિની પ્રાપ્તિ.**

ત્યારપછી હે પ્રિયતમ ? મ્હારા હૃદયમા એવો સંકલ્પ થયો કે, શ્રીકેવલીભગવાને તે સમયે જે વચન કહ્યું હતું તે આજે સત્ય થયું. પૂર્વભવમા જે મ્હારો પતિ હતો તેજ આ મ્હારો સ્વામી છે. કારણકે; એને જોવાથી મ્હારી દૃષ્ટિ બહુ પ્રફુલ્લ થઇ છે અને મ્હારૂં હૃદયપણ અપૂર્વ આનંદને વહન કરે છે. વળી એના દર્શન માત્રથી મ્હારૂં શરીરપણ અમૃતથી સિંચાયેલુ હોય ને શું ? તેમ પ્રફુલ્લ થયું છે. તેમજ વિકસ્વર છે નેત્ર જેનાં એવો આ પુરૂષ પણ મ્હારી ઉપર બહુરાગી હોય તેમ દેખાય છે. માટે જરૂર તે આ મ્હારો પ્રાણપ્રિય છે. એમ હું વિચાર કરતી હતી

તેટલામાં પોતાના પરિવાર સહિત મ્હારી ધાવમાતા ત્યાં આવી અને તેણીએ કહ્યું કે; હે સત્પુરૂષ ? આ મ્હારી પુત્રીને આપે જીવિતદાન આપ્યું. માટે આપના ઉપકારથી સદૈવ અમે ઋણી છીએ. અહો ? સત્પુરૂષોના ઉપકારની સીમા હોતી નથી. અન્યત્રપણ કહ્યું છે કે;—

**मनसि वचसि काये पुण्यपीयूषपूर्णा–**
**त्त्रिभुवनमुपकारश्रेणिभिः प्रीणयन्तः ।**
**परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं,**
**निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥ १ ॥**

અર્થ–" મન, વચન અને કાયાને વિષે પુણ્યરૂપી અમૃતથી ભરેલા, ત્રણેલોકને અનેક ઉપકારોની શ્રેણીઓવડે પ્રસંન કરતા અને હમ્મેશાં પારકાના પરમાણુ સમાન ગુણોને પર્વતસમાન માનીને પોતાના હૃદયને વિષે અહર્નિશ ઉલ્લાસ પામતા એવા કેટલાક સત્પુરૂષો આ દુનીયામાં વિદ્યામન છે." આપના અનન્ય ગુણોનું વર્ણન કરવા હું સમર્થ નથી એમ કેટલીક તેણીએ પ્રશંસા કરીને; હે પ્રિયતમ ? પછી આપને કહ્યું કે; હવે અમે અમારા નગરમાં જઈએ છીએ. કારણ કે; અમ્હારે જવાનું બહુ અસૂરૂં થાયછે. એમ કહી તે ચાલી; પછી મ્હેં મ્હારા મનમાં વિચાર કર્યો કે; બહું પુણ્યવડે આજે પ્રિયનું દર્શન થયું છે. તેને મૂકીને અહીંથી ચાલવા માટે મ્હારૂં હૃદય માનતું નથી. આ પ્રિયના મુખકમલના નિરીક્ષણનો ત્યાગ કરી અહીંથી જવા માટે આ મ્હારી દૃષ્ટિ કાદવમાં ખુચી ગયેલી દુર્બલગાયની માફક અશક્ત થઈ પડી છે. વળી આવા પ્રકારના મુહૂર્તમાં મળેલું કોઇ પણ

મનુષ્યનું નેત્ર કાદવમાં ખુચી ગયેલા હસ્તીની માફક બહુ જ દુઃખ વડે પાર ઉતરી શકે છે, અર્થાત્ છુટાં પડતાં નથી. એમ છતાં આ મ્હારી ધાવમાતા પણ આ મ્હારા પ્રિયતમને મૂકીને ચાલવા લાગી તે સમયે લજ્જાને લીધે હું કંઈ પણ ત્હેને કહી શકી તો નહીં; પરંતુ કંઈપણ એનુ આભૂષણ મ્હારે લઈ લેવું તે ઠીક છે. જેથી તે આભરણનું અવલોકન કરી મ્હારૂં હૃદય શાત થાય. વળી આ મનોવલ્લભને અહી મૂકીને હુ પોતાના ઘેરગયા બાદ તેનુંજ-તેઆભરણનું મ્હારા હૃદયમાં ધ્યાન ધરીશ. તેમજ **કનકમાલાના** લગ્નસમયે આમ્હારો પ્રાણપ્રિય સ્ત્રીનું સ્વરૂપ ધારણકરી જરૂર ત્યાં આવશે એટલે ફરીથી પણ એ મહાપુરૂષનું મ્હને દર્શન થશે. એ પ્રમાણે તે શ્રીકેવલીભગવાને મ્હને તે સમયે કહેલુ છે વળી એની પાસેથી ગ્રહણ કરેલુ તે આભરણ તે સમયે ઓળખાવનાર થશે

**મુદ્રા ગ્રહણ.**

હે સ્વામિન્ ! એપ્રમાણે વિચારકર્યા બાદ તેજ વખતે તમ્હારા હસ્તમાંથી મુદ્રારત્ન મ્હે લઈ લીધું અને મ્હારી મુદ્રિકા મ્હે તમને આપી, પછી આપના હસ્ત સ્પર્શથી પવિત્ર થયેલી તે મુદ્રિકાને બહુજ આનંદ વડે મ્હેં મ્હારી આગળીએ પહેરી લીધી ત્યારબાદ પરિવાર સહિત હું પણ ત્યાથી નગર તરફ ચાલી, પરંતુ મારી દૃષ્ટિ તો પાછળ જોતી હતી. રસ્તામાં ચાલતાં **ધારિણી નામે** મ્હારી સખીએ કાનમા આવી મ્હને કહ્યું કે; હે પ્રિય સખી ? શ્રીકેવલીભગવાનનું આએકવચનતો પ્રથમ સિદ્ધ થયું. પૂર્વભવમાં જે ત્હારો પતિહતો તેજ આ દેવનો જીવ છે. એ પ્રમાણે તેણીના કહેવાથી રોષ સહિત મ્હેં તેને કહ્યું

કે; હે ધારિણિ? જા? જા? ત્હને જોઇ લીધી, મ્હારા દૃષ્ટિ માર્ગથી દૂર ચાલી જા. કારણકે; મ્હારી આગળ આવુ અવિચારિત બોલતાં ત્હને શર્મ આવતી નથી. પ્રથમ મ્હારો જે વલ્લભહતો અને હાલમાં શું તે મ્હને પ્રિય નથી! તે સાંભળી કિંચિત્ હાસ્યકરી હાથ જોડીને ધારિણી બોલી; હે પ્રિયસખી? ત્હારી આગળ જેકંઈ મ્હે કહ્યુ તે સર્વ મ્હારી ભૂલથઇ. આ મ્હારા અપરાધની હું ત્હારી આગળ ક્ષમા માગુછું, જેમ પ્રથમ ભવમાં ત્હારો સ્વામી હતો તેમ હાલમાં પણ આ ત્હારો પ્રિયતમ હોય તો એને છોડીને કેમ તું ચાલી જાય છે? માટે હે પ્રિયસખી? મ્હારી ઉપર બીલકુલ તું રોશ કરીશ નહીં. મ્હારૂં કહેવુ ખરેખર સત્ય છે. કંઇપણ અઘટતું નથી એમ કેટલાક વિકલ્પક કરતી તે ધારિણીની સાથે હાસ્યવિનોદ કરતી હુ પોતાના ઘેર જઇપહોંચી. તેટલામાં અનુક્રમે સૂર્યપણ આથમી ગયો. ત્યારબાદ મ્હારી સખી ધારિણીએ જાતિસ્મરણાદિક સર્વમ્હારૂં વૃત્તાંત મ્હારી માતાની આગળ કહ્યું. તે સાંભળી મ્હારીમાતા બહુજખુશીથઇ.

**અશનિવેગ વિદ્યાધર.**

મ્હારી માતા પણ તરતજ મ્હારાપિતા અશનિવેગની પાસેજઇ અને આ સર્વ મ્હારી હકીકત તેમની આગળ તેણીએ નિવેદન કરી. તે સાંભળતાંજ તેમનું હૃદય બહુ પ્રફુલ્લ થઇ ગયું અને તેમણે કહ્યું કે; હે સુદરી? આ કન્યાની મ્હને ઘણી ચિંતા રહેતી હતી. કારણ કે; તે પુરૂષ દ્વેષિણી સ્વભાવથીજ થયેલી હતી. કોઇપણ વરની તે ઇચ્છા કરતી નહોતી. હવે એને હું શું કરીશ? એમ અનેક પ્રકારની મ્હને ચિંતા હતી. એને જે

જાતિસ્મરણ થયું તે બહુજ સારૂ થયું તેથી આપણો પણ મહાન્ ઉદય સમજવો. કારણ કે, અંકુરના સમયે વૃષ્ટિપાત થયો.

વળી કેટલાક પુરૂષોએ મ્હને કહ્યુ છે કે, આ કન્યાને જેણે હસ્તીના ભયમાંથી બચાવી છે તે ભાનુગતિ વિદ્યાધરનો પુત્ર ચિત્રગતિ નામે કુમારેન્દ્ર છે. તેનેજ આ મ્હારી કન્યા હું આપીશ. પરંતુ જો તેની ઉપર તે કન્યાની ઇચ્છા હશે તો આ યોગ બહુ સારો છે તે સાંભળી ચંપકમાલા બહુ ખુશીથઇને બોલી. ઉત્તમ પ્રકારના સૌંદર્યથી સુશોભિત એવી આ મ્હારી કન્યાને લાયક તે કુમારજ છે. વળી તેની ઉપર આ કન્યાનો ઘણોજ પ્રેમ થયેલો છે પરંતુ હે સ્વામિન્ ? એક બાબત આપને સંભળાવાની છે કે; કનકપ્રભ રાજાને અને આભાનુગતિરાજાને પરસ્પર બહુજ ભારે વૈર થયુછે. તેનું મુખ્યકારણતો જ્વલનપ્રભગજાછે. આ બાબત ત્હમેપણ સારી રીતે જાણોછો, તે કારણથી ચિત્રગતિ કુમાર પરણવામાટે અહી કેવીરીતેઆવશે ? અને જો તે નગરમાં સ્વયંવરા એવી આપણી કન્યાને મોકલીએ તો તે પણ ઠીક નહી. કારણ કે; એમ કરવાથી મ્હારા હૃદયને આનંદ થાય નહી. વળી હે પ્રિય ? આ એકજ આપણને પુત્રી મળી છે, તેનાથી આ દુનીયામાં કંઇપણ આપણને અધિક પ્રિય નથી. છતાંપણ જો એનો વિવાહ મ્હારી દૃષ્ટિગોચર ન થાય તો મ્હારૂં જીવવું પણ વૃથા છે. એ પ્રમાણે મ્હારી માતઃ ચંપકમાલા ત્યાં કહેતી હતી; તેવામાં ચંદન નામે મ્હારો ભાઇ ત્યાં આવી કહેવા લાગ્યો કેઃ

હેતાત ? વિશ્વાસુથઇ નિશ્ચિંતની માફક ત્હમે કેમ બેસી રહ્યાછો ? આ સર્વનગરતો હાલક હુલક

**નગરની શુન્યતા.**

થઇરહ્યુ છે.તે સાંભળી પિતાએ કહ્યું કે; હે પુત્ર ? એમ વ્યાકુલ થવાનું શું કારણ? તું કંઈ જાણે છે ? પછી **ચંદન** બોલ્યો. હેતાત ? આપણા નગરમાં તો એવી વાત ચાલી છે કે; **કનકપ્રભરાજા** પોતાની વિદ્યાના બળથી શ્રીજીનેંદ્રભગવાનના મંદિરને ઉલ્લંઘન કરી ચાલ્યો ગયો.તેથી ધરણેદ્રે તેની ઉપર બહુ કોપાયમાન થઇ તેની વિદ્યાઓનો અપહાર કર્યો છે. તેમજ **જ્વલનપ્રભરાજાને** રોહિણીનામે વિદ્યા આજે સિદ્ધ થઇ છે, તે જાણી તેના ભયથી તે **કનકપ્રભરાજા** અહીંથી નાઠો છે અને શ્રી **ગંધવાહન**વિદ્યાધરેંદ્રના શરણે તે ગયો છે. તેના વિરહને લીધે આ સર્વ નગરના લોકો પણ વ્યાકુલ થયાછે; તેમજ **જ્વલનપ્રભ** રાજાના ભયથી ડરીને સર્વ નાગરિકો પણ પલાયમાન થાય છે, વળી આ નગર તથા ધનમાલને છોડી તેઓ અન્ય અન્ય નગરોમાં ચાલ્યા જાય છે, માટે હે તાત ? આપણેપણ વિશેષે કરીને અહીંથી નાસવુ જોઇએ. કારણ કે; **કનકપ્રભ** રાજાના આપ મુખ્ય મંત્રી ગણાઓ છો.

**ગંગાવર્ત્ત નગર.**

એ પ્રમાણે પોતાના પુત્રનું વચન સાંભળી **અશનિવેગરાજાએ** પોતાના પુરૂષોને આજ્ઞા કરી કે; આપણે જલદી પ્રયાણની તેયારી કરો. ત્યારબાદ મ્હારા પિતાશ્રીએ વિદ્યાવડે એકદિવ્યવિમાનને પ્રગટ કર્યું; એટલે તેની અંદર પુરૂષોએ ઘરની સર્વસાર વસ્તુઓ સ્થાપન કરી. હે પ્રિયતમ ? એ પ્રમાણે **ધારિણી** નામે મ્હારી સખીએ મ્હને સર્વ હકીકત કહી. એટલે હું પણ મ્હારા પરિજનસહિત તે વિમાનમાં બેસીગઇ. ત્યારબાદ તે વિમાન ખડ્ગ-

સમાન શ્યામ એવા ગગનમંડળમાં ઉડવા લાગ્યું. બહુ વેગને લીધે અનુક્રમે તે ગંગાવર્ત્તનગરમાં જઇપહોચ્યું. જ્યાં કુન્કુમપ્રભરાજાનો આવાસહતો ત્યાં તે વિમાનઉતર્યું. ત્યાં ગંધવાહનરાજાએ તેનો યોગ્ય સત્કારકર્યો.પછીતે ગંગાવર્ત્તનગરમાં મ્હારા કેટલાક દિવસોચાલ્યાગયા. પરંતુ હે પ્રિયતમ ? મ્હારા હૃદયમાં ચિંતવનથતુંહતુંકે, તમ્હારૂં દર્શન હવે મ્હને કયારે થશે? અને તેના માટે મ્હારે કયો ઉપાય કરવો જોઇએ? ઉપાયકર્યાશિવાય કોઇપણકાર્યસિદ્ધથતુંનથી. ઉપાયનીઆગળ પરાક્રમપણવૃથાછે. અન્યત્ર પણ કહ્યું છેકે,–

उपायेन हि यच्छक्यं, न तच्छक्यं पराक्रमैः ।
काक्या कनकसूत्रेण, कृष्णसर्पो निपातितः ॥ १ ॥

અર્થ–"આ જગત્‌ની અંદર ઉપાયથી જે કાર્ય બને છે તે પરાક્રમોથી પણ સિદ્ધથતુંનથી. દ્રષ્ટાંત તરીકે, કાગડીએ સુવર્ણના હારવડે કાળાનાગનો પ્રાણલીધો હતો." માટે મ્હારે પણ આ સંબંધી ઉપાય કરવો જોઇએ વળી હું મ્હારા પ્રિયને કયારે દેખીશ ? કિંવા તેનો સમાગમ મ્હને કયારે થશે ? અને તે કનકમાલાનો લગ્નદિવસ ક્યારે આવશે ? એમ અનેક પ્રકારના વિકલ્પ કરવામાં અહર્નિશ ચિન્તાતુર બની હું દિવસો વ્યતીત કરવા લાગી. હે નાથ? તમ્હારા વિરહને લીધે રાત્રીએ પણ મ્હને નિદ્રાએ ત્યજી દીધી.

એક દિવસે ચંપકમાલાનામે મ્હારી માતાનો ભાઇ

**અમિતગતિ વિદ્યાધર.**

અમિતગતિનામેવિદ્યાધર કોઈ એક રાજ કાર્યને માટે તે નગરમા આવ્યો હતો. ત્યાં અશનિવેગને જોઇ તે બહુ ખુશી થયો અને વિશેષમાં તેણે કહ્યુ

કે; શ્રીગંધવાહનરાજાએ બહુ માનપૂર્વક નભોવાહન રાજાને માટે આજે કનકમાલાની માગણી કરી છે. હે ભદ્ર? મ્હેંપણ બહુ આનંદ પૂર્વક ત્હેને આ કન્યા આપવી એમ કબુલ કર્યું છે. તેમજ આવતી પાંચમે તેણીનું લગ્ન રાખ્યું છે. માટે પોતાના બંધુજન સહિત તમ્હારે તે લગ્નપ્રસંગે જરૂર આવવું. તે સાંભળી અશનિવેગ બોલ્યો. હેરાજન્? અમ્હારે પોતેજ તમ્હારે ત્યાં વિના આમ ત્રણે પણ આવવું જોઇએ. પરંતુ હાલમાં આપના કહેવાથી તો વિશેષે કરીને આવવું જોઇએ. તથાપિ હાલમાં અમ્હારાથી આવીશકાય તેમ નથી એવું એક કારણ બન્યું છે કે; અમ્હારા કનકપ્રભરાજાની બહુ દુર્દશા થઇ પડીછે. એકતો તેની દરેક વિદ્યાઓનો લોપ થયો છે, બીજું, રાજ્યનો નાશથયોછે તેમજ પોતાની રાજધાનીનોપણ ત્યાગ થયોછે તેથી તે અમ્હારો સ્વામી મહાકષ્ટમાં આવીપડ્યો છે તો અમ્હારાથી ત્યાં કેવીરીતે આવીશકાય? વળી કદાચિત આવા વિવાહપ્રસંગે હું ત્યાં આવુ તો મ્હારા અવિનયમાં કંઈ પણ બાકી રહે નહી; અને અવિનીત ભૃત્યને જોઇ રાજાઓને બહુ ત્રાસ થાયછે અન્યત્ર પણ કહ્યુંછે કે;—

अविनीतो भृत्यजनो—नृपतिरदाता शठानि मित्राणि ।
अविनयवती च भार्या, मस्तकशूलानि चत्वारि ॥ १ ॥

અર્થ—"આ જગત્માં વિનયરહિત અપકારકરવામાં તત્પર એવા ભૃત્યલોકો, તેમજ મિષ્ટવાણીવડે કોઇપણ સમયે દાન આપવામાં અદક્ષ એવા રાજા, શઠબુદ્ધિવાળા મિત્રો અને વિનયરહિત સ્ત્રી; એ ચારેજણ મસ્તકને શૂલસમાન દુઃખ દાયકથઇપડેછે" માટે હેરાજન્? આવીસ્થિતિમાં મ્હારે ત્યાં

આવવું તે કેવળ અવિનય ગણાય વળી પોતાના સ્વામીનું દુઃખ જોઇ જેઓ દુઃખીયા થતાનથી અને આપત્તિને પ્રાપ્ત થયે છતે જેઓ બ્હીતા નથી તેવા સેવકોને ખરેખર ધૂર્ત્ત જાણવા માટે આ કાર્યમાં હવે તમ્હારે ઘણો આગ્રહ કરવાની જરૂર નથી. તેમ છતા તમ્હારી બ્હેનને જો ત્યાં આવવાની ઇચ્છા હશે તો ત્હેને લગ્નના દિવસે અહીંથી મોકલી દઈશું. ત્યારબાદ અમિતગતિએ કહ્યું કે; હાલમાં પ્રિયંગુમંજરીને મ્હારા સાથે તમે મોકલો કારણકે; કનકમાલા એની ઉપર બહુ ઉત્કંઠિતથયેલીછે. તે સાંભળી મ્હારા પિતાએ મ્હારા મામાની સાથે મ્હને મોકલી. અનુક્રમે હું પણ અહીં આવી અને કનકમાલાને મળી.

**લગ્નદિવસ.** હે પ્રિયતમ ? હું મ્હારા મામાના ઘેર આવ્યા બાદ ચિંતવન કરવા લાગી કે, મ્હારા પુણ્યોવડે તે લગ્નદિવસ હવે ક્યારે આવશે ? કારણ કે, જો તે લગ્નદિવસ વહેલો આવે તો મ્હારા પ્રાણથી પણ અધિકપ્રિય એવા તે મ્હારા સ્વામીનું મ્હને દર્શન થાય એમ ચિંતવન કરતાં તે પંચમી તિથિપણ આવી પહોચી. અનુક્રમે પાણિગ્રહણનો વિધિ પૂર્ણ થયો ત્યારબાદ નભોવાહનરાજાની આગળ મ્હોટા આડંબરસાથે નાટારંગનો પ્રારંભ થયો તે સમયે મ્હને વિચાર થયો કે; સર્વ સખીઓની મધ્યમાં બેઠેલી આ કનકમાલા દેખાય છે. પરંતુ મ્હારો તે પ્રાણવલ્લભ કોઇપણ અહીં દેખાતો નથી. તેનું શું કારણ ! મ્હારા અપુણ્યને લીધે શ્રીકેવલીભગવાનનું તે વચન શું વૃથા થશે ? ના ના ! એવું તો કોઈ દિવસ બનેજ નહીં. સૂર્યપણ કદાચિત્ પશ્ચિમ દિશામાં ઉગે, મેરૂપર્વત

જો કે ચલાયમાન થાય અને સર્વે સમુદ્રો પ્રલયને પામે, અર્થાત્ સુકાઇ જાય. પરંતુ શ્રીકેવલીભગવાને કહેલા ભાવાર્થ અન્યથા થાય નહીં. માટે શું આ **કનકમાલા** છે ? કિંવા તે મ્હારો પ્રાણપ્રિય છે ? એ નિશ્ચય કરવા માટે મ્હારી મુદ્રિકા બતાવીને એને હું નિઃશંક કરૂં. એમ વિચાર કરી હું તમ્હારી પાસે આવી અને મુદ્રિકાથી સુશોભિત એવો મ્હારો હાથ મ્હેં તમને બતાવ્યો. હે પ્રિયતમ ? પછી તમોએ પણ મુદ્રારત્ન સહિત પોતાનો હસ્ત મ્હને બતાવ્યો. એટલે મ્હને એકદમ વિશ્વાસ બેઠો કે; આ તે મ્હારો સ્વામી છે. જુઓ તો ખરા ? આવી કપટવૃત્તિ કરીને પણ આ સુભગ કેવો નિઃશંકપણે રહ્યો છે ? **નભોવાહનરાજકુમારથી** કિંચિત્ માત્રપણ આ કેમ બ્હીતો નથી ? પરંતુ એને અહીંથી મુક્ત કરવાને કોઇપણ ઉપાય હું કરૂં એમ વિચાર કરી ત્યાં રહેલા સર્વ સખીજનને છેતરીને કપટવૃત્તિવડે હું આ અશોકવાટિકામાં આપને લાવી. હે સ્વામિન્ ? આપે જે મ્હને પૂછયું તે સર્વ મ્હેં મ્હારૂં વૃત્તાંત આપને કહી સંભળાવ્યું. હે પ્રિયતમ ? જો કે; કન્યા; ભય અને લજ્જાથી ભરપુર હોય છે. જેથી તે પોતાના પતિની આગળ એકપણ વચન બોલવાને માટે કોઇપણ પ્રકારે શક્તિમાન થતી નથી; છતાં પણ મ્હેં જે આપની આગળ વિસ્તારપૂર્વક 'પોતાનું ચરિત્ર' કહી સંભળાવ્યું, તેનું કારણતો એજ છે કે; જાતિસ્મરણના ગુણને લીધે તમને હું પરિચિતની માફક સમજુ છું.

**ચિત્રગતિને જાતિસ્મરણ.**

હે **ચિત્રવેગ** ? એ પ્રમાણે તેણીનું વચન સાંભળી એકદમ મ્હારી મૂર્ચ્છા શાંત થઇ ગઇ, અને મ્હને પણ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. જેથી પૂર્વભવમાં આચરેલું

સર્વ પોતાનું ચરિત્ર મહને સ્મરણગોચર થયું. ત્યારબાદ તેણીએ મહને કહ્યું કે, હે સ્વામિન્ ? હવે આપણે અહીં શું કરવું ? ત્યારબાદ મેં તેને કહ્યું કે; હે સુતનુ ? મેં ત્હારા વિનાનું ઘર જાણ્યું છે. માટે તું ત્હારા પિતાને ઘેર જા, અને હું પણ અહીંથી પલાયન થાઉં છું. વળી આ વાવની અંદર કનકમાલાએ બહુ સાહસ કરી બલાત્કારે ઝંપાપાત કર્યો એમ પોકાર પાડીને સમગ્ર લોકોને ત્હારે કહેવું. એમ કરવાથી ચિત્રવેગની ઉપર કોઇને પણ શંકા થશે નહીં કે; તે કનકમાલાને લઇ ગયોછે.વળી એમ જાણવાથી નભોવાહન રાજાથી પણ તે મ્હારો મિત્ર મુક્ત થશે. અર્થાત્ કોઈ પ્રકારે તેને હરકત આવશે નહીં. વળી હે સુંદરી ? મ્હારા સાંભળવામા આવ્યું છે કે, સુરનંદન નગરમાં આવીને જ્વલનપ્રભરાજાએ ફરીથી પણ પોતાનું રાજ્ય પોતાના સ્વાધીન કર્યું છે. અહો ? આ દુનીયામાં ઉદ્યમવડે કયો પદાર્થ સિદ્ધ થતો નથી ? અન્યત્રપણ કહ્યું છે કે,—

उद्यमेन हि सिद्ध्यन्ति, कार्याणि न मनोरथैः।
उत्पद्यन्ते विलीयन्ते, निर्धनस्य मनोरथाः ॥ १ ॥

અર્થ—"ઉદ્યમ કરવાથી દરેક કાર્યો સિદ્ધ થાય છે. પરંતુ કેવલ મનોરથવડે સિદ્ધથતાનથી. કારણકે; નિરૂદ્યોગી પુરૂષની માનસિકકલ્પનાઓ વારંવાર ઉત્પન્ન થાય છે અને તરતજ તે લયપામેછે." તેમજ વળી કહ્યું છે કે,—

उद्यमे नास्ति दारिद्र्यं, जपतो नास्ति पातकम्।
मौनेन कलहो नास्ति, नास्ति जागरतो भयम् ॥ २ ॥

અર્થ—“ ઉદ્યોગ કરવાથી કોઇપણ દિવસ દરિદ્રપણું આવતું નથી, તેમજ તત્ત્વવિદ્યાનું અધ્યયન કરવાથી પાપ થતું નથી, મૌનવ્રત ધારણ કરવાથી કોઈપણ સમયે ક્લેશનો સંભવ રહેતો નથી, અને હમ્મેશાં જાગ્રત્ રહેવાથી કોઇ પ્રકારનોભય રહેતો નથી.” આ ઉપરથી અહીં સાર લેવાનો એટલોજ છે કે; જ્વલનપ્રભરાજા હમ્મેશાં પોતાના ધર્મમાં જાગ્રત્, ઉદ્યમી અને સદ્વિદ્યાનો ઉપાસક હોવાથી દરિદ્રતાને દૂર કરીને પુનઃ રાજ્યભોક્તાથયો. અને તેણે પોતાનું તે નગર પણ પોતાને સ્વાધીનકર્યુંછે. તેમજ તે નગરવાસી લોકોનું તે રાજાએ બહુ સન્માનકર્યુંછે. માટે હે સુંદરી ? હું ત્યાં જઇને ત્હારા પિતાને ત્યા બોલાવરાવીશ જ્વલપ્રભરાજાપણ બહુ આદર-પૂર્વક સન્માન કરશે અને ત્યાં આગળ માતાપિતાની આ-જ્ઞાવડે હું ત્હારી સાથે લગ્ન કરીશ એમ કરવાથી હે મૃગાક્ષી ? આપણું સર્વકાર્ય લોકમાં બહુ વખાણવા લાયક થશે કદા-ચિત્ આપણે એથી વિપરીત આચરણ કરીએ તો આપણાં બન્ને કુલ મલીન થાય

પ્રિયંગુમંજરી.

ત્યારબાદ તેણીએ કહ્યુ કે; જેમ આપ આજ્ઞા કરશો તેવી રીતે વર્ત્તવાને હું તૈયાર છું. પરંતુ હે પ્રિયતમ ? આપ એક મ્હારી વિનતિ સાંભળો હે નાથ ! આપના વિરહને લીધે મ્હારા જીવિતનોપણ સંદેહ હતો, છતાં મહામુશીબતે આજે આપનું દર્શન થયુ છે. જેથી હાલમાં આપને મૂકીને કોઇપણ પ્રકારે એકલી જવા માટે હું સમર્થ નથી. જ્યાંસુધી આપ મ્હારી દૃષ્ટિગોચર રહ્યા છો, ત્યાંસુધીજ આ મ્હારૂં જીવિત રહ્યું છે. ક્ષણમાત્રપણ આપના દર્શનથી

હું દૂર થાઉંતો મ્હારા પ્રાણો મ્હને તરતજ ત્યજી દેશે. જો કે; મ્હારાં નેત્રો મીચાય છે તેટલી વખતપણ મ્હને બહુ દુઃખ દાયક થઇપડે છે. તો વળી હેનાથ ! બહુદિવસના વિરહમાં હું કેવીરીતેરહીશકું ? માટે હેસ્વામિન ? જ્યાં આપ પધારશો ત્યાંજ હુંપણ આપની પાછળ પાછળ આવીશ. હે નાથ ! આ પ્રમાણે મ્હેં જે મ્હારી સત્ય હકીકત હતી તે આપને નિવેદન કરી. હવે આપનો જે વિચાર હોય તે કહેો. વળી હેપ્રિય ? આપે જે કહ્યું કે, પોતાના સ્થાનમાં ગયા પછી મ્હારૂં પ્રાણિગ્રહણ થશે. એવી આશાથી જો હું મ્હારા ઘેર જાઉં, અને જ્વલનપ્રભરાજાના કહેવાથી પણ મ્હારા પિતા કનકપ્રભરાજાને મૂકીને કોઇપણ રીતે પોતાના નગરમાં ન આવેતો, મ્હારી શીગતિથાય ? મ્હારા મનને આનંદ આપનાર એવું પાણિગ્રહણ તો દૂરરહ્યું, પરંતુ આપનું દર્શનપણ ન થાય માટે હેવલ્લભ ? હવે બહુ કહેવાથી શું ? હવે હું આપનો હાથ છોડીશ નહીં તે શિવાય અન્ય જે કંઇ કરવાનું હોય તે સંબંધી આપ મ્હને આજ્ઞા કરો. હે ચિત્રવેગ ? એ પ્રમાણે તેણીએ કહ્યું એટલે મ્હેં પણ કહ્યું કે, હેસુંદરી ? જો એવોજ ત્હારો નિશ્ચય હોયતો જલદી તું તૈયાર થા; જ્યાંસુધી રાત્રી ન ચાલી જાય અને નભોવાહન વિગેરે સર્વલોકો અહીં નાટ્ય જોવામાં આસક્ત થયેલા છે તેટલામાં; હે સુતનુ ? આપણે અહીંથી ચાલ્યા જઇએ તેણીએ કહ્યું કે; હે નાથ ? મ્હારે કંઇ પરવારવાનું નથી. હુંતો આપની આગળ આ તૈયાર છું. ત્યારબાદ તેણીની સાથે હું એકદમ આકાશ માર્ગે ચાલતો થયો. તે વલ્લભાની સાથે હું કેટલોક ભાગ ચાલ્યો એટલે તેણીએ મ્હને કહ્યું કે; મ્હારા ઉદરમાં બહુ પીડા થાય

છે. મ્હારૂં શરીર હવે થાકી ગયું છે. મ્હારા હૃદયમાં શૂલની વેદના બહુ ભારે થાય છે. માટે હે સ્વામિન્ ? મ્હારી કંઇ સારવાર ત્હમે કરો તો ઠીક. હવે મ્હારાથી કોઈ પ્રકારે ચલાય તેમ નથી. ત્યારબાદ મ્હેં કહ્યુ કે; હે સુંદરી ? ત્હારૂં શરીર બહુ સુકોમલ છે. રાત્રીનો ત્હને ઉજાગરો થયો છે. વળી બહુ ઠંડો પવન વાય છે. તેથી ત્હારા ઉદરમાં પીડા થયેલી છે. માટે ત્હારે કોઇપણ પ્રકારનો ખેદ કરવો નહીં. હું આ વનનિકુંજમાં નીચે ઉતરીને જલદી ત્હને સ્વસ્થ કરૂંછું. કંઈ હરકત નથી. એમ કહી હું તરજ આ વનનિકુંજમાં ઉતરી પડ્યો. અહીંયાં પવનનો પણ પ્રવેશ ન થઇ શકે તેવા આ કદલીગૃહમાં મ્હેં મ્હારી દયિતાનો પ્રવેશ કરાવ્યો. પછી અરણીનાં કાષ્ઠઘસીને મ્હે અગ્નિ સળગાવ્યો અને તેણીના શરીરની બહુ સેવા કરી. પછી મ્હેં કહ્યુ કે; હે સુંદરી ? હવે ત્હારૂં શરીરસ્વસ્થથયુંછે માટે ચાલો આપણે આપણા સ્થાનમાં જઈએ. ત્યારબાદ તેણીએ કહ્યું કે; હે પ્રિયતમ ? ભલે ચાલો હવે મ્હને કંઈ હરકત નથી. એમ કહી અમે બન્ને જણ કદલીગૃહમાથી બહાર નીકળ્યાં, તેટલામાં હે ચિત્રવેગ ? એકદમ તમ્હારૂં અહીં દર્શન થયું. વળી હે મિત્ર ? **આકનકમાલાની** બ્હેનછે અને ત્હેનું નામ **પ્રિયંગુમંજરી** છે. એની જે મ્હનેપ્રાપ્તિથઇછે તે ત્હારાઉપકારનુંજફલછે.

હે **સુપ્રતિષ્ઠ** ? ત્હેં જે મ્હને પૂછ્યું તેની સર્વ હકીકત મ્હેં ત્હને કહી. આ પ્રમાણે **ચિત્રગતિ**ના કહ્યા બાદ મ્હે કહ્યું કે; હે મિત્ર ? મ્હારા સરખો નિર્દયહૃદયવાળો બીજો કોઈ નથી. કારણકે; પોતાના કાર્યમાં લુબ્ધથઇને મ્હેં ત્હને મહાકષ્ટમા મોકલ્યો. ઉદારભાવથી પરકાર્યકરવામાં

સિદ્ધ જોવા ત્હારા પોતાના પુણ્યપ્રભાવથી ત્હારો મનોરથ સિદ્ધથયોછે. માટે હે મિત્ર ? ત્હારા સરખો આ જગત્માં નિષ્કારણ પરોપકારી બીજો કોઇ નથી. અતિ દુર્લભ એવો-પણ તે સ્ત્રીનો સમાગમ મ્હને ત્હેં કરી આપ્યો. તેમજ આ કાર્ય કરવાથી મ્હને જીવિત દાનપણ ત્હેં આપ્યું. માટે હે મિત્ર ! ત્હારા સિવાય આ દુનીયામાં અન્ય કોઇ ઉપકારી હું જોતો નથી કારણકે, જીવિતદાનસમાન અન્ય કોઈ ઉપકાર કહ્યો નથી ત્યારબાદ ચિત્રગતિએ કહ્યુ કે, હે મિત્ર ? મ્હેં ત્હારો શો ઉપકાર કર્યોછે ? ખરો ઉપકારતો આ જગતમાં તેજ કહેવાય કેજેનું પરિણામ સુંદર દેખવામાં આવે.પ્રારંભમાં સુંદર અને પરિણામમાં દારૂણ એવા ઉપકારને ક્ષુધાતુરને વિષમિશ્રિત ભોજનના દાનની માફક સજ્જન પુરૂષો કોઈ પણ રીતે વખાણતા નથી હે સુંદર ? આ કાર્યનો પણ પરિણામ મ્હને સારો લાગતો નથી. કારણકે; વિદ્યાના બળથી ગવિષ્ઠ થયેલો નભોવાહનરાજા બહુ પ્રચંડ છે. વળી આલોકમાં સ્ત્રીહરણ સમાન બીજું કોઇ વૈર મ્હોટું ગણાતુ નથી. માટે હે ભદ્ર ? તું પોતે વિચાર કર. આ રાજા થકી કેવીરીતે ત્હારો છુટકારો થશે ? ત્યારબાદ મ્હેં કહ્યું કે; જે થવાનું હતુ તે થઇ ગયુ. હવે અહીં બહુ વિચાર કરવાથી શું થવાનુ ? જે કંઇ મ્હારા પુણ્યમાં હશે તેમ થશે. હે મિત્ર ? જેમ આ સ્ત્રીનો સમાગમ બહુદુર્લભહતો છતાંપણ એની પ્રાપ્તિ થઈ તેવી રીતે ભવિતવ્યતાને લીધે અન્યપણ સારૂં થશે. તે સાભળી ચિત્રગતિ બોલ્યો.હે મિત્ર ? નિશ્ચયમતવડેતો ત્હારૂંકહેવું એકંદર સત્ય છે પરંતુ આપ્રમાણે પગપ્હોળાકરી બેસીરહેવું તે કોઇ પણ રીતે યોગ્ય નથી.ત્યારબાદ મ્હે કહ્યું કે,આ પ્રમાણે આકાર્યની અવ્ય-

વસ્થા છે,છતાં હવે હાલમાં જે કરવાનું હોય તેની વ્યવસ્થા ત્હારે પોતેજ મુકરર કરવી જોઈએ. હવે **ચિત્રગતિ** બોલ્યો.હાલમાં અહીંથી પ્રયાણ કરવું ઉચિત છે. પરંતુ પોતાના નગરમાં નહી જતા કોઈ અન્ય સ્થલે જવું. હે મહાભાગ ? આ સ્થાનમાં આવે આપણને બહુસમયથઇગયોછે, માટે હાલમાં આપણે અહીં કાલક્ષેપકરવોનહી. વળી હેમિત્ર ? જેમ આપણા શરીરની હાનિ ન થાય તેવી રીતે વર્તવું.જેથી કોઇપણ પ્રકારની અડચણ આવે નહી.હું પણ અહીથી **સુરનંદનનગરમાં** જાઉ છું. અને **જ્વલનપ્રભની** સાથે **અશનિવેગની** મૈત્રી કરીને તેણે આપેલી આ મ્હારી પૂર્વભવની દયિતાને હું પરણીશ.

હે **સુપ્રતિષ્ઠ** ? આપ્રમાણે મ્હને કહીને **ચિત્રગતિ** પ્રિયંગુમંજરી સહિત આકાશમાર્ગે ચાલતો થયો; અને અનુક્રમે તે પોતાના સ્થાનમા પહોચી ગયો.

**ચિત્રગતિ પ્રયાણ.**

ત્યારબાદ હે **સુપ્રતિષ્ઠ** ? તમાલવૃક્ષના પત્રસમાન શ્યામએવાઆકાશમાં હું પણ **કનકમાલા**સહિત ઉપડી ગયો. નવીન અને વિકસ્વર કમલોના સમૂહવડે આચ્છાદિત અને નિર્મલછે જલજેમનાં તેમજ ઉત્તમહંસોની શ્રેણીઓવડે વિરાજીત એવાં વિશાલસરોવરોને અવલોકનકરતો, ફૂલના ભારથી નમીગયેલી હજારો શાખાઓવડે સુશોભિત એવાં વૃક્ષો જેમની અંદર રહેલાં છે, અને કોયલની માફક મધુરશબ્દને ઉચ્ચારતા ગિરીંદ્રોના પ્રવાહોને જોતો, કિંનર અને દેવોનાં જોડલાઓએ આશ્રય કરાયેલાં ચંદ્રકાંતમણિયોની મહાન્ કાંતિ વડે વ્યાપ્ત અને અતિ મનોહર એવાં ગિરિવરનાં મ્હોટાં શિખરોનું ઉલ્લંઘન કરતો, તેમજ અનેક પ્રકારના વ્યાપારમાં ઉદ્યુક્તથયેલાવિદ્યા-

ચરોના સમુદાયથી વ્યાપ્ત અને આનંદમાં મગ્નથયેલા નર અને નારીઓના સમૂહથી ભરપૂર એવાં અનેક ગ્રામોનું અવલોકન કરતો કરતો હું દક્ષિણ દિશાતરફચાલતોહતો; તેવામાં અનુક્રમે એકનિર્જલ પ્રદેશ આવ્યો. તેટલામાં ત્યાં દૂરથી વિજળીની લતાસમાન કંઇક તેજસ્વી પદાર્થ અમ્હારા જોવામાં આવ્યો

**એકતેજોમય દેવ.**

તે જોઇ મ્હેંકહ્યુ કે; હેવલ્લભે ? આપણીસન્મુખ આવતું અતિ તેજસ્વી આ શું ? દેખાય છે ? આ કોઇપણ પદાર્થ હોવો જોઇએ એમ મ્હારૂં માનવું છે. પછી તેણીએ કહ્યું કે; હેપ્રિયતમ ? સ્થિરપણુ હોવાથી એને વિજળીકેઉલ્કાતોકહીશકાયજનહીં. પરંતુ દેવ અથવા દેવવિમાનહોવુ જોઇએ. હેસુપ્રતિષ્ઠ ? એ પ્રમાણે અમે બન્નેજણ અનુમાન કરતાંહતાં તેટલામા દીવ્યશરીરધારી એકસુરવર એકદમ અમારી પાસે આવ્યો અને પ્રણામકરી તે બોલ્યો કે; હે ચિત્રવેગ ? ત્હમે ખુશીમાં છો ? હેભદ્ર ? મ્હને ત્હમે ઓળખોછોકેનહી ? ત્યારબાદ મ્હેં ત્હેનેકહ્યુંકે, હા હું સામાન્ય રીતે તમ્હને જાણુંછુ કે, ત્હમે કોઇપણ દેવ છો. વિશેષપણે હું આપને ઓળખતો નથી. ત્યારબાદ દેવ બોલ્યો.આપણો ઘણા સમયનો પરિચય છે, છતા પણ મ્હને ત્હમે ઓળખતા નથી.પછી વિનયપૂર્વક પ્રણામકરી મ્હેં કહ્યુ કે; હેમહાભાગ ? તમ્હારી સાથે મ્હારો આ જન્મમાંતો પરિચયનથી. પરંતુ જો અન્ય ભવમાં હોય તો કહીશકાયનહી. વળી આપનાદર્શનથી મ્હારી દ્રષ્ટિ બહુપ્રફુલ્લ થઇછે. હૃદય પણ પ્રમુદિતથયુંછે. તે ઉપરથી હુ જાણું છું કે; પૂર્વભવમાં કોઇપણ આપણોસંબંધહોવો

જોઈએ. એ પ્રમાણે મ્હારૂં વચન સાંભળી તે દેવતાએ અતિ તેજસ્વીએવાએકમણીને પ્રગટકરી મ્હને કહ્યું કે; હે મિત્ર ? આઉત્તમમણિરત્નને તું ગ્રહણકર હેસુતનુ ? આમણિઆપવા માટેજ હું તારીપાસેઆવ્યોછું. માટે સર્પાદિકવિષને હરણકરનારૂં એવા આઅમૂલ્યમણિનો તું સ્વીકારકર ત્યારબાદ મ્હેં ત્હેને કહ્યું કે, હેસુરવર ? પ્રથમ તું મ્હને એનો જવાબઆપકે; કોઇપણ નિષ્કારણ પ્રવૃત્તિહોતીનથી. એમ ઉત્તમપુરૂષોનું કહેવું છે. તો તું શાકારણમાટે મ્હને આદિવ્યમણિઆપેછે ? અને પૂર્વભવમાં ત્હારીસાથે મ્હારો કેવીરીતે સંબંધહતો ? પછી તે દેવબોલ્યો. હેસુભગ ? જે તું પુછેછે તેનુ વૃત્તાંતબહુ મ્હોટું છે. અત્યારે એનો કઇ પ્રસંગનથી, તેમજ તે તરફ લક્ષ રાખવાનુ ત્હારે પ્રયોજન નથી સર્વ આપત્તિઓને દૂરકરવામાં સમર્થ એવા આમણિને સુખેથી તું ગ્રહણકર. ત્યારપછી મ્હેં કહ્યું કે, હે સુરોત્તમ ? મ્હને ક્યાંથી આપત્તિ આવવાનીછે ? જેથી તેઆપત્તિનેદૂરકરવામાટેત્હમેમ્હનેઆમણિઆપોછો ? દેવબોલ્યો. હેસુંદર ? ત્હારૂ સર્વચરિત્ર પ્રજ્ઞપ્તિવિદ્યાએ નભોવાહન રાજકુમારની આગળકહ્યુંછે પોતાનીસ્ત્રીનાઅપહારથીબહુજ તે કોપાયમાનથયોછે તેમજ ક્રોધને લીધે જેનોઅધરોષ્ઠ વારંવાર ફરક્યાકરેછેઅને બહુવિદ્યાધરોનાપરિવારથી વીંટાએલો એવો તે નભોવાહનરાજા ત્હારાવધનેમાટે પોતાનાસ્થાનમાંથી નીકળ્યો છે. ત્હારીપાછળચાલતોચાલતો હાલમાં તેત્હારીનજીકમાં આવી પહોંચ્યો છે માટે તેનાથી દેહાંતકરનારી એવી મ્હોટી આપત્તિ ત્હને આવી પડશે આમણિનાપ્રભાવથી તુભયંકર આપત્તિનેપણ તરીજઇશ. માટે હેસુંદર ? પોતાના પ્રાણરક્ષણને માટે આદિવ્યમણિનો તું સ્વીકારકર. વળી આદિવ્યમણિના

પ્રભાવથી નભોવાહનરાજાની સર્વવિદ્યાઓ નષ્ટપ્રાયથઈજશે. માટે લે આમણિનેપોતાનામસ્તકઉપરકેશપાશની અંદરગુપ્ત રીતે તું બાંધીરાખ. જેથી કોઈપણ ત્હારો પરાજય કરી શકશે નહીં. વળી હેસુભગ ? તે નભોવાહનરાજા બહુસમર્થ છે અને તે ત્હને અનેકપ્રકારની વેદનાઓ કરશે. કદાચિત્ તે વેદનાઓ શાંત ન થાય તો,આ મણિના જલવડે બહુસાવચેતરહીને ત્હારે શરીરે સિંચનકરવું એમકરવાથી તરતજ સર્વવેદનાઓ નષ્ટ થઈજશે. અને શરીરની કાંતિ નવીન જેવી દીપવા લાગશે. માટે હેભદ્ર ? આદિવ્યમણિ હંમેશાં ત્હારેપોતાના પાસે રાખવો. હેસુંદર ? હું પોતેજ પણ તે વિદ્યાધરથકી ત્હારૂં રક્ષણ કરૂં, પરંતુ હાલમાં મ્હારે એવું ભારે એક કામ આવી પડ્યું છે કે, તે કર્યા સિવાય મ્હારે ચાલે તેમ નથી તેથી તે મ્હારૂં કાર્ય કરીને જલદી પાછો હું અહીં આવીશ. હું જે કહું છું તે ત્હારે સત્ય માનવું એમા અન્યથા ભાવ ત્હારે કરવો નહીં. કારણ કે; દેવતાઓ સત્યને લીધે આવો પક્ષપાતકરેછે અન્યત્ર પણ કહ્યું છે કે—

कुर्वन्ति देवा अपि पक्षपातं, नरेश्वराः शासनमुद्वहन्ति ।
शान्ता भवन्ति ज्वलनादयो य–त्तत्सत्यवाचां फलमामनन्ति॥१॥

અર્થ—" આદુનીયામાં દેવતાઓને કંઈપણસ્વાર્થ હોતોનથી, છતા પણ તેઓ જે પક્ષપાતકરેછે, તેમજ રાજાઓ સ્વાધીન હોવાછતા જે આજ્ઞાનું ઉલ્લંઘનકરતાનથી,અને પ્રચંડ તેજસ્વી એવા અગ્નિ વિગેરે પદાર્થો પણ જે શાંત થાય છે. તેને ઉત્તમપુરૂષો સત્યવચનોનું જફલ માને છે " વળી એટલું ત્હારે અવશ્ય ધ્યાનમાં રાખવું કે; તે નભોવાહનવિદ્યાધર

વિદ્યાના બળથી બહુજ ગર્વિષ્ઠ થયેલો છે. માટે એની સાથે ત્હારે સંગ્રામમાં ઉતરવું નહીં. કારણ કે; ત્હારાકરતાં તે વિદ્યામાં બહુ મ્હોટો છે. જેને વિદ્યાઓ સિદ્ધહોયછે ત્હેને કંઇપણ બાકીરહેતુ નથી, તદ્યથા,–

मातेव रक्षति पितेव हिते नियुङ्क्ते,
कान्तेव चाभिरमयत्यपनीय खेदम् ।
लक्ष्मीं तनोति विपुलां वितनोति कीर्त्तिं,
किं किं न साधयति कल्पलतेव विद्या ॥

અર્થ–" દયાલુમાતા જેમ પોતાના બાલકોનું સંરક્ષણ કરેછે તેમ વિદ્યાદેવીપોતાના આશ્રિતનું પાલનકરેછે. પિતાની માફક હિતકાર્યમાં જોડીદેછે. પોતાની સ્ત્રીની માફક ક્લેશને દૂર કરી હમ્મેશા આનંદઆપેછે. અનર્ગલએવી સંપત્તિઓને વિસ્તારેછે. અને સર્વદિશાઓમા સત્કીર્ત્તિને ફેલાવેછે. એટલુંજ નહી પરંતુ કલ્પલતાની માફક સિદ્ધ થયેલીસદ્વિદ્યા કયુંકાર્ય સિદ્ધ નથી કરતી ? અર્થાત્ દરેક કાર્યની સિદ્ધિથાયછે." જો કે, પુરૂષત્વના અભિમાનવાળા પુરૂષોએ અન્યનો અપકારસહન કરવો એ બહુજ દુષ્કરછે તેમછતાં ખાસકારણ હોય તો પણ યુદ્ધનો આરંભનજ કરવો. નીતિશાસ્ત્રમા પણ કહ્યુ છે કે;–

साम्ना दानेन भेदेन, समस्तैरथवा पृथक् ।
विजेतुं प्रयतेतारी–न्नयुद्धेन कदाचन ॥ १ ॥

અર્થ–" સામ, દાન અને ભેદ એ સમસ્ત અથવા એક એકવડે શત્રુઓને જીતવામાટે વિજીગીષુએ પ્રયત્નકરવો. પરંતુ કોઇ દિવસ યુદ્ધવડે વિજયની ઇચ્છારાખવીનહી." આ નીતિ વચન પણ ત્હારે યાદરાખવાલાયકછે. કારણકે, તેની સાથે

પરાજ્ય કરતો અને શીઘ્રગમન કરતો, એકદમ અદ્રશ્ય થૈ ગયો શ્રીમાન્ ધનેશ્વરમુનીશ્વરે રચેલી સુગમગાથાઓના સમૂહવડે મનોહર, અને રાગ તથા દ્વેષ રૂપી અગ્નિ અને સર્પને શાંત કરવામાં જલ અને મંત્ર સમાન સુરસુંદરી કથાને વિષે દિવ્યમણિ સમર્પણ નામે આ સાતમો પરિચ્છેદ સમાપ્ત.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्रस्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्यपूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्धवक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरिकृतगुर्जरभाषानुवादे दिव्यमणिसमर्पणनाम सप्तमपरिच्छेदः समाप्तः



## अष्टमपरिच्छेदःप्रारभ्यते.

પરોપકારમાં બહુ રસિક એવો તે સુરોત્તમ મ્હને દીવ્યમણિ આપીને અદૃશ્ય થઇગયો.

**ભાવી અનર્થ.** તેજ સમયે હું પણ મ્હારી સ્ત્રી સહિત દક્ષિણ દિશાતરફ ચાલતો થયો. પરંતુ મ્હારા હૃદયમા ચિંતા થવા લાગી કે; તે નભોવાહન વિદ્યાધરનો મ્હેં ઘણો અપરાધ કરેલો છે, તેથી તે મ્હારી ઉપર બહુ ક્રોધાયમાન થયેલો છે, તો હવે તે શું કરશે ? હાલમાં એ કંઇ સમજાતું નથી; અથવા એનાથી કંઇપણ બની શકે તેમ નથી કારણ કે; તે સુરોત્તમે મ્હારા શરીરની રક્ષા કરેલી છે. તેમજ આ દીવ્યમણિનો અલૌકિક પ્રભાવપણ જાગ્રત્ છે. માટે ઘણી વિદ્યાઓના પ્રભાવથી ગર્વિષ્ઠ થયેલા તે વિદ્યાધરથી કોઇપણ મ્હારો અપકાર થઇ શકે તેમ નથી. તેમજ તેનો ક્રોધ પણ નિષ્ફલ થવાનો છે. અથવા વૃથા આવા વિચાર કરવાની મ્હારે કંઈ જરૂર નથી. પૂર્વના કર્મને અનુસારે જે કંઇ થવાનું હશે તે અવશ્ય થયા વિના રહેશે નહીં. વળી મ્હારીપાસે દીવ્યમણિ રહેલો છે, તેનો પ્રભાવ એટલો બધો જાગરૂક છે કે; કોઇપણ વિઘ્ન મ્હને નડી શકે તેમ નથી. તેમજ તે દેવની સહાયપણ મ્હને સારી રીતે મળેલી છે. તેમ છતાં પ્રાચીન પુણ્યનો ઉદય બલવાન્ છે; જેથી પોતાનીભવિતવ્યતા જે પ્રમાણે નિર્માણકરેલી હશે તે કોઇથીન્યૂનાધિકથઇ શકે તેમ નથી; અન્યત્રપણકહ્યુંછેકે;—

निदाघे संतप्तः, प्रचुरतरतृष्णातुरमनाः,
सरः पूर्णं दृष्ट्वा, त्वरितमुपयाति करिवरः ।

तथा पङ्कमग्न,–स्तटनिकटवर्त्तिन्यपि यथा,
न नीरं नो तीरं, द्वयमपि विनष्टं विधिवशात् ॥१॥

અર્થ–" ગ્રીષ્મઋતુના પ્રચંડ તાપને લીધે બહુ તપીગયેલો, અને એજ કારણથી અતિશય તૃષાવડે બહુ વ્યાકુલિતચિત્તવાળો, એક હસ્તી પાણીની શોધમાં બહુ ફાફાં મારતો હતો, તેવામાં સ્વચ્છજળથી ભરેલું એક તળાવ તેના જોવામાં આવ્યું. પાણીપીવાની ધુનમાં ને ધુનમાં એકદમ તે કરીંદ્ર અંદર ઉતર્યો કે, તરતજ કીનારાની પાસમાં પાણીસુકાઈ જવાથી કાદવબંધાઇગયેલો હતો; તેની અંદર એવી રીતે તે હસ્તી ખુચી ગયો કે, પાણીપણ દૂર રહ્યું અને કાંઠોપણ મળી શકયો નહી. અર્થાત્ ત્યાંને ત્યાં સજજડ થઇ ગયો. જો કે; તે હસ્તીને જલપાનની બહુજ ભાવના હતી, પરંતુ દૈવયોગને લીધે ઉભયથીપણ ભ્રષ્ટ થયો." માટે મ્હારેપણ અહીં અન્ય વિચાર કરવાનું કંઈ પ્રયોજન નથી. એ પ્રમાણે હું અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પકરતો તે સિધેરસ્તે જતોહતો, તેટલામાં મ્હારી સ્ત્રીનું શરીર ભયને લીધે એકદમ કંપવા લાગ્યું, અને વ્યગ્રચિત્તે તે બોલી કે, હે નાથ ? આપણી પાછળ આવતો કોઇપણ આ વિદ્યાધર દેખાય છે ઘણુંકરીને આ **નભોવાહનરાજા** હોવો જોઇએ. કારણ કે; બીજા ઘણા વિદ્યાધરો એની પાછળ આવતા દેખાય છે. એ ઉપરથી હું માનુછું કે; જરૂર આપણો શત્રુ આવી પહોચ્યો.

હવે શત્રુ નજીકમાં આવ્યો છે. માટે હે પ્રિયતમ ! આપને જે કંઈ ઉપાય કરવાનો હોય તે જલદી કરો, જેથી આપને કોઇપ્રકારની પીડા થાય નહીં, અને હું

**કનકમાલાનો સંતાપ.**

પણ વિરહના તીવ્ર દુ:ખને સ્વાધીન થાઉં નહીં, તે સાંભળી મ્હેંપણ પાછું મુખવાળી તે તરફ જોઇને કહ્યું કે, હે સુંદરિ? ત્હારૂં કહેવું સત્ય છે. નભોવાહનરાજાનોજ આ ઉપક્રમ દેખાય છે, પરંતુ તું આટલો ભારે ખેદ શામાટે કરેછે? જો કે, અનેક વિદ્યાધરોના પરિવાર સહિત આ વિદ્યાધરેંદ્ર અહીં એકદમ આવશેતો ભયની કંઇ સીમા રહેશે નહી. પરંતુ હે સુંદરિ? જાણ્યાપછી ભય ગણવો શા કામનો? શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે,—

तावद्भयस्य भेतव्यं, यावद्भयमनागतम् ।
आगतं पुनरालोक्य, पश्चात्कुर्याद्यथोचितम् ॥ १ ॥

અર્થ—"આ જગતની અંદર દરેક પ્રાણીઓએ જ્યાં સુધી ભય ન આવ્યો હોય ત્યા સુધી ભયથી ડરવું જોઇએ. પરંતુ તે ભયનુ આગમન થયાબાદ બીલકુલ ભયભીત થવાની જરૂર નથી. પછી તો દેશ, કાળ અને સાધનાદિકનો વિચાર કરી પોતાને જેમ યોગ્ય લાગે તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી જોઇએ." હે સુતનુ? ત્હારા સાંભળતાજ તે સુરોત્તમે કહેલું છે કે, નભોવાહનરાજા તમ્હારી પાછળ આવે છે. તો હવે શામાટે તુ એને જોઇને ડરી જાય છે હે સુતનુ? દેવતાએ આપેલા આ દિવ્યમણીના પ્રભાવથી સર્વ સારૂ થશે એને જોઇને બીલકુલ તુ ખેદ કરીશ નહીં. હવે આપણે કોઇ બીજો ઉપાય કરીએ તેવો સમય રહ્યો નથી કારણ કે, બહુ વેગથી ગમન કરતો એવો આ વિદ્યાધર હવે આપણી નજીકમા આવી પહોચ્યો છે વળી આ વિદ્યાધર બહુ દૂર હોય તોપણ એનાથી આપણે નાશી શકાય તેમ નથી. કારણ કે, એની વિદ્યાનો પ્રભાવ બહુ અલૌકિક છે. હે સુતનુ? આપણ તો હવે

એની દૃષ્ટિગોચર થઇ ચુકયાં છીએ, માટે ઉપાય સંબંધી કઇ પણ ચિંતા કરવાની હવે જરૂર નથી. હે પ્રિયે? મ્હારા પ્રાચીન કર્મોના સંબંધ પ્રમાણે જેમ ભાવી હશે તેમ બનશે. આ જગત્‌ની અંદર બહુ શોક કરવાથી ઇષ્ટસિદ્ધિ થતીનથી. તો શામાટે વૃથા અપલાપ કરવો? એમ મ્હારૂં વચન સાંભળી તે બાલાએ સ્વાભાવિક બહુ ભીરૂ હોવાથી પોતાના નેત્રોમાંથી સ્થુલઅશ્રુપ્રવાહ ચાલતા કર્યા; અને બહુ ભય તથા શોકને પ્રગટ કરતી તે ભીરૂ ફરીથી કહેવા લાગી કે; હા? નાથ? હા! પ્રાણવલ્લભ? દુર્દૈવને લીધે પાપકારિણી એવી હુ વાસના ફલોદ્‌ગમનીમાફક તમ્હારા વિનાશને માટે થઇ પડીછુ હે પ્રાણપ્રિય? તે સમયે જો મ્હેં મ્હારા પ્રાણનો ત્યાગ કર્યો હોત તો, હે નાથ? શું તમ્હે આવી આપત્તિમાં પડત ખરા? વળી હે સ્વામીન્? જો હું મ્હારી માતાના ગર્ભમાથી પડી ગઇ હોત, અથવા જો બાલ્ય અવસ્થામાં મરીગઈ હોત તો મ્હારા માટે આપને આ આપત્તિ ભોગવવી પડત નહી, આદ્યમાં મધુર એવો આપણો પરસ્પર ગુથાયેલો આ ગાઢપ્રેમ ખચરી (અશ્વતરી) ના ગર્ભની માફક દુરત દુઃખનો હેતુ થઈ પડ્યો. હે સ્વામિન્? હાલમાં તમે કર્મનો આશ્રય લઈ બહુ થાકી ગયાછો તેથી આ દુઃસહ વેદનાના નિવારણ માટે કઇપણ ઉપાય ચિંતવતા નથી. ત્યારબાદ મ્હેં કહ્યું કે, હે સુંદરી? ત્હારે કઇપણ ખેદ કરવો નહીં; હે સુતનુ? જે પુરૂષ અવિચારિત—સાહસ કાર્ય કરેછે તેનું પરિણામ આવુંજ આવે છે. વળી જે પોતાના અને પરના બળનો વિચાર કર્યાશિવાય કાર્યનો પ્રારંભ કરે છે; તે પુરૂષ જરૂર અપમાન અને મરણને સ્વાધીન થાય છે.

તેમજ વળી જે પુરૂષો નીતિપૂર્વક્ચાલેછે, તેઓકોઇદિવસ આ-પત્તિઓમાંઆવીપડતાનથી.એટલાજમાટે સત્પુરૂષો નીતિનું ઉલ્લં-ઘન કરી રેખામાત્રપણુચલાયમાન થતાનથી.અન્યત્રપણકહ્યુંછેકે;-

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु,
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥१॥

અર્થ–"નીતિશાસ્ત્રના જાણકાર પુરૂષો ભલે નિંદા કરે, અથવા સ્તુતિ કરે, કિંવા લક્ષ્મીની પ્રાપ્તિથાય, અથવા પોતાની ઇચ્છા પ્રમાણે સુખેથી ચાલી જાય,તેમજ વળી મરણકાલ તત્કાલ આવે કિંવા યુગાંતરે થાય, તેની બીલકુલ દરકાર નહીં કરતા ધીરપુરૂષો ન્યાયમાર્ગથી ઉલટેરસ્તે ડગલું માત્ર પણ ચાલતા નથી. એનું કારણ એટલુંજ છે કેઃ અધર્મનો માર્ગ અવલોકવો નહીં. છતાં હે સુતનુ? મ્હેં ત્હારૂં હરણ કર્યું, તેથી મ્હારામાં નીતિનો માર્ગ લેશમાત્ર પણ ક્યાં રહ્યો? તેમજ પ્રેમને વશથઇ આપણે રાજવિરૂદ્ધ કાર્ય કરેલું છે. માટે હે સુતનુ? હવે આપત્તિ જોઇને વિષાદ કરવો નહીં. તેમ છતાંપણ હે સુંદરી? જો કદાચિત્ દૈવ અનુકુલહશે તો આપણી આપત્તિપણ સંપત્તિરૂપથઇજશે. હે કમલાક્ષી? આ શત્રુ બહુ બલવાન્ છે એની આગળ કોઇનું પરાક્રમ ચાલીશકેતેમનથી. પરંતુ પૂર્વોપાર્જીત પુણ્યની પ્રબલતા હોય તોજ તેનું નિવારણથઇશકેતેમછે. હે સુંદરી? જો તેવું પુણ્યહોયતો પુરૂષાર્થકરવાની કંઇજરૂરનથી. તેમજ જો કિંચિત્ માત્રપણ પુણ્ય નહોય તોપણ પુરૂષાતન કરવું

વૃથા છે. કારણકે; વિજય મેળવવામાં પુણ્યનેજ હું પ્રધાન માનુંછું. હે વલ્લભે ? એક બાજુ મ્હારૂં પુણ્ય છે અને બીજી તરફ મદોન્મત્ત આ શત્રુઉભો છે. હવે આપણે અહીં જો- વાનું છે કે; આ બન્નેમાંથી કોનો વિજય થાય છે ?

હે સુપ્રતિષ્ઠ ? મ્હારી પ્રિયાની સાથે એમ હું કેટ- લીક વાતચિત કરતો હતો, તેટલામાં બહુ ઝડપથી ચાલતો નભોવાહનરાજા અમ્હારાનજીકના પ્રદેશમાં આવી પ- હોંચ્યો અને તંરતજ તે ત્વરિગતિએ

**નભોવાહનનો સમાગમ.**

મ્હારીપાસેઆવ્યો જેના હૃદયમાથી ક્રોધાગ્નિની જ્વાલા- ઓ બહાર નીકળતી હતી. જેથી તેના ગ ડસ્થલની કાંતિ બહુ શોકને સૂચવતી હતી મ્હારી ઉપર ક્રુરદૃષ્ટિકરી તે બોલ્યો. રે ! રે ? ખચરાધમ ? ઉભયલોકથી વિરૂદ્ધ એવા આ કૃત્યનું આચરણ કરીને હવે તું કયાં જઇશ ? રે ! રે ! પામર ! કોના બલથી આવું આ કાર્ય ત્હેં આચર્યું છે ? મ્હારી સ્ત્રીનું હરણ કરી હવે નાસવાના ઉપાય તું શોધે છે, પરંતુ હવે તું કોઈ પ્રકારે છુટવાનો નથી. અને કસાઇના રસોડામા ગએલા સસલાની માફક હાલમાં તું મરણ પામીશ. રે ! મૂઢ ? આવા અકૃત્યની બુદ્ધિ ત્હને કયા અધર્મીએ આપી ? અથવા દૈવ જ્યારે કોપાયમાન થાય છે ત્યારે તે પુરૂષને શું લાકડી લઈને મારે છે ? રે ! મૂઢ ? હે પુણ્યહીન ! હે ઉત્પથગામી ! રે નિર્લજ્જ ? ત્હારી ઉપર યમરાજા ખરેખર કુપિત થયો છે. તેથી ત્હે આવું સાહસ કર્યું છે રે દુરાચાર ? જેના બલવડે ત્હેં આ રાજવિરૂદ્ધ કાર્ય કર્યું છે, તેનુ નામ તું જલદી અહીં પ્રગટ કર. ? વળી તું કહીશકે; મ્હને કહ્યું નહીં. આ હું

પોતેજ મ્હારા તીક્ષ્ણ એવા **અર્ધચંદ્ર**બાણવડે ત્હારા મ-સ્તકને છેદુછું; જો ત્હારામાં કંઇપણ પરાક્રમ હોય તો યુદ્ધ કરવા તું તૈયાર થા. હવે ત્હારૂં જીવન આવી રહ્યું છે રે મૂર્ખ ? ત્હને એટલોપણ વિચાર ન આવ્યો કે; બલવાનની સાથે વૈર કરવુ તે મરણનીજ નિશાની છે. એમ કહી તેણે પોતાના ધનુષતરફ દૃષ્ટિ કરી.

**બાણ પ્રયોગ**

હે **સુપ્રતિષ્ઠ** ? બહુ રોષને લીધે લાલ નેત્રોને ધારણ કરતો **નભોવાહન**વિદ્યાધર એકદમ ધનુષ ચઢાવીને મ્હારી ઉપર બાણના પ્રહાર કરવા લાગ્યો હવે તે ધનુષમાં-થી છુટેલો બાણ બહુ વેગથી મ્હારી નજીકમા આવી; શિલાઉપર અથડાએલાની માફક પશ્ચાત્ મુખે તરતજ તે પાછો વળ્યો તે જોઇ તે વિદ્યાધરના હૃદ-યમાં બહુ વિસ્મય થયો, જેથી એકદમ શકિત થઇ ક્ષણ-માત્ર કંઇક વિચારકરીને તે બોલ્યો કે; અરે! અધમ ! તું એમ જાણતો હઇશકે, ક્ષુદ્રવિદ્યાના પ્રભાવથી મ્હેં કેવું એનું બાણનિષ્ફલકર્યુ છે ? એમ ત્હારા મનમાં તુ ધારતો હ-ઇશ; પરંતુ મ્હારાં આગ્નેયાદિક શાસ્રોથી હાલમાં તું છુટવા-નો નથી એ પ્રમાણે બોલતો તે વિદ્યાધર પોતાનાં સર્વ શસ્રોની રચના કરવા લાગ્યો, તેમજ મ ત્રો ભણીને અનુક્રમે એક એક તે મ્હારી ઉપર મૂકવા લાગ્યો

**સમંત્રક શસ્ત્ર.**

હે **સુપ્રતિષ્ઠ** ? ક્રોધથી અંધ બનેલા પુરૂષોને કોઇપણ પ્રકારનો વિચાર હોતો નથી. માત્ર પોતાનો વિજય અને અન્યનો પરાજય તે તરફ તેઓનું લક્ષ્ય હોય છે તદ્-

પરંતુ વિષયરૂપી વિષથી ઘેરાઇ ગયેલા તે અધમે આગ્નેયનામે ભયંકરઅસ્ત્રને મ્હારી ઉપર છોડવાની તૈયારી કરી અનેક અગ્નિના કણિઆઓ જેની આસપાસ ઉચ્છળી રહ્યા છે, સ્ફૂરણાયમાન એવી હજારો જ્વાલાઓ વીટાઇ રહેલીછે અને અતિ ભયંકર એવું તે આગ્નેય અસ્ત્ર મ્હારા વધને માટે એકદમ તેણે છોડ્યું. તેપણ મ્હારી પાસે આવ્યું તો ખરૂં, પરંતુ તેદિવ્યમણીનાપ્રભાવથી શક્તિહીન થઇ ગયું, તેમજ મ્હારી પાછળ ભમીને એકદમ શાંત થઇ ગયું. ત્યારબાદ તેણે અનુક્રમે વાયુઆદિક સર્વ શસ્ત્રો અનુક્રમે મ્હારી ઉપર અજમાવી જોયાં. પરંતુ તેઓપણ મ્હારા મણિના પ્રભાવથી દૂરથીજ લીન થઇ ગયાં. અર્થાત્ તે સમંત્રક અસ્ત્રોની કંઇપણ શક્તિ ચાલી નહીં. ત્યારબાદ અમોઘ શક્તિવાળા છતાં પણ તે સર્વ શસ્ત્રોને નિષ્ફલ થયેલાં જાણીને તે રાજકુમારનું મુખ કાંતિહીન થઇ ગયું અને તેનું હૃદય વિસ્મયને લીધે ચકિત થઈ ગયું. એક ક્ષણમાત્ર વિચાર કરી ફરીથી પણ તે બોલ્યો કે; હે ખચરાધમ? મ્હારા ચમત્કારી મંત્ર, વિદ્યાકે; ઔષધિના પ્રભાવથી આ સર્વ શસ્ત્રોનો પ્રભાવ મ્હેં અટકાવ્યો છે એમ ત્હારા મનમાં તું ગર્વ કરીશ નહીં. કારણકે; આ મ્હારાં અમોઘશસ્ત્રોને મંત્ર કે તંત્રવડે કોઇપણ હણવાને શક્તિમાન્ છેજ નહીં. પરંતુ આ મ્હારાં શસ્ત્રોએ જે ત્હને ન હણ્યો તેનું કારણ તું સાંભળ. આ બહુ પાપકારી છે, એનું મૃત્યુ સુખથી થવું ન જોઇએ, અધર્મીઓનું મરણ તો બહુ દુઃખથીજ થવું જોઇએ. માટે હે કુમાર? એને તો દુષ્ટ મરણથીજ ત્હારે મારવો ઉચિત છે. એ પ્રમાણે મ્હને ઉપદેશ આપવાને માટે આ દિવ્ય

અમોએ ત્હને માર્યો નથી; પરંતુ ત્હારી વિદ્યાવડે એમની
શક્તિઓ લોપાઈ નથી. માટે હે મૂઢ? જો કે હવે તું પા-
તાળમાં જઈશ તોપણ મ્હારા પંજામાંથી છૂટવાની આશા
રાખીશ નહીં. અથવા સૂર્યપણ બીજીવાર ઉગતો મુખેથી પકડી
શકાય છે. રે! અધમાધમ? હાલમાં તું મ્હારી દૃષ્ટિગોચર
થયો છે. હવે તું નાશીને ક્યાં જવાનો છે? હવે હું ત્હને
બહુ દુઃખી કરીને મારવાનો છું. એ વાત ત્હારે નક્કી સ-
મજવી. એમ કહીને હે સુપ્રતિષ્ઠ! બહુ ક્રોધના આવેશમાં
આવેલા તે નભોવાહને નાગિનીવિદ્યાનું આવાહન કર્યું
કે; તરતજ ઉગ્રવિષવિકારને ધારણકરવા અને ભયંકર
એવા સર્પોએ મ્હારાં અંગોમાં વીંટાઈને કર્મોવડે રાગમાં આ-
સક્ત થયેલા જીવની માફક, મ્હને સજ્જડ બાંધી નાંખ્યો.
ત્યારબાદ તે બંધનથી મ્હારા શરીરે બહુ ભારે વેદનાઓ
પ્રગટ થઈ. તેમજ સર્પોના ભારવડે આકાશમાંથી હું
પૃથ્વીઉપર પડીગયો. મ્હારાં દરેકઅંગો તીવ્રવેદનાને લીધે
અત્યંત વ્યાકુલ થઈ ગયાં હતાં. આ શાલ્મલીવૃક્ષની નીચે
બેભાન થઈ હું પડી રહ્યો. ઉચ્છ્વાસોકરી દુષ્ટવિષધરો
મ્હારા શરીરને બહુ મર્દન કરવા લાગ્યા, જેથી મ્હારૂં શ-
રીર તુટવા લાગ્યું, અને એકદમ હું અચેતન થઈ ગયો.
મ્હારી પ્રાણપ્રિયા પણ દુઃસહ એવી મ્હારી પીડાને જોઈ બહુ
દુઃખી થઈ તે બીચારી ગદ્ગદ્ કંઠે રૂદન કરવાલાગી, હા?
આર્યપુત્ર? હા? વલ્લભ? આ અનર્થનું કારણ હું બનીછું.
હા? પાપિષ્ઠ એવી હું તે સમયે કામદેવના મંદિરની અંદર
તેની સમક્ષ કેમ ન મરીગઈ? હા! પ્રિયતમ? મ્હારા માટે
આપ આવી દુરંત વેદનાઓને ભોગ થઈ પડ્યા છો. હા!

આર્યપુત્ર ? હાલમાં આપના વિરહથી મ્હારૂં જીવિત રહેવાનું નથી.

હે **ધનદેવ** ? તે **ચિત્રવેગ** વિદ્યાધરનું એવું ભાષણ સાભળીને તે સમયે મ્હને સંકલ્પ ઉત્પન્ન થયો કે; પ્રથમ જે સ્ત્રીના પ્રલાપનો શબ્દ મ્હારા સાંભળવામાં આવ્યો તે એની સ્ત્રી **કનકમાલાનોજ** નક્કી હોવો જોઇએ ત્યારબાદ ક્ષણાંતરપછી જે પુરૂષનો શબ્દ મ્હેં સાંભળ્યો તે એના શત્રુ **નભોવાહનનો** છે; અથવા આ નિરર્થકકલ્પના કરવાની મ્હારે શી જરૂરછે! પ્રથમ અહીં રહીને હુ જે કંઇ પોતાનું ચરિત્ર આ **ચિત્રવેગ** કહેશે તે સાંભળું. એમ વિચાર કર્યાબાદ. હે ધન-દેવ ? તેના સર્વ વચન સાંભળવા માટે મ્હેં પ્રારંભ કર્યો

**ચિત્રવેગની દુઃસ્થિતિ.**

બહુવેદનાથી પીડાતો **ચિત્રવેગ** બોલ્યો હે સુપ્ર-તિષ્ઠ ? એ પ્રમાણે બહુપ્રકારના વિલાપ કરતી અને દુઃખથી પીડાયેલી મ્હારી સ્ત્રી **કનકમાલાને, નભોવાહન** ઉઠા-વીને ઝડપથી ચાલ્યો ગયો ત્યારપછી દુઃસહ સર્પોએ કરેલી વેદનાથી કંપતો અને અધિકમાં સ્ત્રીના વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખવડે અત્યંત તપિગયેલો હું બેહાલતમાં રહ્યો છું; તેટલામાં **હેસુપ્રતિષ્ઠ** ? ત્હમેપણ મ્હારા પુણ્યને લીધે આ સ્થાનમાં આવ્યા અને તમોએ આ દિવ્યમણીના જળવડે મ્હને અપાર વેદનામાંથી મુક્ત કર્યો. માટે હેપરોપકારી ! આપે મ્હને જીવિતદાન આપ્યુંછે. એમાં કંઈ સંદેહ નથી વળી આમણીના પ્રભાવથી તે દુષ્ટસર્પો મ્હને કરડીશક્યા નહીં. અન્યથા આવા અપાર દુઃખથી પી-ડાતો હુ ક્યાથી જીવતોરહીશકત ? યમરાજાના મુખસ-

ગાન ભયંકર સેંકડો ભુજગોના પાશમાંથી કોઇપણ પ્રાણી બચીશકેખરો? માત્ર મણીનો પ્રભાવ મ્હારો ઉદ્ધારક થઇ પડ્યો હે સુપ્રતિષ્ઠ? તમોએ જે મ્હને પૂછયું હતું કે; ત્હને આવી મ્હોટી આપત્તિમાં કોણે નાખ્યોછે? તે સર્વ મ્હારી હકીકત મ્હે આપની આગળ સવિસ્તર નિવેદન કરી.

**સુપ્રતિષ્ઠનો વિચાર.**

**હેધનદેવ?** તે સમયે આપ્રમાણે બહુઅનીતિભરેલું તે ચિત્રવેગવિદ્યાધરનું વૃત્તાંત સાભળી મ્હેં મ્હારા હૃદયમા વિચાર કર્યો કે,–અહો! આ પણ એક જોવા જેવું છે આવા વિદ્વાન્ છતાંપણ પ્રેમના વશથઇ વિષયમા લુબ્ધબનેલાપુરૂષો, આસંસારમા વિવિધ પ્રકારની આપદાઓ પામે છે. પરલોકની વાર્તા તો દૂરરહી, પરંતુ રાગથી વિમોહિત ચિત્તવાળા તેમજ કાર્ય અને અકાર્યના જ્ઞાનથી ભ્રષ્ટ થયેલા પ્રાણીઓ, આલોકમાંજ મ્હોટી આપત્તિયોને પામે છે આલોક અને પરલોકમા સમગ્ર જીવોને શારીરિક કિંવા માનસિક એવા સર્વ અસહ્યદુઃખોનું મુખ્ય કારણ ઘોર એવો રાગજ કહેલો છે; અને તે રાગને લીધેજ લોકો અસાર એવા વિષયસુખમાં આસક્ત થાય છે જ્યાંસુધી પુરૂષો તત્ત્વજ્ઞાનથી અજ્ઞાત છે ત્યાંસુધી તેઓ વિષય સુખને અનુસરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે;–

ददति तावदमी विषयाः सुखं,स्फुरति यावदियं हृदि मूढता ।
मनसि तत्त्वविदां तु विचारके,क्व विषयाः क्वसुखं क्व परिग्रहः॥१॥

અર્થ–"જ્યાંસુધી પ્રાણીઓના હૃદયમાં રાગસંબંધી આવી મૂઢતા સ્કુરે છે, ત્યાંસુધી આ અસારવિષયો સુખકારી લાગે છે. પરંતુ ગુરૂદ્વારાએ જ્યારે તત્ત્વબોધ થાય છે

અને પોતાના હૃદયમાં પુરતો વિચાર કરી જેઓ સાર અને અસારનો વિવેક જાણે છે તેઓને વિષય સુખ કે; પરિગ્રહો ઉપર આસક્તિ રહેતી નથી. માત્ર અજ્ઞાનતાને લઇનેજ રાગાદિકને વશ થઇ અનંત વેદનાઓ વેઠવી પડે છે." તેમજ આ દુનીયાંની અંદર દુર્લભ એવી મનુષ્યજાતિને વિષે ગાઢ પ્રેમથી બંધાયેલા જીવો રાગાંધ બની જે આપત્તિઓને અનુભવે છે, તેવાં દુઃખો નરકનેવિષે પણ અશક્ય હોય છે. વળી પ્રિયવસ્તુના વિયોગથી તપ્ત થયેલા પ્રાણીઓ વિપરીત આચારને આચરતા છતાં નરકસ્થાનમાં નારકીની માફક હમ્મેશાં બહુ દુઃખી થાય છે રાગથી મોહિત થયેલા જીવો આલોકમાં વધ, બંધન અને મરણાદિક અનેક પ્રકારની પીડાઓને ભોગવે છે. છેવટે મરીને તેઓ દુર્ગતિમાં ચાલ્યા જાય છે અને ત્યાં અનેક જાતનાં દુઃખોને સહન કરે છે. ખરેખર રાગ એ દુઃખનુ સ્વરૂપ છે, અને સમગ્ર આપત્તિઓનું કારણ પણ રાગજ છે. રાગવડે પીડાયેલા પ્રાણીઓ આઘોરસંસારમાં વારંવાર પરિભ્રમણ કરે છે. પ્રાણીઓના હૃદયમાં જ્યાંસુધી રાગનો પ્રાદુર્ભાવ નથી થયો ત્યાં સુધીજ પરમ સુખની આબાદી હોય છે અને હૃદયની અંદર રાગનો પ્રવેશ થાય તો તરતજ હજારો દુઃખોનો ત્યા નિવાસ થાયછે એ પ્રમાણે મ્હે મ્હારા મનની અંદર વિચાર કરીને, હે **ધનદેવ**? મ્હેં ત્હેને કહ્યું કે; હે **ચિત્રવેગ**? હાલમાં હવે ત્હારે કોઇપણ પ્રકારનો શોક કરવો નહીં. કારણ કે, આસંસાર હમેશાં આવાદુઃખોનુ સ્થાનગણાયછે. માટે આપત્તિઓપણ અનુક્રમે આવ્યાકરેછે તેમાં ત્હારે શોકકરવોનહીં જરા, મરણ, રોગ અને ઇષ્ટવિયોગ જેમાં બહુધા રહેલાછે એવા આસંસારમાં પ્રાણીઓને પોતાના

કર્મને અનુસારે દુ:ખથયાકરેછે તો શામાટે તું વિષાદમાં પડેછે ? ત્યારબાદ ચિત્રવેગબોલ્યો હેભદ્ર ? મ્હને બીજો કોઇ પણ ખેદથતોનથી. માત્ર એકજ ચિંતા મ્હારા હૃદયમાં અસહ્યદુ:ખને ઉત્પન્નકરીરહીછેકે,–તે બીચારી રૂદનકરતી મ્હારી સ્રીને નભોવાહનરાજા અહીંથી બલાત્કારે કેવીરીતે અને કયાં લઈગયોહશે ? વળી હાલમા તે જીવતી હશે કે કેમ ? એમ કેટલીક તેની અવસ્થા જાણવાને મ્હને ચિંતા રહ્યાકરેછે, એમ તે વિદ્યાધર મ્હને કહેતો હતો, તેટલામાં, હે ભદ્ર ! ધનદેવ ? જેહકીકત ત્યાબની તે તુંસાભળ.

**દેવાગમન.**

કમલના પત્રસમાનનેત્રોને ધારણકરતો, વિશાલ વક્ષ:સ્થલને વહનકરતો અને પોતાની કાંતિવડે દિગ્મંડલને ઉજ્વલકરતો એક દેવ આકાશમાથી નીચે ઉતર્યો. પોતાની પાસે આવતા તેદીવ્યમૂર્ત્તિને જોઈ તે ચિત્રવેગ એકદમ ઉભો થયો અને તદેવના પ્રભાવથી તેનું મુખકમલ એકદમ પ્રફુલ્લ થઇગયું; બાદ બહુ વિનયપૂર્વક તે ચિત્રવેગ તે દેવને પ્રણામ કરવાલાગ્યો પછી તે દેવ સુખાસનઉપરબેઠો અને તેબોલ્યોકે; હેભદ્ર ? હાલમાં તુંસુખીછે ? દિવ્યમણિના પ્રભાવથી ત્હારી સર્વઆપત્તિઓ નિવૃત્તથઈ ? તે સાંભળી ચિત્રવેગ બોલ્યો. આપના પ્રભાવથી હાલમાંકુશળછે.પરંતુ હાલમાં મ્હને એકકૌતુકછે: તેનો ત્હમે ખુલાસો કરો. હેદેવ ! પૂર્વભવમાં તમ્હારી સાથે મ્હારો સંબંધ કેવા પ્રકારનો હતો ? વળી તે દીવ્યમણીઆપીને તે સમયે કયા કાર્યને માટે બહુ ઉત્સુક થઇ ત્હમે અહીંથી ગયાહતા ? તે સાંભળી દેવબોલ્યો. હે સુતનુ ? જે કાર્યમાટે હું અહીંઆવ્યોહતો તેવૃત્તાત હું ત્હને કહુંછું તે તું એકાગ્રમને શ્રવણકર.

**ધનભૂતિ સાર્થવાહ.**

આ જ જંબુદ્વીપમાં **ઐરવતક્ષેત્ર**છે, તેમાં રહેલા આર્યદેશની અંદર **વિજયવતી**નામે નગરી છે, જેની સમૃદ્ધિવડે દેવપુરીપણ નિર્માનપણું ધારણકરેછે, વળી તે નગરીમાં પોતાની કીર્ત્તિવડે સુપ્રસિદ્ધ એવો **ધનભૂતિ** નામે સાર્થવાહ રહેતોહતો. દાક્ષિણ્ય અને દયાનું તે સ્થાન ગણાતોહતો, જૈનધર્મમાં હમ્મેશાં ઉદ્યોગીહતો, ચંદ્રની માફક કલાઓનો નિધાન, હસ્તીની માફક તે નિરંતર દાન (દ્રવ્ય-મદ) આપવામાં પ્રવર્ત્તમાન, દિવસની માફક હમ્મેશાં મિત્ર (સૂર્ય-વયસ્ય)નો સત્કારકરનાર, પંડિતોના નેત્ર અને મનને સંતોષઆપનાર તેશ્રેષ્ઠી લોકોમાં બહુ માનવંત ગણાતોહતો. તેમજ પ્રશાતઆકૃતિને ધારણકરતી, પતિવ્રતાસ્ત્રીઓમાં પ્રશંસા કરવાલાયક, સત્ય, શીલ અને દયાવડે યુક્ત, તેમંજ અતિ મનોહરરૂપવાળી **સુંદરીનામે** ખ્યાતિમતી તેની સ્રીહતી. નિરંતર તે સ્રીપુરૂષ બન્નેજણ વિશુદ્ધ એવા શ્રાવકધર્મને સમ્યક્ પ્રકારે પાલતાંહતા, તેમજ સુપાત્ર એવા મુનિવરોની ભક્તિમાં તેમના દિવસો વ્યતીતથતાહતા જેમનો સમય ધર્મ કર્મમાં નિર્ગમનથાયછે, તેપુરૂષોનેજ આદુનીયામાં જીવતા સમજવા. અન્યત્રપણકહ્યુ છેકે;—

**यस्य धर्मविहीनानि, दिनान्यायान्ति यान्ति च ।**
**सलोहकारभस्त्रेव, श्वसन्नपि न जीवति ॥ १ ॥**

અર્થ—" આજગત્‌માં દશદૃષ્ટાંતથી દુર્લભએવો મનુષ્ય-ભવપામીનેપણ જેના દિવસો ધર્મવિનાના આવેછે અને ચાલ્યા જાયછે, તેપુરૂષ લોહકારની ધમેણની માફક કેવલ શ્વાસ લીધા કરેછે, તેજીવતો ગણાતોનથી. અર્થાત્ તેવા ધર્મહીન પુરૂષો

પૃથ્વીઉપર ભારભૂત ગણાયછે.' એમસમજી તેદ પતી બન્નેજણ સમ્યક્દેવ. ગુરૂ અને ધર્મની આરાધનામાં તત્પરરહેતાહતાં, તેમજ તેસુંદરીશેઠાણી પોતાના પતિને દેવસમાનમાનતીહતી

પતિભક્તિમાં તત્પરએવી તેસુંદરીએ અન્યદા પ્રધાન-સ્વપ્નોથી સૂચિતછે ભાગ્યસંપત્તિ જેની અને સામુદ્રિકશાસ્ત્રના નિયમ પ્રમાણે અનેક ઉત્તમ લક્ષણોવડે સંપૂર્ણ એવા એકપુત્રરત્નને જન્મઆપ્યો. વળીતેપુત્ર રૂપમાં અનંગસમાન, તેજમાં સૂર્યસમાન, સૌમ્યતામાં ચંદ્રના બિંબસમાન અનેસુખ આપવામાંજૈનધર્મસમાન હતો તેપુત્રના જન્મકાળથી બારદિવસ થયા એટલે પોતાનાં માતાપિતાએ ઘણા આનંદસાથે પોતાના કુલવૃદ્ધોનીસમક્ષવિધિપૂર્વક**સુધર્મ** એવું તેનું નામ પાડ્યું અનુક્રમે તે બાલચંદ્રની માફકપ્રતિદિવસ પોતાનાં માતાપિતાના પ્રેમસાથે વૃદ્ધિપામવા લાગ્યો, ત્યાર-બાદ કેટલોક સમય વ્યતીતથતાં તે ધર્મપત્નીને બીજો એક પુત્રથયો, જેનુંનામ **ધનવાહન** પાડવામાં આવ્યું, બાદ તે **સુધર્મ**પણ આઠવર્ષનો થયો.

**સુધર્મઅને ધનવાહન.**

અન્યદા પોતાના પવિત્રચરણકમલવડે પૃથ્વીને પવિત્ર કરતા, વિશુદ્ધઉપદેશવડે ભવ્યજનો-નો ઉદ્ધારકરતા, દયાર્દ્રહૃદયવડે ક્રૂર પ્રાણીઓને પ્રશાંત કરતા, ઉગ્ર તપ-શ્ચર્યાના પ્રભાવવડે રાગાદિકશત્રુઓને નિર્મૂલકરતા, તેમજ સેંકડોમુનિઓ જેમના ચરણકમલનીસે-વામાં રહેલાછે એવાશ્રી**સુદર્શન**આચાર્ય તે નગરીમાં પધાર્યા. વળી પ્રતિબંધરહિતછે વિહારજેમનો, ચતુર્દશપૂર્વના જાણકાર

**સુદર્શન આચાર્ય.**

અને સર્વગુણોના આધારભૂત એવા તે આચાર્યમહારાજે પૂર્વ તથા ઉત્તરદિશાના મધ્યભાગમા એટલે ઇશાનકોણમાં રહેલા **નંદન**નામે ઉદ્યાનમાં નિવાસકર્યો. સર્વ નગરવાસીલોકો પણ બહુભક્તિપૂર્વક સૂરીશ્વરને વાંદવા માટે તૈયારથઈ બહાર-નીકળ્યા અહો ? ગુરૂવિના જ્ઞાનની પ્રાપ્તિ થતીનથી. તેમજ જ્ઞાનના અભાવે ધર્મનું સ્વરૂપસમજાતું નથી. શાસ્ત્રમાં કહ્યું છેકે;

**विना गुरुभ्यो गुणनीरधिभ्यो-जानाति धर्मं न विचक्षणोऽपि।**
**विना प्रदीपं शुभलोचनोऽपि, निरीक्षते नैव पदार्थसार्थम्॥१॥**

અર્થ—"ગુણરૂપી રત્નોનો સંગ્રહકરવામાં સમુદ્રસમાન એવાસદ્‌ગુરૂઓનો સમાગમ આદુનીયામાં નહોય તો વિચક્ષ-ણપુરૂષપણ ધર્મને જાણીશકતોનથી, જેમકે; વિશાલ અને સ્વચ્છનેત્રવાળો પુરૂષપણ અંધકારમાં રહેલીઅનેકવસ્તુઓને પ્રદીપવિના દેખીશકતોનથી." અર્થાત્ ફાંફાં માર્યા કરેછે, પરંતુ ઇષ્ટવસ્તુમેળવી શકતોનથી વળી **ધનભૂતિ** શ્રેષ્ઠીપણ પોતાના પુત્રને સાથેલઇ ભક્તિવડે ગુરૂવંદનમાટે ચાલતોથયો, બાદ ઉદ્યાનની નજીકમાં ગયો એટલે દૂરથી વાહનનો ત્યાગકરી તેણે અંદર પ્રવેશકર્યો પછી વસ્ત્રવડે ઉત્તરાસંગકરીને પોતાના પુત્રસહિત તેણે ત્રણવાર ગુરૂને પ્રદક્ષિણાપૂર્વક ઉત્તમભક્તિવડે વંદનકર્યું બાદ અતિ ભયંકર એવા આ સંસારરૂપીસમુદ્રમાં બુડતાપ્રાણીઓને તારવામાં નાવ સમાન ધર્મલાભ ગુરૂમ-હારાજે આપ્યો, એટલે તે સાર્થવાહ અન્યમુનિઓનેપ્રણામ કરીપૌરજનસહિત પૃથ્વી ઉપર બેસીગયો.

**ધર્મોપદેશ.**

**સુદર્શન**આચાર્ય પોતાને ઉચિતએવા ભવ્યઆસન-ઉપર વિરાજમાનહતા, શ્રદ્ધાલુ જીજ્ઞા-સુઓ અનિમેષદૃષ્ટિવડે સૂરીશ્વરના

મુખારવિંદનું પાનકરતાહતા, અપૂર્વ-
શાંતિનો સમય જાણી દયાળુસદ્ગુરૂએ ગંભીરનાદ વડે મોક્ષ-
પુરીના માર્ગસમાન શ્રીજીનેંદ્રભગવાને કહેલા ધર્મને કહેવામાટે
પ્રારંભકર્યો. હેભવ્યપ્રાણીઓ? સમ્યક્દર્શનરૂપી જેનું મૂળછે,
પંચમહાવ્રતરૂપી મ્હોટો અને મજબુત જેનો સ્કંધછે, પંચસ-
મીતિ, ત્રણગુપ્તિ, તપ અને સંયમાદિક જેની શાખા અને
પ્રશાખાઓ વિસ્તરીરહીછે. વિવિધ અભિગ્રહરૂપી ગુચ્છોથી
વ્યાપ્ત, મનોહરશીલાંગરૂપી પત્રોથી યુક્ત, ઉત્તમલબ્ધિરૂપી
પુષ્પોવડે વ્યાપ્ત, સ્વર્ગ અને મોક્ષાદિકના મનોહરસુખોવડે
વિભૂષિત, સંસારસંબંધી તીવ્રતાપોવડે તપીગયેલાપ્રાણીઓને
શરણરૂપ અને દુરંતદુઃખને વિદારવામાં અપૂર્વ કારણભૂત
એવો ચારિત્રરૂપી કલ્પવૃક્ષ શ્રીજીનેંદ્રભગવાનની આજ્ઞાવડે
વિસ્તારપૂર્વક પ્રસરીરહ્યોછે. વળી હેભવ્યાત્માઓ? ઇંદ્રિયોની
ગતિ બહુચંચળછે, વિષયોની સંગતિપણ કેવળ દુઃખનોજ
હેતુછે. ક્રોધાદિક કષાયો દુર્ગતિનું કારણછે. એકવારપણ જો
પ્રમાદસેવવામાં આવે તો તે પ્રમાદ જીવને ભવસમુદ્રમાં
પાડેછે. એમ બહુપ્રકારે ભયંકર એવા સંસારનું સ્વરૂપ તે
સભાની અંદર સ્પષ્ટરીતે સૂરીશ્વરે પ્રકાશિત કર્યું. બાદ અમૃ-
તસમાન અતિમિષ્ટ અને ઉત્કૃષ્ટ એવું તે સૂરીશ્વરનું વચન
સાંભળી વૈરાગ્યદશાને અનુભવતા સર્વ પરિષદના લોકો ગુરૂને
વંદનકરી પોતપોતાના સ્થાનમાં ગયા.

**સુધર્મનો વૈરાગ્ય.**

ધનભૂતિશ્રેષ્ઠીનો પુત્ર સુધર્મ ગુરૂમહારાજનું વચના-
મૃતપીને ધર્મનાં વિશેષપ્રીતિમાનથયા
અને અસારએવા આ સંસારના ભયથી
ઉદ્વિગ્નથયોછતો, ગુરૂમહારાજને પ્રણામ

કરી વિનયપૂર્વક બોલ્યો. હેભવોત્તારક ! આભયંકરસંસારવાસના બંધનમાંથી મુક્તકરનાર એવા હેજગદ્ગુરો ! જન્મ, જરા અને મરણના ભયથી કંટાળેલો હું મ્હારાં માતાપિતાની આજ્ઞાથી આપના ચરણકમલમાં સંસારતારિણી એવી ઉત્કૃષ્ટદીક્ષાને ગ્રહણકરવા ઈચ્છુછું, તેસાંભળી ગુરૂમહારાજબોલ્યા હે ધર્મેચ્છુ ? વૈરાગ્યની દૃઢતાહોય, તેમજ માતાપિતાની આજ્ઞા હોયતો, આકાર્યમાં ત્હારી ભાવના નિર્વિઘ્નપણે સિદ્ધથાઓ. બાદ તીવ્રવૈરાગ્યવાન્ તેસુધર્મ પોતાના માતાપિતાની આજ્ઞાલઈ ગુરૂની સેવામાં આવ્યો ગુરૂએપણ લાયકજાણી તેને દીક્ષાઆપી. બાદ ગુરૂએ તેમને બન્નેપ્રકારની શિક્ષાઆપી. પોતેપણ બુદ્ધિમાન્ હોવાથી તેમાં બહુ પ્રવીણ થયા તેમજ સંયમ, તપ અને વિનય કરવામાં બહુ ઉદ્યુક્ત થયા અનુક્રમે તેમુનિવર ગુરૂમહારાજના ચરણકમલમાં સૂત્રસિદ્ધાન્તનો અભ્યાસકરવા લાગ્યા મહાબુદ્ધિશાલી હોવાથી તે મુનીંદ્ર સ્વલ્પકાલમાં સૂત્રો અને તેના અર્થમાં ઘણી સારી રીતે પ્રવીણ થયા દરેક વિધિવિધાનમાં વિદ્વાન્ થયા ચૌદપૂર્વના જાણકાર થયા તેમજ સર્વગુણોના આધારભૂત તે થઈપડ્યા. બાદ સર્વમુનિઓ તેમજ પોતાના ગુરૂપણ તેમને બહુ માનપૂર્વક જોવા લાગ્યા આ સર્વમાત્ર જ્ઞાનનો મહિમાછે. વળી જ્ઞાનથી અનેકગુણો પ્રકટથાયછે શાસ્ત્રમાંપણ કહ્યુંછેકે,—

ज्ञानं स्यात्कुमतान्धकारतरणिर्ज्ञानं जगल्लोचनं,
ज्ञानं नीतितरङ्गिणी कुलगिरिर्ज्ञानं कषायाऽपहम् ।
ज्ञानं निर्वृतिवश्यमन्त्रममलं ज्ञानं मनः पावनं,
ज्ञानं स्वर्गगतिप्रयाणपटहं ज्ञानं निदानं श्रियः ॥१॥

અર્થ–"આ દુનીયામાં વિશુદ્ધ એવું જ્ઞાન, મિથ્યાત્વરૂપી અંધકારને ભેદવામાં સૂર્યસમાન કહ્યું છે, વળી આજગત્માં જ્ઞાનને નેત્રની ઉપમા આપેલી છે નીતિરૂપી નદીને પ્રગટકરવામા કુલ ગિરિસમાન તેમજ કામ, ક્રોધ, મોહ અનેલોભરૂપીકષાયોને નિર્મૂલ કરનારૂં પણ જ્ઞાનછે વળી જ્ઞાન એમોક્ષરૂપીપ્રમદાને વશ કરવામા મંત્રસમાનછે, તેમજ હૃદયને પવિત્રકરનાર, સ્વર્ગ-પુરીના પ્રયાણમા દુદુભિ સમાન અને વિવિધ સંપદાઓનુ કારણપણ જ્ઞાનજ કહેલુછે" અહો? આ જગત્મા જ્ઞાનનો મહિમા સર્વોત્તમ કહેલોછે, અને જ્ઞાનનાપ્રભાવથીજ પુરૂષની કિંમતઅંકાયછે. જ્ઞાનવિનાના પ્રાણીઓ ઉચ્ચકુલમા જન્મીને પણ પશુની યોગ્યતાને છોડતાનથી જ્ઞાનીપુરૂષો સ્વઅનેપરના ઉપકારીબને છે, અજ્ઞાનીલોકો ઉભયના પરમવૈરી બનેછે, જ્ઞાની પુરૂષો લોકમા પૂજ્યતાનેપામેછે, રાજામહારાજાઓપણ તેમની આજ્ઞામારહેછે

**આચાર્ય પદવી.**

સુદર્શનસૂરીશ્વરે પોતાનાશિષ્ય **સુધર્મ**મુનિને જ્ઞાનાદિ ગુણોવડે સંપૂર્ણ હોવાથી સૂરિપદને લાયકજાણી ઉત્તમમુહૂર્તમા પોતાના સ્થાનમા સ્થાપનકર્યા બાદ તે સૂરિપણ સલેખના સાધીને સુખસમાધિએ મોક્ષ-સ્થાનમાંગયા. મુનિઓના પરિવારસહિત **સુધર્મ**સૂરિપણનાના પ્રકારના દેશોમા ભવ્યજનોનો ઉદ્ધારકરતા પુર, ગ્રામ અને નગરોમા વિહારકરવાલાગ્યા

નિરંતર પાંચધાવમાતાઓ જેનું પાલન કરેછે એવો **ધનવાહન** પણ વૃદ્ધિપામવાલાગ્યો.

**ધનવાહનનો વિમોહ.**

અનુક્રમે તે કુમારઅવસ્થાને પામ્યો, તેમજ તે સર્વકલાઓમાં પ્રવીણથયો. બાદ કેટલોક સમય વ્યતીતથતાં, માતાપિતાની દેખરેખવડે કામિનીજનના હૃદયનેહરણકરવામાં સમર્થ એવા યૌવનપણાને તે શોભાવવાલાગ્યો. પિતાએ પોતાના પુત્રની શારીરિકસંપત્તિ જોઇ તેના માટે રૂપ અને ગુણાદિક વૈભવવડે પરિપૂર્ણ એવી ઉત્તમકન્યાની ગોઠવણકરી તે કન્યાનું નામ **અનંગવતી**છે તેના પિતાનુંનામ **હરિદત્ત**છે તેદરેક શેઠીઆઓમાં પ્રધાનગણાયછે, અને તે શ્રેષ્ઠી **શ્રીસુપ્રતિષ્ઠ**નગરમાં રહેછે. વળી તેકન્યા બહુ વિનયવાળીછે. ઉત્તમલગ્નમાં મ્હોટા ઉત્સવ સાથે **ધનવાહન**કુમાર તે કન્યાને પરણ્યો. અને તેણીને પોતાની સાથેલઈ તે પોતાના નગરમા ગયો ત્યારબાદ તે **ધનવાહન** તેણીના ઉત્તમપ્રકારનું યૌવન, રૂપ, અને સુકુમારતામાં લુબ્ધથઇને વિષયમાં બહુઆસક્ત થયોછતો ગયેલાસમયનેપણ જાણતોનથી કામીપુરૂષોની ચેષ્ટાઓ આદુનીયાથી વિપરીતહોયછે, એટલાજમાટે આજગતમા કામીપુરૂષને આંધળાની ઉપમા આપીછે અને તે કામીપુરૂષ સર્વથાવિવેકહીન ગણાયછે શાસ્ત્રમાંકહ્યુંછેકે,-

दृश्यं वस्तु परं न पश्यति जगत्यन्धः पुरोऽवस्थितं,
कामान्धस्तु यदस्ति तत्परिहरन् यन्नास्ति तत्पश्यति ।
कुन्देदीवरपूर्णचन्द्रकलशश्रीमल्लतापल्लवा-
नारोप्याशुचिराशिषु प्रियतमागात्रेषु यन्मोदते ॥ १ ॥

અર્થ—"જગત્માં અંધપુરૂષ માત્ર પોતાની આગળ રહેલી દૃશ્યવસ્તુને દેખતોનથી, અને કામાંધપુરૂષ તો વસ્તુતઃ

જે દૃશ્યવસ્તુછે તેને દેખતોનથી એટલુંજનહીં પરંતુ જેપદાર્થ વસ્તુગતનથી તેનેદેખેછે. જેમકે. અશુચિથીભરેલાં એવાં સ્ત્રીઓનાં નેત્રાદિકઅંગોમાં મોગરો, કમલ, પૂર્ણચંદ્ર, કલશ અનેસુશોભિતએવી લતાઓનો તથા પલ્લવોનો આરોપકરીને આનંદમાને છે." આ ઉપરથી સ્પષ્ટથાયછેકે વિષયાસક્તપુરૂષોનીસ્થિતિ ધર્મમાર્ગમાંથી પલટાઈજાયછે.

ત્યારબાદ કોઈએકદિવસ ભૂતલને પવિત્રકરતા, પરમ કૃપાલુ શ્રીમાનસુધર્મસુનિરાજ ત્યાં વિજયવતીનગરીમાં વર્ષારાત્રનાપ્રારંભમાં પધાર્યા. પોતાનીસાથે મુનિઓનો પરિવાર બહુ વિસ્તારવાળો હતો. વર્ષાકાલ નજીકમાં હોવાથી ચાતુર્માસની સ્થિતિ તેમની અહીંજ મુકરરહતી; માટે મુનિઓએ ત્યાં સાર્થવાહની પાસે પોતાને રહેવામાટે મકાનની યાચનાકરી. ધનભૂતિ સાર્થવાહેપોતાની યાનશાલાઓની અંદર સુવિશુદ્ધસ્થાન તેમને આપ્યું પોતાના પરિજનસહિત સાર્થવાહ હમ્મેશાં ગુરૂની પાસેઆવેછે. સામાયિકાદિકવ્રતમા રહીને વૈરાગ્યભાવથી નિરંતર પોતે જૈન સિદ્ધાંતને સાંભળેછે, હવે તે ધનભૂતિસાર્થવાહ પોતાના પુત્રધનવાહનને બહુ બહુ કહેછે કે, એકદિવસ તું ગુરૂનાં દર્શન કરવા તો ચાલ, ગુરૂમહારાજ કેવો ઉપદેશ આપેછે તેતું કંઈક સાંભળતોખરો? ઘરમાંનેઘરમાં શું બેશીરહ્યોછે? એમ ઘણુંએ તેણેકહ્યું; પરંતુ પોતાની સ્ત્રીના પ્રેમમાં ગાઢઆસક્ત હોવાથી તે ધનવાહનગુરૂનીપાસે કોઈદિવસ વંદન માટે પણ જતોનથી.

**સુધર્મસુનિનું પુનરાગમન.**

વિષયસેવનમાંજ રાત્રિદિવસને વ્યતીત કરતો, ધર્મ-

**ગુરૂ ચિંતા**

કાર્યમાં નિરપેક્ષ, પ્રદામાંજ કેવલપ્રેમી અને અન્યકાર્યોથી વિમુક્ત એવા પોતાના લઘુભાઇને જોઈ, ગુરૂમહારાજને વિચાર થયોકે; આબિચારો અજ્ઞાત મ્હારોભાઇ રાગથી વિમૂઢબની શ્રી જૈનધર્મ એટલે શું ? તેનો લેશમાત્રપણ વિચારકરતોનથી. અને કેવલ ઈદ્રિયોના વિષયોમાંજ મગ્નરહેછે આવી અજ્ઞાનતાને લીધે દુર્લભ એવો આ મનુષ્યભવપામીને પણ ધર્મરહિત એવો આ પામર નરકસ્થાનમાં જશે. તેમજ ઘોર એવી અનેકતિર્યંચયોનીમા દુરંતદુ:ખોનોભોક્તાથશે. માટે રાગથી વિમૂઢબનેલા તેઅજ્ઞાનીને કોઈપણ ઉપાયવડે હું જાગ્રત કરૂં. એમ વિચારકરી ગુરૂએ બહુ આગ્રહપૂર્વક પોતાનાભાઇને બોલાવરાવ્યો. **ધનવાહનને** પોતાનું મકાનછોડી ત્યાંજવું એ બહુ અશક્ય થઇપડયું, પરંતુ બહુ ઉપરોધને લીધે મહામુશીબતે તે સૂરીશ્વરને વંદનકરવા આવ્યો વંદન કર્યાબાદ તે **ધનવાહન** સૂરીશ્વરની આગળ બેઠો.

**ગુરૂમહારાજનો ઉપદેશ.**

સૂરિએ તેને ઉદ્દેશીને હિતોપદેશનો પ્રારંભકર્યો હેભદ્ર ! વિષયરૂપી માંસમાં લુબ્ધથઇ તું મ્હારૂં ભવિષ્ય કેમબગાડેછે ? લગારવિચારતો કર, અનતપુદ્ગલ પરાવર્ત્તનોવડે આ મનુષ્યભવ પ્રાપ્ત થાયછે, તેમાંપણ આવા ઉત્તમપ્રકારના સત્કુલમા જન્મીને કેવલ વિષયસેવનથી તું મનુષ્યભવને વૃથા શામાટે હારીજાયછે ? હેમહાનુભાવ ? વિષયોમા દૃઢપ્રીતિવાળા પ્રાણીઓ અશુભકર્મોને ઉપાર્જનકરેછે. અને પરિણામે તેમના વશથઇ સંસારમાં અવતરીને તેઓ અધમયોનીઓમાં પરિભ્રમણકરેછે. તેમજ તે વિષયમા લુબ્ધ

થયેલા પ્રાણીઓ નરકસ્થાનોમાં વધબંધનાદિક અનેકપ્રકારની દુઃસહ એવી વેદનાઓને ચિરકાલપર્યંત સહનકરેછે, વિગેરે પરલોકની વેદનાઓતો બાજુઉપરરહી. પરંતુ આલોકમાં પણ વિષયમાં આસક્ત અને પ્રબળ ઈંદ્રિયોવાળા ઘણાપ્રાણીઓઅનેક પ્રકારનાં દુઃખોભોગવેછે. વળી ઈંદ્રિયોના વિષયો એટલાબધા બળવાન્ છેકે; જેથી પોતાના મરણનું પણ ભાન રહેતું નથી. જેમકે; હસ્તીના સમુદાયનો ત્યાગકરી હાથિણીનીસાથે સ્પર્શેંદ્રિના વિષયસુખમાં આસક્તથયેલો હસ્તી માત્ર સ્પર્શેદ્રિયવડે; વારી–અંધમાં પડીને પોતાના પ્રાણનો ત્યાગ કરેછે; તેમજ રસનેંદ્રિયમાં લપટાયેલોમત્સ્ય બડીશના લોભનેલીધે ગલામાં લોહકંટકથી વિંધાઇને તરતજ મરણવશથાયછે. ઘ્રાણેંદ્રિયમાં લુબ્ધ એવો ભ્રમરપણ મરણ પામેછે. અન્યત્રપણ કહ્યુંછેકે;—

रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं,
भास्वानुदेष्यति हसिष्यति पङ्कजश्रीः ।
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे,
हा ? हन्त हन्त ? कमलिनीं गज उज्जहार ॥१॥

અર્થ—" ઘ્રાણેંદ્રિયના સુખમાં વિમુઢથયેલો ભ્રમર, સુગંધિત એવાએક કમલમાં ભરાઇગયો, અને તેના સુગંધમાં એટલોબધો રસિકથયો કે ત્યાંથી ઉડવાને ઉંચી આંખપણ તેણે કરીનહીં; એટલામાં સૂર્યાસ્તથઇગયો; જેથી તેકમળ એકદમ મીચાઇગયું. ભ્રમરતો અંદરજ રહીગયો, પછી તે વિચારકરવા લાગ્યોકે રાત્રીનો સમયહવડાં ચાલ્યોજશે, સુંદર પ્રભાતકાળ પ્રગટ થશે, સૂર્યનોઉદયથશે, પંકજનીશોભા ખીલીનીકળશે, એટલે હું આ બંધનમાંથી છુટો થઇશ. એમ તે વિચાર કરતો

હતો તેટલામાં ત્યાં આવેલા હાથીએ કમલિનીનો મૂળમાંથી અપ હાર કર્યો." આ બહુ ખેદનીવાતછેકે, ક્યાં કમળ ? ક્યાં ભ્રમર ? અને ક્યાં હસ્તીનું આગમન ? આઉપરથી સારમાત્ર એ લેવાનો છેકે જો તેભ્રમર ઘ્રાણેંદ્રિયમાં આટલો બધો લુબ્ધ નહોતતો આવી સ્થિતિમાં આવીપડત નહીં. તેમજ સમગ્રદિશાઓમાં પ્રકાશ આપતી દીપશિખાને જોઇ પતંગીયો પણ પોતાના ચક્ષુદોષવડે તેને ગ્રહણકરવાની બુદ્ધિથી તેની અંદરપડીને મરણપામેછે સંગીતઆદિકના શબ્દસાંભળીને મૃગલો કાનની ટીસીઓચઢાવી સાવધાનપણે બહુસ્થિરથાયછે. એટલે જ્યારે બરોબર પોતાનો લાગઆવેછે ત્યારે તેવ્યાધ પોતાના બાણવડે તેમૃગલાના પ્રાણ લઇલેછે. આ કેવલ શ્રવણેંદ્રિનો દોષ છે. એસર્વે પૂર્વોક્તપ્રાણીઓ એકેકઈંદ્રિયના વશથઈ મરણ દશાને પામેછે તો વળી પાંચેઈંદ્રિયોને સ્વાધીનથઇ વિષયોમાં આસક્તથયેલા પ્રાણીઓની શી ગતિથવાની ? માટે હેભદ્ર ? પાંચેઇંદ્રિયોને વશથયેલો તું વિષયસુખસેવીને ધર્મથી વિમુખ થઈ ઘોર એવા નરકસ્થાનમાં મા ગમન કર ? માટે હે મહાનુભાવ ? વિષયસુખનો ત્યાગકરી હવેતું ધર્મકાર્યમાં બુદ્ધિરાખ હે સુંદર ? અતિ દુર્લભ એવા આમનુષ્યજન્મને તુ સફલકર ? મનુષ્યભવની સફલતા ધર્મકર્મથી થાયછે. જેમકે,—

**हतं मुष्टिभिराकाशं, तुषाणां खण्डनं कृतम् ।**
**यन्मया प्राप्य मानुष्यं, सदर्थे नादरः कृतः ॥ १ ॥**

અર્થ—" સાસારિક સુખમાં ફસાયેલો ભવ્યાત્મા છેવટે આત્મભાનથતા બહુપશ્ચાત્તાપમાં પડી કહેછેકે, અમૂલ્ય એવો આમનુષ્યભવપામીને મ્હેં આત્મોદ્ધારમાટે સદ્ધર્મમાં પ્રીતિ કરીનહીં અને અનાત્મધર્મમા રાચીમાચીને જેસુખ ભોગવ્યું તે

મુષ્ટિઓના પ્રહારવડે આકાશને તાડન કરવું તેમજ ફોતરાઓના
ખાંડવાબરોબર કરેલુંછે." અર્થાત્ નિરર્થક મનુષ્યજન્મ હું
હારીગયોછું હેભદ્ર ? આઉપરથી તું પણ વિચારકરકે;
ચિંતામણિસમાન મનુષ્યજન્મપામીને ત્હારે લોકાંતરને માટે
કંઈપણ સુકૃતરૂપી પાથેય એટલે ભાતુ કરીલેવું જોઇએ.
એપ્રમાણે વિષયવિષને દૂરકરનાર ગુરૂમહારાજનું

**શ્રેષ્ઠીપુત્ર ધનવાહન.**

વચનસાંભળી ધનવાહનબોલ્યો; હે ભગવન્ ? આપનુ કહેવું સત્યછે. મ્હારી ઇચ્છાપણ એવીછે; પરંતુ હું શુંકરૂં ? પ્રથમ મ્હારૂં કહેવું આપ સાંભળો. અનંગવતીનામે મ્હારીસ્ત્રીછે, તેણીનો પ્રેમ મ્હારી ઉપર એટલો સચોટ ગ્હોછેકે; તે બીચારી મ્હારાવિના ક્ષણમાત્ર પણ રહીશકતીનથી. તેવા કારણને લીધે તેને મૂકીને હું પણ ક્ષણમાત્ર રહીશકુ તેમનથી. તેટલાજ માટે આપને વાંદવામાટે પણ મ્હારાથી આવીશકાતુંનથી. વળી મ્હારા વિરહને લીધે તેવરાકી હાલમા પણ બહુદુઃખીથઈ હશે હેભગવન્ ? આપ્રમાણે મ્હારીસ્થિતિછે, તો મ્હારે ધર્મસાધન કેવી રીતે કરવુ ? આપના દર્શનનો અવકાશપણ મ્હને દુર્લભ થયોછે તો અન્ય ધાર્મિકપ્રવૃત્તિતો મ્હારાથી બનેજક્યાંથી ?

કેવલ સ્ત્રીમાંજ આસક્તથયેલા ધનવાહનનું વચન

**મહિલા સ્વરૂપ.**

સાભળી ગુરૂમહારાજબોલ્યા. હેભદ્ર ? અસ્થિરચિત્તવાળી અને મુગ્ધપુરૂષોના મનને હરણકરનારી સ્ત્રીઓને માટે કયો બુદ્ધિમાન્ પુરૂષ પોતાના આત્મસાધનને હારીજાય ? હેસુભગ ? પવનથી કંપતાધ્વજસમાન

ચંચળચિત્તવાળી સ્ત્રીઓને વિષે આસક્તથઇ જે પુરૂષ ધર્મમાં પ્રમાદકરેછે, તેને કાયરપુરૂષ જાણવો; પરંતુ સત્પુરૂષો તેમ કરતાનથી વળી સ્ત્રીઓનાં હૃદય કેવળ વિષથી ભરેલાં હોયછે, અને બહારની આકૃતિવડે તેઓ મનોહર હોયછે, અર્થાત્ સ્ત્રીઓ સ્વભાવવડે ચણોઠી સમાન કહેલી છે. સ્ત્રીઓમાં સત્ય, શૌચ અને દયાતો બીલકુલ હોતીનથી. અકાર્ય કરવામાં તેઓ ડરતીનથી, સાહસ કરવામાં પણ તેઓ મુખ્ય ગણાયછે. તેમજ ભયને ઉત્પન્નકરનારી એવી તે સ્ત્રીઓને વિષે કયો બુદ્ધિમાન્ પુરૂષ પ્રીતિકરે ? જોતે સ્ત્રીઓ રાગ- વાળીથાયતો પુરૂષોના ધનને હરણકરેછે અને જો ક્રોધાય- માન થાયતો પ્રાણનેપણ હરણકરેછે. આવી દુષ્ટસ્ત્રીઓનો રાગ તથા ક્રોધ એ બન્ને ભયજનક હોયછે તેઓનો કોઇપણ ગુણ સુખદાયક નથી. વળી તેઓ પોતાના હૃદયમાં અન્યનું ચિંતવનકરેછે. નેત્રોવડે અન્યને જુએછે, અને સંબંધતો કોઈ અન્યનીસાથે ગોઠવેછે, આવી ચંચળચિ- ત્તવાળીસ્ત્રીઓનો કોઈ વલ્લભથવાઇચ્છેતો તે તેની મ્હોટી ભૂલગણાય વળીતે કામાસક્તયુવતિઓ જારપુરૂષના પ્રેમને લીધે પોતાના પતિને પણ જાનથી મારીનાખેછે. તેમજ તેજાર પુરૂષને અન્યને માટે તેઓ મારીનાખેછે, અને અન્યને વિશ્વાસઆપેછે; પરંતુ પોતાનોસદ્ભાવ કોઇપણ ઠેકાણે તેઓ પ્રગટકરતીનથી. તેમજ ભર્તૃહરિએપણ કહ્યુ છેકે,—

याञ्चिन्तयामि सततं मयि सा विरक्ता,
साप्यन्यमिच्छति जनं सनरोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या,
धिक् ताञ्च तञ्च मदनञ्च इमाञ्च माञ्च ॥ १ ॥

"અર્થ—" ભર્તૃહરિરાજાને એક અમરફલ પ્રાપ્તથયું. તે જોઇ તેમને વિચારથયોકે. આ અમરફલ પ્રિયમાપ્રિય એવી મ્હારીરાણીને આપવું તેલાયકછે, એમજાણી રાજાએ બહુમાનપૂર્વક તેફલ પોતાનીરાણીપીંગલાને આપ્યું. બાદ તે રાણીએ પણ જાણ્યુંકે, આદીવ્યફલને લાયક હુંનથી. પરંતુ મ્હારોવલ્લભઅશ્વપાલક એટલે ખાસદાર આવશે તેને આપીશ; એમજાણી પોતેનખાતાં સંકેતિતસમયે જ્યારે તેઠાણીઓ આવ્યો ત્યારે, હેસ્વામીજી ? આફલ આપને માટે રાખેલુંછે, એમકહી તેનાકરકમલમા રાણીએ અર્પણકર્યું. તેફલલઇ અશ્વપાલક પોતાના સ્થાનમા ગયો અને તેણે વિચારકર્યોકે, આદુનીયામાં વ્હાલામાં વ્હાલી મ્હને ગણિકાછે. માટે આફલ તેણીનેજ આપવું જોઇએ, એમસમજી તેફલ તેણે ગણિકાને આપ્યું. ગણિકાએ વિચારકર્યોકે; અહો ! આ અમરફલ ખાઇને મ્હારે શુંકરવુ છે ? આદીવ્યફલને લાયકતો રાજાધિ-રાજ આપણો ભૂપતિછે એમજાણી તેફલને ભેટતરીકે ગ્રહણ કરીને ગણિકા રાજાની પાસેગઈ અને તેણીએ પ્રણામકરી રાજાની આગળ તે મૂક્યું કે; તરતજ તેને જોઈ રાજા એકદમ વિસ્મિત થઇ ગયો અને તેબોલ્યોકે; હેકોવિદે ? આ ફલ ત્હારીપાસે ક્યાથી ? એમપૂછતાં સર્વવાત તેમના જાણવામાં આવી અને તરતજ પોતે વિરક્તથઈ રાજ્યવૈભવનો ત્યાગકરી ત્યાગાશ્રમમા આવીગયા. પછી તેમણે કહ્યુંકે; જે રાણીનું હુમ્મેશાં હુ ચિંતવનકરૂંછું તેમ્હારેવિષે વિરક્તથઈ અન્ય પુરૂ-ષનું ચિંતવનકરેછે. અને તેઅશ્વપાલકપણ ગણિકાને વિષે રક્તથયેલોછે; તેમજ તેગણિકાપણ મ્હારી ઉપર પ્રેમ ધરાવે છે. અહો ? આસંસારમાં કોઇકોઈનું કોઈ પ્રિય દેખાતુ નથી.

માટે આ રાણીને ધિક્કારછેકેજે મ્હારાપ્રેમને છોડી ઠાણીયામાં આસક્તથઈછે; તેમજ તેઠાણીયાને પણ ધિક્કારછે. વળી તે ગણિકાને અને મ્હને પણ ધિક્કારછેકે; જેમના પ્રસંગમાં મ્હારે આવવું પડયું ! વળી ખરેખર ધિક્કારતો આકામદેવ-નેજ ઘટેછે કારણકે, આસર્વ અનર્થનો ઉત્પાદક કેવળ મદ-નજછે" વળી આસ્ત્રીઓનું બહુ વૃત્તાંત ખુલ્લું કરવાથી શું ફલ ? કારણસર પોતાના પુત્રને પણ તે દુષ્ટાઓ મારી-નાખેછે તેવી ક્ષણિક ચિત્તવાળી સ્ત્રીઓ ખરી પ્રેમદૃષ્ટિથી કોને જુએછે ? માટે હેભદ્ર ? વિદ્યુતલતાની માફક ચંચળહૃદ-યવાળી; ઉપરોક્ત પ્રકારની સ્ત્રીઓને માટે કયોપુરૂષ ધર્મ-કાર્યમા શિથિલઆદરવાળોથાય ?

આપ્રમાણે ગુરૂનુંવચનસાંભળી કિંચિત્ હાસ્યકરીને

**અનંગ વતી.**

ધનવાહનબોલ્યો હેકૃપાલો ? આપે જે સ્રીઓનાં દૂષણકહ્યાં તેદુષ્ટસ્રીઓ બીજી; મ્હારીસ્રીતો બહુસરલછે તેમજ પતિવ્રતાછે, વળી સત્ય, શીલ અને દયાવડે યુક્તછે, મ્હારી ઉપર બહુજ તે પ્રેમધરાવેછે અન્ય પુરૂષનું મુખપણ તે જોતીનથી, વિનયગુણમાં તે પ્રથમગ-ણાયછે, સ્નેહની સ્થિરતા તેના જેટલી પ્રાયે અન્યત્ર સંભવ તીનથી, વળી ગુરૂજનની ભક્તિમાં હમ્મેશાં તત્પર રહેછે એવી તેસ્રી અશુદ્ધચારિત્રવાળી અન્યસ્રીઓના સરખી કેમ કહીશકાય ? વળી આ જગત્માં લોહ તથા અશ્વાદિકનું ગુણોવડે મ્હોટું અંતર દેખાયછે. અન્યત્રપણ કહ્યું છેકેઃ—

वाजिवारणलोहानां, काष्ठपाषाणवाससाम् ।
नारीपुरुषतोयानां, दृश्यते महदन्तरम् ॥ १ ॥

અર્થ:—" અશ્વ; હસ્તી, લોહ, કાષ્ઠ, પાષાણ, વસ્ત્ર, નારી, પુરૂષ અને જલ એ દરેકનું પોતપોતાની જાતિમાં ઘણું જ અંતર દેખાય છે. અર્થાત્ ગુણોવડે ન્યૂનાધિકતા રહેલીછે. જેમકે; અશ્વજાતિમાં કોઈની દશરૂપીઆકિંમત તો કોઈની હજાર અને તેથી વધારે પણ હોયછે. એમ દરેકમાં પોતાના ગુણોએ કરીને ગૌરવ લાઘવપણું હોયછે, માટે મ્હારી સ્ત્રી તેવી દુરાચારિણીનથી; જેથી મ્હને તેદુઃખદાયક થાય ?

ત્યારબાદ ગુરૂએ ત્હેને કહ્યું કે; હેમહાનુભાવ ? જોકે, તે ત્હારી સ્ત્રી બહુસારીહશે, તોપણ તેનો ઉપભોગકરવાથી તે નરકસ્થાનનો માર્ગછે. જેમ કિંપાકનાં ફલ ખાવાથી તેઓ આલોકમાં કેવળ દુઃખ દાયક થાયછે, તેમ મનોહર એવું પણ સ્ત્રીઓના ભોગવિલાસનું સુખ દુર્ગતિમાં લઈજાયછે જેમ વિષમિશ્રિતભોજન બહુસરસહોયતોપણ તે ખાવાથી પ્રાણહારક થાયછે, તેમ સુંદર એવી પણ યુવતિ જો ભોગવવામાં આવેતો તે જરૂર દુર્ગતિમાં લઈજાયછે. માટે હેભદ્ર ? કુમતિના કારણ ભૂત એવી પોતાની સ્ત્રી સંબંધી અનુરાગને તું છોડીદે, અને પંચમહાવ્રતને ધારણકરી ચારિત્રમાં તુંપ્રીતિવાળોથા. એ પ્રમાણે પ્રતિદિવસે સંવેગકારક મધુર વચનોવડે સૂરિમહારાજ ત્હેને બોધઆપવાલાગ્યા પછીસ્ત્રીઉપરથીધનવાહનનો રાગ કંઇક પ્રતિદિવસેઓછો થવા લાગ્યો, અને હમ્મેશાં ગુરૂમહારાજનીપાસે તેઆવવાલાગ્યો. બાદ કોઈએક દિવસે પરમવૈરાગ્યને પ્રાપ્તથયેલો તેધનવાહન એકાંતમાં ગુરૂનીઆગળ હાથજોડી કહેવાલાગ્યોકે, હેભગવન્ ? અમૃતમય એવી

પુનઃગુરૂ ઉપદેશ.

આપની વાણી મ્હે સાંભળી, છતાપણ મ્હારા હૃદયમાંથી દુષ્ટસર્પના વિષની માફક રાગની પ્રણુતિ કેમ દૂર થતી નથી હેભગવન્! સ્ત્રી સંબંધી મ્હારો રાગ સર્વથા તુટવાનો સંભવ મ્હને લાગતો નથી; પરંતુ જો આપને યોગ્ય લાગે તો, હુંએકબાબત કરવાધારૂંછુકે; વિષયસુખની તૃષ્ણારહિત એવોહુ મ્હારીસ્ત્રીની સાથે આપના ચરણ કમલમાં દિક્ષાગ્રહણકરૂં, જેથી હુ તેણીના દર્શનમાત્રવડે સંતુષ્ટરહીશ અને મ્હારૂં ચારિત્ર પણ સચવાશે. આ પ્રમાણે મ્હારો વિચારછે. જો આપને યોગ્યલાગેતો મ્હને દીક્ષા આપો. બાકી એણીના દર્શનવિનાતોમ્હારાથી જીવીશકાયતેમનથી.

એપ્રમાણે **ધનવાહન**નુ વચનસાંભળી **સુધર્મસૂરિ** પોતાના મનમાં વિચારકરવા લાગ્યાકે,

**સુધર્મસૂરિ.** અહો? આજગત્માં અતિ દુરંત એવો વિષયરાગ કેવોવિલસીરહ્યોછે? દીક્ષાલેવાની ઈચ્છાથઇછે છતાંપણ ત્હેને સ્ત્રી દર્શનની અભિલાષાછુટતીનથી. જુઓતોખરા? મોહનાતરંગો કેવાઉછળીરહ્યાછે? અસ્તુ એપ્રમાણે પણ એને દીક્ષાઆપવીઠીકછે. કારણકે, દીક્ષાલીધા બાદ તે પોતેજ સૂત્રાર્થમાંનિપુણથઇ વિવેકમાં આવીજશે. તેમજતેપોતેજ સમજીને રાગનાસંબંધને છોડી દેશે. એપ્રમાણે ગુરૂએ વિચારકરી **અનંગવતી**સહિત પોતાનાભાઇ**ધનવાહન**ને વિધિપૂર્વકદીક્ષા આપી બાદ તેમણે **ચંદ્રયશા**નામેમહત્તરિકા–મ્હોટીસાધ્વીનાતાબામાં **અનંગવતી**સાધ્વીનેસોંપીદીધી. પછી તે પણ સાધ્વીઓના સમુદાયમાં રહી ઉત્તમપ્રકારની સાધ્વીની ક્રિયાનો અભ્યાસ કરવા લાગી. **ધનવાહન**મુનિપણ ગુરૂચરણમાં રહીને સૂત્રાર્થોનો સારીરીતે

અભ્યાસ કરવાલાગ્યા. એમ તે બન્નેજણ સાધુસાધ્વીને લાયક એવી ક્રિયાઓ કરેછે. તત્ત્વાર્થમાં પણ તેઓ જાણકાર થઈગયાં; છતાં પણ પરસ્પર એક બીજાનો હાર્દિક પ્રેમ તેમને છુટતો નથી એમકરતાં ઘણો સમય વ્યતીત થયો, તેમ છતાં પણ તેમની સ્થિતિ કંઈપણ બદલાઇ નહિ ત્યારેગુરૂએ તેમને મધુર વચનોથી એકાંતમાં કહ્યુંકે, તમોએ દીક્ષાવ્રત લીધેલુ છે. માટે હવે તમ્હારે રાગવૃત્તિ રાખવી તે યોગ્યગણાયનહી. અવિરતિ યુવતિજનને સવિકારદૃષ્ટિવડે જોવાથી પણ સાધુને જૈનસિદ્ધાંતમાં મ્હોટુ પ્રાયશ્ચિતકહેલુ છે. તો વ્રતધારીસાધ્વીને સવિકાર દૃષ્ટિથી સાધુએ સર્વથા નજોવીજોઇએ. અને જો રાગદૃષ્ટિથી તેનું અવલોકન કરેતો હે ભદ્ર ? જૈનશાસ્ત્રમા તેને મ્હોટા અનર્થનુ કારણ કહેલુ છે. અન્ય સ્ત્રીઉપર દૃષ્ટિપાતકરવો તે ઉચિત નથી. તોવળી અબોધીબીજના કારણભૂત એવી સાધ્વીના વિષયમાં તો કહેવુ જશું ? માટે હેમહાનુભાવ ? અવિવેકનો ત્યાગકરી શુદ્ધભાવવડે તું રાગનો વિચ્છેદકર. અને સર્વથા આદૃષ્ટિના કુશીલપણાને તુંછોડીદે એપ્રમાણેગુરૂનુ વચનસાભળી **ધનવાહનમુનિ** સવિગ્નથઇ વિચારકરવાલાગ્યાકે; અતિશય નિમ્યાદરાગને વશથયેલા અને વિવેકરહિત એવા મુનિવેશધારી મ્હુનેધિક્કારછે ધિક્કારછે અરે ! હુકેવોનિર્લજ્જગણાઉં ? મુનિવ્રતમાં વર્ત્તમાન છતોપણ હુ મુનિઓને અછાજતા આવાનિંદનીય રાગને છોડીશકતોનથી. નિરવદ્ય એવી મુનિદીક્ષાને ગ્રહણ કરીને પણ દુષ્ટરાગથી બધાયેલો અને પુણ્યરહિત એવો હુ દીર્ઘસંસારનો ભોક્તાથઇશ. હાજીવ ? હા પાપિષ્ઠ ? દર્શન માત્રના રાગમાં પ્રવૃત્તથયેલો તું અનવદ્ય એવા ધર્મને પામીનેપણ ચિરકાલપર્યંત નારક તથા તિર્યગ્યોનિમાં

પરિભ્રમણ કરીશ. એપ્રમાણે ભાવના કરતાં છતાંપણ **ધનવાહનમુનિનો** અનુરાગ **અનંગવતી**સાધ્વી ઉપરથી ઉતરતો નથી; તેમજ તેસાધ્વીનો રાગ તેમુનિઉપર તેવોને તેવો રહ્યા કરેછે. એમકરતાં સંયમ, તપ, વિનય અને ચારિત્ર પાળવામાં તત્પર અને ગુરૂનીઆજ્ઞા પાળવામાં સાવધાન એવાંતે બંને-નોપણ સમય ચાલ્યોજાયછે.

**સુલોચના ભગિની.**

અન્યદા કોઇએક દિવસ **વસુમતી**નામે પોતાની બ્હેનની સાથે તે **અનંગવતી** સાધ્વી વિહાર ભૂમિએ બહાર નીકળી, ત્યાં આગળ સ્ત્રી સહિત એક ઉન્મત્તથયેલો પુરૂષ તેણીના જોવામાં આવ્યો. જેનું શરીર બહુધુળથી ખરડાયેલું હતું; તેમજ વસ્ત્રોપણ બહુજીર્ણપ્રાય પ્હેરેલાં હતાં અને શરીરે જંતુઓ બહુવળગેલા હતા. વળી તે ગાંડાની માફક ગાયનની ધૂનમાં અનેકપ્રકારે નૃત્યકરતો અને છોકરાંઓ જેની ચારેતરફ વીટાઇ વળેલાંહતાં, એવા તેપુરૂષને જોઈ, **અનંગવતી** તે બન્ને સ્ત્રીપુરૂષને બહુ સમયસુધી જોઇ રહી. ત્યારબાદ તેણીએ **વસુમતીને** કહ્યું કે; હેઆર્યે ? આ ગાંડાની પાસમાં રહેલી આ યુવતિ આપણીબ્હેન **સુલોચનાના** જેવી દેખાયછે. તે સાંભળી **વસુમતી**પણ સારીરીતે ધ્યાનદઈ બહુ તપાસકરીને શોકાતુર થઇગઇ અને તે બોલીકે; હેબ્હેન! ત્હારૂં કહેવું સત્યછે. આ આપણી બ્હેન**સુલોચના**છે. પ્રથમ એને **મેખલાવતી**નગરીમાં **સુબંધુ**સાથે પરણાવી હતી. બાદ કોઈ એકદિવસ તે **કનકરથ**રાજકુમારના જોવામાં આવી; એટલે તે રાજપુત્ર તેણીના મનોહર સ્વરૂપને જોઈ બહુ કામાતુર થઇગયો;અને બહુરાગને લીધે તેણે પોતાનાઅંત પુરમાં સુલો-

ચનાને દાખલકરી. પછી તેને બહુ પ્રિયહોવાથી તે સુલોચના સમસ્ત અંતેઉરમાં પ્રધાન થઇપડી. એપ્રમાણે હું મ્હારે સાસરે જ્યારે રહેતીહતી તે સમયે પ્રત્યક્ષપણે મ્હેં સર્વજાણેલું છે. વળી હેઆર્યે? લોકપ્રવાદથી ત્હેંપણ આબાબત સાંભળી હશે. તેમજ ગ્રહવડે ગ્રહણ કરાયેલો આ પુરૂષ રાજકુમાર-સરખો દેખાયછે; માટે જરૂર આ કનકરથરાજા અને આ સુલોચનાછે. અનંગવતી બોલી હેઆર્યે! ચાલો આપણી આ બ્હેનને આપણે બોલાવીએ આપણને તે ઓળખે છે કે કેમ? અથવાએપણ ગાંડી છે? એમ વિચાર કરીને બન્ને જણીઓ તેની પાસે જઇ મધુરવાણીવડે તેને બોલાવવાલાગી પરંતુ પાગલની માફક તે કંઈપણ સ્પષ્ટ સમજી નહીં; અને જેમતેમ બહુ બોલવાલાગી. ત્યારબાદ દયાલુ એવી તેબન્ને સાધ્વીઓ તેબંને સ્ત્રીપુરૂષને સુધર્માચાર્યના ચરણકમલમા લઇગઇ અને પોતાના હૃદયમાં બહુવિષાદ કરવા લાગી બાદ તે આર્યાએ આચાર્ય-મહારાજને કહ્યું કે; હેગુરૂમહારાજ? આઅમ્હારી મ્હોટી બ્હેનછેકેનહી? અને જો તે હોયતો એની આવી ઉન્મત્તદશા શાથી થઈછે? ત્યારબાદ ગુરૂએ પોતાના જ્ઞાનવડે સત્યસ્વરૂપ જાણીને કહ્યુ કે,-આ સુલોચનાછે. અને આ કનકરથયુવરાજછે, એમા કોઇ પ્રકારનો સંદેહનથી. આ બંનેજણ ભરનિદ્રામાં સુઇગયાંહતાં, ત્યારે ઇર્ષ્યાવડે ક્રોધાયમાન થયેલી એક તેની સપત્ની-શોકે એ બંનેના મસ્તકઉપર મંત્રેલું ચૂર્ણનાખ્યું. જેથી તેમની બુદ્ધિનો વિભ્રમથયો ત્યારબાદ તેના પિતાએ બહુવૈદ્યોને ત્યાંબોલાવ્યા, તેઓએપણ ઘણા ઉપચાર કર્યા પરંતુ સર્વપ્રયાસ તેમનો નિષ્ફલથયો. પછી રાજાએ તેમની મંત્ર તથા તંત્રવાદીઓનેબોલાવી બહુસારવાર કરાવી પણ તેમની

સ્થિતિમાં કિંચિતમાત્રપણ ફેરફારથયોનહિ.પછી એકાંત સ્થાનમાં બંનેને રાખવામાંઆવ્યાં. તેમની રક્ષામાં કેટલાક પુરૂષોને મુકરરકર્યા. બાદ કેટલોકસમય વ્યતીતથતા રક્ષક પુરૂષોના પ્રમાદને લીધે તેઓ બંનેજણ એકસાથે પોતાના સ્થાનમાંથી બહારનીકળીગયાં અને તેઓ ફરતાંફરતાં અહીં આવ્યાંછે

એપ્રમાણે આચાર્યશ્રીનુ વચનસાભળી **વસુમતી**બોલી.

**ભ્રમવિનાશક ચૂર્ણયોગ.**

હે ? ભગવન્? જો આપ એનો ઉપચાર જાણતા હોવતો વિચારકરી મતિમોહને દૂરકરનારૂં પ્રતિચૂર્ણએમને આપો પછી ગુરૂએ મતિમોહને નાશકરવામાં બલવાન્ એવું પ્રતિચૂર્ણ તેમને આપ્યું, જેથી તેઓ બંનેપણ સ્વસ્થ ચિત્તવાળાં થઈગયાં. બાદ **સુલોચના** પોતાની બને બ્હેનોને જોઇ બહુ આશ્ચર્ય પામી કહેવા લાગી. અરે ? આ મ્હને સ્વપ્ન આવ્યું ? કિંવા મ્હારી બુદ્ધિનો આ વિભ્રમથયોછે ? તે અમ્હારી નગરીકયા ? તે અમ્હારો વૈભવ અને તે અલંકારો કયાંગયા ? અને ધુળવડે ખરડાએલાં આ અમ્હારાં અગ શાથીથયાંછે ? તેમજ દીક્ષિત થયેલી આ મ્હારી બંને બ્હેનો અહીંયાં ક્યાંથી ? માટે જરૂર આ ઇંદ્રજાલ અથવા સ્વપ્ન છે. ત્યારબાદ **વસુમતી**એ તેમના ઉન્માદનું સર્વકારણ તેમને સમજાવ્યું, અને વિશેષમાં કહ્યું કે; આગુરૂમહારાજના મહિમાથી તમ્હારોઉન્માદ નિવૃત્ત થયોછે.

બાદ **વસુમતી**બોલીહેભદ્રે ? કનકરથયુવરાજ જ્યારે

**વસુમતીઅને અનંગવતી.**

ત્હને પોતાના અંતઃપુરમાં લઇ ગયો તેજ વખતે માયાવી એવા **સુમંગલ**વિદ્યાધરે મ્હારી સાથે બહુ સમય સુધી

વિષયભોગનો સુખવિલાસકર્યો. ત્યારબાદ તે દુષ્ટથી હું જ્યારે છુટીપડી ત્યારે **ધનપતિ**દેવતાએ આવીને મ્હને બોધ કર્યો જેથી મ્હેં હેસુતનુ ? ચંદ્રયશાસાધ્વીની પાસે દીક્ષાગ્રહણકરી. આ **અનંગવતી**પણ ગુરૂમહારાજના મુખથી ધર્મોપદેશ સાભળીને સંસારનાભયથી ઉદ્વિગ્નથઇ તેથી પોતાના પતિની સાથે તેઓની આગચ્છમા દીક્ષા થઇછે માટે હેસુતનુ ? ત્હે જેઆ જોયું તે સ્વપ્નનથી, પરંતુ સત્ય છે. આમહાપ્રતાપી**સુધર્મ**નામે અમ્હારા ગુરૂછે ત્યારબાદ બહુખુશીથયેલા તે બંને સ્ત્રીપુરૂષ સર્વદોષોને વિનાશકરવામાં સમર્થ એવા ગુરૂમહારાજના ચરણકમલમા બહુવિનયપૂર્વક પ્રણામકરવાલાગ્યાં ત્યારબાદ ગુરૂએ વૈરાગ્યકારક ધર્મદેશનાનો પ્રારંભકર્યો. બહુસંવેગકારક ગુરૂનાં વચન સાભળીને બંનેજણ પ્રતિબોધપામ્યા સંસારની અનિત્યતા પોતાના હૃદયમા ભાસવાલાગી. વિષયસુખને વિષસમાન જોવા લાગ્યાં. બાદ અનુક્રમે બંનેજણે ગુરૂને પ્રાર્થનાકરીકે અમને સંસાર તારકદીક્ષાઆપીને કૃતાર્થકરો ગુરૂએપણ તેમની યોગ્યતા જોઇને વિધિપૂર્વકદીક્ષા આપી ત્યારબાદ પોતાની બંને બ્હેનો સાથે **સુલોચના**સાધ્વી સંયમના મુખ્યગુણરૂપ વિનયમા રક્ત થઇ છતીચંદ્રયશાપ્રવર્ત્તિનીનીપાસમાંરહીનાનાપ્રકારની તપશ્ચર્યાઓ કરવાલાગી એપ્રમાણે પોતાની ગુરૂણીની પાસમા રહેલી તે ત્રણે બ્હેનોનો ઘણો સમય ધર્મધ્યાનમાં નિગર્મનથવાલાગ્યો. હેચિત્રવેગ ? પછી **કનકરથ**મુનિને અને **ધનવાહન** મુનિને પરસ્પર બહુજ સ્નેહ થયો. પોતાના ગુરૂની પાસમાં બંનેજણ પંચમહાવ્રતપાલવામાં બહુ પ્રવીણ, સમીતિ અને ગુપ્તિ પાલવામા સમ્યક્પ્રકારે ઉપયોગવાળા થઇને નાના પ્રકારની

તપશ્ચર્યાકરવામાં પ્રેમધરાવતાછતા નિરંતર સૂત્રો અને તેમના અર્થની માહિતીમેળવેછે. તેમજ ગુરૂનીઆજ્ઞામાં પ્રવર્ત્તમાનથચેલા તે બંનેજણ વિધિપૂર્વક ચારિત્રધર્મને પાળેછે. એપ્રમાણે ચરણકરણમાં તત્પરએવાતેબંનેનો બહુ સમય વ્યતીતથયો.

**શશિપ્રભદેવ.**

ત્યારબાદ કોઇ એક દિવસે પોતાના આયુષની સમાપ્તિ નજીકમાં જાણીને **સુધર્મસૂરિએ** સમ્યક્પ્રકારે સંલેખનાકરીને અનશન વિધિવડે કાળકર્યો. પછી તે બીજા દેવલોકમા ઉત્તમપ્રકારના વૈભવવાળા **ચંદ્રાર્જુન**નામે વિમાનમા **શશિપ્રભ**નામે દેવપણે ઉત્પન્ન થયા અને તે વિમાનના પોતેઅધિપતિથયા બાદ **ધનવાહનસુનિ**પણ રાગ નહીં તુટવાથી ચરિત્રપાલીને વિધિપૂર્વકકાલકરી બીજાદેવલોકમા ઉત્પન્ન થયા વળીતે **શશિપ્રભદેવ**ના સામાનિકદેવ તરીકેબહુ તેજસ્વી શરીરધારી **વિદ્યુત્પ્રભ**નામે દેવથયા હવે તે **અનંગવતી**સાધ્વી પણ દીક્ષાપાલીને રાગ નહી જવાથી કાળકરીને વિદ્યુત્પ્રભદેવની **ચંદ્રરેખા**નામેદેવી થઇ

**વિદ્યુપ્રભદેવ.**

હવે**સુબંધુનો**જીવમરીનેઅગ્નિકુમારદેવથયોહતો; તે પાપી પોતાના પૂર્વભવનુંવૈર સંભારીને **કનકરથ**સાધુ અને **સુલોચના**સાધ્વી ઉપર બહુઉપસર્ગ કરવાલાગ્યો. પ્રાણુઘાતક એવાતેઉપસર્ગોને સમભાવવડે સહન કરીને તેઓ બંનેજણ કાલકરીને બીજાકલ્પને વિષે **ચંદ્રાર્જુન**વિમાનમાં સામાનિક દેવપણે ઉત્પન્નથયાં. તેમાં **કનકરથ**નોજીવ **વિદ્યુપ્રભ**નામે દેવથયો અને સુલોચનાનોજીવ **સ્વયંપ્રભા**નામે તેની દેવીથઇ.

હવે તે**સુલોચનાની**બ્હેન તેવ**સુમતી**પણ શુદ્ધ ચારિ-

**ચંદ્રપ્રભાદેવી.** ત્રપાળી પોતાનુ આયુષપૂર્ણ કરીને કાળ ધર્મપામી. બાદ તે સુલોચનાનો જીવ તેજ ચંદ્રાર્જુન વિમાનમાં પોતાના પૂર્વભવનો સ્વામી જેચંદ્રાર્જુનનામે દેવથયેલોછે તેની દેવી પણેઉત્પન્ન થયો. એપ્રમાણે એકવિમાનમાં દીવ્યસુખને અનુભવતાં તે સર્વેની પરસ્પર ગાઢપ્રીતિબ ધાણી અહો ? આસર્વ કર્મનોજ વિલાસછે અન્યથા તેઓની સ્થિતિક્યાં ? અને એક સાથે આદીવ્યસુખનો અનુભવકયા ? અન્યત્રપણ કહ્યુંછેકે:—

नैवाकृति· फलति नैव कुलं न शीलं,
विद्याऽपि नैव न च जन्मकृताऽपि सेवा ॥
कर्माणि पूर्वतपसा किल सञ्चितानि,
काले फलन्ति पुरुषस्य यथेह वृक्षाः ॥ १ ॥

અર્થ—" આજગત્માં દરેકપ્રાણીઓનાં જન્મમરણ પોતપોતાના નિમિત્તપ્રમાણે થયાંકરેછે. પરંતુ ક્યાજીવનો-ક્યાસ્થાનમા જન્મથશે તેવો નિશ્ચય કેવલજ્ઞાનીને થઇ શકે. કિંવા તેના કર્મઉપરથી જાણીશકાય કારણકે; શુભાશુભ કર્મનુજ તેફલછે. મનુષ્યોની આકૃતિ કંઇફલઆપતી નથી; કુલ, શીલ, વિદ્યા તેમજજન્મપર્યંતકરેલી સેવા પૈકી કોઇપણ ફલ આપવા સમર્થથતાંનથી. માત્ર પ્રાચીન તપવડે ઉપાર્જન કરેલાં કર્મો વૃક્ષનીમાફક સમયાનુસાર ફલેછે " માટે હેભવ્યજનો ! પૂર્વાર્જીતકર્મના સબંધને લઇને ધનવાહનાદિક સર્વેદિવ્ય વૈભવને પ્રાપ્તથયા.

**વિદ્યુત્પ્રભદેવ,** ચંદ્રાર્જુનવિમાનમાં આઠપલ્યોપમ સુધી દિવ્યસુખનો અનુભવકરીને ત્યાંથી

**પવનગતિ વિદ્યાધર.**

ચવ્યો;કારણકેપુણ્યનેઅનુસારેદિવ્યસુખ ભોગવાય છે જ્યારે પોતાનુસુકૃત આવી રહેછે; ત્યારેતેઓ સ્થાનાંતરમાપધારેછે. જેમકે,–" क्षीणे पुण्ये जायते मर्त्यलोके ॥ " પુણ્ય પ્રકૃતિને લઇને પ્રાણી દેવલોકમા ઉત્પન્ન થાય છે. અને જ્યારે તે ક્ષીણ થાયછે, ત્યારે પુન. તે મનુષ્યલોકમા જન્મેછે. હવે તે **વિદ્યુત્પ્રભ**ત્યાથી ચ્યવીને આવૈતાઢયપર્વતમાં દક્ષિણશ્રેણીને વિષે મનોહરએવા **રત્નસંચય**નામે ઉત્તમનગરમા **બકુલવતી**ની કુક્ષિએ **પવનગતિ**નામે વિદ્યાધરકુમારથયો

**ચિત્રવેગનું વૃત્તાંત.**

હે સુંદર ? દેવલોકમાં જે **ધનવાહન**નોજીવ **વિદ્યુત્પ્રભ** દેવ થયોહતો. તેજ ત્યાંથી ચ્યવીને તું **ચિત્રવેગ** આલોકમાં ઉત્પન્નથયોછું. તેમજ **ચંદ્રરેખા**દેવી પોતાનું આયુષ પૂર્ણકરીત્યાથી ચ્યવીને વૈતાઢયગિરિમાં **શ્રીકુંજરાવર્ત્ત**નગરનેવિષે **અમિતગતિ**નામેવિદ્યાધરછે,તેની **ચિત્રમાલા**નામે ભાર્યાની કુક્ષિમા **કનકમાલા**નામે પુત્રીપણે ઉત્પન્નથઇછે. તેમજ હે**ચિત્રવેગ** ? પૂર્વભવમાં શ્રમણપણુ પામીને પણ ત્હારો જે રાગસંબંધહતો તેનું આફલ ત્હેને પ્રાપ્તથયું વળી હે**ચિત્રવેગ** ! દેવભવમાં રૂપ, બલ; દીપ્તિ અને રૂદ્ધિપણ ત્હારે થોડીહતી; તેમજત્હારૂં આયુષ પણ મધ્યમપ્રકારનું થોડુંહતું, વળી આમનુષ્યભવમાંપણ તમારે બનેને પરસ્પર એકબીજાના દર્શનથી આરભીને દુ.સહ એવું વિયોગદુઃખ ભોગવવું પડયુ. અથવા હે**ચિત્રવેગ** ! આજન્મમાં ત્હેં જે દુઃસહ એવુ વિયોગદુઃખ ભોગવ્યુ તે ત્હારીઆગળ કહેવાથીહવેશુંફલ! ત્હેં મુનિવ્રતગ્રહણકરીને પણ સરાગપણાનો ત્યાગ ન કર્યો; તેના ફલતરીકે આદુઃસહવેદના ત્હેનેપ્રાપ્તથઇ.

હે**ચિત્રવેગ** ? દેવભવમાં ત્હારો મિત્ર જે **ચંદ્રાર્જુન**

ચિત્રગતિ અને પ્રિયંગુમંજરી.

નામે દેવહતો, તેપણ ત્યાંથી ચ્યવીને અહીંયાં ચિત્રગતિથયોછે. હેભદ્ર? પ્રથમ વસુમતીનામે જે સાધ્વીહતી તે કાલકરીને દેવલોકમાં ચંદ્રપ્રભાનામે દેવીથઈ હતી અને તેજ ત્યાંથી ચ્યવીને પ્રિયંગુમંજરીનામે આલોકમાં ઉત્પન્ન થઈછે હેસુંદર? જેથી તે ચિત્રગતિ પૂર્વભવમા ત્હારો મિત્રહતો, તે કારણથી એકવાર દર્શનવડેપણ પરસ્પર તમ્હારો બહુસ્નેહથયો. તેમજ તે ચિત્રગતિએ ઉપાયપૂર્વક તે કનકમાલાનો સબંધ ત્હારી સાથે જોડીઆપ્યો, અને હાલમા પોતાના કર્મદોષને લીધે તેની સાથે ત્હારો વિયોગથયોછે હેચિત્રવેગ? હવે અહીં હાલમાં બહુવિસ્તારકરવાની કંઇજરૂરનથી માત્ર જે ત્હે મ્હને પૂછયુંછે; તેનો હું પ્રત્યુત્તર ત્હને આપુંછુ કનકરથનામે તે સાધુ અન્યભવમાં ત્હને બહુજ પ્રિયહતો તેજ પોતે કાળકરીને ત્યાંથી દેવલોકમાં વિદ્યુત્પ્રભનામે જે દેવથયો; તેજ હું પોતે ત્હારો પ્રિયમિત્ર છું અને હાલમાંપણ હું તે દેવલોકમા રહુંછું, હેચિત્રવેગ? આવા કારણને લીધે તું મ્હારો અતિપ્રિયમિત્રછે.

શ્રીધનેશ્વરમુનિએરચેલી, સુબોધ અને સુંદર ગાથાઓના સમૂહવડે અતિ મનોહર, રાગ અને દ્વેષરૂપી અગ્નિ તેમજ વિષધરનેસંહારવામાં જલઅને મંત્રસમાન આ સુરસુંદરીકથાને વિષે ચિરપરિચિત સંબધદર્શક આઠમો પરિચ્છેદ સમાપ્ત.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्र-
स्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादे चिरपरिचयवर्णननामाऽ-
ष्टमपरिच्छेदः समाप्तः

## अथनवमपरिच्छेदःप्रारभ्यते.

પોતાના પૂર્વભવનો સંબંધજાણીને ચિત્રવેગબોલ્યો.

**ઉપસર્ગ નિવારક પ્રયાણ.**

હેસુરોત્તમ ! તે વખતે તમ્હે મ્હને તે મણીઆપીને બહુઉતાવળથી કયાં ગયા હતા ! અને તેવું ઉતાવળનું તમ્હારે શુંકાર્ય આવીપડયુંહતું ? તે સાંભળી વિદ્યુપ્રભદેવબોલ્યો. હેસુંદર ? એ વૃત્તાંતપણ હુ ત્હને કહુછું તે તું સાંભળ. આ મ્હારાવિમાનના અધિપતિશશિપ્રભદેવે મ્હને આજ્ઞાકરીકે, હાલમા જંબુદ્વીપમાં રહેલા ભરતક્ષેત્રમાં કુશાગ્રનામે નગરમાં ધનવાહનમુનીછે તેમનીપાસે જલદીતુંજા. ત્યાં આગળ તે મુનીંદ્ર પોતે ધ્યાનમાં બેઠેલાછે. તેમને પોતાના પૂર્વભવના કોઈએક વેરીએ જોયાછે; અને તેમને જોઇને અત્યંત ક્રોધાયમાનથયેલો તેદેવ તેમને મહાનૂભયંકરઉપસર્ગોકરશે. માટે તેમની રક્ષાકરવાસારૂં જલદી તું તે નગરમાં જા. અને હું પણ ઇંદ્રની આજ્ઞાલઇને ત્યાં આવુછું. એ પ્રમાણે તેની આજ્ઞાનો સ્વીકારકરીને બહુઝડપથી હુ અહીં આવ્યો. તેટલામાં સ્ત્રીસહિતનાસતો તું મ્હારા જોવામાં આવ્યો. પછી અવધિજ્ઞાનના ઉપયોગવડે મ્હેં જાણ્યુંકે; આતો તે વિદ્યુતપ્રભનામે મ્હારો મિત્રછે. વળી નભોવાહનરાજાના ભયથી બ્હીને આઉતાવળો નાસેછે. આનભોવાહનરાજાપણ એની પાછળ ચાલ્યોઆવેછે. તેમાટે હું આસમયે પૂર્વભવના મિત્રનો કંઇપણ ઉપકારકરૂં, એમ વિચાર કરીને હું ત્હારી પાસે આવ્યો. અનેતેવી આપત્તિના સમયે ત્હારી રક્ષાનેમાટે મ્હેં ત્હને તેદીવ્યમણીઆપ્યો.

મુનિરક્ષા.

ત્યારબાદ જે કાર્યને ઉદ્દેશી હું નીકળ્યોહતો તેની સિદ્ધિમાટે એકદમ હું અહીંથી ધનવાહનમુનિની પાસે ગયો. ત્યાં આગળ ધ્યાનમાં રહેલા તે મુનિવરને ઉપસર્ગ કરતો એવો એકદેવ મ્હારા જોવામાંઆવ્યો. પછી મ્હેં તેનો અત્યાચારજોઇ કહ્યું કે; રેરે! દેવાધમ ? હવે તું ક્યાં જઇશ? દેવેંદ્રો જેમને વંદનકરેછે એવા આમુનીંદ્રને તુ આવાં દુઃખઆપેછે? શત્રુ અને મિત્રવર્ગમાં સમાન બુદ્ધિવાળા મુનીદ્રોને ઉપસર્ગ કરતો એવો તું હવે કયા જઈશ ? હેપાપિષ્ઠ ? મ્હારી દૃષ્ટિમાર્ગમા પડેલો તુ હવે જીવવાની આશાછોડીદે! એપ્રમાણે મ્હારા કહેવાથી તે ભવનપતિ દેવ સંભ્રાંતથઇ એકદમ ત્યાંથી જીવલઇ નાશીગયો. તેજ સમયે શુક્લધ્યાનમાં રહેલા તે મુનિવરનો મોહ નષ્ટથવાથી વિશુદ્ધ એવું કેવલજ્ઞાન તેમને ઉત્પન્નથયું.ત્યારબાદબહુ વિનયપૂર્વકમ્હે તે શ્રીકેવલિભગવાનનો મહિમાકર્યો તેવામા દુંદુભિનો નાદસાભળી અનેક દેવ અને મનુષ્યો ત્યાં આવ્યા. ભક્તિપૂર્વક વંદન કરી પોતાના આચાર પ્રમાણે તેઓ હાથ જોડી ભૂમિઉપર બેસીગયા ત્યારબાદ શ્રીકેવલીભગવાને તેમને ઉદ્દેશીને મોક્ષસુખનાકારણભૂત એવા ધર્મોપદેશનો પ્રારંભકર્યો

जैनोधर्मः प्रकटितविभवः संगतिः साधुलोके,<br>
विद्वद्गोष्ठी वचनपटुता कौशलं सत्क्रियासु ।<br>
साध्वी लक्ष्मीश्चरणकमलोपासना सद्गुरूणां,<br>
शुद्धं शीलं मतिरमलिना प्राप्यते भाग्यवद्भिः ॥ १ ॥

અર્થ—“હેભવ્યાત્માઓ? આજગત્માં પ્રગટછે મહિમા

જેનો એવોશ્રીજૈનધર્મ, સાધુપુરૂષોનો સમાગમ, વિદ્વાન્પુરૂષોની સાથે ધર્મચર્ચા, શાસ્ત્રવચનમાં પટુતા, ધાર્મિકસત્ક્રિયાઓમાં કુશલતા, ન્યાયથી મેળવેલીલક્ષ્મી, ધર્મોપદેશમાં કુશલએવા સદ્ગુરૂઓનાચરણકમલનીસેવા, દોષરહિતએવુંશીલવ્રત અને નિર્મલએવીબુદ્ધિએ સર્વપદાર્થો ભાગ્યશાળી પુરૂષોનેજ પ્રાપ્તથાયછે " માટે પ્રમાદનો ત્યાગ કરી શુદ્ધ એવા દેવગુરૂ અને ધર્મની તમ્હારે આરાધના કરવી. એમધર્મોપદેશ ચાલતો હતો, તે પ્રસ ગે સમય જાણીને શ્રીકેવલીભગવાનને મ્હેં પુછયુ કે, હેભગવન ? આપાપિષ્ઠદેવનો તમ્હે શોઅપરાધકર્યોહતો? જેથી આ દુષ્ટમતિ આપને પ્રાણાતદુઃખઆપવામાં ઉદ્યુક્તથયોહતો

**નાસ્તિકવાદી કપિલ.**

દેવતાનો પ્રશ્નસાંભળી શ્રીકેવલીભગવાન્બોલ્યા. અન્યભવમાં મ્હારી સાથે એને વૈર હતું; તેનું કારણ તું સાંભળ. ધાત્રીખડમાં વિદેહનામે ક્ષેત્રછે; તેમાં ચંપાનામે ઉત્તમસમૃદ્ધિવાળી એકનગરીછે; તેમાં **પદ્મરાજા** રાજયકરતોહતો અને તેનો **સમરકેતુ**નામે યુવરાજ ભાઇહતો. તે બન્ને ભાઇઓ શ્રીજીનેદ્રભગવાનના વચનમાં બહુ શ્રદ્ધાલુ અને પરસ્પર બહુસ્નેહાલુહતા. દેશવિરતિશ્રાવકનોધર્મ સારીરીતે તેઓ પાલતાહતા. તેમજ નીતિવડે રાજ્યપાલન કરતાહતા કોઇએકદિવસે તેબન્ને ભાઇઓ સભાસ્થાનમાં બેઠા હતા ત્યાં મંત્રી અને સામત વિગેરેપણ સર્વ સદ્ગૃહસ્થો રાજસેવામાં હાજરહતા તેવામાં કપિલનામેએક નાસ્તિકવાદી ત્યાંઆવ્યો; અને પોતાનો મત સિદ્ધકરવા માટે તેબોલ્યો. વસ્તુતઃ જીવ, સર્વજ્ઞ કે; મોક્ષ, કોઈ છેજ નહીં. જગતમાત્ર કલ્પનીયછે. તે સાંભળી શ્રીજૈનસિદ્ધાંતોના શાસ્ત્રા-

થોમાં બહુકુશલ એવાસમરકેતુયુવરાજે દૃષ્ટાંત, હેતુ, કારણ અને નાના પ્રકારની સેંકડો યુક્તિઓવડે વાદમાં તેકપિલનો પરાજયકર્યો; તેમજ તેકપિલ: યુવરાજને પ્રત્યુત્તરઆપવા સમર્થનથયો; ત્યારે મંત્રી. મહાંત, સામંત વિગેરે સભ્યજનોએ તેનું ઉપહાસકર્યું. જેથી તે બહુ ઝંખવાણો થઇગયો અને સમરકેતુની ઉપર તે એકદમ કોપાયમાન થઈ ગયો, વળી તે ક્રોધને લીધે તેના શરીરની આકૃતિ બદલાઇ ગઈ. આભરસભાની અંદર મહાજનની વચ્ચે આયુવરાજે આજે મ્હારો પરાજ્યકર્યો; એમ પોતાના હૃદયમાં વિચારકરતો, અને અતિશયરોષવડે ધમધમતો તે કપિલ સભામંડપમાંથી બહાર નીકળ્યો; બાદ તે વિચારકરવાલાગ્યો કે; મ્હને ઘણા પંડિતોસભ્યા, પરંતુ આજસુધી આલોકમાં કોઇવાદીએ મ્હારો પરાજ્યકર્યો નહોતો. છતાં આપાપીએ ભરસભાની અંદર મ્હને કેવીરીતેહરાવ્યો? આઅધમે મ્હારૂં અનિષ્ટ કરવામાં કંઈ બાકીરાખ્યુંનથી. માટે રાત્રીએ એના સ્થાનમાં જઇને ખડ્ગવડે એદુષ્ટનું મસ્તક હું કાપીનાખું. જેથી મ્હારા મનની શાંતિ થાય; એમ રાત્રીના સમયે રૌદ્ર ધ્યાનના વશથયેલો તેકપિલ વિચારકરીને હાથમાં ખડ્ગલઇ સમરકેતુરાજાના મકાનમાં ગયો; અને ત્યાં તે ગુપ્ત રીતે જાજરાની ભીંતમાં લપાઇગયો.

**સમરકેતુ અને કપિલ.**

હવે સમરકેતુરાજા પોતાનું પ્રભાતસંબન્ધિ આવશ્યકકાર્યકરી તે તરફ આવતોહતો, રાત્રીના અંધકારને લીધે યુવરાજની સાથે કેટલાકનોકરો હસ્તમાંદીપકલઈમાર્ગમાં ચાલતાહતા;તેવામાં રાજકુમારનેજાજ-

રૂમાં જવાની શંકાથઇ. એટલે સર્વનું લક્ષ તે તરફ ખેંચાયું કે; તરતજ ત્યાં સંતાઇગયેલો તેદુષ્ટમતિકપિલ; રાજપુરૂષોના જોવામાંઆવ્યો. કપિલ પોતાના બચાવમાટે અને રાજકુમારને મારવા સારૂ એકદમ ખડ્ગખેંચીને જેવોતેનેમારવા જાયછે, તેટલામાં રાજપુરૂષોએ યુક્તિપૂર્વક ઝડપથી તેદુષ્ટને પકડીલીધો; અને બંધ બાંધી પોતાને કબજેકર્યો. યુવરાજે બરોબર જોઇ તેને ઓળખ્યોકે; આતો તેજ નાસ્તિકવાદીકપિલછે.મ્હેં એનો શાસ્ત્રાર્થમાં પરાજ્યકર્યો તેથી એદુષ્ટ અહીંયાં મ્હને મારવામાટે આવ્યોછે. "पराजितः किं न करोति पापम्।" "અહો ? આદુનીયામાં પરાજીતથયેલોપ્રાણી માનનેમાટે કયું પાપ નથીકરતો ? "

**કપિલને શિક્ષા.**

હવે ઉંટકાઢતાં બકરૂંપેસે એન્યાય કપિલને લાગુ પડ્યો. પોતાના મનની શાંતિનામાટે આ કાર્યનો તેણે સમારંભ કર્યોહતો. છતાં અધર્મને લીધે તે પોત્તેજ અશાન્તિમાં આવીપડ્યો, જે પ્રાણી પાપ કરવા તૈયાર થાયછે, તે આલોકમાંપણ તેનું ફલ ભોગવ્યા શિવાય રહેતોનથી. અન્યત્રપણ કહ્યુંછેકે;—

पुरुषःकुरुते पापं, बन्धुनिमित्तं वपुर्निमित्तं वा।
वेदयते तत्सर्वं, नरकादौ पुनरसावेकः ॥ १ ॥

અર્થ—" આદુનીયાદારીના મોહને આધીનથયેલો પુરૂષ બંધુઓમાટે અથવા પોતાના શરીરમાટે જે કંઇપાપ કરેછે. તે સર્વનો ભોકતા નરકાદિક સ્થાનોમાં રહીને તે એકલોજ થાય છે." તેમાં અન્ય કોઇ સહાયક થતાનથી

હવે તેકપિલ બહુજ દુર્દશામાં આવીપડયો જેનું શરીર પાંદડાની માફક ધ્રુજવાલાગ્યું; મુખની કાંતિ બહુજ દીનતામાં આવીપડી તેમજ પોતાના જીવનની આશાપણ તેણે છોડીદીધી. આવાએહાલમાં આવીપડેલા તેકપિલને જોઈ રાજકુમારના હૃદયમાં દયાઆવી પછી તેણે કહ્યુંકે; હે દુષ્ટ? ત્હારાકાર્ય ન્હાસું નહી જોતાં હાલ હું ત્હને જીવતો મૂકું છું પરંતુ રે? દુરાચાર? મ્હારોદેશછોડી જલદીનું ચાલ્યોજા મ્હારાદેશમા કોઈપણ ઠેકાણે ત્હારે રહેવું નહીં. એપ્રમાણે રાજાનું વચનસાંભળી તેકપિલ ત્યાંથીનાઠો અને બહુદુર દેશમાં ચાલ્યોગયો. આગળ જતાં એકભિલ્લ લોકોની પલ્લી ( ગ્રામ ) આવી જેની અંદર કેવળ ભિલ્લ લોકો નોજ નિવાસહતો તે પલ્લીની અ દર કપિલે નિવાસ કર્યો

રાજદિક્ષા

પદ્મરાજા ધર્મભાવનામાં તત્પરરહીને નીતિપૂર્વક પોતાનું રાજ્ય સ ભાળતો હતો; તેમજ સમરકેતુ યુવરાજપદને શોભાવતો હતો એમ કેટલોકસમય નિર્ગમન કરતાં રાજ્યપદને લાયકએવા પોતાનાપુત્રને જોઈ; પદ્મરાજાએ તેનો રાજ્યસ્થાનમાં અભિષેકકર્યો. બાદતીવ્ર વૈરાગ્યવડે તેણે પોતાનાભાઇ યુવરાજસહિત સદ્ગુરૂની પાસમાં દીક્ષાગ્રહણ કરી. પછી તે બન્ને જણાએ પોતાના ગુરૂની સેવામા રહી નાના પ્રકારના દેશોમાં વિહાર કરવા લાગ્યા તેમજ દરેક સ્થળે પવિત્ર વાણીવડે અનેક ભવ્યજનોનો ઉદ્ધારકરતા; દયા ધર્મનો વિસ્તારકરવા લાગ્યા એપ્રમાણે સાર્થની સાથે વિહારકરતાં તેઓ અનુક્રમે રત્નપુરનામે મનોહર એવા નગર પ્રત્યે ચાલ્યા માર્ગ બહુવિકટ હોવાને લીધે પદ્મ અને સમરકેતુ એ બ ને

મુનિઓ પોતાના સાર્થમાથી કંઇપણ કારણથી છુટા પડીગયા; અને તેઅટવીમાં માર્ગનુ ભાનચુકીજવાથી તેઓઆમતેમ રખડવા લાગ્યા. પરંતુ પોતાને જવાનો રસ્તોહાથલાગ્યો નહી. તેવામાં ફરતાં ફરતા એક પલ્લી તેમના જોવામાઆવી. ક્ષુધાઅનેતૃષાથી પીડાયેલા તેબ નેજણે ભિક્ષામાટે તે પલ્લીમાં પ્રવેશકર્યો.

પલ્લીની અંદર પરિભ્રમણકરતા તેકપિલે ઉપરોક્ત બ ને મુનિઓને જોયા કે તરતજ તેણે ઓળખ્યા, અનેસસરકેતુમુનિને જોઇને તે એકદમક્રોધાયમાનથઇ ગયો. બાદ પોતાના હૃદયમાતે વિચાર કરવાલાગ્યો

**પુનઃકપિલ નોસમાગમ.**

કે, આપાપીએ સભાસમક્ષ મ્હારો પરાજયકર્યો છે તેમજ મ્હને દેશનીકાલની આજ્ઞા પણ તે સમયે એણેજ કરેલી છે. માટે કોઇપણ કપટવડે હાલમા હુ એનુ વૈરલઉ, એમ વિચાર કરી તેદુષ્ટ બ નેમુનિઓને બહુવિનય વડે વાંદવા લાગ્યો; પછી બ નેમુનિઓને કપટભક્તિથી નમ્રબનેલો તે દુષ્ટ પોતાને ઘેરલઇગયો અને વિષમિશ્રિતએવુ ભોજન તથા પાણી તેણે તેઓને વ્હોરાવ્યુ પછી તેણે હાથજોડીને વિનયપૂર્વક કહ્યુ કે, હેભગવન્ અહીંયાજ આપ ભોજન કરો માર્ગમાં ચાલવાથી આપને શ્રમપણ બહુથયોહશે, તેમજ અહીયા કોઇ આવે તેમ નથી. વળી એકાત સ્થલે આપનેરહેવા માટે આજગોપણ સારીછે. ભોજનકર્યાબાદ વિશ્રાંતિપણુ અહીંજ લેવીઠીકછે, પ્રભાતકાળમાં આપને જવુ હોય ત્યાં આપ સુખેથી પધારજો આ પ્રમાણે તેના કહેવાથી વિશુદ્ધ સ્વભાવવાળા તે બ નેમુનીઓ એકક્ષણમાત્ર વિશ્રાંતિલઈ સ્વાધ્યાય કરીને ભોજનકરવાબેઠા. ભોજનનો પ્રારંભકર્યો કે, તરતજ સાંનિહિતદેવતાએ મુનીની દયાવડે

ને ભોજનમાં રહેલા વિષનો અપહારકર્યો. ત્યારબાદ તે મુનિઓ ભોજનકરીનેપશ્ચાત્ પોતાનો સ્વાધ્યાયકરવા બેસીગયા. તેજોઇ કપિલ વિચારકરવાલાગ્યો. અહો ? આમુનિઓ વિષભક્ષણથી કેમ ન મરીગયા ? જરૂર આલોકોએ પોતાના મંત્રબલવડે વિષશક્તિનો લોપકર્યો દેખાયછે અન્યથા તેઓ જીવિશકે કેવીરીતે ? ઠીક હવે રાત્રીએ જરૂર આમુંડાને મ્હારેમારવો તોખરો. કારણકે, જ્યા સુધી આવૈરીજીવશે ત્યાસુધી મ્હનેસંતોષથવાનોનથી એમવિચારકરી તેદુષ્ટ રાત્રીક્યારે થાય ? અને તે મુંડાને ક્યારેમારૂં ! એવીવાટજોઇ તૈયાર થઇને બેઠો અહો ? દુર્જનોની દુષ્ટતા કેવી હોયછે ? પોતાના પ્રાણાંતસુધી પણ તેઓ સજ્જનોનાપ્રગટગુણને સહનકરતાનથી. અન્યત્રપણ કહ્યુ છેકે:—

उज्ज्वलगुणमभ्युदितं, क्षुद्रोद्रष्टुं न कथमपि क्षमते ।
हित्वा तनुमपि शलभ, शुभ्रं दीपार्चिरपहरति ॥ १ ॥

અર્થ—" આજગત્મા પ્રસિદ્ધથયેલા સજ્જનોના નિર્મલગુણને જોઇને લઘુવૃત્તિનો દુષ્ટપુરૂષ કોઇપણ પ્રકારે સહન કરતોનથી દૃષ્ટાંતતરીકે, પતંગીયું પોતાનાશરીરનો નાશ કરીને પણ ઉજ્વલએવી દીપશિખાનો અપહારકરેછે " આ ઉપરથી તાત્પર્યમાત્ર એટલુંજ છેકે, નૈસર્ગિક દયાલુ એવા સત્પુરૂષોના વિરોધમાં રહીને દુર્જનો પોતેજ મ્હોટા અનર્થમા આવીપડેછે.

**કપિલનું ઘાતકીપણું.**

બુદ્ધિનોદુર્બલ એવો તે કપિલ હાથમાંખડ્ગલઇ તૈયાર થયો એટલામાં સૂર્યાસ્તથયો દરેક દિશાઓમાં અંધકારનો પ્રવેશ થવાલાગ્યો રાત્રીનોદેખાવ આબેહુબ ભાસવા લાગ્યો. નિશાચરોનીપ્રવૃત્તિ જાગ્રતથવા

લાગી. દિનોદ્યોગીપ્રાણીઓની પ્રવૃત્તિઓ ધીમેધીમે મંદપડવા લાગી. નભોમંડલમાં તારામંડલ બરોબરદીપવાલાગ્યું, તેમજ અનુક્રમે ચંદ્રમંડલપણ પોતાનાઅભ્યુદયના હર્ષવડે દિશાઓ રૂપી અંગનાઓના મુખમંડલને સ્વચ્છ કરવાલાગ્યું. હવે રાત્રીનોસમય જાણી તે બન્ને મુનિઓ પોતાનો સ્વાધ્યાયકરી સુઇ ગયા. સમયની પ્રતીક્ષાકરતો કપિલપણ અર્ધરાત્રીના સમયે મુનિને મારવાસાટે ત્યાઆવ્યો અને ખડ્ગખેંચીને જોરથી તે મુનિનાઉપર પ્રહારકરવા જાયછે, તેટલામાં તેનીઉપર કોપાયમાનથયેલા દેવે તેજ ખડ્ગવડે ત્હેને મારીનાખ્યો પછી તે રૌદ્ર ધ્યાનના પ્રભાવથી મરીને બીજી નરકભૂમિમાં ઉત્પન્ન થયો.

**પદ્મઅને સમરકેતુમુનિ.**

હવે પદ્મ અને સમરકેતુનામે તે બંને મુનિઓપણ બહુ સમયસુધી નિરતિચાર ચારિત્ર પાળી વિધિપૂર્વક કાળકરીને શુભપુણ્યના ઉદયથી સૌધર્મ દેવલોકમાં અપ્સરાઓના સમુદાયથી વ્યાપ્તએવાવિમાનમાં ઉત્પન્ન થયા ત્યારબાદ પદ્મનોજીવ એકસાગરોપમનું આયુષ તે વિમાનમા ભોગવીને આ જંબુદ્વીપમાં રહેલા ઐરવતક્ષેત્રમાં વિજયાનામે નગરીછે, તેમાં ધનભૂતિનામે વણિકનો સુધર્મનામે પુત્ર થયો. વળી તે વિશુદ્ધભાવથી ચારિત્રઅંગીકાર કરીને કાળકરી બીજા દેવલોકમા ઉત્પન્નથયો. ત્યાં ચંદ્રાર્જુન વિમાનમાં શશિપ્રભનામે તે દેવ થયોછે તેનું બે સાગરોપમ સંપૂર્ણ આયુષછે. હેભદ્ર ? વિદ્યુપ્રભ ? હાલમાં તે દેવ ત્હારા વિમાનનો અધિપતિછે, જેની આજ્ઞાથીતું અહીં અમ્હારીપાસે આવ્યોછે. હવે તે સમરકેતુમુનિનોજીવ આઠપલ્યોપમ અધિક એક સાગરોપમનું આયુષ તે દેવભવમાં ભોગવીને ત્યાંથી

ચવ્યો. બાદ તે દેવનોજીવ આ ભરતક્ષેત્રમાં રહેલા કુશાગ્ર-નગરમાં ભદ્રકીર્ત્તિરાજાની અતિપ્રિય એવી સુબંધુદત્તાનામે સ્ત્રીની કુક્ષિમાં ઉત્પન્નથયો. અનુક્રમે પુત્રપણે તેનોજન્મથયો. બારદિવસથયા એટલે માતાપિતાએ ધનવાહન એવું તેનુંનામ પાડ્યું. પ્રતિદિવસે બાલચંદ્રનીમાફક તે વૃદ્ધિપામવા લાગ્યો. અનુક્રમે લોકોને આનંદકારક એવંયૌવનદશાને તે પ્રાપ્તથયો. બાદ પિતાએ જાણ્યું કે; રાજ્યનેલાયક પુત્ર થયોછે, તેમજ હું પણ હવે ધર્મક્રિયાને લાયકથયોછું. આ સંસારવાસ કારાગૃહની ઉપમાનેલાયકછે, માટે ચારિત્રગ્રહણ કરવું તે ભવસમુદ્રમાં નાવસમાન ગણાયછે, એમ પોતેપોતાના શુદ્ધભાવથી વિચાર કરીને પોતાના પુત્ર ધનવાહનનો રાજ્યમાં અભિષેક કર્યો. ત્યારપછી તેણે પોતેપણ સુગુરૂનીપાસેથી દીક્ષા ગ્રહણ કરી.

નીતિશાસ્ત્રમાં કુશલ અને દયા, દાક્ષિણ્યઆદિગુણોનો નિધાન એવો ધનવાહનરાજા પણ બહુ પૂર્વલાખ વર્ષસુધી રાજ્યપાલન કરીને મોહનિદ્રામાંથી જાગૃતથયો. ત્યારબાદ

**ધનવાહનમુનિ.**

નરવાહનનામે પોતાનાપુત્રને રાજ્યમાં સ્થાપનકરીને પોતેદીક્ષા ગ્રહણકરી.હેભદ્ર! વિદ્યુત્પ્રભ! તેજ હું પોતે વિહાર કરતોકરતો આજે આ નગરમાં આવ્યોછું. બાદ એક રાત્રીની પ્રતિમાવડે અહીં હું ધ્યાનમાં રહ્યો હતો. હવે તે નાસ્તિકવાદી કપિલપણ નરકસ્થાનમાં બહુ દારૂણદુઃખ ભોગવીને,કંઇકઅધિક એવું એક સાગરોપમ આયુષ પૂર્ણકરીને ત્યાંથી મુક્તથયો. પછી તેકપિલનોજીવ મગધદેશમાં સાસડ નામે આભીરથયો. ત્યાં અજ્ઞાન તપકરવાથી કાળકરીને ઉપરૂદ્રએવા નામે પરમાધાર્મિકદેવપણે તે ભવનપતિમાં ઉત્પન્નથયો.અવધિજ્ઞાનવડે તે દેવ અહીંરહેલો

મ્હનેજોઈ એકદમ મ્હારીપાસે આવ્યો. પૂર્વનું વૈર સંભારીને મ્હારા વચનેમાટે તેણે અહીઆવીને આ સર્વ સમારંભકર્યો. હેભદ્ર ! આ મ્હારા વૈરનું કારણ મ્હેં ત્હને વિસ્તારપૂર્વક કહ્યું.

**પુનઃદેવપ્રશ્ન**

હે ચિત્રવેગ ? ફરીથી મ્હેં શ્રીકેવલીભગવાનને પૂછ્યું કે; હે ભગવન્ ! હવે મ્હારૂં આયુષ કેટલું બાકી રહ્યુંછે ? અને મ્હારો જન્મ હવે ક્યાંથશે ? વળી મ્હારોપિતા કોણ થશે ! તેમજ શ્રીજૈનધર્મનાપ્રતિબોધ મ્હને કોણકરશે ? એપ્રમાણે મ્હારાપ્રશ્નસાંભળી શ્રીકેવલીભગવાન્ બોલ્યા. હેસુરોત્તમ ! એક-વીશકોટાકોટીવર્ષઆયુષ હજુ ત્હારૂં બાકીરહ્યુ છે. તેટલું આયુષ પુર્ણકર્યાબાદ ત્યાંથી ચ્યવીને તુ હસ્તિનાપુરમા **શ્રીઅમરકેતુ** રાજાની પ્રિયપત્ની કમલાવતી દેવીનીકુક્ષિએ બહુમાનતાઓવડે પુત્રપણે ઉત્પન્નથઈશ બાદ પૂર્વભવનો વૈરી એવો એકદેવ ત્હારી માતાસહિત ત્હારૂં ત્યાંથી હરણકરશે;અને હે ચિત્રવેગ ? વિદ્યા ધરેંદ્રને ત્યાં તું મ્હોટો થઈશ વળી મ્હારીપાસે આવતો એવો તું જેને દીવ્યમણી અર્પણ કરીશ,તેજ ત્હારો તે જન્મમાં સત્ય પિતા થશે. તેમજ સુપ્રતિષ્ઠસૂરિની પાસે ગૃહિધર્મપામીને પ-શ્ચાત્ ચારિત્રપાળીને તું સંસારનો ઉચ્છેદકરીશ "અહો ચારિત્રનો મહિમા દેવતાઓનેપણ દુર્લભછે શાસ્ત્રમાંપણ કહ્યુ છેકે,—

अपवित्रः पवित्रः स्या-द्दासोविश्वेशतां भजेत ।
मूर्खो लभेत ज्ञानानि, सद्दक्षु दीक्षाप्रसादतः ॥ १ ॥

અર્થ—" દીક્ષાનાપ્રભાવથી અપવિત્રહોય તે પવિત્ર થાયછે.

પ્રથમ દાસપણાને પામેલો હોય છે તોપણ તે પુરૂષ દુનીયામા પૂજ્યતાને ધારણકરેછે. તેમજ મુર્ખ માણસ સ્વલ્પસમયમા ઉત્તમપ્રકારની જ્ઞાનસંપત્તિઓને પ્રાપ્ત કરેછે આ સર્વચારિત્રના ગુણો અપૂર્વલાભને આપનારાકહ્યાછે. એપ્રમાણે શ્રીકેવલીભગવાનનું વચનસાભળી હેભગવન્? આપનુ વચન સત્યછે એમ કહી,બહુ માનપૂર્વક તેમના વચનનુ સ્મરણ કરતો હુ તે મુનીંદ્રને ત્રણ પ્રદક્ષિણા દઇ ફરીથી વદનકર્યાબાદ ત્યાથી આકાશમાર્ગે ઉડીને અહીં ત્હારીપાસે આવ્યોછુ હે ચિત્રવેગ! જે ત્હે મ્હનેપૂછ્યુ તે સર્વવૃત્તાન મ્હે ત્હનેકહ્યુ હવે હાલમા જે મ્હારે કરવાનુ હોય તેનીતમ્હે આજ્ઞાકરો તેસાભળી ચિત્રવેગબોલ્યો. હે મુનોત્તમ! મ્હારૂં એકવચન તમ્હે સાભળો. ભુજંગોના પાશથી બધાયેલો અને બહુદુ ખી એવો મ્હનેજોઈ કરૂણશબ્દોથી વિલાપકરતીએવીમ્હારીસ્રીનેજે નભોવાહનરાજાઉપાડીગયોછે; તે નિરવધિદુ:ખમા આવીપડી હશે. વળી રૂદનકરતી તેણીના વિલાપના કરૂણશબ્દ સાભળીને મ્હારા હૃદયમા જેટલુ દુ ખ થયુ છે. તેટલુ દુ:ખ અનેક સર્પોના વીંટાવાથીપણ મ્હને થયુ નથી. હાલમા તેણીની કેવીસ્થિતિ હશે? કિવા તે બીચારી જીવતી હશેકે નહીં! તે સર્વહકીકત તમ્હેમ્હનેકહો કારણકે; આપ અવધિજ્ઞાનવડે દરેકવૃત્તાત પ્રત્યક્ષનીમાફક જાણોછો ત્યારબાદ તેદેવ કિંચિત્ હાસ્યકરીને બોલ્યો હેભદ્ર! સાવધાન થઇ તુ સાભળ

હેચિત્રવેગ? રૂદનકરતી એવી ત્હારી ભાર્યાને નભોવાહનવિદ્યાધર ગગાવર્ત્તનગરમા લઇગયોહતો; ત્યારબાદતેણે પોતાના અત:પુરમાં તેણીને દાખલકરી, પરતુ બહુ

વિપભક્ષણ

શોકની પીડાથી નિરંતરતે ચિંતા કરવાલાગીકે;ભયંકરસર્પોએ ગ્રહણકર્યુંછેસર્વશરીરજેનું એવોતેમ્હારોસ્વામીઅતિશયવેદનાને લીધે હુંમાનુંછુંકે,જરૂર પ્રાણોથી ત્યજાયોહશે ? કદાચિત્ જીવતો હશે તોપણ હવે તેનીસાથે મ્હારો સંયોગથવાનોનથી.કારણકે; વિદ્યાઅને બળવડે અધિક પરાક્રમીએવાઆ પાપીના હાથમાંથી હવે હું મુક્ત થવાનીનથી માટે હાલમા બહુ શોકની પીડાથી રિબાયા કરતા મ્હારે મરવુ એજઉચિત છે સ્વપ્નમાપણ મ્હારા અંગઉપરઅન્યપુરૂષનોહસ્તસ્પર્શ નજથવોજોઇએ,એમ વિચાર કરી સાહસબુદ્ધિવડે તેણીએ અતિઉગ્ર એવું વિષભક્ષણકર્યું. ત્યારબાદ તેણીનાં બને નેત્રો નષ્ટથયા અને તરતજ તે વિષના ઘેનથી પૃથ્વીપરપડીગઇ ત્યાં રહેલા લોકો બેભાનઅવસ્થામાં રહેલી તે **કનકમાલાને** જોઈ હાહારવકરવાલાગ્યા તે સાભળી **નભોવાહન**વિદ્યાધરપણ ત્યા આગળઆવ્યો અને તપાસકરતાં તેણેજાણ્યુંકે, એણે વિષભક્ષણકર્યુંછે એમ જાણી વિષવિકારને દૂરકરવામાટે તેણે અનેક પ્રકારના મંત્ર તથા તંત્રોના પ્રયોગ કર્યા તેમજ તે વિષને ઉતારવામાટે તેણીના સર્વઅંગેમણી બાંધ્યા, પરંતુ ઉગ્રવિષથી ઘેરાયેલી તે બાળાને કોઈપણ પ્રકારનોગુણથયોનહીં. ત્યારબાદ વિષમંત્રના જાણકાર એવા ઘણા વિદ્યાધરોનેતેણેત્યાબોલાવ્યા. તેઓએપણ અનતાપ્રયાસે બહુ કાળજીપૂર્વક ઘણા ઉપચારકર્યા, તોપણ તેને સજજકરવા તેઓ શક્તિમાનથયાનહીં. બાદ આબાલામરીગઇછે એમજાણી તેણીની દહનક્રિયામાટે **નભોવાહન**નોપરિજન તેણીને સ્મશાનભૂમિમાંલઇગયો પછી તેને ચિતામા સુવારીને અગ્નિસળગાવ્યો. એટલી વાત તે દેવતાએ **ચિત્રવેગને** કહી તેટલામાં હે **ધનદેવ** ? ત્યાજેહકીકત બની તે હવે તું સાંભળ.

**ચિત્રવેગની મૂર્છા.**

પોતાની સ્ત્રીનું મરણ સાંભળી બહુ શોકને લીધે દુઃસહ એવી અનંત વેદનાઓવડે ચિત્રવેગનાં સર્વ અંગો તુટવા લાગ્યાં, તેમજ વજ્રાગ્નિથી છેદાયો હોય ને શું? પ્રચંડ ભુજંગવડે ડસાયો હોય ને શું? રાક્ષસવડે ગ્રહણ કરાયો હોય ને શું? અને મ્હોટા મુદ્ગરવડે હણાયો હોય ને શું? તેમ તે વિદ્યાધર બહુ શોકની વ્યથાને લીધે બહુ લાંબો નિઃશ્વાસ મૂકી એકદમ બેભાન બની ગયો અને તરતજ મૂર્છાવડે તેનાં નેત્રો મીંચાઇ ગયાં બાદ એકદમ ધસીને તે પૃથ્વી ઉપર પડી ગયો. સર્વ ઇંદ્રિયોની ચેષ્ટાઓ બંધ પડી ગઈ ક્ષણમાત્રમાં મુડદાની માફક તે થઇ ગયો પછી તેવી અવસ્થામાં રહેલા તે ચિત્રવેગને જોઇ તે દેવે કુંપાણી લાવીને ચિત્રવેગના સર્વ અંગો ઉપર તેનું સિંચન કર્યું: તેમજ પોતાના ઓઢવાના વસ્ત્રવડે મંદમંદ કોમલ પવન નાખવા લાગ્યો. પછી આવા પ્રકારના અનેક શીતલ ઉપચારથી ક્ષણમાત્રમાં ચેતન થઇને પણ, ફરીથી પોતાની પ્રાણપ્રિયાનું મરણ સંભારી, બહુ દુઃખથી પીડાયેલા તે વિદ્યાધર, ગાઢ પ્રેમવડે મુગ્ધ થયો છતો મૂર્છિત થઇ ને નિશ્ચેષ્ટ થઇ ગયો. પુનઃ તે દેવે શીતલાદિક ઉપચારોવડે મહામુશીબતે તેને સ્વસ્થ કર્યો, પરંતુ દુરંત દુઃખથી પીડાયેલો તે પોતાના નેત્રોમાંથી સ્થુલ અશ્રુધારાને વરસાવતો નીચું મુખ કરી ઝુરવા લાગ્યો. અહો! વિષયરાગની પ્રબલતા કેવી દુઃખદાયક થઇ પડે છે? પરંતુ મૂઢબુદ્ધિજન એટલું નથી જાણતો કે: આ સર્વ મોહનો વિલાસ છે. વળી સ્ત્રીપુત્રાદિકનો પ્રેમ આ જગતમાં બંધનરૂપ થઇ પડે છે.' અન્યત્રપણ કહ્યું છે કે;—

दाराः परिभवकारा, बन्धुजनो बन्धनं विषं विषयाः ।
कोऽयं जनस्य मोहो? ये रिपवस्तेषु सुहृदाशाः ॥ १ ॥

तथाच–यदयं स्वामी यदिदं सद्म, सर्वं चैतन्मिथ्या छद्म।
यदयं कान्तो यदियं कान्ता, सोऽयं मोहो हन्त? दुरन्तः ॥२॥

અર્થ—" ખરેખર આદુનીયામાં સ્ત્રી એકપરિભવનું કારાગૃહછે બંધુજનએજબંધનરૂપથઇપડેછે.વિષયો એજપ્રાણહારક વિષસમાનકહ્યાછે. છતાઆમોહવિલાસલોકોને કેવોનચાવીરહ્યો છે? જે શત્રુઓછે તેઓને મિત્રની લાગણીથી જોયા કરેછે

" વળી આ મ્હારો સ્વામી અને અમ્હારૂંઘરછે એવી જે અહંબુદ્ધિ મુઢપુરૂષોના હૃદયમા ઘુસીગઈછે, તે સર્વ મિથ્યાવ્યવહારનીજ પ્રવૃત્તિછે. તેમજ આ મ્હારો પતિ અને આ મ્હારી સ્ત્રી એમ જે સ્ત્રીપુરૂષોસમજેછે, તે કેવલપરિણામે દુઃખદાયક એવો આ મોહજવિલસીરહ્યો છે "

દુરંત દુઃખમા ફસાયેલા તે ચિત્રવેગને જોઈ દેવબોલ્યો. હેસુભગ ? કેવલ સ્ત્રીના મોહથી શરીરને હાનિ પહોચાડનાર એવા આ બહુ શોકવડે ત્હારા આત્માને તું શામાટેહેરાનકરેછે? હેસુંદર ? વિબુધજનોએ નિંદવાલાયક એવા આ અયોગ્યઆચરણને તુંછોડીદે અને વસ્તુસ્વરૂપની ભાવનામા પ્રયત્નકર. જેથી આ સર્વ ત્હારા ઉપદ્રવો શાંતથઈ જશે. વળી આ અનંત સંસારમા પરિભ્રમણકરતા જીવોના ઇષ્ટ અને અનિષ્ટફલદાયક સંયોગ અને વિયોગ સેંકડોવાર થયા કરે છે. તેમજ બુદ્ધિમાન પુરૂષોએ સંસારનું સત્ય સ્વરૂપ જાણીને ઇષ્ટ વસ્તુના સંયોગમાં હર્ષધારવોનહી અને વિયોગમાં ખેદપણકરવોનહી વળી હે ભદ્ર! પૂર્વભવમા ત્હે ચારિત્રગ્રહણ કર્યાપછીપણ તે સમયે રાગનો ત્યાગકર્યોનહી, તેના પ્રભાવથી સ્વર્ગમાં પણ રૂદ્ધિ, બલ અને તેજવડે હીનપણું તુંપામ્યો તેમજ આ જન્મમાંપણ પૂર્વકર્મનાદોષથી આ વિયોગદશાનેતુંપામ્યો એમ છતા હજુ

પણ તેણીના રાગનેતુંકેમનથીછોડતો? આવા પ્રકારના દુ:ખોનું ખાસ કારણ આ રાગજછે

એ પ્રમાણે દિવ્યપુરૂષનું વચન સાંભળી ચિત્રવેગબોલ્યો

**કનકવતીનો સમાગમ.**

હેસુરોત્તમ? આજે આ મ્હારૂં દક્ષિણનેત્ર ફરકે છે. વળી તમ્હેપણ હસતેમુખે દેખાઓ છો? માટે ખરી બાબત મ્હને તમ્હે કહોકેશું તે બાલા હજી જીવેછે? અથવા તે બીચારી મરી ગઇ? તેનો ખુલાસો તમ્હેજલદીમ્હને આપો વળી અન્યજન્મમા તમ્હે જો મ્હારા મિત્ર હોવતોહવે મ્હારા દુ ખનો ઉદ્ધાર કરવા જરાપણ તમ્હે વિલબકરશોનહી જલદી તમ્હે તેબાલાનુ મ્હને દર્શનકરાવો. અન્યથા મ્હારૂં જીવિત હવેરહેતેમનથી હે સુરોત્તમ? આપની આગળ બહુ કહેતા હુ શરમાઉછુ પરતુ મ્હારો છેવટનો નિશ્ચય આપને પ્રથમ મ્હે જણાવી દીધોતેસત્યછે

ત્યારબાદ કિંચિત્ હાસ્ય કરીને તે દેવબોલ્યો હેભદ્ર? જો એવોજ ત્હારો નિશ્ચય હોય તો

**કનકમાલાનુ દર્શન.**

ત્હારી પાછળતુ તપાસકર જેથી ત્હારી સ્રીને તુ જોઇશ એ પ્રમાણે દેવતાના કહેવાથી ચિત્રવેગે મુખવાળીને પોતાની પાછળ જોયું તો અલંકારોવડે વિભૂપિતછે અગો જેના એવી પોતાની સ્રીને એકદમ તેણે જોઇ. બાદ તે પોતાના હૃદયમાં શકિત થઇ કહેવાલાગ્યો હેસુરોત્તમ? હવે અહીં હાસ્ય કરવાનુ કઇ કામનથી. સત્ય વાત ત્હમે મ્હને કહો? **નભોવાહનરાજા** જે હરી ગયો હતો તેજ આ મ્હારીસ્રીછે? અથવા મ્હને શાંતકરવામાટે દેવમાયાવડે તમોએ આ **કનકમાલાનો**

દેખાવકર્યોછે! વળી તે સ્ત્રી મ્હારા વિરહને લીધે બહુ દુઃખી થઈ જો વિષભક્ષણ કરીને મરી ગયેલી હોય તો તે અક્ષત શરીરે જીવતી અહીંયાં ક્યાંથી આવે? ત્યારબાદ દેવબોલ્યો હે સુભગ? ખરેખર આત્હારીસ્ત્રીછે. દેવમાયાનથી. પરંતુ એનું હરણ કરીને અહીં હું જેવીરીતે લાવ્યોછું તેહકીકત તું સાંભળ.

**કનકવતીપ્રાપ્તિનો ઉપાય.**

હેચિત્રવેગ? શ્રીકેવલીભગવાનનો મહિમા કરીને ત્હારી પાસે આવતાં મ્હેં અવધિજ્ઞાનવડે આ ત્હારી સ્ત્રીનો તપાસ કર્યોકે હાલમાં તેની શી સ્થિતિ છે? એમ વિચારકરતાં મરણના નિશ્ચય ઉપર આવી ગયેલી આ કનકમાલા મ્હારા જોવામાં આવી. પછી મ્હારા મનમાં મ્હેં વિચાર કર્યોકે, એણીને લઇ હું મ્હારા મિત્રની પાસેજાઉં. એ પ્રમાણે નિશ્ચય કરી તે ગંગાવર્તનગરમાંહુંગયો. અને વિષથી ઘેરાયેલા અંગવાળી એણીને મ્હેં ત્યાંજોઇ ત્યાં આગળ બહુ મંત્રવાદીઓ વિષ ઉતારવાના ઉપચાર કરતા હતા. તેઓની મંત્રશક્તિનો નાશકરી એણીનું વિષ મ્હેં સ્તંભાવીદીધું. પછી તેઓએ જાણ્યુંકે; આનું વિષ હવે ઉતરવાનું નથી. નક્કી આ મરીગઇછે. એમ સમજી દહનક્રિયામાટે નભોવાહનના લોકો એને સ્મશાનમાં લઇગયા અને તરતજ તેને ચિતામાં સુવાડીને અગ્નિ સળગાવ્યો, તેજ વખતે તેના વિષને દૂર કરી એને લઈ હું અહીં આવ્યો છું, અને મ્હારા મનમાં એવો વિકલ્પ થયોકે; એણીનું મરણ સાંભળીને આમ્હારો મિત્ર શું કરેછે? કિંવા અદ્યાપિ ત્હારા રાગની દૃઢતા તેવીને તેવીજ છેકે કંઇઓછી થઇછે? એમ જોવાનેમાટે હેસુતનુ? આ બાળાને અદૃશ્યરાખી આરચના મ્હેંકરી. હેભદ્ર? હાલમાં ત્હારો નિશ્ચય જાણીને

મ્હેં એને પ્રગટ કરી, માટે ત્હારે કોઇપ્રકારની શંકા કરવી નહીં અને જરૂર આ કનકમાલા છે. એ પ્રમાણે દેવનું વચન સાંભળી તે વિદ્યાધરનુ મુખકમલ બહુજ પ્રફુલ્લ થઇ ગયુ

ચિત્રવેગવિદ્યાધર હાથજોડી તે દેવને પ્રણામકરી કહેવા લાગ્યો. હેસુરોત્તમ ? અહો ? આપનો સ્નેહ, દાક્ષિણ્ય અને મિત્રવાત્સલ્ય કોઈ અપૂર્વરૂપમા ગોઠવાયેલાછે આપે જે મિત્રતાનો સંબધ સાચવ્યોછે તે આપસરખા સજ્જનોને લાયકછે તેમજ અન્યત્રપણ કહ્યુ છેકે,–

ચિત્રવેગ અભ્યર્થના.

पापान्निवारयति योजयते हिताय,
गुह्यं निगूहति गुणान् प्रगटीकरोति ।
आपद्गतं च न जहाति ददाति काले,
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥ १ ॥

અર્થ–" જેપુરૂષ પાપકાર્યમાંથી નિવારે, હિતકાર્યમાં પ્રેરણાકરે, ગુપ્તવાર્તાને ગોપવીરાખે, ગુણોને પ્રસિદ્ધિમા લાવે, આપત્કાલમા આવીપડેલાનો ત્યાગ નકરે અને સમય ઉપર ઉચિતવસ્તુ આપવામાં બીલકુલ સંકુચિત્ ન થાય તેનેજ સન્મિત્રજાણવો; એમ સત્પુરૂષોનું માનવુંછે તેમજવળી સજ્જનોની મૈત્રી દુધ અને જલનીમાફક કહેલીછે જેમકે;—

क्षीरेणात्मगतोदकाय हि गुणादत्ताः पुरातेऽखिलाः,
क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः ।
गन्तुं पावकमुन्मनस्तदभवत् दृष्ट्वा तु मित्रागमं,
मुक्तं तेन जलेन शाम्यति सतां मैत्री भवेदीदृशी ॥ २ ॥

અર્થ—"જ્યારે દુધનીઅંદર જળનો સમાગમ થયો એટલે દુધે પોતાના સર્વગુણો પ્રથમ જળને અર્પણકર્યા. અ-ર્થાત્ બન્ને એકસ્વરૂપ થઇગયાં પછી દુધને ઉકાળવા માટે ભઠ્ઠીઉપર મૂક્યું ત્યા પ્રચંડઅગ્નિનાતાપથી તે ઉછળવાલાગ્યુ. તે વખતે પોતાનામિત્ર દુધનો અસહ્યતાપજોઇ તેણે પોતાનો આત્મા આગ્નમા હોમીદીધો અર્થાત્ તે બળીગયું. બાદ પોતા-નામિત્રની આપત્તિજોઈ તે દુધપણ ઉભરાઈજવાનામિષથી અ-ગ્નિમાજવાને ઉત્સુકમનવાળુ થઈગયું તેવા પ્રસંગમાં તેને શાંત કરવામાટે અંદર જળ નાખેછે એટલે તે પોતાનામિત્રનુ આગમ-નજાણીને તરતજ શાંત થઈ જાયછે; તે તેની બરોબર યોગ્યતા સૂચવેછે. વસ્તુતઃ સત્પુરૂષોની મૈત્રી આવીજ હોયછેકે; પોતાના મિત્રના સુખથી સુખી અને દુઃખથીદુ.ખીહોયછે "પુન ચિત્રવેગ બોલ્યોકે, હેસુરોત્તમ? મહાત્માઓ સ્વભાવથીજ આદુનીયા-મા પરોપકાર કરવામા બહુરસિક હોય છે. જોકે અન્યલોકો તેમનો ઉપકાર નથીકરતા તોપણ તે સજ્જનો હમ્મેશાં નિ-રપેક્ષપણે પરોપકારમાજ તત્પરરહેછે વળી હે સુરોત્તમ! અ-ક્ષતશરીરવાળી આ બાલા આપે મ્હને લાવીઆપી તેથી મ્હારૂં જીવિતદાનપણ આપેજઆપ્યુ, તેમજ મ્હારા હૃદયનો સંતાપ પણ આજે દૂરથયો આજસુધી મ્હારૂ હૃદય બહુજ વ્યાકુલ હતું, તેથી આપે જેકંઈ ઉપદેશ પ્રથમ મ્હને આપ્યોહતો તે સર્વ, ભરેલા ઘડાનીઉપર નાખેલા પાણીનીમાફક મ્હારીપાસે થઇ ચાલ્યોગયો. અર્થાત્ તે મ્હારી યોગ્યતાના અભાવે ટકી-શકયોનહીં પરંતુ હેસુરવર! હાલમા હુંતમ્હારાપ્રભાવથી સ્વ-સ્થ ચિત્તવાળો થયોછું. તો હાલમાં જેકંઈપણ મ્હારે કરવાનું હોય તે સર્વ મ્હનેકહો.

ત્યારબાદ દેવબોલ્યો હે ભદ્ર ? દેવોનુદર્શન કોઇપણ સમયે નિષ્ફળ હોતુંનથી માટે તું બોલ! જે ત્હારી ઇચ્છાહોય તે ત્હને આપવા હુ ખુશીછું. ચિત્રવેગબોલ્યો જો ત-મ્હારી એવી ઈચ્છાહોયતો નભોવાહન

દેવનો ઉપદેશ.

રાજા મ્હને કોઇપણપ્રકારે ઉપાધિ નકરે તવીરીતે કંઇક આ-પીને આપ મ્હારોબ દોબસ્તકરો. એપ્રમાણે તેનુ વચનસાભળી દેવતાએ કહ્યું કે; સ્ત્રીસહિત એવો ત્હને પ્રહારકઃ તો તે વિદ્યા-ધર ગર્વવડે બહુ વ્યામૂઢ થઇગયો અને વિદ્યાધરોએ કરેલી મર્યાદાનો તેણે ભગકર્યો તે કારણનેલીધેજ એની વિદ્યાઓ-નોવિચ્છેદ થયોછે માટે હેભદ્ર ? હાલમા ત્હારોપરાભવ કરવાને તે શક્તિમાન્ નથી વળી હે ચિત્રવેગ ? પૂર્વભવનો વૈરી ત્હારી ઉપર બહુ કોપાયમાનથઈ ત્હારૂં હરણકરશે, પછી તુ વિદ્યા-ધરેદ્રનેત્યા મ્હોટો થઈશ એપ્રમાણે નક્કી મ્હારા આગામી ભવને કથનકરતા શ્રી કેવલીભગવાને તે સમયે મ્હને કહેલુંછે. તે ઉપરથી જરૂરતું વિદ્યાધરોનો અધિપતિથઇશ વળી વૈતાઢ્ય ગિરિની દક્ષિણ શ્રેણીમા સમસ્ત વિદ્યાધરેદ્રોનો સ્વામી ત્હને હાલમા હુ કરીશ પછી ત્હારે અન્યનું અહી શું પ્રયોજનછે? તેમજ મ્હારાપ્રભાવથી વિદ્યાધરોની દરેક વિદ્યાઓ પઠનમા-ત્રથી ત્હને સિદ્ધથશે અને સર્વવિદ્યાધરોથી તે વિદ્યાઓ ત્હને અધિક ફલદાયકથશે વળી હેચિત્રવેગ! પોતાની ઈચ્છાપ્રમાણે તુ વિદ્યાધરોની ઉત્તમવિદ્યાઓનો વચનથીજ વિચ્છેદ કરીશ. તેમજ મંત્ર તથા ઓષધિઓને પણ નિષ્ફલ કરીશ હેભદ્ર ? મ્હારા પ્રભાવથી અતિગર્વિષ્ટ એવાપણ સર્વેવિદ્યાધરો વિનય પૂર્વક ત્હારી આજ્ઞામારહી પોતાનું જીવન ચલાવશે. માટે ચાલો

હાલમાં આપણે વૈતાઢયપર્વતમાં જાઇએ, અને ત્યા સિદ્ધ-કૂટ શિખરઉપર શાશ્વત એવી શ્રીજીનેંદ્રભગવાનની પ્રતિમા-ઓનો અઠ્ઠાઇમહોત્સવ કરીને, ધરણેંદ્રની અભ્યર્થના કરી તેની પાસેથી વિદ્યાધરોની સર્વવિદ્યાઓ હુ ત્હને અપાવીશ. પછી હું મ્હારા સ્થાનમાંજઇશ. એપ્રમાણે દેવનુ વચનસાંભળી તે વિદ્યાધર પોતાના પરમ ઉપકારી એવા તે દેવના ચરણયુગલમાં પ્રણામકરી બોલ્યોકે, હે સુરવર ? આપની મ્હોટી મ્હેરબાની, આપનું વચન મ્હારે સર્વથા માન્યછે.

**સુપ્રતિષ્ઠ** બોલ્યો હે ધનદેવ ? એ પ્રમાણે દેવનું વચન માન્ય કરી તે વિદ્યાધરે બહુ માનપૂર્વક મ્હારી સાથે સંભાષણ કર્યાબાદ, બહુ આનંદ સાથે તેણે આ મણી મ્હને આપ્યો. ત્યારબાદ તે વિદ્યાધર પોતાની સ્ત્રી તથા તે દેવસહિત આકાશમાર્ગે ચાલ્યોગયો પછી હુ પણ તરતજ ત્યાંથી મ્હારા સ્થાનમાં આવ્યો માટે હે**ધનદેવ** ? આ દીવ્યમણી મ્હને જે ક્રમથી મળ્યો હતો તે સર્વહકીકત મ્હેં ત્હને નિવેદન કરી વળી આ દીવ્યમણિનો પ્રભાવ બહુ અલૌ-કિકછે તેમજ બહુપુણ્યશાળીને જ આવો મણી મળીશકેછે હેમહાભાગ ! હૃદયને આનંદ આપનાર આ અદ્ભુત પ્રભાવ-વાળો મણિ દેવલોકમાં ઉત્પન્નથયેલોછે, તેથી આ મણી સમગ્ર દોષોને નિવારવામાં ચિંતામણીસમાનછે અને વિશેષે કરીને સર્વપ્રકારના વિષસમૂહને તે શાંતકરેછે. માટે હેમહાશય ? **ધનદેવ** ? આ દિવ્યમણિનો તું સ્વીકારકર ? સમગ્રગુણો આ મણિમાં રહેલા છે એમ જાણી હું ત્હને બહુ આગ્રહકરૂછું હવે બહુ કહેવાથીશું ? એ પ્રમાણે **સુપ્રતિષ્ઠનું** પ્રેમમય વચન

**સુપ્રતિષ્ઠને મણિપ્રાપ્તિ.**

સાંભળી સમયોચિતવચન બોલવામાં બહુકુશળ એવો તે **ધનદેવ** બોલ્યો હેરાજકુમાર ? આપની સાથે જે મ્હારૂં દર્શન થયું,તેમજ અત્યંતસ્નેહગર્ભિત એવું આપનું જે આ વચન તેને જ હું સેંકડો,હજારો અને લાખોમણીઓથી પણઅધિકમાનુંછું.

**મણીગ્રહણ.**

**ધનદેવનું** વચનસાંભળી **સુપ્રતિષ્ઠ**બોલ્યો હેપ્રિય-મિત્ર ? ત્હારો સંતોષજોઈ હું બહુ ખુશી થયોછું. પરંતુ આ દીવ્યમણીનો તું સ્વીકારકરે તોજ હુંપણ મ્હારા આ-ત્માને કૃતાર્થમાનું માટે હભદ્ર ? મ્હારાધૈર્યને માટે જરૂર આ મણીનો તુ સ્વીકારકર ? એપ્રમાણે **સુપ્રતિષ્ઠનો** બહુ આગ્રહજોઈને વિનયસહિત **ધનદેવે** તે ઉત્તમપ્રકાગ્નો મણી પોતાની પાસે લઈલીધો. ત્યારબાદ **ધનદેવને** પ્રેમપૂર્વક ભેટીને **સુપ્રતિષ્ઠ**રાજકુમાર ફરીથીપણ બોલ્યોકે; હેમહાશય ? અત્યારે તો આપ અહીં રોકાશોનહી સુખેથી **કુશાગ્રનગરમાં** જાઓ, પરંતુ ત્યાંથી વળતીવખતે અહીંયાં અમ્હને મળીને તમ્હારે જવું એટલીઅમ્હારીઉપર તમ્હે મહેરબાનીકરો.બીજું આપને વિશેષ કંઈ અમ્હે કહીશકતાનથી. તે સાંભળી **ધનદેવ** બોલ્યો. હેસુભગ ? આપની કૃપાથી કુશળપણે અમ્હે અહીંયાં થઇનેજ જઈશું. કારણકે; પાછા વળતા અમ્હારો માર્ગજઆવે. તો શું આપને મળ્યાવિના તો અમ્હે નહીંજઈએ ! એપ્રમાણે કેટલીક વાતચિતકરીને તે રાત્રીત્યાંજ તેણેવ્યતીતકરી,પછી પ્રભાતકાળ થયો એટલે સર્વસાર્થના લોકોએ ત્યાંથી નીકળવાની તૈયારીકરી.

**પ્રયાણયાત્રા**

**ધનદેવશ્રેષ્ઠી** સમયોચિતપોતાનું સર્વકાર્યસમેટીનેત્યાંથી નીકળ્યો. એટલે પોતાના પરિવારસ-હિત પલ્લીપતિપણ ત્હેને વળાવવામાટે

તેની પાછળચાલ્યો. પરસ્પરવાર્ત્તાલાપ કરતા તેઓકેટલાકસમયસુધીભેગારહ્યા. પછી **ધનદેવે** પલ્લી-પતિને પાછા વળવાનું કહ્યું; એટલે તેનું મુખ બહુ શોકાતુર થઇગયુ અને પોતાના મિત્રથી છુટાપડવામાટે તે બહુજનાખુશ થઇગયો. બાદ **ધનદેવે**ત્હેને બહુ સમજાવીને પાછોવાળ્યો. પછી **ધનદેવ**પોતે અશ્વઉપ- આરૂઢ થઈ સાર્થની સાથેચાલતોથયો. અનુક્રમે વણિક્‌લોકોની સાથે તે **કુશાગ્રનગરમાં** જઈપહોંચ્યો. બાદ બહુકિંમતીવસ્તુનીભેટલઇ તેપોતેરાજાનીપાસેગયો. નૃપતિ-નાચરણમા ભેટધરી પ્રણામકરીને તેની સેવામાં **ધનદેવ** ઉભો રહ્યો **નરવાહનરાજા ધનદેવનો** વિનયજોઈબહુપ્રસન્નથયો અને તેનોસત્કારકર્યો. પછી પ ચાયતીલોકોની સાક્ષીએ પોતાની દરેક વસ્તુઓનુ દાણચુકાવીલીધું.

**સાગરશ્રેષ્ઠી**

બાદપોતાનો સરસામાન લઈત્યાંથી સર્વલોકોને પોતાની સાથે રાખી **ધનદેવ** સાગરશ્રેષ્ઠીનેમળ્યો અનેતેનાં કેટલાંકમકાનો પોતાનેજોઈએ તેટલાપ્રમાણમાં ભાડેરાખ્યાં ત્યાંઉતારો કરી પોતાનોસર્વમાલ નોકરોનીમારફત તેમકાનોમાં દાખલક-રાવ્યો.બાદતે નાગરિકતેમજ આગંતુકવેપારીઓનીસાથેહમ્મેશાં આપલેનોસબંધકરવાલાગ્યો પોતાને ફાયદોપડતો કેટલોકમાલ ખરીદેછે, તમજ પોતાનોમાલ બીજાઓનેપણઆપેછે. એમકરતાં તેનગરનીઅંદર કેટલાકમાસ તેનાચાલ્યાગયા.ત્યારબાદ **સાગર** શ્રેષ્ઠીનો પુત્ર **શ્રીદત્ત**નામે વેપારમાં ઘણોપ્રવીણછે. તેનીસાથે આપ લે કરતાં **ધનદેવની** ઘણી પ્રીતિબંધાણી. જેથી તેઓ બંનેનો પ્રેમ એટલો બધો વધી પડયો કે; સહોદરની માફક તેઓ પરસ્પર વર્ત્તવા લાગ્યા. ત્યારબાદ એકદિવસ **શ્રીદત્ત**

શેઠી બહુ આગ્રહ કરીને ધનદેવને પોતાને ત્યાં ભોજન
માટેલઇગયો ધનદેવ ત્યાંગયાબાદ પોતાનામિત્ર શ્રીદત્તનીસાથે
વાર્ત્તાલાપકરતોહતો તેટલામાંનવીન યૌવનઅવસ્થાનેશોભાવતી
અનેઅદ્ભુત એવારૂપલાવણ્યને પ્રાપ્તથયેલી શ્રીકાન્તા નામેશ્રી-
દત્તનીબ્હેન કન્યારૂપમારહેલી તેનાજોવામાઆવી.બાદભોજનનો
સમયથયો એટલે ધનદેવ પોતે ભોજનકરવા બેસીગયો. ઉષ્ણ
કાળનાતાપનેલીધે મેમાનનીસારવાર માટે શ્રીકાન્તા વીંજણો
લઇપવન નાખવા ઉભીરહી ધનદેવનુ ચિત્તતેણીના સૌંદર્યમાં
લુબ્ધ થઇગયું અનેતે આસક્તિપૂર્વકતેણીનાંદરેક અ ગનિરખવા
લાગ્યો તેમજશ્રીકાંતાપણ કટાક્ષવડે સ્નેહપૂર્વક ધનદેવને
જોતી હતી બાદ એણીનારૂપ વડે મોહિત થએલો ધનદેવ વિ-
ચારકરવાલાગ્યોકે;જોહુંઆ કન્યાની એનાપિતાપાસે માગણીકરૂં
અનેજોતેમ્હનેઆ કન્યારત્નઆપેતોઆ મ્હારો માનવજન્મ આ
સ્ત્રીવડેકૃતાર્થથાય કદાચિત્ હુંપોતેતેકન્યાની માગણીકરૂં અથવા
બીજાકોઇપાસેમાગણીકરાવુંઅનેતેકન્યાકદાચિત્ જો તે મ્હને ન
આપેતોમ્હારૂંઅપમાનથાય.અથવાકુળમાઅમ્હેબંનેસમાનછીએ
હુંકંઇ એનાકરતા જાતિમાંહલકોનથી, તેમજહું ધનવાન્ પણછું
અને કોઇપ્રકારનુ મારામાં વ્યસન નથી. તેમજ આ કન્યાપણ
યૌવન અવસ્થામાં આવીગઇછે. હવેએનું લગ્નકર્યા શિવાય ચાલે
તેમનથી માટે આ કન્યા મ્હનેઆપ્યા શિવાયતેઓ રહેશેનહીં.
એમપોતાના મનમાં વિચાર કરતોધનદેવ ભોજનકરીને નિવૃત્ત
થયો,એટલેશ્રીદત્તેધનદેવનેપાનસોપારીવિગેરેમુખવાસઆપ્યો.
બાદ વિલેપનાદિકનો વિધિ થયો. પછી ધનદેવ ત્યાંથી નીકળી
પોતાના મકાન તરફ ચાલ્યો, પરંતુતેનું હૃદયતો શ્રીકાંતાએ
હરીલીધુંહતું, તેથીતે શૂન્યચિત્તે પોતાના સ્થાનમાંજઇ સુકોમલ
શયનઉપર સુઇગયો.

**શ્રીકાંતા.**

ધનદેવના ગયા બાદ શ્રીકાંતા કામને સ્વાધીન થઇગઇ અને તીવ્ર ઉત્કંઠાને લીધે વ્યાકુલ થઇને પોતાનાગૃહોદ્યાનમાં કદલીગૃહનીઅંદર તે સુઇગઇ. ત્યાં મદનનીપીડાથી તેતરફડતીહતી, તેવામાં એકકૃષ્ણસર્પે તેણીનાબાહુમૂલમાં દંશકર્યો, કે, તરતજ તે ભયંકર સર્પને જોઇને બહુધ્રુજવા લાગી.બાદબહુ વેદનાથીપીડાતી તે શ્રીકાંતા રૂદન:કરતી પોતાની માતા પાસે આવીઅને તેકહેવાલાગીકે; હેજનની ? મહાનભયંકરકાળોનાગ મ્હને ખાઇ ગયો ! ખાઇ ગયો !! એમ બોલી તેટલામાં તેની વાણી બંધ પડી ગઇ. તેના શરીરની કોમલતા બહુ અધિક છે, તેમજ વિષવિકારપણ અતિશય પ્રચંડ છે, વળી વેદનાપણબહુ વધી ગઇ અને સ્વાભાવિક સ્ત્રીજાતિ ઘણી બીકણ હોયછે, તેથી તે શ્રીકાંતાનાં નેત્ર એકદમ મીંચાઇ ગયાં અને પોતાની જનનીની આગળ અકસ્માત્ ધસીને નિરાધાર એકદમ પૃથ્વીઉપર તે પડી ગઇ. બાદ દરેક અંગો તેનાં શિથિલ થઇગયાં. એપ્રમાણે શ્રીકાંતાની સ્થિતિ જોઇ શ્રીમતી, સાગરશ્રેષ્ઠી, શ્રીદત્ત અને તેનો સર્વપરિવાર એકદમબહુ વ્યાકુલથઇગયો.

**મંત્રોપચાર.**

શ્રીકાંતાનેવિષમૂર્છિતજોઇ તેનાપિતાની પ્રેરણાથીલોકોએ મંત્ર અને તંત્રોના જાણકાર સારા ગારૂડિકોને બોલાવ્યા. તેમજ કેટલાક મંત્રવાદીઓમંત્રનાજાપકરવાબેસીગયા. કેટલાકોએ જડીબુટ્ટીઓનાપ્રયોગોશરૂકર્યા, કેટલાક બુદ્ધિમાનો પોતાની ધારણાપ્રમાણે યોજનાઓકરેછે, તેમજ કેટલાકતો તે બાલાનાકાનમાં મંત્રોનાજાપસંભળાવેછે. આપ્રમાણેદરેકઉપચારોની ગોઠવણ ઉપરાઉપરીચાલ્યાકરેછે,પરંતુ તેસર્વનીનિષ્ફલતા

જોઇ તેનીમાતા **શ્રીમતી**બહુજકરૂણસ્વરેરૂદનકરવાલાગી. હા ? પુત્રી ? ત્હારા દુઃખનો હવે પારરહ્યોનથી. અકસ્માત્ કાળભુજંગ ત્હને ક્યાંથી દશ્યો ! હા દૈવ ? આ બાલાએ ત્હારો શો અપરાધ કર્યો હતો ! જેથી નિરપરાધી બાલાને અસહ્ય દુઃખમાં નાખીને તું પોતાની નિર્દયતાને પ્રગટ કરેછે ? એપ્રમાણે વિલાપ કરતી **શ્રીમતીને સાગરશ્રેષ્ઠી** ધૈર્ય આપી કહેવાલાગ્યા કે; હે સુંદરી ? તું શોક શા માટે કરે છે ? પ્રથમ નૈમિત્તિકે કહેલા તે વચનને તું કેમ ભૂલી ગઇ છે ? આ હકીકત ત્હેના કહેવા પ્રમાંણે બની છે, એમા કંઈ શોક કરવાની જરૂર નથી. હે વલ્લભે ? હાલમાં ત્હારો જમાઇ અહીંયાં પ્રગટ થશે.કારણકે તે **સુમતિ** નૈમિત્તિક સત્યવાદી છે, તેમજ હે સુતનુ ? **કમલાવતીને** તેણે જે કહ્યું હતું તે સર્વસિદ્ધથયુંછે.

**મંત્રની નિષ્ફલતા.**

હવે ગારૂડિક લોકોએ બહુ આદરપૂર્વક વિષ ઉતારવાના ઘણાયે પ્રયોગ કર્યા, પરંતુ પરિણામમાં તેમની કંઇપિણ સફલતા થઇનહીં. ત્યારે શ્રીકાંતાનોસર્વપરિજનતેમજપોતાના પિતા, ભ્રાતાવિગેરે બહુ ચિંતાતુર થઇગયા; અને વિચારકરવાલાગ્યાકે; નૈમિત્તિકનું વચનશુંવૃથાથશે ? ત્યારબાદ વિશેષ જણાવવામાટે તે નગરની અંદર પટહઘોષણા કરાવી સર્વ ગારૂડિકોને ત્યાં બોલાવ્યા, પરંતુ કોઇપણ ગારૂડિક તેણીનું વિષ ઉતારવા શક્તિમાન્ થયો નહીં.

**ધનદેવનું આગમન.**

**સાગરશ્રેષ્ઠીને** ત્યાં લોકોના ગમનાગમનને લીધે બહુકોલાહલ થઇરહ્યોછે,તેવામાં કંઇક કાર્ય માટે ધનદેવ પણ ત્યાં આવ્યો અને સઘળા તેના પરિવારને વ્યાકુલચિત્તવાળોજોઇતે

શ્રીદત્તનેપુછવાલાગ્યોકે,હેમિત્ર? આટલા બધાગભરાટમાંતમેશામાટેપડ્યાછો? તેમજ તમ્હારાંમુખારવિંદ કેમ કર્માઇ ગયાંછે? તે સાંભળી **શ્રીદત્ત** બોલ્યો હે પ્રિયમિત્ર? **શ્રીકાંતા** કન્યા મ્હારી બ્હેન છે. ત્હેને આજે ગૃહોદ્યાનમાંથી સર્પ કરડ્યો છે. તેની વેદના બહુજ વધી પડેલી છે. કોઇપણ ત્હેને જીવાડતું નથી અને મુડદાની માફક તે પડી રહેલીછે.માટે અમે સર્વે વ્યાકુલથયાછીએ. વળી હેમિત્ર ! પ્રથમ અમને એક નૈમિત્તિકે કહેલું છેકે; સર્પથી દશાયેલી આ બાલાને જે જીવાડશે,તે તેણીનો ભર્ત્તાથશે એમતે નૈમિત્તિકનુંકહેલુંવચન હાલમાં નિષ્ફલ થાયછે. કારણકે, એણીને સર્પતો કરડ્યોછે, છતાં કોઇપણ મંત્રવાદી ત્હેને સજ્જ કરતો નથી. વળી હે**ધનદેવ** ? આ **શ્રીકાંતા** બ્હેન અમ્હને બહુજપ્રિયછે.હવે એનાજીવનનીઆશા અમ્હને લાગતીનથી. તેથી અમ્હે બહુશોકાતુરથઇ ગયાછીએ.

**દિવ્યમણિનો પ્રભાવ.**

એપ્રમાણે **શ્રીદત્ત**નું વચનસાંભળી **ધનદેવ** પોતાના મનમાં બહુખુશીથયો. પછી તે બોલ્યોકે; હે સુંદર? તું શોક કરીશ નહીં.કારણકે; તે નૈમિત્તિકનું વચનપણ અસત્ય થવાનું નથી. હેમિત્ર? ચાલ ત્હારી બ્હેનની પાસે આપણે જઈએ અને તેનો તપાસ કરીએ. એમ **ધનદેવ**ના કહેવાથી **શ્રીદત્ત** તેને પોતાની બ્હેનની પાસે લઈ ગયો. બાદ **ધનદેવે** પોતાના પુરૂષને કહ્યુ કે;**સુપ્રતિષ્ઠ** રાજકુમારે જે દિવ્યમણિ આપણને આપેલો છે,તેને લઇ જલદી તું અહીં આવ.એપ્રમાણે આજ્ઞા થતાં તરતજ તે પુરૂષ પોતાના મકાનમાં જઈ તે દિવ્યમણીને લઇ તેની પાસે આવ્યો, અને તે દીવ્યમણિનું જલ તેણીના શરીરે છાંટ્યું એટલે તરતજ તે બાલા સુખમાં સુઈ

રહેલીની માફક શયનમાંથી બેઠી થઇ વળી તે દિવ્યમણીનું જલ છાંટવાથી તેણીના શરીરમાં વ્યાપી ગયેલું સર્પવિષ શુકલ ધ્યાનના પ્રભાવથી મોહનીય કર્મની માફક નષ્ટ થઈગયું બાદ શુદ્ધિમાં આવી ગયેલી **શ્રીકાંતા**ને જોઇ **શ્રીદત્ત** અને **સાગર**શ્રેષ્ઠી બન્નેજણ બહુ પ્રસન્ન થઇને કહેવા લાગ્યાકેઃ હે **ધનદેવ**? હવે આ **શ્રીકાંતા** તમ્હને અમ્હે અર્પણ કરીએ છીએ.

ત્યારબાદ **સાગર**શ્રેષ્ઠીએ જ્યોતિષિકને બોલાવીને ઉત્તમ પ્રકારનું મુહુર્ત્ત નક્કી કર્યું. બાદમ્હોટા ઉત્સવ સાથે લગ્નાદિવસે **ધનદેવે** તેણીનું પાણિગ્રહણ કર્યું રૂપ,ગુણ,શીલ અને કલામાં સમાનવૃત્તિવાળાં તેબન્ને

**શ્રીકાંતાનો વિવાહ.**

સ્ત્રી પુરૂષનો હાર્દિકપ્રેમ બહુ વધવા લાગ્યો પતિભક્તિમાં તત્પર એવી તે **શ્રીકાંતા**ની સાથે પ્રેમપૂર્વક વિષયસુખનો અનુભવ કરતો **ધનદેવ** ત્યાં રાત્રીઅનેદિવસસુખેથી વ્યતીત કરવા લાગ્યો તેણીના અદ્‌ભુત યૌવનમા આસક્ત થયેલો તે **ધનદેવ** કેટલાક માસ ત્યાં રહ્યો, તેટલામાં તેના પુરૂષોએ સર્વમાલ વેચી દીધો. અને તેના બદલામાં બીજો ઘણો માલ ખરીદકર્યો. પછી તે સાર્થના સર્વલોકો પોતાના દેશમાં જવા માટે તૈયાર થયા. એટલે **ધનદેવ**પણ પોતાના શ્વશુરવર્ગની પાસે જઈ પૂછવા લાગ્યોકે; હવે અમ્હારા સાર્થના લોકો પોતાના દેશમાં જવામાટે બહુ ઉત્કઠિત થયા છે, માટે અમ્હને જવાની તમ્હે રજા આપો તો સારૂં

સ્વદેશમાં જવાને આતુર થયેલા **ધનદેવ**ને જોઈ **સાગર**શ્રેષ્ઠીએ પોતાનીપુત્રી **શ્રીકાંતા**ને વળાવવામાટે તૈયાર કરી. તેની વિદાયગિરીમાં પુષ્કળ ધન સંપત્તિ આપી.તેમજ

**ધનદેવની વિદાયગિરી.**

તેની સેવામાં દાસી, દાસ વિગેરે સમગ્ર પરિવારપણનિયુક્તકર્યો. બાદ સાગરશ્રેષ્ઠીએ પોતાની પુત્રીને **ધનદેવ**ની સાથેવિદાયકરી. વિશેષમાં તેનાપિતાએકહ્યું કે; હે પુત્રી ? આપણાકુલની મર્યાદાપ્રમાણે સદાચારમાં રહીને ઉભય કુળમા કીર્ત્તિવધે તેવી રીતે ત્હારે વર્ત્તવું. પોતાના પૂજ્યોની ભક્તિકરવી, વિગેરે પોતાની ફરજો ચુકવી નહીં.તેમજ શાસ્ત્રમાંપણ કહ્યુંછેકે;—

**निर्व्याजा दयितादौ, भक्ता श्वश्रूषु वत्सला स्वजने ।**
**स्निग्धा च बन्धुवर्गे, विकसितवदना कुलवधूटी ॥ १ ॥**

અર્થ—" પોતાનાપતિ વિગેરે પૂજ્યોની ઉપર નિખાલસ બુદ્ધિ રાખવી, તેમજ સાસુ અને સાસરાની વિનયપૂર્વક સેવા કરવી. સ્વજનઉપર વત્સલતા (ઉપકારની બુદ્ધિ) રાખવી, બંધુજનોનીઉપર સ્નેહદૃષ્ટિ રાખવી, અને હંમેશાં મુખાકૃતિ બહુ પ્રફુલ્લ રાખવી, આપ્રમાણે કુલ વધૂનોધર્મ કહ્યો છે." માટે હે પુત્રી ? પોતાનો સદાચાર કોઈપણ સમયે ત્હારે ભૂલવો નહીં.

**સ્વદેશ પ્રયાણ.**

બાદ શુભમુહૂર્ત્તમાં **ધનદેવ** પોતાના મ્હોટા સાર્થસહિત કુશાગ્રનગરમાંથી જે રસ્તે આવ્યો હતો તેજ માર્ગે ચાલતો થયો. પોતાના નગરને ઉદ્દેશીને ચાલતાં ચાલતાં અનુક્રમે તે સિંહગુહાની નજીકના પ્રદેશમાં જઇ પહોચ્યો પછી ત્યાં આગળ સાર્થનો નિવાસ કરાવ્યો અને ધનદેવ પોતે વિચાર કરવા લાગ્યો કે; તે વખતે પલ્લીપતિએ મ્હને બહુ આગ્રહપૂર્વક કહ્યુ હતું કે; વળતી વખતે મ્હારી શાંતિનેમાટે જરૂર મ્હને મળ્યા શિવાય તમ્હેજશો

નહીં, માટે મ્હારે જલદી ત્યાં તેમને મળવા સારૂં જવું જોઇએ. કારણકે; તે પલ્લી અહીથી હવે નજીકમાં રહેલી છે. વળી બહુ વખત ત્યાં રોકાવાની જરૂર નથી. માત્ર સુપ્રતિષ્ઠને ભેગા થઇને જલદી હું અહી આવી જઈશ. એમ વિચાર કરી કેટલાક પુરૂષો પોતાની સાથે લઇ ઘોડી ઉપર બેસીને ધનદેવ ચાલતો થયો. ક્ષણમાત્રમાં ત્યાં પહોચી ગયો. અને ત્યાં જોયુંતો સર્વત: બળેલી તે સિંહગુહા તેના જોવામાં આવી. વળી અગ્નિની જ્વાલાઓવડે બળી ગયેલાં ગો, મહિષ્યાદિક પ્રાણીઓનાં હાડકાના ઢગલાઓથી જેના નજીકના ભાગો પુરાઇ ગયેલા છે, તેમજ જેના પર્યંત પ્રદેશોમાં શસ્ત્રોથી હણાયેલા અનેક ઘોડાઓના રૂધિરના પ્રવાહવડે દુર્ગંધ પ્રસરી રહ્યો છે, દુર્ગંધથી વ્યાપ્ત એવી પૃથ્વી ઉપર પડેલા સુભટોનાં માંસ તથા ચરબીમાં લુબ્ધથયાછે કુતરાઓ જેનેવિષે,તેમજકુતરાઓનાભયથીત્યજ્યાં છે મનુષ્યોનાં હાડપીંજર જેમણે એવાં અનેક શિયાળીઆં જ્યાં આગળ રૂદન કરી રહ્યાં છે. ફેત્કારના સાંભળવાથી ત્રાસ પામતા એવા બ્હીકણ ગૃધ્રપક્ષીઓના બાળકોનો સમૂહ જેમા ઉડી રહ્યો છે, જેમના હસ્તમા અનેક બાળકો રહેલાં છે એવી બળી ગયેલી ભીલ્લોની યુવતિઓવડે દેખાવમાં બહુ ભયકર, દુષ્પ્રેક્ષ્ય એવા અગ્નિની જ્વાલાઓવડે બળી ગયેલા સેકડો ભીલ્લોનાં ભવનોવડે ભયકર અને ભયજનક એવા અગ્નિમાં બળી ગયેલા સેકડો મનુષ્યોનાં મુડદાઓથી વ્યાપ્ત એવી તે પલ્લીને જોઈ ધનદેવ ચકિતથઈગયો અને તે બોલ્યોકે,અરે ? શત્રુઓનેપણ અગમ્ય એવી આપલ્લી કોણેબાળીહશે ? એમ તે વિચાર કરવા લાગ્યો.

એટલામા ત્યાએક કરંક (અસ્થિપીંજર) પડયુંહતું તેની અદરભરાઇ રહેલો કોઇકપુરૂષ બોલ્યો;

**દેવશર્મા.** હે**ધનદેવ**! અહીયા મ્હારી પાસે તું આવ, તે હું **દેવશર્મા** છું. મ્હારા બંને પગ કપાઈ ગયાહે, તેમજ બહુશસ્ત્રોનાઘાથી મ્હારૂં શરીર બહુ જીર્ણ થઇ ગયુંછે, તૃષાથી મ્હારો કંઠપણ શોષાઇ ગયોછે, છતાં હજીસુધી પણ હુ જીવતો રહ્યોછુ. તે સાંભળી **ધનદેવે** એકદમ પોતાના પુરૂષને પાણીલેવા મોકલીદીધો અને પોતે બહુ શોકાતુર થઈ તેની પાસે ગયો ત્યારબાદ **ધનદેવ** બોલ્યો; હેભદ્ર! એકદમ આવો આ જુલમ કોણેકર્યો ! અને તે**સુપ્રતિષ્ઠ** હાલમા ક્યાછે? તેમજઅચિંત્ય આવી દુર્દશામાંતું શાથીઆવીપડયોછે?

એ પ્રમાણે **ધનદેવ**નો પ્રશ્ન સાંભળી **દેવશર્મા** ધીમે સ્વરે કહેવાલાગ્યોકે; આજથી ત્રીજા દિવસ

**સિદ્ધપુરનગર**

ઉપર **સિદ્ધપુરનગર**માંથી એક પુરૂષ અહી આવ્યોહતો.તેણે એકાંતમાં પલ્લીપતિને લઇજઈને કહ્યુ કે; હેકુમાર? ત્હારા પિતાના **સુમતિ** નામે મુખ્યમંત્રીએ મ્હને અહી ત્હારીપાસે મોકલ્યોછે અને તેણે કહ્યુ છેકે; **સુપ્રતિષ્ઠ**કુમારને ત્હારે આ પ્રમાણે કહેવુંકે; અહીંયાં **સુગ્રાવ**રાજા બહુ વિષયસુખમાં આસક્ત હોવાથી ત્હેને ક્ષયરોગ લાગુ પડયોછે, અને તે દિવસે દિવસે બહુ વધતો જાય છે જેથી તે જીવી શકે તેમ લાગતુંનથી વળી આ **સુરથ**કુમારપણ દરેક વ્યસનોમાં પુરોછે. જેથી પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્યાકરેછે. તેમજ સદાચારનો સર્વથા ત્યાગ કરીને પોતાની મરજીપ્રમાણે લોકોને જેમ તેમ બોલ્યા કરે છે. સમગ્રપ્રજા વર્ગને હમેશાં રંજાડેછે. ઉલ્લંઠ બનીને નિરંતર અકૃત્ય કરવામાં ઉદ્યુક્ત રહેછે. એ પ્રમાણે તેનું આચરણ જોઈ સર્વે સામંતમહાંતાદિક એનાથી વિરક્ત થયાછે. અર્થાત્ દરેકને તે અપ્રિય થઇ પડયોછે. માટે હે

પછી **ધનદેવે** કહ્યુ કે; હેદેવ**શર્મા** ? તમ્હારી ઇચ્છાપ્રમાણે આ જલપાન તમ્હે કરો. પછી તે જળપીવાલાગ્યો, પરંતુ બહુ તૃષાને લીધેતેનુંતાળવું સુકાઇગયું હતું જેથી તે પાણી તેના કંઠમાં ઉતરી શકયુ નહી અને બહુ દુઃખી થઇ તેણે અકસ્માત્ પોતાનાદેહનો ત્યાગકર્યો બાદ **ધનદેવ**પણ બહુ શોકાતુર થઇગયો. પછી તે **દેવશર્મા**ના મૃતદેહની તેણે દહનક્રિયા કરી. ત્યારબાદ પોતાના પુરૂષોને મોકલીને **ધનદેવે** સર્વ સંગ્રામની ભૂમિમાં તપાસકરાવરાવ્યો, પરંતુ **સુપ્રતિષ્ઠ**નું કરંક [હાડપીંજર]માત્ર પણ કોઇ ઠેકાણે જોવામાં આવ્યું નહીં.

**ધનદેવનો પરિતાપ**

બાદ **ધનદેવ** બહુ ચિંતાતુર થઇ ગયો અને પાશ્ચાત્તાપ કરવા લાગ્યો. હા ? દૈવનાવિલાસને ધિક્કારછે. હા ? હા ? મહાઅપશોષની વાત છે કે; મહાગુણવાન્ સરલસ્વભાવી એવા **સુપ્રતિષ્ઠને** નિર્દય એવી **કનકવતી**એ આવું દારૂણ દુઃખ શામાટેદીધું ? અરે ? એને આવું અકૃત્યકરતાં કંઈપણ દયા આવીનહીં ? નિર્દય મનુષ્યો કેવલ પાપમાંજ ઉદ્યુક્તરહેછે.તે શિવાયતેમને શાંતિ થતિનથી.તેમજ શાસ્ત્રમાં પણ કહ્યુ છેકે—

पापं समाचरति वीतघृणो जघन्यः,
प्राप्यापदं सघृण एव विमध्यबुद्धिः ।
प्राणात्ययेऽपि न हि साधुजनः स्ववृत्तं,
वेलां समुद्र इव लङ्घयितुं समर्थः ॥ १ ॥

અર્થ—" નિર્દય એવાજઘન્ય કોટીના મનુષ્યો પાપ કરતાં અચકતા નથી, તેમજ દયાલુ એવા મધ્યમબુદ્ધિના

મનુષ્યો આપત્કાળના સમયમાંજ પાપ તરફ દૃષ્ટિ કરેછે. અને સજ્જન પુરૂષોતો સમુદ્ર જેમ પોતાની મર્યાદાને ઉલ્લંઘન કરતો નથી તેમ પ્રાણાંતમાં પણ પોતાના સદાચારને છોડતા નથી." અહો! કનકવતીની કેટલાં નિર્દયતા ! કિંવા આ સંસારમાં માયિક એવા સર્વ પદાર્થો ઇંદ્રજાળની લીલાને વહન કરેછે. ધન, પરિજન અને જીવન વિગેરેની સ્થિતિ ક્ષણમાં દષ્ટ અને વિનષ્ટ દેખાય છે. વળી મહાનુભાવ એવા આસુપ્રતિષ્ઠનું શું થયું હશે? તે કંઇ મ્હને સમઝાતું નથી શું તે જીવતો હશે? અથવા આ યુદ્ધમાં લઢતાલઢતા તે મરીગયો હશે? એમ વિચાર કરતો ધનદેવ પોતાના સાર્થમાંઆવ્યો. પછી તેસાર્થની સાથે ગમનકરતોધનદેવઅનુક્રમે હસ્તિનાપુરમાં જઈપહોચ્યો.

**હસ્તિનાપુર પ્રવેશ.**

બાદ પોતાનાં માતાપિતાને સમાચાર મળ્યા એટલે તેઓ પોતાના પુત્રનું આગમન જાણી બહુ સંતુષ્ટ થયા તેમજ તેના મિત્રો પણ બહુ આનંદિત થયા. ઉત્તમમુહુર્ત્ત જોઈ ને દિવસે શ્રીકાંતાનો પોતાના ઘરમાં પ્રવેશ કરાવ્યો કારણકે; સારા મુહુર્ત્તશિવાય નવવધૂનો પ્રવેશ પોતાનાઘરમાંથઈ શકતોનથી ત્યારબાદ પોતાનીસાસુની આજ્ઞાલઇને શ્રીકાંતા પોતાની દાસી સહિત પૂર્વના સ્નેહવડે કમલાવતી દેવીનેઘેરતેનેમળવા નાગેગઇ અહો ! સ્નેહનોસંબંધ કેવો જાગ્રત્ રહે છે? ઉત્તમજનાની મૈત્રીથી આ દુનીયામાં ઘણા ફાયદાઓ થાયછે. દુઃખના સમયે પણ તેઓ સહાયકારક થાયછે " અન્યત્રપણ કહ્યું છે —

उत्तमैः सह साङ्गत्यं, पण्डितै सह सत्कथाः ।
अलुब्धैः सह मित्रत्वं, कुर्वाणो न विनश्यति ॥ १ ॥

અર્થ—"કારણ શિવાય પણ પરોપકારમાં રસિક એવા ઉત્તમ પુરૂષોનો સમાગમ કરવો, તેમજ સ્વપર સિદ્ધાંતના જાણકાર એવા પંડિતોની સાથે ઉત્તમ પ્રકારની કથાઓનો વ્યાસંગ રાખવો અને સરલ સ્વભાવી મનુષ્યોની સાથે સ્નેહ-ભાવ કરવો, આ પ્રમાણે પ્રવૃત્તિ કરતો મનુષ્ય કોઈ દિવસ દુઃખી થતો નથી." અર્થાત્ સજ્જનનીમૈત્રી એ એક સદ્ભાગ્યનુંચિહ્નછે.

**કમલાવતીદેવી.**

પોતાની પ્રિયસખી **શ્રીકાંતાને** આવતીજોઇને પ્રફુલ્લ થયુ છે મુખકમલજેનું એવી તે **કમલાવતી** ઉભીથઈ અને અતિગાઢ સ્નેહવડે તેણીને ભેટીપડી. બાદ તે બોલીકે; હે પ્રિયસખી ? ઘણા દિવસથી ઉત્કંઠિત એવી મ્હેં આજે ત્હનેબહુ દિવસે જોઈ. વળી હે સખી ? ત્હારૂં પણ અહીયાં સાસરૂ થયુ તે બહુ સારૂ થયું. કારણકે; આજે તુંમળી એટલે આખુપીયરમળ્યું એટલો મ્હને હર્ષ થયો છે. એમ કહીને દેવીએ તેણીનો ઉચિત સત્કાર કર્યો ત્યારબાદ તેઓ બને જણીઓએ નીચે બેશીને એક બીજીના કુશલ સમાચાર કહ્યા. પછી એક ક્ષણમાત્ર વાર્તા-લાપ કરીને **શ્રીકાંતાએ** કહ્યુ કે,હેપ્રિયસખી? હવેઅમ્હે અમ્હારા ઘેર જઇએ છીએ પછી **કમલાવતી** બોલી હેસખી ? હમેશાં મ્હારી પાસે ત્હારે આવવું, બહુસારૂ એમ કહી **શ્રીકાંતા કમ-લાવતીની** આજ્ઞા લઈ પોતાને ઘેર આવી. એ પ્રમાણે શ્વશુર-કુલમાં નિવાસ કરતી તે **શ્રીકાંતાની કમલાવતીદેવીની** સાથે ગાઢપ્રીતિ બંધાણી; વળી **ધનદેવની** સાથે વિષયસુખને અનુભ-વતી એવી તે **શ્રીકાંતાનાં** બહુ કોડાકોડી વર્ષ વ્યતીત થયાં.

અન્યદા કોઈ એક દિવસે **શ્રીકાંતા** ૠતુસ્નાન કર્યાબાદ પોતાના સ્વામી સાથે સુઇ રહી હતી.

ગર્ભસ્થિતિ રાત્રીના છેલ્લા પ્રહરે સ્વપ્ન જોઇ તેજાગી ઉઠી ત્યારબાદ તે પોતાના સ્વામીને કહેવા લાગીકે; હેપ્રિયતમ ? આજે મ્હેં સ્વપ્નમાં મ્હારા મુખમાં પ્રવેશ કરતા ચંદ્રને જોયો; પછી તરતજ હું જાગી છું. ધનદેવ બોલ્યો હેસુંદરી ? સમસ્ત વણિક્ વર્ગમાં ઉત્તમ એવો એક ત્હારે પુત્ર થશે. એમ આ સ્વપ્ન સૂચવે છે. પછી શ્રીકાંતા બોલી. હેપ્રિયતમ ? આપનું વચન સત્ય થાઓ. શાસનદેવીના પ્રભાવથી આ શકુનગ્રંથી (ગાંઠ) હુંબાંધુછુ. તેજરાત્રીએતેણીની કુક્ષિમાં ગર્ભસ્થિતિ થઈ. અનુક્રમે તેણીને બેમાસ પૂર્ણ થયા. ત્રીજા માસનો પ્રારંભ થયો એટલેતેણીને અભયદાન આપવાનો દોહલો ઉત્પન્નથયો ધનદેવે પણ તેણીના કહેવા પ્રમાણે તે મનોરથ પૂર્ણ કર્યો. બાદ પ્રતિદિવસે ગર્ભની વૃદ્ધિ થવા લાગી. જે જે દોહલાઓ થતા હતા, તે સર્વે પૂર્ણ કરવામાં આવ્યા પ્રસવનો સમય સુખસમાધિવડે નજીકમાં આવીપહોચ્યો સર્વશુભગ્રહો ઉચ્ચસ્થાનમાંરહેલાહતાતેવાશુભસમયમાં શ્રીકાંતાનેપુત્રજન્મ્યો.

શ્રીમાન્ ધનેશ્વરમુનિએ રચેલી સુબોધગાથાઓના સમુહવડે મનોહર, રાગ અને દ્વેષરૂપી અગ્નિ અને સર્પને શાંતકરવામાં જલ અને મંત્રસમાન સુરસુંદરીનામે કથાને વિષે શ્રીકાંતા પુત્રોત્પત્તિનામે આનવમો પરિચ્છેદસમાપ્ત.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्रस्य शास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्यपूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्धवक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरिकृतगुर्जरभाषानुवादे श्रीकांतातनयप्रसवनाम नवमपरिच्छेद. समाप्तः

## अथदशमपरिच्छेद:

**પ્રસુતિકર્મ.**

પુત્રનોજન્મ થયાબાદ પ્રસૂતિકર્મમાં કુશલ એવીકેટલીક સ્ત્રીઓ ત્યાં શ્રીકાંતાની પાસમાં હાજર હતી. તેઓ સર્વપ્રસૂતિનું કામ કરવા લાગીગઇ. બહુ હર્ષને લીધે પોતાના ઘરની દાસીઓ તત્કાલ ઉચિતકાર્ય કરવામાં ઉતાવળ કરવાલાગી. પુત્રના જન્મથી સર્વ પરિજન આનંદમય થઇગયો. બાદ પ્રમુદિત થયેલા પરિજને **ધનધર્મ** શ્રેષ્ઠીને ઉત્કૃષ્ટ પુત્રજન્મની વધાઇ આપી તે સાંભળી શ્રેષ્ઠીનું હૃદય આનંદમાંગરક થઇગયું. બાદતેણે પોતાના ઉમંગથી વધામણીનો પ્રારંભકર્યો. હસ્તમાં અક્ષતના થાળલઇ નગરની સ્ત્રીઓનાં ટોળેટોળાં ઉપરાઉપરી આવવા લાગ્યાં. જેની રમણીયતા અત્યંત દીપવા લાગી. તેમજ રમણીજનોના મુખનેશણગારવામાં પોતાના બંધુઓની ઉત્તમ સ્ત્રીઓ ઉદ્યુક્ત થયેલી છે. ઉત્તમ પ્રકારના દ્વારભાગમાં વંદનમાલાથી સુશોભિત એવા ઉજ્વલ કળશો સ્થાપન કરેલાછે. દરેકના હસ્તમાં મંગલ કલશધારણ કરેલા છે એવી પ્રમદાઓના મધુર શબ્દો માર્ગમાં સંભળાવાલાગ્યા. અવ્યક્ત શબ્દોવડે ભરપૂર એવાં પાપકુલોના મંગલમાટે સંગીત સહિત ઉત્તમ નાટકીયાઓ નૃત્ય કરી રહ્યાછે. વળી તે પ્રેક્ષણક જોવામાં તલ્લીન થયેલા લોકોને પાનસોપારી આપવામાં આવેછે.

**અમારી ઘોષણા.**

તેમજબહુ હર્ષને લીધે **ધનધર્મ**શ્રેષ્ઠીએ જીવહિંસાને બંધ કરવા માટે અમારી પટહ વગડાવ્યો. ઘણા બંદીજનોને બંદીખાનામાંથી મુક્ત કરાવ્યા. દીન અનાથાદિકને સુખ દાયક એવાં અનેક પ્રકારનાં દાન આપવા

લાગ્યો. દરેક જૈનમંદિરોમાં સ્નાત્રાદિક મહોત્સવોનો પ્રારંભ કરાવ્યો. મુનિઓના સમુદાયને ઉત્તમવસ્ત્ર, પાત્ર અને પુસ્તકાદિકવડે સન્માન કરવા લાગ્યો. પોતાના સ્વજનસમુદાયને વિવિધ પ્રકારનાં ભોજનો આપવા લાગ્યો. વણિક્ તેમજ નાગરિક જનોના મહેલ્લાઓમાં ઉચિત સત્કાર કરવામા આવ્યો. લોકોના હૃદયનેચમત્કારકરનાર પુત્રજન્મનોમહોત્સવકરાવ્યો.એપ્રમાણે **ધનધર્મ**શ્રેષ્ઠી પોતાના વૈભવ પ્રમાણે કરવા લાયક કાર્યો કરીને નિવૃત્ત થયો અનુક્રમે જન્મકાળથી આરંભીને તે બાળકને બાર દિવસ થયા એટલે **ધનદેવ** પોતે ભેટ લઈને રાજાની પાસે ગયો અને વિનયપૂર્વક તેણે કહ્યુંકે; હે મહારાજ ! મ્હારા પિતાશ્રીએ બહુ પ્રેમપૂર્વક કહ્યું છેકે; મહારાણી સહિત આપને અમ્હારે ત્યાં જમવા માટે પધારવું.

**રાજનિમંત્રણ.**

રાજાએ હસીને કહ્યું કે; ભાઇ ? આશું શેઠનું ઘર નથી ? શેઠને હું મ્હારા પિતાસમાન જાણુ છુ કારણ કે; આ સમસ્ત રાજ્યની ચિંતા તેમને માથેજ રહેલી છે તોપણ શેઠની આજ્ઞા પ્રમાણે અમ્હારે વર્ત્તવુ જ પડશે. એમનું જે કંઈ વચન હશે તે અમ્હારે સર્વથા માન્ય છે. એપ્રમાણે બહુ સંતોષકારક એવું રાજાનું વચન સાંભળી **ધનદેવ** 'મહાપ્રસાદ' એમ કહી પોતાને ઘેર આવ્યો. ત્યારબાદ તત્કાલ ઉચિત એવી ભોજન વિગેરેની સર્વસામગ્રી પોતાના પરિજનની પાસે તૈયાર કરાવી. આનન્દિત છે મન જેનુ એવો તે **ધનદેવ** હર્ષમાં નિમગ્ન થઇ પોતે દરેક કામકાજની ગોઠવણુ કરાવી રહ્યો છે, તેટલામાં દેવી સહિત ભૂપતિ ઉત્તમ હાથિણી ઉપર બેસીને મ્હોટા આડંબર સાથે **ધનધર્મ**શ્રેષ્ઠીને ત્યાં આવ્યો પોતાની

આગળ બ દીજનો જય શબ્દના ઉચ્ચાર કરતા હતા. તેમજ કેટલાક અન્ય લોકો માંગલિક ઉપચારોકરી રહ્યાહતા.બાદ રાજા પોતાની રાણીસહિત હાથિણી ઉપરથી નીચે ઉતર્યો અને ઉત્તમ મુક્તાફલથી રચેલા ચતુષ્કોણ સિંહાસન ઉપર વિરાજમાનથયો.

બાદ સુંદર રૂપવાળી યુવતીઓએ આરતી વિગેરેનો વિધિપૂર્ણ રીતે સમાપ્ત કર્યો. પછી પોતાના પરિજનસહિત રાજા અને રાણી વિગેરે યોગ્યતા પ્રમાણે ભોજન કરવા

**ભોજનવિધિ.**

બેઠાં. યથાવિધિ દીવ્યભોજન કર્યાબાદ ગોશીર્ષચંદનાદિકના લેપથી અંગોને વિભૂષિત કરવામાં આવ્યાં. તેમજ અમૂલ્ય એવાં દીવ્ય વસ્ત્રોની પ્હેરામણી કરવામાં આવી. ત્યારબાદ વિનયપૂર્વક પ્રણામ કરી **ધનદેવે** રાજાને વિનતિ કરી કે; હે મહારાજ ? દેવી (રાણી)ની પ્રિયસખી (**શ્રીકાંતા**)નું એમ કહેવું છેકે,-સર્વે વણિક્કોમની સ્ત્રીઓ પ્રથમ પ્રસુતિના સમયે પોતાના પિતાને ઘેર રહે છે. પરંતુ મ્હારે કોઈ કારણને લીધે તેવો પ્રસંગ બન્યો નથી. માટે દેવીના દર્શનવડે અહીંજ હું પિતૃગૃહ માનુંછું. તેથી જો દેવી તેણીની પાસે એટલા સુધી પધારે તો બહુ સારૂ થાય. એપ્રમાણે **ધનદેવની** પ્રાર્થનાથી ભૂપતિએ તરતજ રાણીને આજ્ઞા કરી, બાદ કંચુકીને સાથે લઇ રાણી શ્રીકાંતાની પાસે ગઈ એટલે ત્યાં રહેલી **મનોરમા** શેઠાણીએ વિલેપન, આભરણ અને વસ્ત્રાદિકવડે દેવીનો બહુ સારીરીતેસત્કાર કર્યો. ઉચિતસંભાવના કર્યાબાદ શેઠાણીએકહ્યું કે; હેમહારાણી? આ પુત્ર આપનો છે, માટે એનું નામ આપનાસુખેથી થવુંજોઇએ. તે સાંભળી દેવી બોલી. હેશ્રેષ્ઠિની ? આ નામ પાડ-

**શ્રીદેવ.**

વાનો અધિકારતો તમ્હારોજછે. પરંતુ તમ્હ રૂ વચન અમ્હારે અવશ્ય માનવું જોઇએ. એમ કહી **કમલાવતી** દેવીએ કમલસમાન સુકોમલ હસ્તવડે તે બાલકને પોતાના ખોળામાં લીધો; અને તેનીઉપર સુગંધિત ગંધ પ્રક્ષેપકરીને તેણીએકહ્યું કે; આ બાળકને જન્મ આપનાર **શ્રીકાંતા** છે અને તેના પિતાનું નામ **ધનદેવ**છે, માટે બંનેના નામમાંથી અર્ધાક્ષર (શ્રી ... ) લઈ એનુંનામ **શ્રીદેવ** એવું બહુ સુંદર આવે છે; એમ કહી તેણીએ તે બાળકનું **શ્રીદેવ** નામ પાડ્યું. બાદ સધવાસ્ત્રીઓએ માંગલિક શબ્દોની ઉદ્ઘોષણા કરી; જેથી આખા જનસમાજમાં આનંદ પ્રસરી ગયો.

**કમલાવતીનો મનોરથ.**

ગૌર અને સુકોમલછે શરીરનીકાંતિ જેની, સુષ્ટીકૃતછે બને હસ્ત જેના, લાવણ્યવડે ભરપૂરછે હાથ પગ જેના અને વિશાલ નેત્રોછે જેનાં; એવા તે બાલકનેજોઈ **કમલાવતી**દેવી પોતાના હૃદયમાં વિચાર કરવાલાગી.

આ મ્હારી પ્રિયસખી આ જગત્માં ધન્યવાદને લાયકછે કારણ કે; જનસમુદાયનાં હૃદય તથા નેત્રોને આનંદઆપનાર આવા પુત્રરત્નનો જેણીએ જન્મ આપ્યો. વળી મ્હારાથી એટલુંપણ બનીશક્યુંનહી, તો મ્હારાજીવિતવડે શું? અથવા નિષ્ફલ એવા રાજ્યના અભિમાનવડે પણ શું ફલ? અરે? મ્હારાભાગ્યનીમંદતા કેટલી? માત્ર પોતાનાપુત્રનું મુખપણ હું નજોઇશકી? એમ ચિંતવનકરતી **કમલાવતી**દેવી પોતાની સખીસાથે મધુરવચનોવડે સંભાષણકરીને ભૂપતિનીસાથે પોતાના સ્થાનમાં આવી.

હવે **કમલાવતી**રાણી પોતાના મ્હેલમાંઆવી, પરંતુ તે પુત્રનીચિંતામાં બહુશોકાતુરથઇગઈ હું

પુત્રચિંતા. પણપુત્રવતી ક્યારેથઇશ? એવીચિંતાને લીધે પોતાનાશરીરનીચેષ્ટાપણભૂલીગઇ. તેમજસમસ્તકાર્યોં ત્હેને અરૂચિકર થઇપડયાં. ઉન્મત્ત, મૂર્ચ્છિત, નિદ્રિત, સત્ત્વહીન, ધ્યાનમાં રહેલીયોગિની અને મુડદાનીમાફક સમસ્ત વ્યાપારથી તે વિમુખ થઈગઈ. તેમજ શરીર પણ બહુ ક્ષીણ થઇ ગયુ. અતિ શોકના પ્રયાસનેલીધે મુખકમલપર શ્યામતા વ્યાપીગઈ.એપ્રમાણે બહુ દુ:ખથી પીડાતી પોતાના સ્થાનમાં તે **કમલાવતી** ગુગળાયાકરતીહતી. એકદિવસ તે રાજાના જોવામા આવી, ત્યારે રાજાએ તેણીને પૂછયું. હેદેવિ! હાલમાં તું ઉદ્વિગ્નનીમાફકકેમ દુર્બલ થઈગઇછે? આ કિંકર ત્હારેસ્વાધીન છે.છતાં શુ ત્હારો મનોરથસિદ્ધનથીથતો? તેસાંભળી દેવીનાંનેત્રો અશ્રુજલથીભરાઇગયા.બાદ તેબોલી.હેપ્રિયતમ? આપનીકૃપાથી સર્વવાઞ્છિત હુ સિદ્ધથયેલાં દેખુછું.વળીઆપની પ્રસંનતાથીજે સુખ મ્હે નભોગવ્યુંહોય તેવુ કંઈપણ સુખ આદુનીયામાંનથી. પરંતુ હે સ્વામિન્? પુત્રના દર્શનનું સુખ મ્હેં સ્વપ્નમાંપણ જોયુ નહીં. હેનાથ? આ દુનીયામાં જેઓ રાત્રિદિવસ પોતાના સ્તનનુ પાન કરતા એવા બાલકને જુએછે તે નારીઓને ધન્યવાદ ઘટેછે. જુઓ? **શ્રીકાંતા** હવડાં પરણીને આવીછે છતાં તેણીનેપુત્ર ઉત્પન્ન થયો વળીહું તમ્હારી બહુ માનિતીછું. પરંતુ મ્હારા મંદભાગ્યનેલીધે, હું પુત્રવિનાની રહી. હેસ્વામિન્? રાજસંપત્તિઓથી ભરેલુ એવુંપણ આપણુ ઘર પુત્રવિનાનું શૂન્ય ગણાયછે જેમકે;—

अपुत्रस्य गृहं शून्यं, दिशः शून्या अबान्धवाः ।
मूर्खस्य हृदयं शून्यं, सर्वशून्या दरिद्रता ॥ १ ॥

અર્થ—"જેઓના ઘરની અંદર અન્ય મનુષ્યો ભલે ને ઘણાય વિદ્યમાનહોય, પરંતુ એક પુત્ર નહોય તો તે સર્વ શૂન્ય જ છે. તેમજ બંધુવિનાની સર્વ દિશાઓ સુની લાગેછે. મૂર્ખનું હૃદય શૂન્યતાને ધારણ કરેછે. અને દરિદ્રપણું તો સર્વ પ્રકારે શૂન્યજ હોયછે અર્થાત્ તેનો કંઈ ઉપયોગીનથી" માટે હે દેવ? તરત મને પુત્રઆપો. અને જો નહીં આપોતો મ્હારૂંજીવન રહેવાનું નથી એમ નક્કી સમજજો. મ્હારાતનમનપણ તુંજછે.તુંજ આ-સરું જ છે. હવે અન્યકોઈગતિ રહી નથી.

એ સમયમાં પોતાની સ્ત્રીનો આગ્રહતણી વાત જાણી; હે દેવિ? પુત્રસંબંધી તું કોઇપ્રકારનો શોક કરીશ નહીં. હું દેવનું આરાધન કરીને જરૂર ત્હારો મનોરથ પૂર્ણ કરીશ. એ પ્રમાણે દેવીને શાંતકરીને રાજાશ્રીજિનેં-

**પુત્રમાટે ઉપાસના.**

દ્રભગવાનના મંદિરમાં ગયો અને યથાવિધિ ભગવાનની પ્રતિ-માઓની પૂજાકરી. બાદ તેણે શ્વેતવસ્ત્ર ધારણકર્યાં, તેમજ મણિ સુવર્ણાદિકનાં સર્વ આભરણો પોતાના શરીરઉપરથી ઉતારીના-ખ્યાં. પછી તે પૌષધશાલામાંગયો અને ત્યાંતેણે વિધિપૂર્વક અ-ષ્ટમતપનો અભિગ્રહ કર્યો. બાદ દર્ભના આસનઉપર બેસી તે ક-હેવાલાગ્યોકે. શ્રીજિનશાસનની ભક્તિમાં તત્પર એવો કોઇપણ દેવ અથવા દાનવહોય, તે જલદી મ્હારા સાનિધ્યમાં આવોઅને મ્હારા મનોવાચ્છિતને પૂર્ણ કરો.એમવિચારકરતો તે રાજા,કોઇ પણ માણસ ત્યાં ન આવીશકે તેવો બંદોબસ્તકરી એકાંતમાં સ્થિરઆસને બેસીગયો. ત્યાં બેઠે ત્રણદિવસ થયા એટલે તેજ રાત્રીના છેલ્લાપ્રહરે પોતાની કાંતિવડે નાશકર્યુંછે સમસ્તદિશાઓ નું અંધકાર જેણે અને તેજોમયછે શરીરજેનું એવા એક પુરૂષને

જોઇ રાજા વિચાર કરવાલાગ્યો કે; આ કોણહશે? એનાં નેત્રો મીંચાઇજાતાંનથી; તેથી આકુંદેવતો નહિહોય? તેમજ માનવ જાતિપણ આનથી.કારણકે;મનુષ્યોનું શરીરતો આવું કાંતિવાળું હોતુંનથી. માટે આ કોણહશે? વળી એના ચરણપણ પૃથ્વીને સ્પર્શ કરતા નથી. એપ્રમાણે રાજા-પોતાના મનમાં સંકલ્પવિકલ્પ કરતોહતો તેટલામાં તે દીવ્યપુરૂષ બોલ્યો.

**વિધુપ્રભદેવ.**

હેઅમરકેતુનરેંદ્ર? આવી ઉગ્રતપશ્ચર્યા કરીને તમ્હે શા માટે દુ:ખી થાઓછો? એમ તેનું વચન સાંભળી એકદમ ઉભોથઇ રાજાબોલ્યો. હે મહાભાગ?તમ્હે કોણછો! અને તમ્હે ક્યાંથીઆવ્યાછો? તે સાંભળી તે દેવ બોલ્યો. હે નરેંદ્ર! જો ત્હારે સાંભળવાનું કૌતુક હોયતો મ્હારૂંવૃત્તાંત તુંસાંભળ. ઇશાન દેવલોકમાં હું રહુંછું અને મ્હારૂંનામ વિધુપ્રભછે. તેમજ દીવ્ય વૈભવોની મ્હને કોઇપ્રકારે ખામી નથી.પરંતુ હું મ્હારો ચ્યવનસમય નજીક જાણીને પરલોકનું હિત સાધવામાટે વિદેહક્ષેત્રમાં શ્રીતીર્થંકર ભગવાનને વાંદવામાટે આવ્યોહતો.ત્યાં શ્રીભગવાનને વંદન કર્યાબાદ મ્હે મ્હારૂં વૃત્તાંત તેમનેપુછયું. હેભગવન્? આ દેવભવમાંથી મુક્ત થયાપછી મ્હારોજન્મ ક્યાંથશે? ત્યારબાદ શ્રીજીનેંદ્રભગવાન્ બોલ્યા. હે સુરોત્તમ! ભરતક્ષેત્રમા રહેલા હસ્તિનાપુરનગરમાં પૌષધશાલાની અંદર અઠ્ઠમ તપકરીને જે અમરકેતુરાજા પુત્રની પ્રાપ્તિમાટે બેઠાછે;તેનો તું પુત્રથઇશ. એ પ્રમાણે શ્રીજીનેંદ્રભગવાનનુ વચન સાંભળીને; હે નરાધીશ? હું આપનીપાસે આવ્યોછું માટે તમ્હે કોઇપ્રકારનો ક્લેશ કરશો નહી. હુંપોતેજ તમ્હારો પુત્રથઇશ માટે હે નરેંદ્ર? આ બે દીવ્યકુંડલોને આપ ગ્રહણકરો અને જે દેવીથી

તમ્હે પુત્રનીઇચ્છા રાખોછો તે દેવીને તમ્હારે આકુંડલઆપવાં એમ કહી પોતાના કાનમાંથી બંને કુંડલકાઢી રાજાને આપીને તરતજ તેદેવ અદૃશ્યથઈગયો રાજાપણ પ્રભાતકાલ થયો એ-ટલે પૌષધપાલીને હર્ષનેલીધે વિકસ્વરમુખે દેવીનીપાસે ગયો; અને દેવદર્શનાદિક સર્વહકીકતદેવીનીઆગળ તેણે નિવેદનકરી. બાદ તે દેવતાએ આપેલાં બનેકુંડલ દેવીના કરકમલમાં સમ-ર્પણકર્યાં અને પોતાનું સર્વ પ્રાભાતિકકાર્ય પૂર્ણકરીને મુનિ-જનોનો ભોજનદાનવડે સત્કારકરીને પોતે ઉત્તમપ્રકારનું ભો-જનકરી પોતાના સ્થાનમાગયો

**સ્વપ્નદર્શન.**

ત્યારબાદ કોઈ એકદિવસ **કમલાવતી**દેવી રૂતુસ્નાનકરી ભરનિદ્રામાં સુતીહતી ત્યાં પરોઢનાભા-ગમાં સ્વપ્નજોઇ એકદમ તે જાગીઉઠી અને થરથર કંપવાલાગી તે જોઈ રાજા બોલ્યો. હેસુંદરી? અકસ્માત્ કેમતું કંપીઉઠીછે! દેવીબોલી. હે પ્રિયતમ? હાલમા એક સ્વપ્ન મ્હારાજોવામાં આવ્યુંછેકે;— એક સોનાનોકળશ મ્હારા મુખમાંપેશીને બહારનીકળતોહતો; તેટલામાં તે કળશને કોઇક ક્રોધીપુરૂષ ભાગવાનેમાટે દૂર લઇ-ગયો. બાદ કેટલોકસમય ગયો ત્યારપછી દુધનો ભરેલો તેકલશ ફરીથીપણ મહા દુઃખથી મ્હને પ્રાપ્તથયો. ત્યારબાદ મ્હેં પણ ઉજ્વલપુષ્પોની માળાવડે તે કળશનું પૂજનકર્યું .આરંભમાં દુઃખ દાયક અને છેવટમાં સુખદાયક એવું સ્વપ્નમ્હારાજોવામાંઆવ્યું. તેથી હેનરેંદ્ર? મહા ભયનેલીધે આ મ્હારૂંશરીર કંપેછે. તેસાં-ભળી નરેંદ્ર પોતાના હૃદયમાં બહુ શોકાતુર થઈગયો; અને તે બોલ્યોકે; હેદેવી? આ સ્વપ્ન પુત્રનોલાભ સૂચવેછે. બાકીની હકીકત સ્વપ્નવેદી પુરૂષોને પૂછ્યાબાદ નક્કીકરી હું ત્હનેકહીશ.

ત્હારે આ સબંધી કિંચિત્ માત્રપણ મનમાં ઉદ્વેગ કરવોનહીં.

પ્રભાતના સમયે પોતાનું આવશ્યક કાર્ય આટોપીને તે અમરકેતુરાજા સભામાં ગયો,

**સ્વપ્નવેદીપુરૂષો.**

અને સ્વપ્નશાસ્ત્રના જાણકાર પુરૂષો-ને બોલાવવા માટે એકદમ તેણે આજ્ઞાકરી. બાદ ત્યાં ઉભેલા સેવકો નરેંદ્રની આજ્ઞા પ્રમાણે તરતજ તેઓને ત્યાં બોલાવી લાવ્યા. સામંત, મંત્રીઓ અને નગરના મુખ્યપુરૂષોવડે સભાચિકારભરાયેલી હતી, સ્વપ્નવેદી પુરૂષોપણ વિનયપૂર્વકરાજાની નજીકમાં આવી બેસીગયા. તેમજ **ધનદેવ**પણ રાજમાન્ય હોવાથી રાજાની દૃષ્ટિગોચર યોગ્યઆસનઉપર બેસીગયો. ત્યારબાદ રાજાએ તેઓની આગળ દેવદર્શનાદિક પૂર્વોક્ત સ્વપ્નનો સર્વવૃત્તાંત આદ્યંત કહી સંભળાવ્યો. બાદરાજાએ તેમનેકહ્યુંકે; બરોબર આસ્વપ્નનો નિશ્ચયકરી એનું તાત્પર્યશુંછે ? તે આપ કહો. એમ રાજાના કહેવાથી સ્વપ્નપાઠકો પરસ્પર વિચારકરેછે, તેટલામાં **ધનદેવ** બોલ્યો. હેનરનાથ ! આપક્ષણમાત્ર સાવધાન થાઓ, અને આ સ્વપ્નનો પરમાર્થ જાણવામાં કારણભૂત એક વૃત્તાંત હુંકહુ તે આપસાંભળો.

એક અટવીમાં ભીલ્લપતિ સુપ્રતિષ્ઠ ) મ્હારા જોવામાં આવ્યો તેણે સર્પોથી બંધાયેલા

**કેવલીવચન.**

ચિત્રવેગને મણિના પ્રભાવથી જેવીરીતે મુક્ત કર્યો, તેમજ તેણે પોતાનું ચરિત્ર કહ્યું. તેટલામાં ત્યાં એકદેવનું આગમન થયું. તે દેવને કુશાગ્રનગરમાં શ્રીકેવલીભગવાનનું દર્શન થયું. તેમજ તે દેવતાએ પોતાના આગામીભવનું સ્વરૂપ પૂછયું ત્યારબાદ શ્રીકેવલીભગવાને તેને કહ્યુંકે; હેભદ્ર ? તું શ્રીઅમરકેતુરાજાને ત્ય

પુત્રપણે ઉત્પન્ન થઇશ. અને ત્યાંથી ત્હારી માતા સાથે ત્હારા-પૂર્વભવનો વૈરી કોઇકદેવ ત્હારૂં હરણકરશે માટેહેચિત્રવેગ ? તું વિદ્યાધરેંદ્રને ત્યાં મ્હોટો થઇશ એઆદિક હસ્તિનાપુરમાં તે ગયો ત્યાંસુધીનો પૂર્વોક્ત સર્વવૃત્તાંત ધનદેવેવિસ્તારપૂર્વક નરેંદ્રને કહી સંભળાવ્યો. બાદ વિશેષમાં તેણે કહ્યુંકે; હે નર-નાથ ! આ ઉપરથી એટલું સમજવાનુંછેકે; તે વિદ્યુપ્રભદેવ મ-હારાણીના ઉદરમાં પુત્રપણેઉત્પન્નથશે કારણકે; આ દુનીયામાં શ્રીકેવલીભગવાનનું વચન કોઈ દિવસ અન્યથા થાય નહીં શા-સ્ત્રમાંપણ કહ્યુંછેકે;

उदेतीह सूर्यः कदाचित्प्रतीच्यां,
चलेन्मेरुरुच्चैः स्थले जायतेऽब्जम् ।
स्वकीयां सिमां वै समुद्रो जहाति,
भवेन्नाऽन्यथा ज्ञानिवाक्यं तथाऽपि ॥ १ ॥

અર્થ—" સુર્યનો ઉદય પૂર્વદિશામાં હંમેશાં થાય છે.એ બાબત આદુનીયામાં નિર્વિવાદ છે છતાંપણ કદાચિત તે પશ્ચિ-મદિશામાં ઉગે, તેમજ મેરૂપર્વત સ્થિરહોવાછતાં કદાચિત્ ચ-લાયમાન થાય; કમલનુ જીવન ખાસ પાણી હોય છે છતાંપણ તે કદાચિત્ જલવિનાના ઉચ્ચસ્થલમાં ઉગી શકે; તેમજ સમુદ્ર-પણ કદાચિત્ પોતાની મર્યાદા છોડીને ચાલ્યોજાય તેવો સંભવ છે; પરંતુ જ્ઞાની મહારાજનુ વાક્ય કોઇપણ સમયે અન્યથા થાય નહીં" તેમજ હે નરેંદ્ર ! પૂર્વભવનો વૈરી એવો દેવ ત્હેનું હરણ કરી જશે અને તે વિદ્યાધરને ત્યા મ્હોટો થશે.ત્યા રહી તે સર્વવિદ્યાઓ સાધી પોતાને સ્વાધીન કરશે. બાદતેપુત્ર પોતાની માતાને મળશે. વળી તે સ્વપ્નની અંદરમાલાવડે કલશનું પૂજન

કર્યું, તે ઉપરથી હું માનું છું કે; કોઇ ઇચ્છિત કન્યાદાન તમ્હે આપી શકશો. હેનરેંદ્ર ? આ સ્વપ્નનો ખરોભાવાર્થ મ્હારા હૃદયમાં તો આવી રીતે ભાસેછે.

એ પ્રમાણે **ધનદેવનું** વચનસાંભળી સ્વપ્નવેદી બ્રાહ્મણોએ કહ્યું કે; અહો ? આ શ્રેષ્ઠી પુત્રનું બુદ્ધિચાતુર્યઅપૂર્વછે. હમેશાં આ બાબતમાં અમ્હારો અભ્યાસ છે. બહુ શાસ્ત્રોના અર્થો અમ્હે જાણીએછે; છતાંપણ તેવા પ્રકારની બુદ્ધિના અભાવથી આસ્વપ્નાર્થનો નિશ્ચય અમ્હે કરીશક્યા નહીં. હે રાજન્ ? આ વણિક્પુત્રે જે અર્થ કહ્યો છે તે બહુ સંગત છે અને અમ્હનેપણ તે સંમતછે.એમ સ્વપ્નપાઠકોના કહેવાથી રાજાએ તેમને પાન બીડાં આપી સર્વેને વિદાય કર્યા. ત્યારબાદ સર્વસામંત મહાંતાદિકનેપણ રજા આપી. પછી રાજાએ કહ્યું કે; હે **ધનદેવ** ? દેવીની સાથે અમ્હારો વિયોગ થશે તો પછી આપણે અહીંશુંકરવું ? આ દુષ્ટસ્વપ્નનો પ્રતિઘાતક કોઈ તેવો ઉપાય છે ? કે જેથી દેવીની સાથે મ્હારો વિયોગ ન થાય.તે સાંભળી **ધનદેવ** બોલ્યો. હેનરેંદ્ર ? શ્રીકેવલીભગવાનની વાણી તો અન્યથા થવાની નથી. પરંતુ તેના માટે એક ઉપાય છે. પણ તેથી કંઇ આપણી આપત્તિનો પ્રતિઘાત થવાનો નથી. કારણકે; " ખાટલે પડેલાઓની જીવવાની આશોતો દુર્લભજ ગણાય. " એમછતાંપણઆપણે અહીં કરવાનુંમાત્રએટલુંછેકે; પલ્લીપતિએ પ્રથમ મ્હને જે દિવ્યમણી આપ્યો છે, તે આ મણી વીંટીમા જડાવીને હાથની આંગળીએ રાખવાનો છે આ મણીનીશક્તિ બહુ અચિંત્ય છે. એનો પ્રભાવ અનેક ઠેકાણે અમ્હે જોયેલો છે.માટે હે દેવ ! આ મણિ દેવીનાહસ્તે હંમેશાં રહે તેવી ગોઠવણ તમ્હે

કરાવો અને તેમ કરવાથી પૂર્વનો વૈરી એવોપણ તે દેવ રાણીને હરણકરવામાં શક્તિમાન્ થશે નહીં. છતાંકોઇપણરીતે જોતેનું હરણ કરશે. તોપણ તે વૈરી દેવીનો અપકાર તો કરી શકશેજ નહીં. એવો પ્રભાવ આ મણીમાં રહેલો છે. માટે હેનરેંદ્ર? આ મ્હારૂં વચન સત્ય સમજીને આ બાબતમાં કિંચિત્માત્રપણ તમ્હારે શોક કરવો નહીં.

**મણીસમર્પણ.**

વળી હે નરનાથ ? આદુષ્ટસ્વપ્નની નિવૃત્તિમાટે સર્વજીનાલયોમાં મહોત્સવો તમ્હે કરાવો. મુનિઓને ઉચિત એવાં વસ્ત્રાદિકવડે શ્રમણ સંઘનીપૂજાકરો. તેમજ તમ્હેઅભયદાન આપવામાં પ્રવૃત્તથાઓ, નાના પ્રકારના અભિગ્રહપૂર્વક તપશ્ચર્યાઓ કરો. એમ ધાર્મિક કાર્યોનીપ્રવૃત્તિ કરવાથી; હેનરનાયક ? સર્વપ્રકારે શાંતિથઈજશે. કારણકે; ધર્મનોપ્રભાવ આજગત્માં અલૌકિક ફલદાયક થાય છે. શાસ્ત્રમાંપણ કહ્યું છેકે;—

> व्यसनशतगतानां क्लेशरोगातुराणां,
> मरणभयहतानां दुःखशोकार्दितानाम् ।
> जगति बहुविधानां व्याकुलानां जनानां,
> शरणमशरणानां नित्यमेकोहिधर्मः ॥ १ ॥

અર્થ—" સેંકડો કષ્ટોમાં આવી પડેલા, તેમજ અનેક પ્રકારના ક્લેશ અને રોગોથી કંટાળેલા, મરણાદિકનાભયથી હણાયેલા. દુઃખ તથા શોકથી રીબાતા, વળી સર્વથા શરણરહિત અને વ્યાકુલચિત્તવાળા એવા અનેકપ્રકારના મનુષ્યોનું આજગત્માંશરણમાત્ર હંમેશાં એક ધર્મજ રહેલોછે." માટે હેનરેંદ્ર ? આવા આપત્સમયમાં ધર્મપ્રવૃત્તિ કરવી એપણ એક મુખ્ય ઉ-

પાયછે. એમ કહી ધનદેવ પોતાની વીંટી આપી રાજાનેપ્રણામ કરી રાજભવનમાંથી નીકળીને પોતાના ઘેર ગયો.રાજાપણ એકદમ રાણીના મ્હેલમાં ગયો અને આસર્વહકીકત તેણીની આગળ વિગતવાર કહી સંભળાવી તેમજ તે મણીથી જડેલી વીંટી રાજાએ તેણીને આપી અને કહ્યુંકે; હે દેવી ? આ વીંટી ક્ષણમાત્રપણ હાથમાંથી ત્હારેખસેડવી નહીં. એના પ્રભાવથી કોઈપણ ક્ષુદ્રપ્રાણીઓ ત્હારો પરાજય કરશેનહીં.ત્યારબાદરાજાએ દરેક જૈનમંદિરોમાં યાત્રાદિકમહોત્સવો તેમજઅન્યસર્વ ધર્મકાર્યો કરવાનો પ્રારંભ કરાવ્યો.

**ગર્ભોત્પત્તિ.**

સ્વપ્નના પ્રભાવથી કમલાવતી રાણીપણ સગર્ભા થઈ. પોતાને જેજે ઈષ્ટવસ્તુની ઈચ્છા થાય તે સર્વવસ્તુઓસુખપૂર્વકતેણીને પ્રાપ્તથતી હતી; તેમજ સુવિનીતએવોપોતાનો પરિજન હમેશાં સેવામા હાજર રહેતો હતો. અનુક્રમે તે દેવીના છમાસપૂર્ણથયા. સાતમા માસનો પ્રારંભ થયો એટલે તેણીને એકદોહલોઉત્પન્નથયો પરંતુલજ્જાવડે તેદોહલાનીવાર્તા કોઇની આગળ તેકરીશકીનહીઅનેમાત્ર પોતાના હૃદયમાંજ તે મુઝાયા કરતી હતી. જેથી તેણીનુ શરીરપણ કૃશ થઇગયું. તેવામાં એક દિવસ રાજાના જોવામાં તે આવી એટલે તેણે ત્હેને કહ્યું કે, હે દેવી? ત્હારી મનોવાંચ્છા શું મ્હારાથી પૂર્ણ નથી કરી શકાતી? જેથી હાલમાં ત્હારૂં શરીર બહુ દુર્બલ દેખાયછે ?

**દોહદસ્વરૂપ.**

એ પ્રમાણે નરેંદ્રનું વચન સાંભળી રાણી બોલી હે નાથ? મ્હને એવો દોહલો થયોછે કે; ઉત્તમ પ્રકારના ગજેંદ્રની ઉપર આપના ખોળામાં બેસી હું યાચક-

વર્ગને દાન આપતી નગરની અંદરચાલું તેમજહેનરાધીશ ! આપ પોતેજ મ્હારા મસ્તક ઉપર છત્ર ધારણ કરો અને સર્વ-ભૃત્યજનો મ્હારી સાથે ચાલે. એવો દેવીનો અભિપ્રાય જાણી રાજાએકહ્યુંકે, હેસુંદરી ! હવે આ ત્હારો દોહલો હું જલદીપૂર્ણ કરીશ. એમકહી ભૂપતિએઆજ્ઞા કરીકે તરતજઅધિકારી પુરૂપો ઉત્તમ લક્ષણવાળા પટ્ટહસ્તીને શણગારી ત્યાં આગળ લાવ્યા. બાદ રાજા તે હસ્તીઉપર બેસી ગયો. પશ્ચાત્ **કમલાવતી**દેવી પોતાના સ્વામીના ખોળામાં બેઠી રાજાએ પોતે મુક્તાફલથી સુશોભિત એવું ઉજ્વળછત્ર તેણીની ઉપર ધારણ કર્યું સેંકડો સ્તુતિ પાઠકો અનેક પ્રકારની સ્તુતિઓના ઘોષકરેછે. નાના પ્રકારનાં અસખ્ય વાજીંત્રો તેણીની આગળ વાગ્યા કરે છે નાટકીયાના સમુદાયો અનેક પ્રકારનાં સંગીત કરવા લાગ્યા સમસ્તનગરમાં અર્થિજનોને સંતોષકારક એવું અનર્ગલ દાન આપવામાં **કમલાવતી**દેવી પરિશ્રમને ગણુતીનથી; તેમજ આનંદમાં મગ્નથયેલી નગરની નારીઓ દેવીનીસ્તુતિ કરેછે એમ અનેક શોભાવડે ત્રિક, ચતુષ્ક અને ચત્વરો ( ચારરસ્તા )માં પોતાની ઇચ્છાપ્રમાણે નાના પ્રકારનુ પરિભ્રમણ કરીને અનુક્રમેતે હસ્તી નગરમાંથી બહાર નીકળ્યો .

**હસ્તીની ઉન્મત્તદશા.**

નગરની બ્હાર આવ્યાપછીતે હસ્તી એકદમ ઉન્મત્ત થઇ સમગ્ર લોકોને કંપાવતો બહુ વેગવડે ઇશાનદિશા તરફ ધોડવા લાગ્યો. રે ? ધોડો,ધોડો ? રોકો, રોકો ? આ ગજેંદ્ર આગળ ચાલ્યો જાયછે. એમ બુમો પાડતા ભૃત્યલોકો તેનીપાછળધોડવા લાગ્યા. રાજાપણ તે હાથીને કબજે કરવા જયારે સમર્થ ન થયો અને પ્રયત્ન કરી થાકીગયો

ત્યારે તેણે દેવીને કહ્યું કે; આ હાથી ઉન્મત્ત થઇ ગયો છે. બહુ વેગથી ઘોડવા મંડી ગયોછે. હવે કોઇપણરીતે મ્હારાથી આ ઉન્મત્ત હસ્તી વશ કરાય તેમ નથી. માટે કોઇપણ પ્રકારે એના ઉપરથી આપણે ઉતરી જવું જોઇએ. અન્યથા આ જંગલમાં આપણને તે પાડી નાખશે. પછી આપણું હાડકુંપણ હાથ લાગવું મુશ્કેલ થઇ પડશે. **કમલાવતી** બોલી.હેનાથ? આ ઘોડતા હાથી ઉપરથી આપણે કેવીરીતે નીચે ઉતરવું ? રાજા બોલ્યો. હે દેવી ? આગળ જો ? આ વડનું ઝાડ આવે છે, તેની નીચે આ હસ્તી જાય ત્યારે એકદમ ત્હારે તે વડની શાખા પકડી લેવી અને તે હાથીને છોડી દેવો. એમ રાજા **કમલાવતીને** કહેતો હતો તેટલામાં તે હાથી બહુવેગવડે તે વડની નીચે જઇ પહોચ્યો. પોતાની હોંશીયારીથી રાજાએ એકદમ તે વડની શાખા (ડાળી) પકડી લીધી. હે દેવી ? તું ઝડપથી શાખાને પકડી લે ! પકડી લે ? એમતેના કહેવા છતાંહસ્તીનોવેગ બહુવધારે હતો, અને સ્ત્રીની દક્ષતા જોઇએ તેટલા પ્રમાણમાં હોતી નથી, વળી ગર્ભને લીધે શરીરપણ ભારે થયેલું તેમજ ભયથી ધ્રુજતું હતું. તેથી તેણીએ ધ્યાનતો પુષ્કળ આપ્યું. પણ તે શાખાને પકડી શકી નહીં. તેટલામાં તે હસ્તી બહુ ઝડપથી ત્યાંથી આગળ ઉપર નીકળી ગયો. રાજા એકલો વડની નીચે રહી ગયો. રાણીને લઇ હાથી ચાલતો થયો. રાજા બહુ શોકાતુર થઇ ગયો. ત્યા રહીને રાજા આગળઉપર દૃષ્ટિ કરી જુવે છે તો બહુવેગથી આકાશ માર્ગે ચાલતો તે હાથી તેના જોવામાં આવ્યો. રાજા એકદમ વિસ્મિત થઇ ગયો અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.'અહો ? આ મ્હોટું આશ્ચર્ય કહેવાય ? હસ્તી એક ભૂચર ગણાય છતાંતે ભૂપ્રચાણછોડીદઇને આકાશ માર્ગે ચાલે છે.

અથવા પૂર્વનોવૈરી તે દેવ નક્કી આ હસ્તીનારૂપવડે વિલાસકરે છે. જરૂર શ્રીકેવલીભગવાનના કહેલા ભાવ આલોકમાં અન્યથા થતા નથી. એમ તે વિચાર કરતો હતો તેટલામાં તે હાથી અદૃશ્યથઈગયો. અર્થાત્ તેના જોવામાં આવ્યો નહીં. તેવામાં તેની પાછળ આવતુ સૈન્યપણુ ત્યાં આવી પહોચ્યુ.

**કમલાવતીની શોધ.**

ત્યારબાદ **કમલાવતીને** શોધવામાટે રાજાએ તે હસ્તીનીપાછળ **સમરપ્રિય**આદિ સેકડો સુભટોસહિત સૈન્યને વિદાયકર્યું પછી રાજા બહુ શોકાતુર થઈગયો. સામંત તથા મહાંતલોકોનાકહેવાથી રાજા મહા મુશીબતે પોતાના નગરમાંગયો પરંતુ બહુ શોકમાનેશોકમાં શુન્યનીમાફક તે ઝુરવાલાગ્યો નિરાનદથઈ તે કોઈપણ રાજ્ય કાર્યમા ધ્યાનઆપવું ભૂલીગયો, અને ઉદ્વિગ્નદશામા તેણે કેટલાકદિવસો વ્યતીતકર્યા. માત્ર દેવીની આશાવડે પોતાનુંજીવિત તેણે ટકાવીરાખ્યું તેવામાં **સમરપ્રિય**આદિક સૈન્યપણ ત્યાં એકદમ પાછું આવીપહોચ્યુ; પરંતુ તે સૈન્યનાલોકો ઉદાસમનવાળા અને ખેદનેલીધે બહુ દીનઅવસ્થામાં દેખાતાહતા, તેમજ તેમનાં મુખલજ્જાનેલીધે નમ્ર દેખાતાંહતા ત્યારબાદ રાજાએ **સમરપ્રિયને** પૂછયું,હે ભદ્ર! તમ્હેત્યાં હસ્તીની પાછળ જઇને શું કરીઆવ્યા? તે વૃત્તાંત અમ્હનેજણાવો.તે દુષ્ટહાથીશું તમ્હારાજોવામાઆવ્યો? અને તે દુષ્ટનીપાસેથી દેવીનેમુક્તકરી?

**સમરપ્રિયસુભટ.**

બહુમ્હોટો નિઃશ્વાસમૂકી **સમરપ્રિય**બોલ્યો. હેદેવ! અમ્હેત્યાંથીનીકળીને જે દિશામાં હસ્તી ગયોહતો તતરફ ચાલ્યાગયા. આગળજતાંએકઅટવીઆવી ત્યાંઆગળ અમ્હે

બહુ બારીકાઇથી દેવીનો તપાસકર્યો. પરંતુ તે હસ્તીનો તેમજ દેવીનો કોઇપણ પ્રકારે પત્તો લાગ્યોનહીં. પછી ત્યાંથી ભીલ્લલો-કોને પુછતા પુછતાઅમે બહુદૂરદેશમાનીકળીગયા.પરંતુતેનીકઇ ખબરઅંતરપણ મળીનહીં. તેથી અમ્હે બહુ નિરાશ થઇગયા. તેવામાં એકદિવસઅમ્હને કોઇએક કાર્પટિકમળ્યો. તેણે અમને કહ્યુંકે; આજથી સાતમાદિવસઉપર પદ્મોદરનામે સરોવરનેવિષે સ્ત્રીસહિત આકાશમાંથીપડતો એકહાથી મ્હારાજોવામાંઆવ્યો હતો, તેને જોઇ એકદમ હુંભયભીત થઇગયો. પછી હું ત્યાંથી નાશીને દૂરરહેલી બહુ વૃક્ષોનીઝાડીમાં પેશીગયો. વળી ફરીથી પણ તે સરોવરના કાંઠાઉપર ફરતો તે હસ્તી મ્હારાજોવામાં આવ્યોહતો પરંતુ તે સમયે ત્યાં સ્ત્રી નહોતી. આપ્રમાણે તેનું વચનસાંભળી અમ્હે ત્હેને કહ્યુંકે; હેભદ્ર ? તે સરોવર કયાંછે ? અમ્હને તું જલદી તે બતલાવ. ત્યારપછી તે કાર્પટિકે અમ્હને તે સરોવર બતાવ્યુ . પછી અમ્હે બહુકાળજીપૂર્વક તેનીસાથે ફરીને સરોવરની આજુબાજુએ બહુ તપાસકર્યો; પણ દેવીનું દર્શન થયુ નહીં યોજનમાત્ર પ્રમાણવાળા તે સરોવરમાંથી નિયુક્તપુ-રૂષોનીમારફત અમ્હને હાથી મળીઆવ્યો.તે હાથીનેલઇ અમ્હે નિરૂત્સુકબની અહીં આપનીપાસે આવ્યાછીએ. હવે તેસરોવરના ગંભીરજળમાં ડુબીને દેવી મરીગઇહશે? અથવા જળમાથી કોઇપણપ્રકારે ઉતરીને કોઇ વસતીમાં તે ગઇહશે? કિંવા વ્યાઘ્રાદિક પ્રાણીઓથી ભરપૂર એવા વનમાં કોઇપણ હિંસકે તેને મારીનાખીહશે? હે નરેંદ્ર? તે સંબંધી દેવીનું કંઇપણ વૃત્તાંત અમ્હે જાણતા નથી

એપ્રમાણે **સમરપ્રિયસુભટ**રાજાની આગળ વાર્તા કરતો હતો તેટલામાં ત્યાં દ્વારપાલ આવીને

**સુમતિનૈમિત્તિક.** વિનયપૂર્વક કહેવાલાગ્યો. હેનાથ? સુમતિનામે નૈમિત્તિક આપનાદર્શનમાટે

દ્વારમા ઉભોછે તે સાંભળી રાજાબોલ્યો. હેસુભટ? જેના આદેશથી તેસમયે નરવાહનરાજાએ મ્હને દેવી આપીહતી, તેઆ સુમતિનૈમિત્તિક શું અહીં આવ્યોછે? પોતાની પાસમાં રહેલા પુરૂષોએ જવાબમાં જણાવ્યું કે; હેનરેંદ્ર? હા તેપોતેજ આવેલોછે. રાજાએહુકમકર્યો, જલદીએનેઅહીં લાવો. કારણકે; દેવીનું વૃત્તાંત એને આપણે પુછીજોઇએ. એમ રાજાનુ વચન સાંભળી તરતજ દ્વારપાળે ત્હેને હાજરકર્યો. રાજાએ તેનો સતકારકર્યો. બાદ સુમતિ વિનયપૂર્વક રાજાનેપ્રણામકરી યોગ્યાસને બેસી ગયો. રાજાબોલ્યો. હેનિમિત્તવેદી? કમલાવતીદેવી જીવેછેકે નહીં તેતું અમ્હનેકહે. જ્ઞાનના ઉપયોગવડેસુમતિએ કહ્યું કે;હેપાર્થિવ? દેવીજીવેછે અને હાલમાંઅક્ષતશરીરવાળી તે પોતાનાબંધુવર્ગને મળીગઇછે; તેની કંઇપણતમ્હારે ચિંતા કરવાજેવુંનથી. પુનઃ રાજાએપૂછ્યું, હેનૈમિત્તિક? તેણીનોમ્હને સમાગમ ક્યારે થશે? તેમજતેણીના ગર્ભની શીવ્યવસ્થાથશે? એપ્રમાણે રાજાના પુછવાથી નૈમિત્તિકે ઉપયોગદઇને કહ્યુંકે; હેનરાધીશ? ત્યારેતમ્હે સ્વપ્નમાં બહુ વિષમસ્થાને રહેલી પુષ્પમાલાને ગ્રહણ કરશો ત્યારથીએકમહિને તમ્હનેદેવીનો સમાગમથશે. તેમજતે દેવીનો પુત્ર જન્મશેકે; તરતજ તે પાતાનીમાતાથી વિયુક્તથશે. હેનરેંદ્ર? આપ્રમાણે મ્હારૂં નિમિત્તશાસ્ત્ર કહેછે. ફરીથીપણ રાજાએ પૂછ્યું; તેપુત્રનું હરણથયાબાદ તે જીવશેકે નહીં? અને તે ક્યાં રહીને મ્હોટો થશે? તેમજ તેનો સમાગમ અમ્હને ક્યારેથશે? સુમતિબોલ્યો. હેરાજન્? તમ્હારોપુત્ર બહુસમયસુધીજીવશે. પરંતુ તે ક્યા સ્થાનમાંરહીને મ્હોટો થશે તેહું જાણીશક્તોનથી.

તેમજ વળી **કુસુમાકર** ઉદ્યાનમાં જ્યારે આકાશમાંથી એક કન્યા પડશે ત્યારપછી બહુ ટુંકવખતમાં તમ્હારો તે પુત્રનીસાથે સમાગમથશે. એપ્રમાણે નૈમિત્તિકનું વચનસાંભળી રાજાનોશોક ચાલ્યોગયો અને હસતેમુખે તે બોલ્યો. હે કોશાધિપતિઓ આ **સુમતિ**નૈમિત્તિકને લક્ષ સોનૈયાઆપો, કારણકે; દેવીનાવિ-વિરહનેલીધે મ્હારા હૃદયમાં પ્રજ્વલિત થયેલા મહાન શોકરૂપ અગ્નિને એના વચનોએ દેવીના સમાગમની આશારૂપી જલપ્ર-વાહવડે શાંત કર્યોછે. એમકહી રાજાએ પોતાના શરીરે પહેરેલાં આભરણોવડે તેમજ લક્ષસોનૈયાવડે તેનો સત્કારકર્યો, એટલે તે **સુમતિ** નૈમિત્તિક રાજાની આજ્ઞાલઈ ત્યાંથી વિદાયથયો. રાજા પણ કંઇક શોકરહિત થયો

અન્યદા **અમરકેતુ**રાજા રાત્રીએ સુતો હતો તેવામાં ત્હેને

**સ્વપ્નદર્શન:**

સ્વપ્નઆવ્યું કે, " ઉત્તરદિશાતરફ જતો હતો, માર્ગમાં એકમ્હોટો સજલ કુવો આવ્યો, તેની અંદરપડેલી, અર્ધા કરમાઇગયેલાં પુષ્પોની ધોળીમાળા મ્હારાજોવામાં આવી અને તરતજતેમાલા મ્હેંલઇલીધી. બાદ તેમાલા એકદમ નવીનઅને મનોહર સુગંધવાળીથઇગઇ." આપ્રમાણેસ્વપ્નજોઇરાજાજાગ્રત થયો અને તે વિચાર કરવાલાગ્યોકે; આજે આ **સુમતિ**ના ક-હેવાપ્રમાણે સ્વપ્ન મ્હારાજોવામાંઆવ્યુ. માટે હવે ઉત્તરદિશા તરફ ચાલતાં મ્હને બહુ દુ:ખમાં આવીપડેલી દેવીનો સમાગમ જરૂ થયાવિના રહેશેનહીં. એમ વિચારકરી રાજા પોતાના દેશ નિરીક્ષણના નિમિત્તવડે બહુ લશ્કરના ઠાઠસહિત હસ્તિનાપુર-થી પ્રયાણ કરવાલાગ્યો. માર્ગમાં ચાલતાંચાલતાં કેટલાકદિવસ વ્યતીતથયા. બાદ મહાન્ ઉંચોએકપર્વતઆવ્યો, તેની નજીકમાં

બહુ ગહનવૃક્ષોની ઘટાઓથી વ્યાપ્ત એવો એક અટવી પ્રદેશ આવ્યો, તેનીઅંદર પોતાને રહેવાલાયક સ્થાનનો તપાસકરી ત્યાં સૈન્યસહિત રાજાએ પડાવકર્યો.

**કમલાવતીનો સમાગમ.**

સૈનિકલોકો પોતપોતાના કાર્યમાં ઉદ્યુક્તથયા. બાદ ત્યાં નજીકના ભાગમાં એક કૂવો હતો; તેના કાંઠાઉપર બહુ ઘાસ ઉગીનીકળ્યું હતું અને તે લંબાઇમાં એટલુંબધુ હતુંકે; તે કૂવાનો આકારપણ માલુમપડેનહી .તેથી ત્યાંઆગળ કંઇ કાર્યનેલીધે રાજાની ચમરધારિણી સ્ત્રી ગઇ અને પોતાના પ્રમાદનેલીધે તેનીઅંદર તે પડીગઈ. રાજાને માલુમપ-ડવાથી તરતજ તેણે આજ્ઞાકરીકે; એને જલદી બહારકાઢો. એ પ્રમાણે રાજાનું વચનસાંભળી અધિકારીના કહેવાથી એકપુરૂષ દોરીના સાધનવડે તે અંધારકૂપનીઅંદર ઉતર્યો; પછી તે પુરૂષ ગાઢ અંધકારમાં ચારેબાજુએ તપાસકરેછે, તેવામાં ત્યા કૂવાની એકબખોલમાં સંતાઇરહેલી કોઇએકયુવતિ તેના જોવામાંઆવી. બહુ અંધકારનેલીધે તેણીનું શરીર બહુજ કંપતુંહતું, એવી તે યુવતિનેજોઇ તે પુરૂષ બોલ્યો. હેસુંદરી? તું કોણછે? એમ તેણે પૂછયું, પરંતુતેણીએ કંઇપ્રત્યુત્તર આપ્યોનહીં પછી તે જલની અંદર પડેલી અને કંઠગતછે પ્રાણજેના એવી બીજી એકસ્ત્રીતેના જોવામાં આવી એટલે ત્હેનેલઇને તે અનુક્રમે બહાર નીકળ્યો. અને તેણેકહ્યુંકે; હેનરેંદ્ર? અન્યપણ કોઇએકયુવતિ આ કૂવાની અંદર રહેલીછે. મ્હેં ત્હેને બહુપૂછયુ તોપણ તે બીચારી ભયને લીધે બહુ કંપતીહતી તેથી તેણીએ મ્હને કંઈપણ ઉત્તર આપ્યો નહીં. એમ સાંભળતાંજ રાજાનું દક્ષિણનેત્ર ફરકવાલાગ્યુ; બાદ રાજાને બહુ વિસ્મયથયો, અને વિચારમાંપડયોકે; શું તે દેવીતો

નહીંહોય? અથવા આ અટવીમાં દેવીનો સંભવ ક્યાંથીહોય? અથવા તો આ સંસારમાં કર્મને આધીનથયેલા પ્રાણીઓને ભવિતવ્યતાનાબળથી એવું કોઇકાર્ય નથીકે જે ન પ્રાપ્તથાય. દૈવની કૃતિ બહુવિચિત્રછે. જેમકે,—

यद्भग्नं धनुरीश्वरस्य शिशुना, यज्जामदग्न्योजित-
स्त्यक्ता येन गुरोर्गिरा वसुमती बद्धो यदम्भोनिधिः।
एकैकं दशकन्धरस्य क्षयकृद्रामस्य किं वर्ण्यते ?,
दैवं वर्णय येन सोऽपि सहसा नीतः कथाशेषताम् ॥१॥

અર્થ—"જેણે બાલ્યઅવસ્થામાં શંકરનુંધનુષ્ ભાગી નાખ્યું; તેમજ જેણે પરશુરામનો પરાજય કર્યો, વળી જેણે પોતાના પિતાની વાણીવડે પૃથ્વીનો ત્યાગકર્યો, અને જેણે પુલના નિમિત્તવડે સમુદ્રને બાંધીલીધોહતો; તેમજ દશમસ્તકવાળા મહાપ્રતાપી રાવણનો ક્ષયકરનાર એવા શ્રીરામચંદ્રનું એકએક ચરિત્ર એવુ હતુ કે તેનુ શું વર્ણનકરવું? પરંતુ તેવા વીરપુરૂષને પણ જેણે અકસ્માત્ કથનમાત્ર કરીનાખ્યા એવા દૈવનું તું વર્ણનકર. અર્થાત્ દૈવકૃતિ એટલીબધી પ્રબલહોયછેકે; અણધાર્યાબનાવ બન્યા કરેછે." માટે જો તે દેવીહોયતો બહુજ આનંદ થાય કિંવા કોઇઅન્ય હશેતોપણ ત્હેનેબહારકાઢવી એ ઠીકછે. કારણકે, દયા એ ધર્મનુ મૂળછે. અન્યત્રપણ કહ્યુંછેકે;—

कृपानदीमहातीरे, सर्वे धर्मास्तृणाङ्कुराः।
तस्यां शोषमुपेतायां, कियन्नन्दन्ति ते पुनः ॥ १ ॥

અર્થ—"દયારૂપી નદીના વિશાલકાંઠાઉપર સર્વેધર્મરૂપી અંકુરાઓ ઉગ્છરેછે, વળી તે દયારૂપી નદી કદાચિત્ સુકાઇ જાયતો તે ધર્મરૂપીઅંકુરાઓનો વિલાસ ક્યાં સુધી ટકીશકે?

અર્થાત્ દયાના અભાવમાં ધર્મનો સદ્ભાવ રહેતો નથી. ”
માટે ભલે તે ગમે તે સ્રીજાતિની હોય પરંતુ આપણે દયાની
ખાતર તેનો ઉદ્ધાર કરવો જોઇએ એમ વિચારકરી રાજાએ
તે પુરૂષને આજ્ઞા કરીકે, એ બીચારીને પણ જલદી તું બહાર
કાઢ, પછી તેપુરૂષ દોરડાનું અવલંબનલઇ કૂપની અંદર ઉતરી
પડ્યો; અને તેયુવતીની પાસમાંજઇ તેકહેવાલાગ્યો; હેસુંદરી ?
હું શ્રીઅમરકેતુરાજાનીઆજ્ઞાથી ત્હનેબહારકાઢવામાટે ફરીથી
પણ અહીં આવ્યોછું; માટે હવે તું વિલંબ કરીશનહીં, જલદી
આ માંચીમાં બેસીજા જેથી આનરકાવાસ સમાન કૂવામાંથી હું
ત્હને બહારકાઢું એપ્રમાણે તે પુરૂષનું વચન સાંભળી તે દેવી
ઝટપટ તે માંચીમા બેસીગઈ; અનુક્રમે તે બહારનીકળી, તેણીનું
શરીર બહુજદુર્બલ થઇગયેલુંહતું. જેથી રાજાએ મહામુશીબતે
ત્હેનેઓળખી તે દેવીપણ રાજાનેજોઇને ગદ્ગદ્કંઠે રૂદન કરવા-
લાગી, અને નરેંદ્રના ચરણમાંપડી. બાદ અશ્રુથી ભરાઇગયાછે
નેત્રો જેના એવો શ્રીઅમરકેતુરાજા દેવીને પોતાના નિવાસ-
સ્થાનમાં લઇગયો. દેવીનેજોઈ સર્વપરિજનબહુશોકાતુરથઇગયો
અને દીનમુખે નાનાપ્રકારના વિલાપોવડે રૂદનકરવાલાગ્યો.

ત્યારબાદ સ્નાનાદિકક્રિયા કરીનેનિવૃત્ત થઇ શુદ્ધિમાઆ-
વેલી કમલાવતીદેવીને રાજાએ પૂછ્યું.

**ગતવૃત્તાંત.**

હે દેવી ? તે હસ્તી ત્હને ક્યા લઈ ગયો
હતો ? અને ત્યાં ત્હારી શીવ્યવસ્થા થઈ
હતી ? તેમજ આ અટવીની અંદર આ ભયંકર કૂપમાં તુંશાથી
પડીહતી ? આપ્રમાણેરાજાનાપ્રશ્ન સાંભળી કમલાવતીબોલી.
હેમહારાજ ? મ્હારી હકીકત હુંકહુંછું તે આપ સાંભળો. આપ
જ્યારે વડની શાખાને પકડી હસ્તી ઉપરથી ઉતરી ગયા, તે

સમયે મ્હેં પણ તે શાખાને પકડવામાટે બહુ પ્રયાસ કર્યો હતો, પરંતુ તે મ્હારાથીબનીશક્યું નહીં અને એકદમ તે હાથી મ્હને એકલીને લઇ ત્યાંથી ચાલતો થયો. પછી આગળ ચાલતો ચાલતો તે હસ્તી એક પર્વતની નદીમાં જઇ પહોંચ્યો. તે નદીના કીનારા બહુ ભયંકરહતા. તે તટોની બહુવિષમતા જોઈઅત્યંત વેગના ભંગથી ભય પામ્યો હોયનેશું ? તેમ તે હસ્તી ત્યાંથી આકાશમાર્ગે એકદમઉપડીગયો. ત્યારબાદ ભયભીત થઇ મ્હેં વિચાર કર્યો કે; અરે ? આગજેંદ્રના શરીરમાંપ્રવેશ કરીને કોઇ દેવ મ્હારૂં હરણકરેછે. કારણકે; હસ્તીઓ આકાશમાં ચાલી શકતા નથી. એમ હૃદયમાં વિસ્મિત થઈ હું વાર વાર પૃથ્વીનું અવલોકનકરતીહતી; તેટલામાં પર્વત અને વૃક્ષાદિક એક સાથે ચાલતાં મ્હારા જોવામાં આવ્યાં. વળી આઅરણ્યમાં એકલી બીચારી સ્ત્રી બ્હી મરશે એમ જાણીનેમ્હારી સહાયને માટે સર્વવૃક્ષો બહુવેગથીજાણેધોડતાં હોયનેશું? જેમની અંદર અનેક મનુષ્યો ભ્રમણ કરેછે એવાં ગ્રામ અને નગરો કીડીઓનાં નઘરાં સરખાં દેખાવા લાગ્યાં. જલથી ભરેલાં સરોવરોપણ ભૂમિઉપર પડેલાં છત્રસમાન ભાસવાલાગ્યાં. તેમજ બહુ લાંબી વનની પંક્તિઓ સર્પસમાન, પર્વતો પાળી સમાન અને નદીઓનીકસમાન મ્હને દેખાવાલાગી. એમ ચાલતાંચાલતાં તે હસ્તી બહુજ નીકળી ગયો. ત્યારબાદ મ્હારી વીંટીમાં રહેલો તે દીવ્યમણી મ્હનેયાદઆવ્યો પછી તે હસ્તીનો તિરસ્કારકરી તેના ગંડસ્થલમાં મ્હેં તે મણિનોપ્રહારકર્યોકે તરતજ તે ભયભીતથઇગયો. અને હસ્તમાંરહેલાવજ્રસમાન મણિના પ્રહારથી હણાયેલો તે ગજેંદ્ર મ્હોટી ચીસ પાડીને એકદમ નીચે મુખે આકાશમાંથી હેઠો પડયો.

તેટલામાં મ્હેનીચેમુખે જોયું તો ત્યાંએક મ્હોટું સરોવર મ્હારાજોવામાંઆવ્યું. જેનીઅંદર અનેક

અદ્ભુતસરોવર.

તરંગો ઉછળતાહતા, ચારેતરફ લુઠતા એવા માછલાઓના પુંછડાં વડે જેનો જલસમુદાય બાહુ ઉચ્છળતોહતો, મકરંદરસનું પાન કરી મત્ત થયેલી ભ્રમરીઓના વિસ્તારથી વિકસ્વર એવાં જેનાં કમલો રોકાઇગયાહતાં. તેમજ અનેક મણીઓથી સ્ફુરણાયમાનછે કાંતિજેની, વળીજેનીઅંદર અનેકટિટ્ટિભપક્ષીઓતરીરહ્યાછે,સારસ પક્ષીઓની પંક્તિઓથીસુશોભિતકાંઠાછે જેના,વિહગ—પક્ષીઓનાસમુદાય જેનીઆજુબાજુમાએકઠાથયેલાછે.અનેકગોધાઓના સંચારજેમાંરહેલાહતા,તેમજવિકસ્વરકમલોનીશ્રેણીઓવડે વિભૂષિત, અનેક દુષ્ટજલચરોથી વ્યાપ્ત, અનેક માચ્છલાઓના સમુદાયમાંલુબ્ધથયેલા ધીવરોથીવ્યાપ્ત, ગતિકરતા ભય કરમધરોથી દુષ્પ્રેક્ષ્ય, ડેંડેં શબ્દકરતા દેડકાઓના સમૂહથી વાચાલિત, હંસની પંક્તિઓવડે વિભૂષિત, તમાલ અને તાલવૃક્ષોની ઘટાઓ વડે મનોહર, ભ્રમરાઓના ગુંજારવવડે સુખકારક, બગલાઓની શ્રેણીઓથી વિરાજીત, છીપોલીયોના સંપુટ જેમા દીપીરહ્યાછે, તેમજ અનેકદીવડાઓ-જળજંતુ જેમાંભ્રમણ કરીરહ્યાછે એવા તે અપાર જલથીભરેલા મ્હોટાસરોવરમાં તે હસ્તી આકાશમાથી એકદમ નિરાધાર ઉતરીપડયો અને જલનીઅંદર તે ડુબીગયો. ગંભીર જલનીઅંદર અદૃશ્યથયેલો તે ગજેંદ્ર ડુબીગયોછતાપણ

તે દીવ્યમણીના પ્રભાવથી જળનીઉપર રહીહતી તેવામાં દૈવયોગે મ્હને એક પાટીયું આવીમળ્યું. તેનો આશ્રયલઇ હું સરોવરના કીનારે ઉતરીને બેઠી. મ્હારાહૃદયમાં ભયનોતો પરાજ નહોતો, જેથી બહુ શોકાતુરથઇ હું વિચારકરવાલાગી અરે? હું અપૂર્વ સમૃદ્ધિ ભોગવતી હતી તે સમય મ્હારો કયાંગયો?

ક્ષણમાત્રમાં હું એકાકિની પ્રવાસિનીની માફક આવી દુર્દશામાં શાથી આવીપડી? અહોકર્મનોપરિણામ બહુવિષમછે. શાસ્ત્રમાં પણ કહ્યુંછેકે;—

आरोहतु गिरिशिखरं, समुद्रमुल्लंघ्य पातालम्।
विधिलिखिताक्षरमालं, फलति कपालं न भूपालः ॥१॥

અર્થ—"આ સંસારચક્રમાં પરિવર્ત્તન કરતો પ્રાણી પોતાના સુખનેમાટે ભલે પર્વતના શિખર ઉપરચઢે, અથવા સમુદ્ર ઉલ્લંઘન કરી પાતાલમાં પ્રવેશકરે, પરંતુ વિધિએ લખેલા લેખ પ્રમાણે પોતાનું કપાલ ફલેછે, પણ સંતુષ્ટ થયેલો ભૂપાળ ફળ આપવા સમર્થથતોનથી." એમ જાણવાછતાંપણ મ્હારો વિચાર તો તેવોને તેવોજ થયા કરતોહતોકે; તે મ્હારો ચાકરવર્ગ ક્યાં ગયો? તે લક્ષ્મી ક્યાં ચાલીગઈ? વિનીત એવો તે મ્હારોપરિવાર ક્યાંગયો? અરે? હાલમાં દૈવે મ્હને એકાકિની કરીમૂકી એમ ચિંતવનકરતી ઓઢવાના વસ્ત્રથી મુખારવિંદ ઢાંકીને બહુ શોકવડે શરણરહિત એકલી હું રૂદનકરવાલાગી.

**શ્રીદત્તનુંઆગમન.**

મ્હારા રૂદનનો શબ્દ સાંભળી કોઇએક પુરૂષ ત્યાંઆવી મ્હને કહેવાલાગ્યોકે; હે સુતનુ? કરૂણ સ્વરે તું કેમરૂદનકરેછે? એમતેનોશબ્દ સાંભળી હુ એકદમ સંભ્રાંતથઇગઇ અને તે તરફ મ્હે દૃષ્ટિકરીજોયું તો; કેટલાકપુરૂષ જેની સાથમાંરહેલા એવો તે યુવાનપુરૂષ ઘોડીઉપરબેઠેલો મ્હારી નજરે પડ્યો.પછી તેના મુખનો મ્હને મેળાપથયો અને તેનું શરીર ધૂળથી-છવાઇ-ગયેલુંહતું. ત્યારબાદ તે પુરૂષપણ મ્હનેજોઇ પોતાના હૃદયમાં વિસ્મિતથયો હોયને શું? તેમ એકદમ ઘોડીઉપરથી નીચેઉતરી મ્હારા ચરણોમાંપડ્યો અને તે બોલ્યો. હેબ્હેન? તું મ્હનેઓળખેછે? હું શ્રીદત્તછું, કુશાગ્રનગરમાંથી હું વેપારમાટે સા-

ર્થનીસાથે પરદેશમાં ગયોહતો. ત્યાંથી પાછો બારમેવર્ષે સાર્થ-સહિત હુ હાલ પોતાના નગરમાંજાઉછું. આજે ચાલતાચાલતાં આ સ્થાનમા અમ્હે આવીપહોચ્યાછીએ. પરંતુ હેભગિનિ? તું અહીં એકલી શાકારણથી આવેલીછે? એમ તેના કહેવાથી તરતજ હું ભયરહિત થઇગઇ. પછી મ્હે હસ્તીએ મ્હારૂંહરણ કર્યું વિગેરે સર્વવૃત્તાંત ત્હેનેનિવેદનકર્યું, ત્યારબાદ તેવણિકે શોકવડે દીનમુખવાળી મ્હને જોઇને કહ્યું કે; અહીંથી હસ્તિનાપુર બહુદૂરછે, તેમજ વ્યાઘ્રાદિકહિંસપ્રાણીઓ તથા ચોરોવડે માર્ગ પણ બહુ કઠીનછે. અને હેભગિનિ ? કુશાગ્રનગર અહીથી નજીકમાછે, માટે તમ્હારો શુ કરવાનોવિચારછે? પછી મ્હે કહ્યુંકે; ચાલો પ્રથમ આપણે કુશાગ્રનગરમાં જઇએ. હે શ્રીદત્ત ? બધુવર્ગનેમળે મ્હનેઘણાદિવસથયાછે; માટે એમનો મેળાપપણ થશે. એમઅમ્હારોવાર્ત્તાલાપથયાબાદ પ્રમુદિતથયેલો શ્રીદત્ત મ્હને પોતાના આવાસમા સાર્થના લોકોપાસે લઇ ગયો ત્યાં ત્હેના પરિજને વિનયસાહત ઉપચારોવડે મ્હારી શારીરિક્સેવા કરી. ત્યારબાદ દેવતાએ આપેલાં કુંડલ તથા અન્યસર્વઆભરણોમાત્ર એકદીવ્યમણીની વીટી શિવાય મ્હેં શ્રીદત્તનેમૂકવા માટે આપ્યા.

**કુશાગ્રનગરપ્રત્યે પ્રયાણ.**

શ્રીદત્તના પરિજનસહિત મ્હે સાર્થનીસાથે ત્યાંથીપ્રયાણકર્યુ. માર્ગમાં ચાલતાં શ્રીદત્ત બહુ પ્રકારે મ્હારો વિનયકરતોહતો. હુ પાલખીમા બેસીનેચાલતીહતી, તે સાર્થ પણ મ્હારી અનુકૂલતાનેમાટે હમેશાં ટુકાટુંકા પ્રયાણોવડે ચાલવાલાગ્યો. એમ કેટલાક મુકામ તેઓ ચાલ્યા, તેટલામાં એક અટવી આવી ત્યાં આગળ અપશુકન થવાથીતેલોકો ત્યાં રોકાણા, બીજેદિવસે પ્રયાણની તૈયારી કરી

કે તરતજ ફરીથી અપશુકનથયા. એમ દિવસે દિવસે અપશુકન થવાથી ઉત્તમ શકુન થયાનહીં, તેથીતેમનો ત્યાંનેત્યાં દોઢમાસ નીકળીગયો. પછી પોતાની પાસેથી ખોરાકીપણ સર્વ ખુટીગઈ. તેથી તેઓ ત્યાં રહેવાને અશક્ત બની ત્યાંથી નીકળી ચાલ્યા. પોતાના નગરપ્રત્યે જવાની ઉતાવળનેલીધે તે દિવસે અપશકુનનેગણ્યાશિવાય તે લોકો ચાલતાથયા. ત્યારબાદ બીજે દિવસે પ્રભાતકાલમાં તે સાર્થનીઉપર અકસ્માત્ ભીલ્લ લોકોએ ધાડ પાડી. તેઓનો કોલાહલ સાંભળી તે સાર્થના લોકો એકદમ ગભરાઈગયા. તેમજ ભીલ્લલોકોએ પ્રહારની ક્રિયાશરૂકરી. સાર્થનાલોકો જેમ ફાવે તેમ મુઠીઓ વાળી નાસવા લાગ્યા. હું પણ ભયભીત થઈ ત્યાંથી નાસતાંભાગતાં એકલીપડીગઈ જેથી એક દિશાતરફ હુંનાઠી.

ભયનેલીધે ચારેતરફ દૃષ્ટિકરતી હુંચાલતી હતી, તેવામાં બહુવૃક્ષોવડે ગહન એવું એક વનઆવ્યું.

**ભયંકરવનપ્રવેશ.** ક્ષણુમાત્ર ત્યાં સ્થિરતા કર્યાબાદ મ્હેં વિચાર કર્યોકે; આ નિર્જન વનમાં સ્ત્રીજાતિએ એકલુંજવુંઠીકનહીં. તેસાર્થના સ્થાનમાંજઈ તેલોકોને મળીજવું તે ઉત્તમ પ્રકારછે. એમજાણી મ્હેં ચાલવાની તૈયારી કરી પરંતુ કયે રસ્તે જવું ત્હેની બીલકુલ મ્હને સમજણ પડી નહીં. હું ક્યાંથી આવી અને તે સાર્થ કઈ દિશામાં હશે? એનુંપણ બીલકુલ મ્હને ભાનરહ્યુંનહીં. મ્હારૂં શરીરતો ભયથી બહુજકંપતુ હતું. છતાંપણ હું એકદિશાગ્રહણ કરીનેદિગ્મુઢથઇ વૃક્ષોવડે અતિગહન એવા વનના મધ્યભાગમા ચાલવા લાગી. વળી દૂર જઇને હુંપાછીવળી અને પશ્ચાતમુખે હું ચાલવાલાગી. તેમજ તે ભયંકરવનમાં **શ્રીદત્ત**નાપરિવારની શોધખોળમાં હું

આમતેમ ભટકવા લાગી. ત્યારબાદ ભયનેલીધે ચંચલછે નેત્રો જેનાં, તેમજ તેનિર્જનવનમાં ચારેતરફ પરિભ્રમણકરતી,ઉન્માર્ગે ચાલવાથીભાગેલાકાંટાઓવડેવ્યાપ્તછે ચરણજેના,માર્ગનાશ્રમથી બહુથાકીગયેલી, ડગલેડગલે અત્યંતઅશક્તિનેલીધે રૂદન કરતી, એવીહુંબહુવ્યાકુલથઈગઈ.અનેચારેતરફવસતિનોતપાસ હુંકરતી હતી,પરંતુ કોઇપણ ઠેકાણેપક્ષીસરખુંપણ મ્હનેજોવામળ્યુંનહીં. બાદ એક ઉંચો ટેકરોઆવ્યો ત્હેનીઉપરચઢી મ્હેં જોયુંતો કોઇ પણદિશામા વસ્તિ દેખાઇનહી, સર્વત્ર સર્પોના સમુદાય જેમાં પ્રસરીરહ્યાછે એવી ભયંકર અટવી શિવાયં કંઇપણ હું જોઇશકી નહીં, કોઈઠેકાણે ભયજનક એવા કેસરી–સિંહોના નાદ સાભળીને મૃગલાઓ બહુ ત્રાસભોગવીરહ્યાહતા કોઈઠેકાણેમદોન્મત્ત એવા જંગલીપાડાઓના મ્હોટાંયુદ્ધમચી રહ્યાહતા. કોઈ ઠેકાણે દાવાનળથી બળતા એવા પ્રાણીઓના ભયંકરશબ્દો સંભળાતા હતા કોઈઠેકાણે પ્રચંડ સ્વભાવાળા ગેંડાઓએ મારી નાખેલા અનેક મૃગલાઓનારૂધિરનેલીધે બહુભય લાગતોહતો કોઈઠેકાણે સિંહોના દર્શનથી અનેક ગજેંદ્રો નાઠાનાઠ કરીરહ્યાહતા વળી મ્હોટાં ધનુષ જેમનાહસ્તમાં રહેલાછે એવા સીકારીપુરૂષો જેની અંદરપરિભ્રમણકરતાહતા, (મઘાનક્ષત્ર, ધનરાશિ, હસ્ત અને આર્દ્રાનક્ષત્ર જેમાં ગતિ કરેછે ) મ્હોટા આકડાઓના મૂળવડે વ્યાપ્ત, (જ્યેષ્ઠાનક્ષત્ર, સૂર્ય, અને મૂલનક્ષત્રથી વિરાજીત) ઉત્તમવ્રતધારી મુનિઓવડે વિભૂષિત, ( પૂર્વાભાદ્રપદ તથા ઉત્તરાભાદ્રપદ અને શ્રવણ નક્ષત્રવડે વિભૂષિત ) શુષ્ક એવાંમૃગલાઓનાંમસ્તકો (શુક્રવારઅનેમૃગશીર્ષનક્ષત્ર ) વડે સમન્વિત, મ્હોટા ચિતરા તથા રોહિણી ઔષધિ ( ગુરૂવારચિત્રા અને રોહિણીનક્ષત્ર )થી સુશોભિત, શાખા વિનાના સ્પષ્ટ દેખાતા મંદારવૃક્ષો (વિશાખાનક્ષત્ર અને પ્રકટ એવા શનિઅને મંગલ) જેમા દીપી રહ્યાછે. તેમજ અનેક ઋક્ષ–રીંછપશુઓ ( નક્ષત્રો )થી વ્યાપ્ત

એવી તેઅટવી આકાશલક્ષ્મીનીમાફકશોભતીહતી. તેવીભયંકર અટવીને જોઇ પાણીમાટે હું ચારેતરફ તપાસ કરવા લાગી. તૃષાનેલીધે મ્હારો કંઠપણ બેસીગયો હતો; જેથી મ્હારી વાણીપણ બ ધપડીગઇ, તેવામા ફરતી ફરતી હું એકદિશાતરફચાલી, એટલામા જળથીભરેલું એક સરોવર મ્હારી નજરેપડયુ. પછી તે તરફ ઝડપથી હુ ચાલવાલાગી, મ્હારાં નેત્રોતો ભયથીબહુચંચલબનીગયાંહતા, મહાસુશીબતે હું સરોવરનાકીનારાભેગી થઇ, પછીધીમેધીમે તેસરોવરની અંદર ઉતરીનેજલપાન મ્હેં કર્યું.બાદ ત્યાંથી નીકળીને વિશ્રાંતિમાટે એક તરૂવરનીનીચે હું બેઠી. એટલામાં સૂર્ય અસ્તાચલના શિખરઉપર ચાલ્યોગયો. રાત્રીનોપ્રાદુર્ભાવ દેખાવાલાગ્યો શિયાળીયાના ફેત્કારો સંભળાવાલાગ્યા.તે નિર્જનએવા જંગલનીઅંદર જેમજેમપશુઓનાભયંકરગર્જારવ થવાલાગ્યા તેમ તેમ મ્હારૂં હૃદય ભયનેલીધે બહુ કંપવાલાગ્યું.

**પુત્રજન્મ**

અનુક્રમે અર્ધરાત્રીનો સમયથયો મ્હારા ઉદરમાંદુ:સહ પીડા થવાલાગી. જેથી મંદમંદ શબ્દ કરતી હુ ભૂમિઉપરલુઠવાલાગી. પ્રસવની તૈયારીનેલીધે બેચેનમાંહું પીડાવાલાગી. અને બહુ વ્યાકુલથઈ આમતેમ લુઠતીહતી. તેટલામાં હેનરનાથ ? અત્યંત વેદનાથી પીડાતી એવી મ્હેં પોતેજ તે અરણ્યની અંદર મૃગલીનીમાફક બહુદુ:ખવડે પુત્રનો જન્મઆપ્યો.જ્યારે મ્હારી મૂર્છાનો વિરામથયો ત્યારે હું બેઠીથઇ અને મ્હેં જોયુ તો પૃથ્વીઉપર તે બાલક લુઠતોહતો. પછી તે બાળકને બહુસ્નેહવડે મ્હેં મ્હારા ખોળામાં લીધો. ત્યારબાદ નજીકમા રહેલ સરોવરમાંજઈ તે બાળને ન્હવરાવીને પોતાના વસ્ત્રવડે તેનું શરીર શુદ્ધકરીને હું વૃક્ષ અને લતાઓની ઝાડીમાં જઇ ને એકાંતમાં બેસીગઇ.

બાદ તે દીવ્યમણીથી જડેલી વીંટી મ્હારી આંગળીએ-થી કાઢીને તે બાળકના કંઠમાં મ્હેં બાંધી. તે સમયે તેનીરક્ષામાટે મ્હેંકહ્યું કે; આ દીવ્યમણીના પ્રભાવથી મ્હારા પુત્રનાશરીરે, ભૂત, પ્રેત, પિશાચ, હિંસક શ્વાપદ અને દુષ્ટગ્રહ વિગેરે કોઇપણ પ્રહારમાકરો. હે વનવાસી દેવ? અને દેવીઓ? મ્હારૂં એકવચન તમ્હે સાંભળો? હાલમાંપુત્ર સહિત હુ આપ-ને શરણે રહીછું, માટે માંસાહારી એવા સિંહ અને વ્યાઘ્રાદિક દુષ્ટપ્રાણીઓથી આ ભયંકર અટવીમાં તમ્હારે મ્હારૂં અનાથનું પ્રયત્નવડે રક્ષણ કરવું

**પુત્રરક્ષા.**

હેપુત્ર? આ રાત્રી જો મ્હારી હસ્તિનાપુરમાં આવીહોત-તો, આ વખતે રાજાને વધામણી મળી-હોત. તેમજ હેપુત્ર? સમસ્ત પરિજન, નગરનાલોકો, સામંત, મંત્રીઅને અન્ય અધિકારીવર્ગમાં ત્હારા જન્મનાસમયે કોને આનંદ ન થાત? હેપુત્ર? દુર્વિહિતદૈવના યોગવડે ભયંકર જંગલમાં ત્હારોજન્મ થયોછે;માટે મંદભાગીણી એવી હુ અહીં શુંકરૂં? વળી હેપુત્ર? ત્હારો જન્મથવાથી આ અરણ્યપણ હાલમાં વસ્તિસમાન મ્હને લાગેછે. હેવત્સ? તુ મ્હારા ખોલામાં બેઠોછે તેથી હુ નિર્ભય થઇછું. હેપુત્ર? સૂર્યના કિરણોવડે નષ્ટથયુ છે અંધારૂ જેનું એવા દિવસનો પ્રાદુર્ભાવથશે, ત્યારે હુ ત્હારૂંમુખજોઇને કૃતાર્થથઇશ, એમ હું પ્રલાપ કરતીહતી, તેટલામા માર્ગના શ્રમથી થાકીગ-યેલી, તેમજ સર્વઅંગો શિથિલ થઇગયેલા અને પ્રસવની વેદ ના શાંતથવાથી ત્યાં મ્હને નિંદ્રા આવીગઈ પછી ક્ષણ માત્રમાં મ્હારા મંદભાગ્યનેલીધે કોઇએપણ ઉચ્ચારેલો શબ્દ મ્હારાક્ષ

**દેવીનોપશ્ચાત્તાપ.**

ભળવામાં આવ્યો, જેથી એકદમ હું જાગી ગઈ. હે પાપિષ્ઠ? ઘણાદિવસથી હું ત્હારી તપાસમાં ફરતોહતો, પરંતુઆજે ત્હારૂં દર્શનથયું છે. માટે હવે હું ત્હારા વૈરનો અંતકરીશ. હે દુષ્ટ? હાલમાં તું ત્હારા દુરાચારનું ફલભોગવ? એપ્રમાણે તેનાશબ્દ સાંભળી મ્હારૂં હૃદય એકદમ ભયભીતથઇગયું અને આપ્રમાણે બોલનાર કોણહશે? એમવિચારકરી જેટલામાં મ્હેં મ્હારાખોળામાં જોયું તો ત્યાં પુત્ર નહોતો. બાદ એકદમ મ્હારાહૃદયમાં બહુજ આઘાતથયો અને હું વિચારમાં પડીકે; અરે? એકદમ આ શુંથયું? કોઇ કારણનેલીધે તે બાલક અહીંથી પડીગયોહશે? કિંવા કોઇ શત્રુ એનું હરણ કરી ગયોહશે? અથવા આ મ્હને સ્વપ્ન આવ્યુંહશે? કિંવા આમ્હારીબુદ્ધિનો વિભ્રમ થયોહશે? એમ વિચારકરતીહું તેપુત્રનાશોધમાંપ્રવૃત્તથઇ.પછીહેમહારાજ? તે સ્થાનમાં ચારેતરફ મ્હેં ઘણો તપાસકર્યો. પરંતુ પુત્રનો કોઇ પણ જગોએ પત્તો લાગ્યોનહીં. પછી હું બહુ શોકાતુર થઇગઈ અને મસ્તકનેવિષે વજ્રવડે હણાયેલાનીમાફક મૂર્છિતથઈ હું નિરાધાર પૃથ્વીઉપર પડીગઇ શ્રીમાન્ ધનેશ્વરમુનિએ રચેલી સુબોધ ગાથાઓના સમૂહવડે મનોહર અને રાગ તથા દ્વેષરૂપી અગ્નિ અને સર્પને શાંત કરવામાં જળ અને મંત્રસમાન સુરસુંદરીનામે કથાનેવિષે **કમલાવતી** પુત્રહરણનામે આ દશમો પરિચ્છેદ સમાપ્ત.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्रस्यशास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्यपूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्धवक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरिकृतगुर्जरभाषानुवादे कमलावतीपुत्रहरणनाम दशमपरिच्छेद समाप्तः

# अथैकादशःपरिच्छेदः प्रारभ्यते ।

પોતાના પુત્રનું હરણજોઇ મૂર્છિતથયેલી **કમલાવતી**-
**કમલાવતીવિલાપ.** રાણી દૈવયોગે શુદ્ધિમાંઆવી.બાદ બહુ શોકથી ભરાઇગયેલી તે દેવી પોતાનું-હૃદય કુટતી પ્રલાપ કરવાલાગી. હા? દૈવ? આ ભયંકર અટવીમાં અધન્ય એવી હુ એકલી આવીપડી છું. મ્હારા દુઃખનો કઇ પારનહતો છતાં જાતમાત્ર એવામ્હારા પુત્રને કોઇપણ નિર્દય ઉપાડીગયો. વળી હું જાણુતીહતી કે; પ્રભાતકાલમાં મ્હારાપુત્રનુ મુખ હું જોઇશ, પરંતુ તે મ્હારો મનોરથ હતાશદૈવે અન્યથાકર્યો. હેદૈવ? અટવી પ્રવેશાદિક દારૂણ દુ.ખદઈને તું હજુપણ શાંત ન થયો? જેથી મ્હારા પુત્રનું ત્હેં હરણકરાવ્યું. હે વનદેવતાઓ? હુ તમ્હારે શરણે આવી, તોપણ મ્હારા પુત્રનું હરણથયું. તોપછી અહી દૈવપણ શું કરી શકે? હા! પુત્ર! આ શૂન્યઅરણ્યમાં શરણરહિત મ્હને એકલીને ત્હેં કેમ મૂકીદીધી? હા! પુત્ર! મ્હારા ખોળામાં રહેલોતું અકસ્માત્ કેમ અદૃશ્ય થઈગયો? શું મ્હને એકલી મૂકી ચાલ્યું જવું તે પુત્રની યોગ્યતા ગણાય? જરૂર હુ જેના નિષ્ઠુર શબ્દ સાંભળીને જાગીઉઠી તેજ કોઇ પિશાચે મ્હારા પુત્રનો અપહાર કરેલોછે. જેના પ્રભાવવડે એકદમ તે હસ્તી આકાશમાંથી નીચે પડીગયોહતો તે દીવ્યમણીપણ મ્હારા મંદભાગ્યનેલીધે અકૃતાર્થથયો. હા? પુત્ર! ત્હારાકંઠમાં પ્રભાવિકમણીબાંધેલોહતો છતાંપણ મ્હારા ખોળામાંથી ત્હને નિર્દય એવો કોઇ પિશાચ અદૃશ્યરૂપે લઇગયો. એમ હું દીનમુખીથઇને બહુ વિલાપ કરતી હતી; તેટલામાં મ્હારા દુઃખથી દુઃખી થયેલી હોયને શું? એવી

રાત્રીપણ અકસ્માત્ ક્ષીણ થઇગઈ. અતિ કરૂણસ્વરે રૂદનકરતી મ્હને જોઇને શોકાતુરછે મુખ જેનું એવી આકાશ લક્ષ્મી ખરી પડતા તારાઓરૂપી આંસુઓવડે જાણે રૂદનકરતી હોયને શું? તેમ દેખાવાલાગી. એટલામાં નિવૃત્ત કર્યોછે ગાઢઅંધકાર જેણે એવો સૂર્યપણપુત્રના હરણકરનારને જોવામાટે જેમ ઉદયાચલના શિખરઉપર આરૂઢથયો.

**તાપસીનુ આગમન.**

અનુક્રમે ચારઘડી દિવસચઢયો એટલે બહુદુ:ખથી પીડાયેલી હું તે અટવીમાં અતિકરૂણશબ્દોવડે રૂદનકરતી આડીઅવળી પરિભ્રમણ કરતીહતી, તેટલામાં ત્યાં એક તાપસી-તપસ્વિની આવી; જેણીના હસ્તમાં સુંદર કમંડલુ શોભતુહતું, શરીરે સુકોમલ વલ્કલવસ્ત્રો પ્હેરેલાં હતાં, અવસ્થાપણ વૃદ્ધહતી, તેમજ આકૃતિ બહુ સુંદર અને જેણીના હૃદયની વિશુદ્ધતા બહુ આનંદ આપતીહતી, એવી તે દયાલુવૃદ્ધા નિર્જનઅરણ્યમાં નાનાપ્રકારના વિલાપવડે રૂદનકરતી મ્હનેજોઈ પોતાના હૃદયમાંશોચ કરવાલાગી અને તરતજ તે મ્હારીપાસે આવી. મધુર વચનોવડે તેણીએ મ્હનેપૂછયુ કે; હે સુતનુ? તું શામાટે રૂદનકરેછે? અને આ ભયંકર જંગલમાં તુ એકલી અહીં ક્યાંથી આવીછે? એમ તેણીનાં મધુરવચન સાંભળી મ્હેં ત્હેને પ્રણામકર્યો મ્હારા નેત્રોમાંથી અશ્રુધારાઓ ચાલીજતીહતી છતા મ્હે ગદ્ગદ્કંઠે ગજાપહરણાદિક સર્વવાર્ત્તા તેની આગળ નિવેદનકરી તેસાંભળી તપસ્વિનીબોલી. હેસુતનુ? આવા દારૂણ દુ:ખને તું લાયકનથી, પરંતુ પોતાના કર્મથી બંધાયેલા આ જીવલોકમાં શું કહેવું? હે સુંદરિ? પોતાના કર્મને વશ થયેલા અને આ સંસારસાગરમાં પરિભ્રમણ કરતા એવા

પ્રાણીઓને આવાપ્રકારનાં અનેકદુ:ખો આવી પડેછે, એમાં કંઇ-પણ આશ્ચર્યનથી. વળી હેસુભગે? પૂર્વભવમાંજેકંઈ ત્હેં અશુભ કર્મકર્યુંહશે. તેનાપરિણામથી આ દારૂણદુ:ખમાં તું આવીપડીછે. માટે અન્યભવમાં ઉપાર્જન કરેલા દુ:ખની પ્રાપ્તિ થવાથી શોક કરવો શાકામનો? અથવા શરીરને દુ.ખદાયક એવા આ વિલાપ કરવાથીશુંવળે ? હેસુતનુ ? હવેત્હારે શોકાતુર થવાની કંઇજરૂર નથી. અહીંથી આપણો આશ્રમ બહુ નજીકમાંછે અને વૃક્ષાદિક-નીછાયાનેલીધે તે બહુ રમણીયછે. ત્યાંતુંચાલ; ત્હારે રહેવામાટે તે સ્થાન બહુ લાયકછે, વળી અહીં બહુઠંડો પવનવાયછે. વળી ત્હારે હાલમાં પ્રસવથયેલોછે. તેમજ ત્હારૂંશરીરપણ અતિશય સુકોમલછે. માટે અહીં રહેવાથી ત્હને કંઇપણ ઇજા થાયતે ઠીક નહીં. એમકહી તેતાપસી મ્હને સુંદર એવા પોતાના આશ્રમમાં લઈ ગઇ પછી પરોપકારમાં રસિક એવી તે તાપસી એ સારી રીતે મ્હારી ખરદાસકરી.

અનુક્રમે તાપસીએ કરેલા ઉપચારોથી દિવસેદિવસેમ્હારૂં શરીર કંઇક સુધરવા લાગ્યું. પછી એક

**કુલપતિનોઉપદેશ.** દિવસ તે તાપસી મ્હને કુલપતિ—આશ્રમનાઅધિપતિની પાસેલઇગઇ પ્રણામ કરીયોગ્યસ્થાનેહુંબેસીગઇ, બાદતાપસીએ પૂર્વોક્ત મ્હારીસર્વ વાર્તા કુલપતિની આગળ નિવેદનકરી. પછી કૃપાલુ એવાતે કુલ-પતિ મધુરવચનોવડે મ્હને કહેવાલાગ્યા, હેવત્સે? સર્વ સુખનું કારણભૂત અને પરલોકમાં બંધુસમાન એવાધર્મની નહીંઆરા-ધનાકરવાથી આ સંસારમા પ્રાણીઓને આવાંદુ:ખોસુલભથાય છે.માટે લોકાંતરના સુખનેમાટે ધર્મસાધન અવશ્યકરવુંજોઈએ. જેથી આવાં દુ:ખોનો સમયઆવેનહીં. અન્યત્રપણકહ્યુંછેકે;—

जानासि शम्वलवलं वलमध्वगानां,
नो शम्वलाय यतसे परलोकपान्थ? ।
गन्तव्यमस्ति तव निश्चितमेव तेन,
मार्गेण येन न भवेत्क्रयविक्रयोऽपि ॥ १ ॥

અર્થ—"હેભવ્યપ્રાણી? તું એટલુંતો જાણેછેકે, પાંથલોકોને શંબલ (ભાતુ) માર્ગમાં હિતકારક થાયછે. અર્થાત્ તેમનો ખાસ આધાર ભાતા ઉપરજ હોયછે. તેમજ ત્હારે પરલોકની મુસાફરીતોકરવીજપડશે, તોતુંશંખલનેમાટેકેમયત્નકરતોનથી? વળી જે માર્ગમાચાલતાં પ્રાણીઓને કોઇપ્રકારનોક્રય વિક્રયથઇ શકતોનથી. તેવા માર્ગે ત્હારે અવશ્યજવુંતોપડશે. માટેધર્મથી વિમૂઢ થઈતુંકેમ બેસીરહ્યોછે?" એપ્રમાણે શાસ્ત્રોમાં દરેક ઠેકાણે ધર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યુંછે. છતાં પ્રમાદને વશ થઇ પ્રાણીઓ અનેક પ્રકારનાં દુઃખોને સ્વાધીન થાયછે. એમ સમજી ધીરપુરૂષો રાજ્યાદિકનો ત્યાગકરી વનવાસનો સ્વીકારકરેછે. એ પ્રમાણે કુલપતિ મ્હને ઉપદેશઆપતાહતા, તેસમયે તાપસીએ મ્હારીપાસેઆવી મ્હનેકાનમાંકહ્યુ કે; આભગવાન્ કુલપતિબહુ જ્ઞાનીછે, માટે ત્હારેજે કંઈ પુચ્છવાનુ હોયતે તું તે મ્હનેપુછીલે.

અપહારપ્રશ્ન. તપસ્વિનીના કહેવાથી મ્હે વિનપૂર્વક પૂચ્છયું. હેમહાશય? મ્હારા પુત્રને કોણહરીગયોહશે? તેમજ તે જીવતો હશેકે મરીગયોહશે? અને જો જીવતો હોય તો હુ ત્હેનેક્યારે જોઈશ! અથવા મ્હનેતે નહીંમળીશકે? એપ્રમાણે કમલાવતીનાપ્રશ્નસાંભળી કુલપતિ સમ્યક્પ્રકારેવિચારકરીબોલ્યા. હેવત્સે! પૂર્વભવના વૈરને લીધે બહુ ક્રોધાયમાન થયેલો એક દેવ ત્હારા

ખોળામાંરહેલા ત્હારાપુત્રને ખાસમારવામાટેલઇગયો. બાદતેણે વિચારકર્યો કે, શૂન્યપ્રદેશમાં એનેમૂકીદેવોઠીકછે, ત્યાં તેક્ષુધાતુર થઇનેમરીજશે,એમ જાણીતે દુષ્ટે વૈતાઢયગિરિના વિષમનિકુંજમાં એકમ્હોટી શિલાઉપર તેનેમૂકીદીધો. તેવામાં દૈવયોગેફરતોફરતો એક વિદ્યાધર પોતાની સ્રીસહિત ત્યાં કયાંયથી પણ આવીગયો. તેની દ્રષ્ટિતે બાળકતરફપડીકેતરતજ આકોઇનોપુત્ર છે એમજાણીતેણે ત્હેનેલઇલીધો. અનેત્હેને પોતાનેઘેરલઇગયો. તેમજ તે વિદ્યાધરને ત્યાંરહીને સુખેથી મ્હોટોથશે. અનુક્રમે તે યૌવનવયનેપ્રાપ્તથશે ત્યારે ત્હને હસ્તિનાપુરમાંમળશે હેનરેંદ્ર? આપ્રમાણે કુલપતિના કહેવાથી મ્હારોશોકદૂરથઇગયો પછી હું તે આશ્રમમાં રહીને ફળ તથા મૂલાદિકથી મ્હારી પ્રાણવૃત્તિ ચલાવતી હતીતેમજ તપસ્વિનીજનોનો વિનયકરતી હતી.

હેપ્રિય? કેટલાદિવસ હુંતે આશ્રમમાંરહી, બાદ એકદિવસ કુલપતિનાસુખથી બહુતપસ્વિનીસહિત હું ધર્મશ્રવણકરતીહતી, તેટલામા અકસ્માત્ બહુ વેગવાળા અશ્વથી અપહાર

**સુરથકુમાર.**

કરાયેલો એક રાજકુમાર ત્યાંઆવ્યો. બાદ અતિ કૃપાલુ એવા તાપસકુમારોએ તેનો બહુ સત્કારકર્યો, પછી તે રાજપુત્ર કુલપતિની પાસેઆવ્યો અને વિનયપૂર્વકપ્રણામકરી તેમની આગળ ભૂતલ ઉપરબેસીગયો. કુલપતિએ ત્હેને પૂચ્છયુ. હેભદ્ર? ત્હારા પિતાનું નામશું? તું કયાનામથી ઓળખાયછે? અને તું કયાંથી આવ્યો? આપ્રમાણે કુલપતિના પ્રશ્નસાંભળી તેબોલ્યો. હેભગવન્? મ્હારૂં વૃત્તાંત હુંકહુંછુંતેઆપસાંભળો. સિદ્ધાર્થપુરમાં બહુ પ્રસિદ્ધ **સુગ્રીવરાજા** રાજ્ય કરતો હતો, તેની **કનકવતી** રાણીછે. તેમનો હું **સુરથ**નામે પુત્રછું. મ્હારાં માતપિતાને હું

અત્યંતપ્રિયહોવાથી પોતાના મ્હોટાપુત્ર **સુપ્રતિષ્ઠ**નું અપમાન કરી મ્હને બાલઅવસ્થામાંજ યુવરાજપદવી મ્હારા પિતાએ આપી. બાદ કેટલોક સમય વ્યતીતથતાં મ્હારા પિતાને ક્ષયને વ્યાધિ એકદમ લાગુપડયો. જેથી તેમનો દેહાંત થઇગયો. પછી મંત્રીવર્ગે મ્હારા પિતાનાસ્થાનમાં મ્હનેનિયુક્તકર્યો. હુંપણ નીતિપૂર્વક પ્રજાપાલનમાં દિવસો વ્યતીતકરવાલાગ્યો.

**સુપ્રતિષ્ઠનોવિજય**

મ્હારો ઓરમાન મ્હોટોભાઇ **સુપ્રતિષ્ઠ** કોઇક વિદ્યાધરના સમાગમમાં આવીગયો, ત્યારબાદ તેણે તેની બહુ સેવાકરી, જેથી તે વિદ્યાધરતેનીઉપર બહુ પ્રસન્નથયો, પછીતેણે **નભોગામિની** વિગેરે કેટલીક પોતાની વિદ્યાઓ **સુપ્રતિષ્ઠ**ને આપી. બાદ સિદ્ધથયેલીવિદ્યાઓનાપ્રભાવવડેસુપ્રતિષ્ઠે મ્હારી સાથેયુદ્ધકરીને પોતાનું રાજ્ય પોતાને સ્વાધીનકર્યું,હુંપણતેના ભયથીમ્હારી માતાને સાથેલઇ **ચંપા**નગરીમાં મ્હારીમાતાના પિતાશ્રી**કીર્ત્તિધર્મ**રાજાનીપાસેગયો. તેમણેપણ મ્હનેપોતાના દેશના છેવટના ભાગમાં રહેલાં એકહજાર ગામઆપ્યાં, હેભગવન્? ત્યા હું મ્હારી માતાસહિતરહેતોહતો, તેટલામાંકોઇએક દિવસે આ અટવીમાં વણિક્લોકોનો મ્હોટો સાર્થજતોહતો. તે સાર્થ બહુવૈભવવાળોહતો તેમ્હારા પુરૂષોના જોવામા આવ્યો. પછી તેઓએ સાર્થવાહનું સર્વદ્રવ્ય લુંટી લીધું જેથી અમ્હારી પાસમાં પુષ્કળ ધન થઇગયું. તેમજ બહુ ઉત્તમજાતિના નાના પ્રકારના કેટલાક ઘોડાઓ તેઓ પાસેથી અમ્હને મળીઆવ્યા, તેઓને ચલાવવામાટે આજેહું સવારમાં ગામનીબહારનીકળ્યો હતો. અનુક્રમે તેઘોડાઓને હુંચલાવતોહતો, તેટલામાં આએક વિપરીત શિક્ષણવાળા અશ્વનો વારોઆવ્યો, તેની ઉપરચઢી હું

આપનાકહ્યાપ્રમાણેહુંકરીશ, હું પોતે જઈને અમરકેતુરાજાને આરાણીસોંપીદઇશ. એમાં કોઈપણપ્રકારે આપનેસંશયરાખવો નહીં. ત્યારબાદ કુલપતિએમ્હનેકહ્યુંકે; હેવત્સે? સુરથકુમારનું કહેવુંત્હારાસાભળવામાંઆવ્યુંને? ઠીકછે. આ સંગાથ સારોછે, માટે એનીસાથેતુંજા. બીજો સાર્થમળવોદુર્લભછે. પછી મ્હેંપણ વિચારકર્યોકે; શું એનીસાથેમ્હારેજવુંયોગ્યગણાયખરૂં? અથવા કુલપતિ અહીં આબાબતમાઉચિતકિંવાઅનુચિતછે તે સર્વજાણેછે. એમ વિચારકરીમ્હેંકહ્યુંકે; હેભગવન્? આપની આજ્ઞામાં હુંતૈયારછું. કુલપતિબોલ્યા. હેપુત્રી? જોએમહોયતોતુ તૈયારથા. એપ્રમાણે તેમના કહેવાથી હેનરેંદ્ર? તેમનું વચનમાન્યકરીહું સુરથકુમારની સાથે ત્યાંથીનીકળી. પ્રયાણના સમયે સર્વ તપસ્વિનીઓ મ્હને વળાવવાઆવી, પછી તેઓ મ્હારીસાથે સંભાષણાદિક ઉચિત ભલામણકરી પોતાના આશ્રમમાં નિવૃત્તથઈ.

**વનપ્રવેશ.**

હુંપણ સાર્થનીસાથે ચાલવાલાગી, અનુક્રમે તે સુરથકુમાર ચાલતાંચાલતાં આપ્રદેશમાં આવી પહોચ્યો. તેટલામાં કંઈક મ્હાનુંકાઢીને આજ અરણ્યમાં તેણે નિવાસકર્યો. પોતાના સૈન્યનો પણત્યાં પડાવ કરાવ્યો. બાદપ્રતિ દિવસે તેમ્હારી પાસે આવવાલાગ્યો. અનેહંમેશાં મ્હારૂં સન્માનકરીને પોતાના સ્થાનમાં તેજતોહતો, બાદ એકદિવસે તે ઉત્તમપ્રકારના અલંકારલઈ મ્હારીપાસેઆવી એકાંતમાં મ્હને કહેવાલાગ્યો. હે સુંદરી? અલંકાર પહેર્યાવિના તું બરોબર શોભતી નથી. માટેઆ અલંકારોનો તુંસ્વીકારકર, દેવતાએ આપેલાંકુંડલતેમજ અન્ય બીજા અલંકારો જોઇ મ્હેં ઓળખ્યા કે, આતો સર્વે આભૂષણ મ્હારાં છે. બાદમ્હારા હૃદયમાં વિસ્મયથયોઅને મ્હેં ત્હેને પૂ-

છ્યુકે; હે સુરથ? આ અલંકાર તમ્હને ક્યાંથી મળ્યાછે? એનું કારણ તમ્હે મ્હને કહો.સુરથબોલ્યો. હે સુંદરી! પ્રથમ મ્હારા ભીલ્લોએ આ અટવીમાં કુશાગ્રપુર પ્રત્યેજતો બહુ સમૃદ્ધિવાળો એકવણિક્સાર્થ લુંટયોહતો તે વખતે આસર્વમાલઅમ્હને મળ્યોહતો. આ અલંકાર ત્હારે લાયક છે. એમતેની હકીકત સાંભળી મ્હેં કહ્યુંકે; આ સર્વ અલંકાર મ્હારાજ છે. પ્રથમ મ્હેં શ્રીદત્તવણિક્‌ને મૂકવાસારૂ આપ્યાહતા. તે સાંભળી હસતેમુખે આનંદપૂર્વક તેબોલ્યો. જોએમ હોયતો બહુસારૂ,માટે હે સુંદરી! આ અલંકારોને ધારણકરીતું સુખેથી આનંદકર, કારણકે; આ આભરણોને લાયકતુંજ છે. એમાં અન્યસ્ત્રીની યોગ્યતાનથી. બાદમ્હેં ત્હેનો દુષ્ટભાવ જાણ્યાશિવાય તે અલંકારો લઈલીધા. ત્યારબાદ હમેશાં તે દુષ્ટ દુરાચારની ઇચ્છાવડે મ્હારીપાસે આવવા લાગ્યો. તેમજ બહુ હાવભાવ મ્હને તે દેખાડવા લાગ્યો. મ્હારી સેવાપણ તે સારીરીતે કરવા લાગ્યો

**સુરથનોદુરાચાર.**

ત્યારબાદ કામાંધબની તે સુરથપ્રયાણ કરવાની તો વાતજ ભૂલીગયો અનેએકાંતમાં મ્હારીપાસે આવી ઉપહાસની વિવિધ પ્રકારનીવાર્ત્તાઓ કરવા લાગ્યો. હેપ્રિયતમ? કામના આવેશથી વિમૂઢ બનેલો તે દુષ્ટપાપી કુલમર્યાદાનો ત્યાગ કરી નિર્લજ્જથઈ અન્યદા મ્હારીપાસે આવ્યો. તે વખત હું એકલી એકાંતમાં બેઠેલી હતી. અવિવેકને બહુમાન આપતો તે પાપી બોલ્યો. હેસુંદરી? કામનીપીડાથી હું બહુદુઃખમાં આવીપડયો છું, કામદેવના બાણોથી જીર્ણથયેલુંમ્હારૂંશરીર હવેબહુ પીડાય છે. માટે હેસુંદરી? હવેહું ત્હારે શરણે આવ્યોછું, માટે પોતાના અંગના સંગમવડે આજે મ્હારાજીવિતને તું સફલકર. હેસુતનુ?

આ મ્હારાપ્રાણ ત્હારે આધીન છે. આસર્વ રાજ્યાદિકની પણ તું સ્વામિની છે. હે સુભગે ? હું ત્હારેકિંકર છું, તેમજ આસર્વ પરિજનપણત્હારી આજ્ઞામાંહાજર છે.વળી હેચંદ્રમુખી? હવેબહુ કહેવાથી શું ? ગાઢ અનુરાગી એવા આ કિંકરની તું ઈચ્છાકર. એ પ્રમાણે સુરથનું વચન સાંભળી અકસ્માત્ વજ્રથી હણાયેલીનીમાફક હું બહુ શોકાતુરથઈગઈ.બાદ હેપ્રિયતમ ? મ્હારી ચિંતાનોતો પારજ રહ્યો નહી. હા ? આ પાપિષ્ઠ હવેબલાત્કારે પણ મ્હારૂ શીલખંડનકર્યા શિવાયરહેશે નહીં. કારણ કે; અહીં મ્હારૂં કોઇપણ શરણુનથી. માટે હવે હું શું કરૂં? જો અતિનિષ્ઠુર એવાં વચનોવડે એનો તિરસ્કારકરૂંતો હાલજ એનિર્મર્યાદ અકૃત્ય કર્યાવિનાજપશેનહી, માટે હાલમાં મૌનપણાનોઆશ્રયલેવો ઉચિત છે. પશ્ચાત્ સમય જોઇને તેપાપીની પાસમાંથી હુ નાશીજઇશ. એમ વિચારકરી હું મૌનમુખે નીચુ જોઇત્યાં બેસીરહી. અન્યત્ર પણ કહ્યું છે કે:-

मुखवाचालदोषेण, वध्यन्ते शुकसारिकाः ।
वकास्तत्र न वध्यन्ते, मौनं सर्वार्थसाधनम् ॥ १ ॥

અર્થ—“ જે પ્રાણીઓ બોલવામાં વાચાલ હોય છે તેઓ બહુ દુઃખીથાય છે. જુઓ ! પોપટ અને મેનાંપાંજરા રૂપ બંધનમાં પડીને પોતાનું વિહગ (આકાશચારી)પણું પણ ભૂલીગયાં છે. અર્થાત્ હમેશાં બંધનમાંજ રહે છે: તેમજ બગલાઓ તેવા દુઃખને આધીન થતા નથી તેનું કારણમાત્ર મૌનગુણ છે, માટે મૌન રહેવાથી દરેક અર્થની સિદ્ધિથાય છે. એમ જાણી મ્હેં કોઈ પ્રકારે ત્હેને ઉત્તર આપ્યો નહી એટલે તેપણ મ્હારી પાસેથી ઉઠીને ચાલ્યો ગયો.

**કમલાવતીનું નિર્ગમન.**

તેટલામાં સૂર્ય પણ અસ્તાચલ ઉપર ચાલ્યોગયો. રાત્રીનો પ્રભાવ ખીલવાલાગ્યો. દિવસના શ્રમને લીધે સૈનિકલોકો પણનિદ્રાવશ થઇ ગયા. બાદ હું એકલી જાગતીહતી અને જ્યારે સર્વ લોકો શાંત થઇગયા ત્યારે મ્હારા તે સર્વઅલંકાર લઇ હું ત્યાંથી આજુબાજુએ તપાસ કરતી નીકળી. મ્હારૂં શરીર ભયનેલીધે બહુ કંપતુ હતું. છતાંપણ ગુપ્ત ગતિવડે પ્રાહરિકલોકોને છેતરીને કોઈ ન જાણે તેવીરીતે સૈન્યની હદબહાર હું ચાલીગઇ. બાદ એકદિશાને ઉદ્દેશી ગાઢવૃક્ષોથી વ્યાપ્ત એવા ભયંકરવનની અંદર હું ગમનકરવાલાગી, અનેકપ્રકારના વ્યાઘ્રાદિક દુષ્ટપ્રાણીઓના ભયંકરશબ્દો મ્હને ત્રાસ આપવાલાગ્યા. તેમજ પવનથી કંપતાં એવાં વૃક્ષોનાંપાંદડાંઓના સણસણાટ અવાજસિંહના દીર્ઘઅને ગંભીરધ્વનિ સમાન ચારેતરફ સંભળાવાલાગ્યા. જેથી મ્હારૂં શરીર બહુ ધ્રુજવાલાગ્યું ગાઢઅંધકારથી વ્યાપ્ત એવીતે રાત્રિનેવિષે બહુ મ્હોટાં અને પુષ્કળએવાં ઘાસવડે છવાઇગયેલી અને અતિવિષમ એવી જમીનઉપર બહુવેગથી હું ગમનકરતીહતી. તેવામાં હે પ્રિયતમ ? બહુપાપીજીવો ઘોર નરકમાં જેમ પડે છે તેમ હું અજાણતાં આકૂવામાં એકદમપડીગઈ. ગંભીરજલનીઅંદર હું ડૂબીગઇ છતાં પણ દૈવયોગે હું મરીગઇનહી, અને તે કૂવાની અંદર જલઉપર હું તરતીહતી, તેવામાં તેકૂવાના એક તટનો ભાગ મ્હારા લાગમાં આવીગયો; એટલે તેની એક બખોલમાં હું લપાઇગઇ. હે નાથ ? મ્હારી ઉપર આવું મરણસમાન દુ:ખ આવ્યું છતાં પણ મ્હારા શીલવ્રતનું રક્ષણ થયું, તેથી બહુ સંતુષ્ટ થઇ અને સુરથના ભયમાંથી મુક્ત પણ થઇ. જેથી મ્હારા આત્માને હું

કૃતાર્થમાની ત્યાં એકદિવસ મ્હેં નિર્ગમનકર્યો. બાદ ક્ષુધા મ્હને બહુ પીડવાલાગી, એવા અંધકૂપમાં કોઇની પણ સહાય મ્હને ક્યાંથી આવી મળે ? ઉપરાઉપરી ઉપવાસો થવાલાગ્યા. હે સ્વામિન્ ? મ્હારૂં ધૈર્ય ક્યાંસુધી પહોંચી શકે? એમ કરતાં એ કૂપની અંદર મ્હને ચારદિવસ થયા. પછી મ્હેં જીવિતની આશા છોડીદીધી. શરણુહીન એવી હું એકલી ત્યાં ઝુર્યાકરતીહતી, તેટલામાં વળી આજે કોલાહલ કરતા સૈનિકલોકોનો અવાજ મ્હારા સાંભળવામાં આવ્યો, તે ઉપરથી મ્હને શંકા થઈ કે; દુષ્ટ એવા તેસુરથનું આ સૈન્ય હશે અને તે મ્હારી શોધમાટે અહીં આવ્યો હશેએમ હુ વિચાર કરવાલાગી. બાદ હેપ્રિયતમ! એક તરફ મ્હારી પીડાનોતો પાર નહોતો તેમાં પણ તે દુષ્ટનું આગમન જાણી હું બહુજ વ્યાકુલ થઇગઈ. ત્યારબાદ કૂપની અંદર ઉતરેલો આપનો પુરૂષ મ્હારા જોવામાં આવ્યો. તેને જોઈ હું અત્યંત ભયભીત થઇગઇ, તે પુરૂષે મ્હને બહુવાર પૂછ્યું. છતાં મ્હેં ત્હેને કંઇપણ ઉત્તર આપ્યો નહી. ફરીથી પણ તેનો તેજ પુરૂષ કૂવામાં ઉતરીને મ્હારી પાસે આવ્યો તેણે કહ્યું કે; મ્હને **શ્રીઅમરકેતુ**રાજાએ ખાસ તમ્હારામાટે મોકલ્યોછે. એમ તેના મુખથી આપનું નામ સાંભળીએકદમ મ્હારી **સુરથ** સંબંધી શંકા દૂર થઇ ગઈ. અને મ્હારા હૃદયમાં બહુજ આનંદ ભરાઇ ગયો. બાદ હે સ્વામિન્ ? આ કૂવામાંથી હું બહાર નીકળી. આ પ્રમાણે શરણુવિનાની હું આપના વિરહમાં બહુ દુઃખી થઈ. જે દુઃખને સાંભળીને પડખેના લોકો પણ રૂદન કર્યા શિવાય રહે નહીં. એવું મ્હેં ઘણું દુઃખ ભોગવ્યું.

એપ્રમાણે **કમલાવતી**નું કહેવુંસાંભળી **શ્રીઅમરકેતુ**-

**શ્રીઅમરકેતુરાજા.** રાજાબહુ ગળગળો થઇગયો,તેના નેત્રોમાંથી આંસુ ખરવા લાગ્યાં. બહુ શોકને લીધે મુખનો ચ્હેરો પણ બદલાઇ ગયો, બાદ તે બોલ્યો. હે દેવિ ? આ બાબતમાં આપણે શું કરીએ ?' પોતાના કર્મને વશ થયેલા પ્રાણીઓને આ સંસારમાં અનેક પ્રકારનાં દુઃસહદુઃખ આવીપડેછે. તે ભોગવ્યાવિના છુટકો થતો નથી. અન્યત્રપણ કહ્યું છે કે;

भग्नाशस्य करण्डपिण्डिततनोर्गुप्तेन्द्रियस्य क्षुधा,
कृत्वाऽऽखुर्विवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः ।
तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यातः पथा,
स्वस्थास्तिष्ठत दैवमेव हि नृणां दुःखे सुखे कारणम् ॥१॥'

અર્થ—"કોઇએકવાદીએ પોતાની આજીવિકા માટે સર્પને કરંડીયામાં પૂરીરાખેલોહતો.જેથીસર્પની સર્વ આશાઓ નષ્ટથઇ હતી. કરંડીયાની અંદર ગુચળું વળાઇને તે બીચારો પડી રહ્યો હતો. ક્ષુધાવડે ઇંદ્રિયો પણ છુપાઇ ગઈહતી એમ દુર્દશા ભોગવતો તે સર્પ ક્ષુધાતુર થઇ પડી રહ્યોહતો, તેટલામાં રાત્રીપડી એટલે ઉંદર પોતાની મેળેજ પોતાના ભક્ષ્યની શોધકરતો ત્યાં આવ્યો અને તે કરંડીઆને જોઇ બહુ ખુશીથયો કે; એની અંદર કંઇક ખાવાનું હશે; એમ જાણી તે ઉંદર પોતાના મુખવડે તેકરંડીઆને કાપવા લાગ્યો. તેનો ખળભળાટજાણી અંદર રહેલો સર્પપણ મુખને બરોબર સાવધાનકરી તૈયાર થઇગયો. ઉંદરના મનમાંતો એવો વિચાર હતો કે, ઝડપથી બાખું પાડીને અંદરનો લાભ હું લઇલિંછું, પણ જ્યાં બાખુ પાડીને તે દૃષ્ટિ કરે છે તેટલામાં અંદર મુખ ફાડીરહેલા સર્પે તેને તરતજ પ-

કડી લીધો અને પોતાની ક્ષુધા નિવૃત્ત કરી તેજ માર્ગવડે તે બહાર નીકળીને એકદમ ચાલતો થયો. માટે દરેક પ્રાણિઓએ સ્વસ્થ ચિત્તે રહેવું. કારણકે; પ્રાણીઓના સુખ કિંવા દુઃખમાં હેતુ ભૂત માત્ર દૈવજ ગણાય છે." જુઓ! ઉંદરનો પ્રયાસ પોતાના સુખમાટે હતો પરંતુ તે ત્હેને બહુદુઃખદાયક થઈપડયો." માટે હે સુંદરી? સુખ કે દુઃખના વિષયમાં આપણોઉપાય ચાલતો નથી. વળી હે પ્રિયે? દરેક પ્રાણીઓ પોતે કરેલા શુભ કિંવા અશુભકર્મને અનેકપ્રકારની યોનિઓમાં જન્મધારણકરી પોતે એકલોજ ભોગવે છે. તેવા દુઃખના સમયમાં માતા, પિતા, ભર્તા કે, બંધુજન પૈકી કોઈપણ શરણ થતું નથી. હેસુંદરી? રાગ દ્વેષમા પડી જે કંઈ અશુભકર્મ કર્યું હશે તેને લીધે આવા દુઃખની પરંપરા ભોગવવી પડી. હે દેવિ? ત્હને દુઃખ પડવામાં કંઈબાકી રહ્યું નથી. છેવટ કૂવામાં પણ તું પડી તેમ છતાં પણ ત્હારોસમાગમ થયો તેથીહજુ હું મ્હારાઅપૂર્વ એવા કોઇ પણ મ્હોટા પુણ્યનો ઉદય માનુ છું. પ્રતિકૂલ કરવામાં તત્પરથયેલા દૈવે એટલું સારૂકર્યું કે; ત્હારાશરીરે કોઈપણ ઇજા ન થતાં ત્હારો સમાગમ થયો. એમ અનેક વચનો વડે **અમરકેતુ** રાજા પોતાનીસ્ત્રીને આશ્વાસન આપીને સૈન્ય સહિત ત્યાંથી નીકળ્યો. અનુક્રમે **હસ્તિનાપુરમાં** તે પહોચી ગયો. નાગરિક લોકોએ રાજાનું આગમન જાણી બહુ પ્રમોદ સાથે પ્રવેશ મહોત્સવ કર્યો. દરેક સ્થલે ધ્વજપતાકોઓથી દુકાનોની શ્રેણીઓ શોભાવવામાં આવી હતી. અનેક પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, નર અને નારીઓના સમુદાય આનંદપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા. **કમલાવતી** અને **શ્રીઅમરકેતુરાજા** બંનેજણ દીનાદિક યાચકોને દાન આપવા લાગ્યાં,દરેક ઠેકાણે માંગલિક

ઉપચારો કરવામાં આવ્યા, નાગરિકજનોનાં હૃદય આનંદથી ઉભરાઈ જવા લાગ્યાં, એમ અનેક પ્રકારના વૈભવને વિસ્તારતો **શ્રીઅમરકેતુરાજા** સમર્થ એવા સુભટોની સ્વારી સહિત પોતાના મંદિરમાં ગયો બાદ **કમલાવતી** રાણીની સાથે નિવાસ કરતા તે **અમરકેતુરાજાનાં** સેંકડો હજારવર્ષ સુખ સમાધિમાં વ્યતીત થયાં.

ત્યારબાદ કોઇ એક દિવસે **અમરકેતુરાજા** સભામાબેઠો હતો. તેવામાં દ્વાર પાલની પ્રેરણાથી પોતાના ઉદ્યાનમાં નિયુક્તકરેલો **સમંતભદ્ર**નામેએક સેવક ત્યાં આવ્યો અને

**સમંતભદ્ર,**

તે રાજાના ચરણ કમલમાં પ્રણામકરી મસ્તકે હાથજોડી આનંદ પૂર્વક બોલ્યો. હે સ્વામિન્! **સુમતિ** નૈમિત્તિકનું વચન સાંભળી આપે મ્હને **કુસુમાકર** ઉદ્યાનના રક્ષણમાટે પ્રથમમૂકયો હતો. તેનો ત્રણે કાલમાં હું મેશાં તપાસ કરતાં આટલો સમય મ્હારોવૃથાગયો, કારણકે; તે નૈમિત્તિકે કહેલું કંઈપણઆજસુધી મ્હારાજોવામાંઆવ્યુંનહી પરંતુઆજેરાત્રીના છેવટનાભાગમાં બગીચાનીઅંદરહું તપાસકરવાનીકળ્યોહતો, આકાશતરફદૃષ્ટિ કરી હું ઉદ્યાનના મધ્યભાગમાં પુષ્પોથી સુગંધવાળા વૃક્ષોના સમૂહને ચારેતરફજોતોહતો, તેવામા ત્યા એક દિશાતરફ બહુ વેલીઓથી છવાઈગયેલા વૃક્ષોનીઝાડીમાં એકમ્હોટો ધબાકાનો શબ્દ મ્હારાસાંભળવામાઆવ્યો. જેના ત્રાસથી હંસના ટોળાં આકુલવ્યાકુલથઈગયાં પોતપોતાના માળામાબેસીરહેલાપક્ષીઓચોતરફઉડવાલાગ્યાં, નજીકમાં રહેલા-પ્રાણીઓના કાન પણ બ્હેરાશ મારવા લાગ્યા, એવાતે આશ્ચર્યકારક શબ્દોને સાંભળી મ્હારાં નેત્ર વિસ્મયવડે ખુલ્લાંથઇગયાં, બાદ તે તરફ-દૃષ્ટિકરી હું

વિચારકરવાલાગ્યો. અરે ? આશું થયું ? વળી આવનનિકુંજમાં આવો પ્રચંડ શબ્દશાથીથયોહશે ? એમવિચારકરી હું તેતરફ ચાલ્યો તેટલામાંત્યાં, હેનરેદ્ર ? બકુલ વૃક્ષનીપાસમાંભૂમિઉપર પડેલી, મૂર્છાવડે મીચાઇગયાંછે નેત્રો જેનાં, રૂપવડે દેવાંગનાનો તિરસ્કારકરતી, નવીનયૌવનવડે અદ્ભુત સૌંદર્યને ધારણ કરતી, મનોહરછે સમગ્ર શરીરના અવયવોજેના, એવી એક ઉત્તમબાલિકા, પદ્માસન ઉપરથી પડીગયેલીલક્ષ્મીહોયનેશું ? તેમ્હારા જોવામાં આવી. જરૂર આકાશમાંથી પૃથ્વીપર પડતી એવી આ યુવતિનો અકસ્માત્ આપ્રતિધ્વનિથયેલોછે.આવીદીવ્યરૂપવાળી યુવતિરત્નની વિબુધજનોએ શોચવા લાયક એવી આદુરવસ્થા શાથીથઈહશે ? હા ? દૈવનોવિલાસ વિચિત્રહોયછે. એમવિચાર કરતો હુ શીતલજલના બિંદુઓવડે તેનું શરીરસિંચવાલાગ્યો. તેમજમંદમંદપવનનાખીને તેણીનેમ્હેંસ્વસ્થકરી.બાદતે યુવતિ પોતાના ટોળામાંથી વિખુટીપડેલી મૃગલીનીમાફકચંચલદૃષ્ટિએ દિશાઓને અવલોકવાલાગી. ત્યારબાદમ્હેં મધુરવાણીથીકહ્યુંકે; હેસુતનુ ? તુંશામાટેબીએછે ? હેભદ્ર ? હવેત્હારે કિંચિત્માત્ર ભય રાખવોનહીં; મ્હને તુ પિતા સમાન સમજીલે, તું કોણછે ? અહીંયાં તુ ક્યાથીપડીછે ? નિર્ભય થઇ તું મ્હને સર્વ હકીકત નિવેદન કર. વળી હેસુતનુ ? તું સ્વર્ગલોકમાંથી પડી ? કિંવા-શાપથી હણાયેલી તુ દેવાંગના છે ? કિંવા વિદ્યાથી ભ્રષ્ટ થયેલી કોઇ વિદ્યાધરનીપુત્રીછે? કિવા ત્હારારૂપના અવલોકનવડે હરણ કરવાની બુદ્ધિવાળા કોઇપણઆકાશમાં ગમનકરતા વિદ્યાધરના હસ્તમાંથી તું પડીગઇછે? હેસુતનુ ? સત્ય હકીકત,તું મ્હારી આગળ પ્રગટ કર; હેભદ્રે ? આ ઉદ્યાનમાં તુંનિરાધાર નક્ષત્ર-ક્ષમાંથી શા માટે પડી ? એ પ્રમાણે મ્હેં ત્હેને બહુ આગ્રહકરી

પૂચ્છયું; ત્યારે તેણે મ્હને કંઇપણ ઉત્તર આપ્યા શિવાય બહુ શોકને સૂચવનાર એવા અશ્રુજલને મૂકવાનોપ્રારંભકર્યો. ત્યાર-બાદ તેવાપ્રકારની તેનીસ્થિતિજોઇ મ્હે વિચારકર્યોકે; પ્રથમ જે **સુમતિનૈમિત્તિકે**કહ્યુંહતું તેપ્રમાણેઆથયેલુંછે.જેમકે;**કુસુમા-કર**ઉદ્યાનમાંઆકાશમાંથીજ્યારેકન્યાપડશે ત્યારેએકદમપુત્રની સાથે ત્હારોસમાગમ થશે માટે અહી આ બીચારીને પુછવાનું કંઇ કારણનથી. હવેરાજાની પાસેજઇને આસર્વ હકીકતતેમ્હને સંભળાવું;એમ વિચારકરીતેબાલાનેમધુર વચનોવડેશાંતકરીને પોતાને ત્યાં પોતાની સ્ત્રીનીપાસે તેને હુ મૂકી આવ્યો અને સર્વ પરિવારને તેણીની શરીર સંવાહનાદિક સેવામાં જોડીને હું આપની પાસે આવ્યો છુ. એપ્રમાણે **સમંતભદ્ર**નું વચન સાંભળી વિસ્મિત થયેલો રાજા બોલ્યો. હે સભ્યજનો ? જુઓ ! **સુમતિનૈમિત્તિક**નું વચન બરોબર સત્ય છે. હવે મ્હને જલદી પુત્રનું દર્શન થશે. માટે હે **સમંતભદ્ર** ? તે બાલિકાને જલદી તું અહીં લાવ, જેણીના પ્રભાવવડે પોતાનાપુત્રનુ મ્હને દર્શન થશે. હવે તું વિલંબ કરીશ નહીં.

**સુરસુંદરીનું આગમન.**

એપ્રમાણે રાજાની આજ્ઞા થઇકે; તરતજ **સમંતભદ્ર** પોતાના મકાનમાં ગયોઅને તે બાલાને લઇ જલદીપાછો ત્યાં આવી ગયો. દેવાંગનાના રૂપ અને સૌંદર્યનેતિરસ્કારકરતી એવી તે બાલાનાશરીરનું લાવણ્યજોઇરાજાએ વિચારકર્યો કે; આબાલાની આકૃતિ ઉત્તમ કુલીનતાને સૂચવે છે. હૃદયમાં રહેલા અતિશોકવડે શોષાઈ ગયુંછે ગૌરકાંતિમય મુખ જેનું અને ઉચિત આસનઉપર બેઠેલી એવી તે બાલાને **શ્રીઅમરકેતુ**રાજાએ પૂચ્છયું. હે વત્સે ! શોકનો ત્યાગ કર,

ભયને છોડીદે, મ્હુને પિતાસમાન સમજીનેતું સર્વ હકીકત સુ-ખેથી નિવેદન કર. ક્યાનગરમાં ત્હારોજન્મ થયો છે? તું કોની પુત્રી છે? તું અહીં ક્યાંથીઆવી છે? અને નભસ્તલમાંથી અ-હીં મ્હારાઉદ્યાનમાં કેવી રીતે તું પડી? એ સર્વ વૃત્તાંત સવિ-સ્તર તુંનિવેદનકર. એ પ્રમાણે રાજાના કહેવાથી બહુભય વડે પીડાયેલી અને અત્યંતશોકમાં ગરક થયેલી તેબાલાએ મ્હોટો નિઃશ્વાસ મૂકયો પરંતુ કંઈપણ બોલી શકીનહીં. ત્યારબાદ ફ-રીથી રાજાએ પૂછયું, એટલે બહુકષ્ટથી તે બોલી.હે તાત? બહુ દુઃખમય એવું મ્હારૂંવૃત્તાંત કહેવાને માટે હું શક્તિમાન્ નથી. તોપણ પિતાની આજ્ઞા મ્હારે માનવી જોઇએ, તેથી હું કહુછું.

**સુરસુંદરીનું વૃત્તાંત.**

જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રછે, તેમાં સુપ્રસિદ્ધ **કુશાગ્રપુર**ના-મે નગરછે. તેમાં **નરવાહન**નામે રાજા છે, **રત્નવતી**નામે તેની સ્ત્રીછે. હેતાત! **સુરસુંદરી** નામે તેણીની હું પુત્રી છું પૂર્વનાં દુર્વિહિત એવાં કર્મોના વિપાક-ને લીધે કોઇક પિશાચરૂપ દુષ્ટ વૈરીએ મ્હારૂં હરણ કર્યું. એટલું કહ્યુ કે; તરતજ બહુશોકથી ઉત્પન્ન થયેલા સંતાપવડે તેણીનું હૃદય બળવા લાગ્યું અને સ્થૂલ અશ્રુને ધારણ કરતી તે બાલા અત્યંત રૂદન કરવાલાગી. એટલામાં રાજાના અર્ધાસને બેઠેલી **કમલાવતી**દેવીએ તે રૂદનકરતીબાલાને પોતાનાખોળામાં લઈ લીધી અને તેણીએ કહ્યુંકે; હેવત્સે! રૂદન કરીશનહીં. આ કંઈ દ્વીપાંતરનથી હે સુતનુ! આ **હસ્તિનાપુર**નગરછે, અને આ **અમરકેતુ**રાજા છે હું પણ **કમલાવતી** તેમનીસ્ત્રીછું. ત્હારા પિતા મ્હારાસહોદરછે. હેવત્સે! ત્હનેપણઅમ્હે નામવડે પ્રથમ સાંભળેલીછે. વળી હે **સુરસુંદરી**! બહુકાર્યોનેલીધે કુશાગ-

નગરમાંથી જેલોકો અહીં આવતાહતા, તેસર્વે ત્હારા ગુણસ-મુદાયને મ્હારી આગળ કહેતાહતાકે; **સુરસુંદરીનુ** રૂપ બહુ અદ્ભુતછે, તેમજ તે દયા અને દક્ષિણ્યાદિ ગુણોનું એક સ્થાન છે. વળી સર્વ કલાઓમાં તે બહુ પ્રવીણછે અને પોતાના પિતાને તે અત્યંત પ્રિય છે. એમ કેટલાક ત્હારા ગુણાનુવાદ અમ્હારા સાંભળવામાં આવેલાછે. માટે હે વત્સે ! હવે તું શોક કરીશ નહી. આ પણ ત્હારા પિતાનુંજ ઘરછે. માટે શાંત ચિત્તે પોતાના ઘરની માફક જાણી પોતાની ઇચ્છા પ્રમાણે તું અહીંયાંઆનંદકર,નાનાપ્રકારની ક્રીડાઓવડે દિવસો સુખેથી નિર્ગમનકર. અહીં કોઈપ્રકારની ત્હારે ચિંતાકરવીનહી. એમ અનેકપ્રકારનાં મધુર વચનોવડે ત્હેને આશ્વાસન આપ્યા બાદ, પોતાના ઓઢવાનાવસ્ત્રવડે અશ્રુજલથી ભીનાઈગયેલા ગંડસ્થલ વાળા તેણીના મુખને લુસીનાખીને, જલવડે શુદ્ધ કરાવીને, પશ્ચાત્ **કમલાવતી** ત્હેને પોતાના મ્હેલમા લઈગઈ. ત્યાપણુ તે બાલા બહુ શોકાતુરથઈ ઉદ્વિગ્નની માફક રહ્યાકરેછે. ક્ષણમાં મ્હોટા નિઃશ્વાસ મૂકેછે ક્ષણમા અશ્રુજલ વ્હેવરાવે છે. ક્ષણમાં મૂર્ચ્છિત થાય છે. ક્ષણમાં પોતાના આત્માને છુપાવી દે છે. ક્ષણમા વિલાપ કરેછે. ક્ષણમા હાસ્ય કરેછે ક્ષણમાં રૂદન કરવા લાગીજાયછે. ક્ષણમા મૂક થઈ બેસી રહેછે. એમ આક્રંદ કરવાથી અતિશય ચિંતાનાભારવડે ઘેરાઇગયુ છે હૃદયજેનુ, એવી તે બાલા દિવસે દિવસે ક્ષીણ થવાલાગી.

**કમલાવતીનો પ્રબોધ.**

નિરાનંદ એવી તે બાલાને જોઇ **કમલાવતી** વિચારકરવાલાગી આ સર્વપરિવાર પણ એણીની આજ્ઞામાં હાજરરહેછે, તેમજ બહુ સ્નેહાલુ અને સમાનવયની આ સર્વરા-

જકન્યાઓ નાના પ્રકારની ચેષ્ટાઓવડે એને હમેશાંવિનોદ કરાવેછે છતાંપણ એને આનંદ પડતોનથી અને પ્રતિદિવસે સુકાતીજાયછે. તેથી એને એવી શીચિંતાહશે? કે જેથીઆબાલા દિવસેદિવસે ક્ષીણથાયછે. જો તે પોતાના માતા પિતાને સંભારતી હોય તો મ્હને કહ્યાવિના કેમ રહે ? તેમજ કામવિકારનાસરખા કોઈ તેવાવિકારપણ એનામાંજણાતાનથી. જો તે એકાતનુ સેવનકરે, તેમજ ભિન્નભિન્ન ચક્રોને એકસ-રખાં ગોઠવીમૂકે; પ્રિયના સંગમવાળી વાર્ત્તાઓને શ્રવણ કરવા-મા તલ્લીન થાય; તો હુ જાણુ કે, એવી ચેષ્ટાઓવડે એનામ પ્રેમગ્રહ વિલાસ કરેછે; અને જો તે પોતાનું યથાસ્થિત વૃત્તાંત મ્હને જણાવે, તો એની પ્રાપ્તિમાં કોઇ ઉપાય પણ જરૂર મળી આવે. પરંતુ બહુ પુચ્છવાછતાપણ આ બાલા પોતાનો ગલિત - ર્થ બીલકુલ મ્હને જણાવતી નથી; હવે મ્હારે શુ કરવુ ? કામ-નો સ્વભાવ વિપરીતહોયછે વાર્તાકરવાથી તે છુપાઇજાયછે અ-ર્થાત્ પ્રગટ થતોનથી ચતુર એવી માનસિક ચેષ્ટાઓવડે ગોપ-વીરાખેલો પણ કામવિકાર જણાઈ આવછે; એમ છતાપણ હું કોઇપણ ઉપાયવડે એણીના મનોગતભાવનો તપાસતો કરૂં ? એમ વિચારકરી **કમલાવતી**એ હંસિકાનામે પોતાનીદાસીને આજ્ઞાકરી હેહંસિકે! **સુરસુંદરી**ના ઉદ્વેગનુ કારણશુંછે?તેનો તું કોઇપણ ઉપાયથી તપાસકર તે ત્હારા સમાન વયનીછે; માટે પોતાનો માનસિકવિચાર ત્હને કહ્યાવિના રહેશેનહી. બાદ હં-સિકા બોલી હેસ્વામીની? આપની આજ્ઞામાં હુંહાજરછું; એમ કહીતે હંસિકા તરતજ ત્યાગઇ અનેએકાંતમાં બેઠેલી**સુરસું-દરી**નીપાસે બેસીને તે વાર્ત્તાઓવડે વિનોદકરવાલાગી.સ્નેહસૂ-ચક એવાં કેટલાંક વચન બોલી તેણીએ પોતાનો સદ્ભાવ

રમણાવ્યો, બાદ સુરસુંદરીનો એણીઉપર સારો વિશ્વાસ બેઠો. પછી હંસિકાએ સુરસુંદરીને કહ્યું કે; હેસખી! ત્હારૂં ચરિત્ર સાંભળવાની મ્હને બહુ ઉત્કંઠાછે. માટે મ્હારી આગળ ત્હારી સર્વ હકીકત તું પ્રગટકર.ત્હારૂં હરણકોણેકર્યું? અને તે શામાટે કરવુંપડયુંતેમજત્હનેજેકંઇઅનુભવથયોહોયતેમ્હનેનિવેદનકર.

એપ્રમાણે હંસિકાનું વચન સાંભળીસુરસુંદરી બોલી.

સુરસુંદરીપ્રકાશ.

હેસખી?આપ્રમાણે તાતે પણ મ્હને પૂછયું હતુ અનેમ્હારૂં વૃત્તાંત તેમને સાંભળવાની બહુ ઇચ્છા હતી, પરંતુ લજ્જાનેલીધે હું તેમની આગળ કંઈ બોલીશકી નહોતી. વળી હે સખી? મ્હારૂં ચરિત્ર એવું છેકે; તેને સાંભળીને પાસેના લોકોપણ બહુ દુઃખી થાય તેમછે. માટે મ્હનેપણ અતિ દુઃખકારક એવું તે વૃત્તાંત કહેવું ઉચિત લાગતુ નથી. છતાપણ હેસખી? બહુ કુતુહલવડે ત્હેં મ્હને પૂચ્છયુ છે, તેથી હું ત્હને કહુંછુ તેતુ એકાગ્રમન કરી શ્રવણકર.

કુશાગ્રપુરનગર.

ભૂલોકને વિષે પ્રસિદ્ધ છે કીર્તિ જેની, તેમજ ઉત્તમ વેગ વાળા અપ્રતિમ અશ્વો જેની અંદર રહેલાછે. બહુ વેગથી ચાલતા ઘોડાઓના પ્રચંડપાદ પ્રહારવડે ઉડતા રજ.કણોને લીધે પુરાઇગયોછે આકાશ માર્ગ જેનો, આકાશમાં ચાલતા પવનને લીધે હાલતી એવી ધ્વજપતાકાઓવડે વિભૂષિતછે દેવાલયો જેનાં, વળી તે દેવાલયોમા ગંભીર વાગતાં વાજીંત્રોના નાદવડે પૂર્ણછે દિગ્વિભાગજેના, દરેક દિશાઓમાં બહુ ધનાઢય એવા શેઠીયાઓના સેકડો સમુદાય જેની અંદર વેપારકરીરહ્યાછે. વાણીજ્ય કલામાંકુશલ અનેશ્રેષ્ઠ એવાવણિક્જનોથી ભૂષિત, રમ-

ણી જનોના વાગતા એવાઉત્તમ ઝાંઝરોના નાદવડે શ્રવણેંદ્રિયને બધિર કરતું, વિપરીત એવી મૈથુન ક્રીડામાં નિપુણ એવીવિલાસિનીજનો વડે પરિપૂર્ણ, પુણ્યવડે ઉત્કૃષ્ટ સ્થિતિના લોકોજેનીઅંદર નિવાસ કરેછે, હજારો શેઠીઆઓવડે નિરંતર સુશોભિત, પ્રમાણમાં બહુ વિશાલ, રસાતલને પ્રાપ્ત થયેલી પરિખા (ખાઇ)વાળા કિલ્લાવડે વિભૂષિત, ત્રિકઅને ચતુષ્ક—ચોટાઓની સુંદર શોભાછે જેનેવિષે, પરાક્રમના ગર્વથી ઉત્કૃષ્ટ સેકડો સુભટોવડે વ્યાપ્ત તેમજદેવપુરીનીરમણીયતાનેઅનુસરતું **કુશાગ્રપુર**નામે નગરછે.

વળી તે નગરમાં અત્યંત પરાક્રમવડે નિર્મૂલ કર્યાછે મહા પ્રતાપવાળા શત્રુઓ જેણે, એવો સુપ્રસિદ્ધ **નરવાહન** નામે રાજારાજ્યકરેછે.

**નરવાહનરાજા.**

હવે વૈતાઢય પર્વતમા **કુંજરાવર્ત્ત**નગરમાં **ચિત્રભાનુ** વિદ્યાધરછે. તેનો પુત્ર **ભાનુવેગ**છે. તેની સાથે **નરવાહન** રાજાની કોઇપણ કારણને લીધે બાલવયમાંથીજ ગાઢ પ્રીતિ બધાણી બાદતે **નરવાહન** રાજાએ એકબીજાની પ્રીતિને સ્થિર કરવામાટે **રત્નવતી** નામે પોતાની બ્હેન તે **ભાનુવેગને** આપી. બાદ તે **રત્નવતી** તે રાજાના સમસ્ત અંતેઉરમાં મુખ્ય થઈ, તેમજ તે રાજાનેપણ બહુ પ્રિય થઇપડી. બાદ તેણીની સાથે વિષયસુખને અનુભવતા તે **ભાનુવેગને** કેટલાક સમયે એકહું પુત્રી થઇ મ્હારા જન્મસમયે મ્હા પિતાએ પુત્રના જન્મથી પણ અધિક એવો મહોત્સવ આખા નગરમાં કરાવ્યો જન્મકાળને બારદિવસ થયા ત્યારે આ બાલા રૂપમાં દેવાંગના સમાનછે એમ વિચારકરી મ્હારા પિતાએ ઉચિત સમયે **સુરસુંદરી**એવું મ્હારૂં નામ પાડયું. અનુક્રમે હું વૃદ્ધિપામવા લાગી કુમારભાવને

ઓટીને યુવાન અવસ્થામાંહું લગભગ આવીપહોચી. યુવતિજ-
નને લાયક એવી કલાઓનો અભ્યાસ મ્હેં સરૂકર્યો. અનુક્રમે તે
કલાઓમા મ્હે નિપુણતામેળવી. તેમજ વૃત્ત, નાટય,ગીત, પત્ર
ચ્છેદ, હસ્તકાંડ, વીણાસ્વર, લક્ષણ, વ્યંજન, વ્યાકરણ અને
ન્યાયશાસ્ત્રમાં હું વિચક્ષણથઇ, બુદ્ધિમાં બ્હસ્પતિ સમાન હુ
ગણાવાગાલી શ્લોકની અંદરનું એકપદ પ્રાપ્ત થાયતો તેઉપરથી
હું બાકીનાં સર્વપદ પૂરણકરી શકુ એટલી મ્હારી શક્તિ સ્ફુર-
વાલાગી. મ્હારાં માતાપિતા તેમજ મ્હારો પરિજન મ્હુનેજોઈ
બહુ આનંદ પામવા લાગ્યા. હુ પણ નવીન યૌવન અવસ્થામાં
આવી પહોંચી.

**તાતચિંતા.** નવીન યૌવનને શોભાવતી એવી મ્હનેજોઇમ્હારાપિતાબહુ ચીંતા કરવાલાગ્યાકે; મ્હારી પુત્રીનો ઉ-ચિતભર્ત્તાકોણથશે? જોકે ગુણવાન્હોય તો તેજસ્વીનહોય, કિંવા તેજસ્વી હો-યતો ભાગ્યવાન્ નહોય, એમ દરેક ગુણોથી સંપન્ન એવો ભર્ત્તા
મળવો તેપણ કન્યાનું પૂર્ણભાગ્ય હોયતોજ આદુનીયામાં ત્હેને
મળીશકેછે. અન્યદા રાજા પોતે રાજસભાની અંદર બેઠા હતા.
તેવામા ત્યાંસુમતિનામેએક નૈમિત્તિકઆવ્યો.બાદરાજાએત્હેને
પૂછ્યું. હેભદ્ર? મ્હારી કન્યાનોભર્ત્તાકોણથશે? તેસાંભળી નૈમિ-
ત્તિક બોલ્યો. હેનરેંદ્ર ? વિદ્યાધરોનો ચક્રવર્ત્તીરાજા આકન્યાનો
ભર્ત્તાથશે,અને તેના સમગ્ર અંતેઉરમાં આકન્યા ખાસ પટ્ટરાણી
થશે, એટલુંજ નહી પરંતુ પોતાના પતિને બહુજ પ્રીતિદાયક
થશે. એપ્રમાણે તેનું વચન સાંભળી મ્હારાપિતા પોતાના હૃદ-
યમાં ઘણો આનંદ પામ્યા અને સુમતિનૈમિત્તિકને બહુદ્રવ્ય-
આપીને પોતાના સ્થાનમાં ત્હેને વિદાયકર્યો.

**રત્નસંચયનગર.**

બાદ એકદિવસ અનેકપ્રકારનીદાસીઓનેસાથેલઈ હું પોતાનીસખીઓસહિત નગરનીબહાર ઉદ્યાનમાંગઇહતી ત્યાંનાના પ્રકારની ક્રીડા કરતાંકરતાંમ્હેએકાંતસ્થાનમાંરહેલીનવયૌવનથીવિભૂષિતએવીએક વિદ્યાધરની કન્યાજોઈ.બાદ તેવિદ્યાધરની કન્યા પોતાના હૃદયમાં કંઈક મંત્રનો જાપકરી આકાશમાં ઉડવામાટે ભુજાઓ ઉંચી કરીને ઉચ્છળવાલાગી;પરંતુ તે ઉડી શકીનહી અને પૃથ્વી ઉપર પડીગઇ. એપ્રમાણે તેની ચેષ્ટા જોઇ મ્હને બહુ આશ્ચર્યથયું. અને તરતજ હું તેણીની પાસેગઇ. પછીમ્હે કહ્યુ કે; હેસુંદરી? તું કોણછે? અને આ શું કરેછે? તેણીએ કહ્યું; હેભદ્રે? મ્હારૂવૃત્તાંત તું સાંભળ વૈતાઢ્યપર્વતમાં દક્ષિણ શ્રેણીછે. તેની અંદર **રત્નસંચય**નામે ઉત્તમ નગરછે. તેમાં વિદ્યાધરોનો ચક્રવર્ત્તી **ચિત્રવેગ**નામેરાજાછે વળી **કુંજરાવર્ત્ત**નામે નગરમાં સુપ્રસિદ્ધ**ભાનુવેગ**નામેરાજાછે.તેને બે સગી બ્હેનોછે. તેઓ ત્હેનેબહુજ પ્રિયછે. એકનું નામ બંધુદત્તા અને બીજીનું નામ **રત્નવતી**છે. વળીતે **બંધુદત્તા**,હેસુતનુ? **ચિત્રવેગ**રાજાની સાથે પરણેલીછે. તેનીહુ કન્યાછું; અને મ્હારૂંનામ **પ્રિયંવદા**છે. તેમજ મ્હારાપિતાને **કનકમાલા**નામે બીજીપણ એક મુખ્ય રાણીછે, તેનો **મકરકેતુ**નામે એકપુત્રછે. તે મ્હને બહુજ પ્રિયછે. નિમેષમાત્રપણ તેના વિયોગને હુ સહન કરી શકતીનથી. વળીહાલમાં મ્હારાપિતાએ ત્હેનેવિદ્યાઓ આપેલી છે. તેમને સાધવા માટે તે **મકરકેતુ** એકાંતસ્થલમાં પવિત્રક્ષેત્રમાંગયેલોછે,અને ત્યાંરહીને તે શાસ્ત્રોક્તવિધિપ્રમાણેવિદ્યાઓને સાધેછે,ત્યાં ત્હેને વિદ્યાસાધતાં હાલમાં બીજો માસ ચાલેછે. ત્હેનાવિયોગનેલીધેહુપણબહુવ્યાકુલથઈત્યાંરહેવાને ગઈ જેથી

અત્યંતખુશીથઇ. તેથી પિતાની આજ્ઞાલઇ તેનાદર્શનમાટે
હુંત્યાંથીનીકળીછું,પરન્તુમાર્ગના પરિશ્રમથીહુંથાકીગઇ.જેથીઅહીં
આઉદ્યાનમાં નીચેઉતરી ક્ષણમાત્ર વિશ્રાંતિ લઇ ફરીથી આકા-
શમાર્ગે ચાલવામાટેવિદ્યાનુંસ્મરણકર્યું,તથાપિનવીનઅભ્યા-
સનેલીધે તે વિદ્યાનું એકપદ હુંભૂલીગઇછું તેનેહુંસંભારૂંછુંપણ
તે સાંભરતુંનથી. હવેહું આકાશમાં કેવીરીતે ઉડી શકું ? માત્ર
આ મ્હારા દુષ્કર્મનોજ ઉદય છે. અન્યથા આવી આપત્તિમાં હું
આવીપડુંનહીં. શાસ્ત્રમાંપણકહ્યુંછે,—

दिनमेकं शशी पूर्णः, क्षीणस्तु बहुवासरान् ।
सुखाद्दुःखं सुराणाम–प्यधिकं का कथा नृणाम् ॥ १ ॥

અર્થ—"એક માસની અંદર ચંદ્રની પૂર્ણતા માત્રએકજ
દિવસ હોયછે, બાકી ઘણાદિવસ તે ક્ષીણતા ભોગવેછે; અહો? દે-
વતાઓનેપણ સુખથકી દુઃખ અધિક ભોગવવુંપડેછે તો મનુષ્યો-
નીતો વાતજ શી કરવી ? " ' ભણ્યો ભૂલે અને તારો ડૂબે '
એમાકંઇ નવાઇ જેવીવાતનથી. માટે હેસુતનું ? એમાંકંઈ શોક
કરવાજેવુંનથી. વળી હે સુભગે ? જે ત્હેં મ્હનેપૂછ્યું તેનો ઉત્તર
મ્હેં તનેકહ્યો. હવે વિદ્યારૂપીજીવનનો ભંગ થયેછતે મ્હારા સ્થા-
નમાં મ્હારે કેવીરીતે જવું ? હે મૃગાક્ષિ ? તે વિદ્યાનું બહુબહુ
હું સ્મરણકરૂંછું; પરંતુ તે વિસ્મરણથયેલુંપદ મ્હને યાદ આવતું
નથી માટે હું બહુ ગભરાઇગઇછું. આપ્રમાણે પ્રિયંવદાનું વ-
ચન સાંભળીહુંબોલી. હે સુભગે ? તે વિદ્યાનો બીજાની આગળ
કહી શકાય એવો જો કલ્પ હોયતો તું મ્હારી આગળ તે મંત્ર
બોલીજા. ત્યારબાદ પ્રિયંવદા બોલી. તે બોલવામાં કોઇપણ
પ્રકારનો દોષ નથી.પછી મ્હેં કહ્યું; જો એમ હોયતો તે મંત્ર તું

બોલ. કદાચિત્ તેનું પદ મ્હને સાંભરી આવે તો ઠીક છે. એપ્રમાણે મ્હારૂંવચનસાંભળી તેણીએકહ્યું કે; એમ કરવાથી આપણું બંનેને સમાન લાભછે, એમ કહીને પાસે આવી મ્હારા કાનમાં ધીમે ધીમે કોઇ ન સાંભળે તેવીરીતે પોતાની વિદ્યાનો પાઠ તે બોલી ગઇ. તે મંત્ર સાંભળીને વિચાર કરતાં તરતજ તેમંત્રનુ જે પદ તે ભૂલીગઇહતી તે પદ મ્હને સાંભરી આવ્યું. પછી તે પદ મ્હે ત્હેને કહી સંભળાવ્યું;એટલે તેણીએકહ્યુ કે; ખરેખર આપદ ત્હેનુ છે. એમ કહી તેણીનું મુખ કમલ બહુ પ્રફુલ્લ થઇ ગયું અને ફરીથી તે બોલીકે; હેભદ્રે ? આપદ તમ્હને સાંભરી આવ્યું તે બહુજ સારૂથયું અને આજથી હવે તમ્હે મ્હારી ગુરૂણી છો, એમકહી **પ્રિયંવદા** તેણીના ચરણમાં પડી કારણકે; જેણીએ અપૂર્વ એવીવિદ્યાનુ દાનઆપ્યું. ત્યારબાદ **પ્રિયંવદા** બોલી. હેપ્રિયસખી ? તમ્હારૂં નામ શુંછે ? તે મ્હને કહો. વળી આનગરની અંદર કયાભાગ્યશાળીને ત્યાં તમ્હારો જન્મ છે ? આપ્રમાણે **પ્રિયંવદાનું** વચનસાંભળી મ્હારી એકસખીબોલી. હેભદ્રે ? **નરવાહનરાજાની રત્નવતી**દેવીની કુક્ષિથી **સુરસુંદરી** નામે આકન્યાઉત્પન્નથઇછે હેભદ્રે ? અતિ આશ્ચર્યકારક અનેક ગુણો જેનીઅંદરવિલાસકરીરહ્યાછે અને સમગ્રલોકમાં વિખ્યાત એવી આ **સુરસુંદરી** કન્યાને;તું વિદ્યાધરનીપુત્રી છતાં કેમનથી જાણતી ! એપ્રમાણે તેણીનુંવચનસાંભળી હર્ષનાં આંસુથી વ્યાસ થયાછે નેત્રો જેનાં એવી તે **પ્રિયંવદા** મ્હારા કંઠને આલિંગન કરીકહેવાલાગી; મ્હારીમાતાએ પ્રથમ મ્હનેકહ્યું હતુંકે; મ્હારી નાની બ્હેનને મ્હારા ભાઇએ ભૂચરમાત્રના અધિપતિ એવા **ભાનુવેગરાજાને**આપેલીછે. માટે હેચંદ્રમુખી ? તુંતોમ્હારી માસીની દીકરી બ્હેનથાયછે; એમકહી તેણીએ બહુ મ્હારો સત્કાર

કર્યો. ત્યારબાદમ્હેં ત્હેને કહ્યું કે; હેબ્હેન ? આજેઅમ્હારે ઘેરતું ચાલ. બંધુજનને વત્સલ એવી મ્હારી માતાનું તું દર્શનકર.

**સુરસુંદરીનું**બહુ આગ્રહભરેલું વચનસાંભળી પ્રિયંવદા બોલી હેબ્હેન ? અત્યારે મ્હારાથી અ-

**પ્રિય વદા.**

વાય તેમનથી.ખાસકારણનેલીધેહાલમાં હુ મ્હારાભાઇનીપાસે જાઉછુ અનેવળતી વખતે જરૂરહુંમાસીનેમળીશ,માટેઅત્યારે તે સબ ધીઘણો આ-ગ્રહ તમ્હે મ્હનેકરશોનહી કારણકે, ભાઇની પાસે ગયા શિવાય કોઇપણરીતે મ્હારા ચિત્તની શાતિ થાય તેમ નથી એપ્રમાણે તેણીનુ વચનસાભળીમ્હે કહ્યુ કે; ઠીકછે જેમ ત્હારી ઇચ્છા હોય તેમકર પરતુ મ્હારે એક બાબત ત્હને પુચ્છવાની છે ત્હેનો તું જવાબ આપ પછી તેણીએ મ્હને કહ્યુ કે, સુખેથી તમ્હારે જે પુછવું હોયતેપુછો, તમ્હને ખુલાસો આપવા હું તૈયાર છું ત્યા-રબાદ મ્હે ત્હેને કહ્યું કે, હેભદ્રે ? આત્હારા પડખામાં ગોપવી રાખેલા ચિત્રપટમાં કોની છબી ચિત્રેલીછે? તે જોવામાટે મ્હારા હ્રદયમાં મ્હોટું આશ્ચર્યથયુંછે માટે હેભગિની ? તે ચિત્ર મ્હને દેખાડવા લાયક હોયતો તું બતાવ તે સાંભળી પ્રફુલ્લથયુંછે મુખ કમલજેનુ એવી તે પ્રિયવંદાએચિત્રપટખુલ્લોકરીમ્હને બતા-વ્યો. અને તેણીએકહ્યુ કે,આ ચિત્રપટમ્હે મ્હારાહાથેચિત્રેલોછે.

અદ્ભુતએવા તે ચિત્રપટમાલખેલા, કામદેસમાન સુંદર અ ગવાળા યુવાનની આકૃતિજોઇને અ-

**સુરસુંદનીમૂર્છા.**

મૃતથી સિ ચાયેલીનીમાફક અતિપ્રફુલ્લ હું થઇગઇ; તેમજ મ્હરાહ્રદયમાં આનં-નોતો પારજ રહ્યોનહીં ઘણાસમયનો પરિચયવાળો હોયનેશું? તેમ તે ચિત્રસ્થ પુરૂષ દેખાવાલાગ્યો. હર્ષાશ્રથી મ્હારાંનેત્ર ભ-

રાઇ ગયાં. સર્વ શરીર રોમાંચિત થઇ ગયું. અધરોષ્ઠ વારંવાર ફરકવાલાગ્યો સહસાભુજ લતાઓ ઉલ્લાસ પામવાલાગી. સ્તન મંડલ ઉચ્છળવા લાગ્યું બંને સાથળોકંપવાલાગી. તેમજ તે ચિત્રપટમાં લખેલા સર્વ સૌભાગ્યના મંદિરસમાન તે યુવાનને માત્ર જોઇનેપણ નિદ્રિત, મૂર્ચ્છિત અને મત્તની માફક હું ચેતના રહિત થઇગઈ. ત્યારબાદ **વસંતિકા**નામે મ્હારીસખીએ મ્હારો માનસિકભાવજાણી ત્હેને પૂચ્છયું કે; હેપ્રિયંવદે? નેત્રોને આનંદઆપનાર આ કયા પુરૂષનુંચિત્ર ત્હે લખેલુંછે? તે સાંભળી **કુમુદિની** બોલી. હેવસંતિકે? ત્હારે આબાબતમાં પુચ્છવાની શીજરૂરછે? કામિની જનોના હૃદયને આનંદ કરવામાં અગ્રણી એવો આપોતાનીસ્ત્રી(રતિ)વિનાનો કામદેવચિત્રેલોછે ત્યારબાદ કંઈક હાસ્યકરી **શ્રીમતી**નામે તની અન્યસખીએ કહ્યુંકે; આજ સુધી આ કામદેવ રતિથીવિયુક્તહતો. હવે આમદન(કામ)રતિ સહિતથયો એમતુંનથીજોતિ? સાક્ષાત્ આરતિપણ એનીપાસમાં દિવ્ય શોભા આપીરહીછે. એપ્રમાણે તેનું વચન સાભળી સર્વ સખીઓ હાથની તાળીલઈ હાસ્ય પૂર્વક બોલી હે**શ્રીમતી**? બરોબર ત્હારૂંકહેવું સત્યછે. ત્હારો નિશ્ચયયથાર્થછે. એમ તેઓ ઉપહાસ્ય કરતીહતી, તેટલામા મ્હારી મૂર્છા ઉતરી ગઈ અને તેમનુંઉપહાસ્ય મ્હારાજાણવામાઆવ્યું; એટલે હુંપણલજ્જિત થઇગઈ અને બાહ્યઆકારને ગોપવીને કોપના આવેશસાથે મ્હેં તેમ્હને કહ્યુંકે; હેસખીઓ? આવા મિથ્યા પ્રલાપ તમો શું કરો છો? હજુ એનું દર્શનમાત્રપણ મ્હને થયુ નથી તો શા ઉપરથી એનું આસન્નપણું તમ્હે કલ્પોછો? તેમજ મ્હને રતિસમાન શા માટેકહોછો?બાદએકસખી બોલી હેપ્રિયસખી? તું કોપ શામાટે કરેછે? આચિત્રદેખીને ત્હને બહુ આનંદથયો તેથી મ્હેં ત્હને

રતિ કહીછે. એમાં શુ ખોટું કહ્યુંછે? પછી મ્હેં તેનેકહ્યુ કે, હેપ્રિ-યંવદે? એમ્હારી સખીઓ પોતાની મરજીપ્રમાણે ભલે વિપરીત બોલેકરે; પરંતુ પ્રથમ તું મ્હને કહેકે; આચિત્રમાં કોનું સ્વરૂપ ત્હેં લખેલુંછે? પ્રિયંવદાબોલી હેભગિની? આ મકરકેતુનામે મ્હારોભાઇછે. તેના સ્વરૂપની કાંતિ કામદેવથીપણ અધિકછે બહુ શૂરવીર તેમજ તે કલાઓમાં બહુ કુશલછે હેસખી? કોઈ સમયે પાટીયાઉપર તેમજ કોઇકવખત ચિત્રપટઉપર તેની આ-કૃતિ ચિત્રિને આટલો સમય મ્હેં મ્હારા આત્માને વિનોદકરા-વ્યો.હવેજ્યારે તેના વિયોગને હું સહન ન કરીશકી ત્યારેત્હેની પાસે જવા માટે હું ઘેરથી નીકળેલીછું. માટેહેબ્હેન? હવે મ્હને રજાઆપ. જેથી જલ્દી હું ત્હેની પાસેજાઉં તેસાંભળી શ્રીમતી બોલી હેપ્રિયંવદે? આ પ્રમાણે ત્હારાભાઇનીઅંદર અનેકગુણો જો રહેલાહોયતો અમ્હારેપણ અવશ્ય ત્હેનાંદર્શનકરવાજોઇએ. માત્ર ચિત્રના દર્શનથીપણ સખીજનને આટલો આનંદ થયોછે તો હાલમાં અમૃતસમાન તે મકરકેતુકુમારનાં દર્શન અમને પ્રત્યક્ષપણે કરાવો જેથી અમ્હારા આનંદનો પાર રહેશેનહી. કિંચિત્ હાસ્ય કરી પ્રિયવદાબોલી. હેસખી? હાલમા તું બહુ ઉત્સુકથઈશનહીં.કારણકે;અત્યારેતેવિદ્યાસાધવામાં રોકાયેલોછે; તેમાં આપણે વિઘ્ન કરવું તેઠીકનહીં પછીથી આપણે સર્વકાર્ય સિદ્ધકરીશું. વળીજોદૈવઅનુકૂલહશેતોમ્હારાબનતાપ્રયાસે હુંપણ તેનાસમાગમનુંસુખઆમ્હારીબ્હેનનેજરૂરઅપાવીશ.આ પ્રમાણે પ્રિયંવદાનું વચન સાંભળી મ્હેં કહ્યુ હેપ્રિયસખી? આસર્વ સખીઓતો મિથ્યાબોલીને મ્હારૂં ઉપહાસકરે. પરંતુ તુંપણ હાલમાં વિપરીત બોલવા તૈયાર થઈગઈ અમ્હેતો આચિત્રનું સૌંદર્ય કૌતુકવડે સારીરીતેજોયું અને તમ્હેતો હૃદયની શઠતાને

લીધે અનેકપ્રકારના વિકલ્પકરોછો. તેસાંભળીકુમુદિનીબોલી. હેસખી? ત્હારૂં કહેવુંસત્યછે એમાં કોઇપ્રકારનોસ દેહનથી. માટે હેસખી? તુ પણ એચિત્રને લઇલે અનેતેને ચિત્રવાનો સારીરીતે તું અભ્યાસકર હેપ્રિયંવદે? આચિત્રપટ એનેઆપીદે ? જેથી ત્હારીબ્હેનએચિત્રનો અભ્યાસકરે.ત્યારબાદ તેણીએ તેચિત્રપટ કુમુદિનીના હસ્તમાંઆપ્યો. પછી તે પ્રિયંવદા મ્હારીસાથે બહુ સ ભાષણ કરી આકાશમાર્ગે ચાલીગઇ. ત્યારબાદ હુંપણ સખીઓસહિતઅનેકપ્રકારનીક્રિડાઓકરીપોતાનામંદિરમાંગઇ.

શ્રી ધનેશ્વરમુનિએ રચેલી અનેસુબોધ એવીગાથાઓના સમૂહવડે મનોહર, તેમજ રાગઅનેદ્વેષરૂપી અગ્નિઅનેવિષધરને શાંતકરવામાં જલઅનેમંત્રસમાન સુરસુ દરીકથાનેવિષેપ્રિયંવદા-દર્શનનામે અગીયારમો પરિચ્છેદ સમાપ્ત.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्र-
स्यशास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादे प्रियंवदादर्शननामै-
कादशपरिच्छेद. समाप्तः



## ॥ अथद्वादशःपरिच्छेदःप्रारभ्यते ॥

ઉત્તમ પ્રકારનાં અનેક વસ્ત્રોના ચંદ્રવા જેમાં બાંધેલા છે અને બહુવિશાલ એવા પોતાના સ્થાનમાં ગયાબાદ; **સુરસુંદરી**અમૂલ્યશયનાસનઉપરસુઇગઇ.અનેતેણે પોતાનીસખીઓને કહ્યુંકે; તમ્હે સર્વે પોતપોતાને ઘેરજાઓ. હાલમાં મ્હારૂં માથું બહુ દુઃખેછે, તેમજ મ્હારાં સર્વે અંગો તુટીજાયછે; શરીર પણ જ્વરથી ભરાઇ ગયેલાનીમાફક તપી આવેલુંછે. માટે ક્ષણમાત્ર હુંસુઇરહીશ. તેસાંભળીકુમુદિની બોલી? ભલે એમકરો સુવાથી તબીયત સુધરશે.

ત્યારપછી કિંચિત્ હાસ્યકરી **શ્રીમતી**બોલી.હેભગિની ? એકદમ ત્હારૂં શરીર શાથીબગડીગયું ?

**શ્રીમતીસખી.** તેનુંકારણતો તુંજણાવ? તેટલામાંવસંતિકાબોલી. હે**શ્રીમતી**? તુવૈદકશાસ્ત્ર બરોબર જાણેછે. માટે તું પોતેજ એના રોગનું નિદાનકર. બાદ **શ્રીમતી**એ મ્હારા શરીરના સાંધા તથા નાડી વિગેરેનો સારી રીતે તપાસકરી ઇર્ષ્યાપૂર્વકતેણેકહ્યુ કે,બાહ્યવૃત્તિથીકોઇપણપ્રકારનો રોગજણાતોનથી વળી સંક્ષેપથી રોગો બે પ્રકારના હોય છે. એકતોશારીરિક અને બીજો આગંતુક; તેમાં વાત,પિત્તઅને કફથીઉત્પન્નથયેલા જેરોગોહોયત્હેને શારીરિક કહેલાછે. તેમને શાંત કરવાના મુખ્યઉપચાર અભ્યંગ,મર્દન, લંઘનઅનેપ્રસ્વેદ સેવન વિગેરે વૈદકશાસ્ત્રમા પુરૂષશક્તિ અને કાલનેઉદ્દેશીનેબતાવેલા છે.તેમજ ભૂત,ગ્રહ,શાકિની અને ચક્ષુષ્ વિગેરેના દોષોને આગંતુકજાણવા. વળી તેમનીશાંતિ માટે બલિદાન, હોમ,મંત્ર અનેતંત્રાદિક અનેક ઉપચારો કહેલાછે. પરંતુશારીરિક રોગોનું

કોઇપણ લક્ષણ આ બાળામાં દેખાતું નથી. માટે જરૂર કોઇપણ આગંતુક દોષ હોવો જોઇએ—તે સિવાય અન્યરોગ જણાતોનથી. એનીઉપર લવણઉતારો. નાનાપ્રકારનામંત્રવાદીઓનેબોલાવો. સરષવના આઘાત કરાવો. રક્ષાની પોટલીઓ એના હાથેબાંધો. તે સાંભળી **લલિતા**બોલી.હેભદ્રે? આવા ઉપાય કરવામા તમ્હે કેમ વિલંબ કરો છો? કારણકે; વ્યાધિની ઉપેક્ષા કરવાથીતેનો પરિણામ બહુ ખરાબ આવેછે. શાસ્ત્રમાં કહ્યું છે કે,—

**उत्तिष्ठमानस्तुपरो—नोपेक्ष्यः पथ्यमिच्छता ॥**
**समौ हि शिष्टैराम्नातौ, वर्त्स्यन्तावामयः स च ॥१॥**

અર્થ—પોતાનું આત્મહિત ઇચ્છનાર મનુષ્યે ઉત્પન્ન થતા શત્રુની પ્રથમથીજ ઉપેક્ષા કરવી નહીં કારણ કે; શાસ્ત્રમાં કુશલ એવાસત્પુરૂષોએ ભવિષ્યમાં વૃદ્ધિપામનાર વ્યાધિ અને શત્રુ એબ નેને સરખાકહેલાછે." માટેહે**શ્રીમતી**? આપણે વેલાસર આવ્યાધિને નિર્મૂલ કરવોઉચિત છે. બેદરકારી કરવાથી અસાધ્ય થઇપડે તોપછી તે આપણનેબહુનુકશાનકારક થઇપડે. તેથી આ બાબતમાં તમ્હે પુરતું ધ્યાનઆપો. તે પ્રમાણે**લલિતા**નું વચન સાંભળી **શ્રીમતી**બોલી હે સખી? અમ્હેતો માત્ર રોગની પરીક્ષા કરીશકીએછેએ; પરંતુ એના ઉપચાર કરવા તે અમ્હારી સત્તાબહારનીવાતછે.મ્હારાજાણવામાં જેબાબત આવી તે હકીકત આપને મ્હેં નિવેદન કરી

**માધવીસખી.**

**શ્રીમતી**નુ વિસંવાદી વચન સાંભળી **માધવી**નામે **સુરસુંદરી**નીઅન્ય સખીબોલી જે માણસ વ્યાધિનીપરીક્ષા કરે તેજ માણસ તેનો ઉપચારકરેછે અને તે રોગીનેસ્વસ્થકરી

પોતેપોતાના જ્ઞાનને સફલકરેછે. કારણકે,જે પુરૂષેચોરહીઠાહોય; તેમને પ્રહારપણ તેમાણસજકરેછે.અન્યથી તે કાર્ય થઈ શકતું નથી. ત્યારબાદ સર્વસખીઓ ગુપ્તરીતેહસીનેઆનંદપૂર્વકબોલી. હેશ્રીમતી? હાલમા હવે તું છુટવાનીનથી. અમ્હારી આ પ્રિય સખીને તુ સ્વસ્થ કર વળી હે સુતનુ? ત્હારા પિતા મંત્રવાદી પુરૂષોમા બહુ પ્રસિદ્ધ છે માટે કોઈપણ મંત્રના પ્રયોગવડે તું **સુરસુંદરીને** રોગથી મુક્ત કર. **શ્રીમતી** બોલી. જોકે; મ્હારા પિતા મંત્રાદિકપ્રયોગ જાણેછે તો એમાંમ્હારેશું?જોકે; દુધમીઠું હોયછે. તેમા છાણને શો સંબધ? તેમછતાં હુએક તેનો ઉપાય બતાવું, પરંતુ તે કહેવાથી મ્હારીઉપર તેરીસાયનહીતો!! એમ કહી તેબોલી. આવ્યાધિ કોઇ નવીન પ્રકારનો છે, જેથીતે કેવળ મંત્રથી મટવાનોનથી. બાદ **કુમુદિની**બોલી એમાંકોપકરવાનું શુંકારણછે? જો રોગની શાંતિ થતી હોયતો તે શામાટેતુંછુપાવી રાખેછે? નિઃશંકપણે તે વાત તુ પ્રગટકર? તેસાભળી **શ્રીમતી** બોલી ચિત્રપટમાં ચિત્રેલો જે પુરૂષ એણીના જોવામાં આવ્યો કે તેજ વૈદ્યનો જો સમાગમથાયતોએનારોગનીશાંતિથાયતેમછે.

**ચિત્રપટાવલોકન.**

તે પ્રમાણે **શ્રીમતી**નો માર્મિક અભિપ્રાય જાણી **કુમુદિની** તેચિત્રપટને ખુલ્લો કરી બહુ સંભાવનાપૂર્વક કહેવા લાગીકે,હેસખીઓ? જો એમ હોય તો આપણે એની પ્રાર્થના કરીએ. બાદસર્વ સખીઓ કિંચિત્ હાસ્ય કરી હર્ષના ઉદ્ગાર સાથે બોલી. હેસખી? ત્હારૂં કેવું સત્યછે એમ કહીતેઓતે ચિત્રપટની આગળ હાથ જોડી સ્તુતિ કરવાલાગી. હે દાક્ષિણ્યનિધે? હે મહાયશ?હેચિત્રસ્થિતમહાપુરૂષ?અમ્હારીએકવિનતિ તમ્હે સાંભળો? તમ્હારા દર્શનથી આ અમ્હારી પ્રિયસખી બહુવ્યા-

ધિમાં આવી પડીછે; માટે હે સુંદર? જેવીરીતે એનો વ્યાધિ દૂર થાય તેવો ઉપાય આપ જલદી સંપાદનકરો. કામદેવરૂપીમહાન્ રોગથી પીડાતી એવીયુવતિઓના તમ્હે વૈદ્ય છો. આ પ્રમાણે સખીઓના ઉદ્ગાર સાંભળ્યાબાદ મુખેથી હુંકારોકરતી હું કોપ સહિત કહેવા લાગીકે, હેસખિઓ? ગ્રહોથી પકડાયેલાની માફક આવાંઅસંબદ્ધવચનોતમ્હેકેમબોલોછો?કિંવાઅચેતન ચિત્રપટની આગળ આવીવિનતિ કરવાથી શોગુણ થવાનોછે?ચિત્રમાંરહેલો કોઇપણ માણુસ કોઇપણ સમયે વ્યાધિને ઉત્પન્ન કરવા માટે શક્તિમાન્ નજથઇશકે? છતાં તમ્હે આવી વિપરીતભાવનાઓ કેમ કરો છો? તે સાંભળી **શ્રીમતી**બોલી. હેસુરસુંદરી? જેથી આ ચિત્રગત પુરૂષ ત્હારા ચિત્તમાં રહેલોછે તેજ કારણને લીધે તેણે ત્હને અચેતન કરી નાખીછે. ત્યારબાદ મ્હોટોનિઃશ્વાસમૂકી ધીમે સ્વરે મ્હેં કહ્યું કે; હેસખી? એપ્રમાણેજોતું જાણેછેતોશામાટે તે સંપાદન કરવામાં તુ વિલંબ કરે છે? એમ કહી નીચું મુખ કરીહુંભૂમિપૃષ્ઠનેખોતરતીહતી,તેટલામાંહસ્તનીતાળીલઇહસીને તેણીએકહ્યુંકે; હેસુતનુ? ત્હારૂંસત્ય વચન સાંભળી હું ખુશીથઇ છું. માટે તેકાર્ય સિદ્ધ કરવામાં હવેહું વિલંબ કરીશનહીં. સર્વ ત્હારા મનોરથ ટુંકમુદતમા સિદ્ધથશે. એમકહી**શ્રીમતી**ચિત્રપટલઇને તરતજ મ્હારી માતાનીપાસેગઇ અને આસર્વવૃત્તાંત તેણીનીઆગળ તેણેનિવેદનકર્યું. ત્યારબાદચિત્રપટમાં લખેલાતે કામદેવસમાનયુવાનનેતેણીએબતાવ્યો તેનેજોઇમ્હારીમાતાપણ બહુખુશીથઇઅનેતરતજતેરાજાનીપાસેગઇ.પશ્ચાત્આસર્વસમાચાર તેણીએકહ્યા એટલેતેચિત્રપટનેજોઇ મ્હારાપિતાબહુપ્રસંન થયાઅનેતેબોલ્યાકે; મ્હારીપુત્રીનોપ્રેમબહુસારાસ્થાનમાંબંધાણો છે. અથવા ઉત્તમપકારની રાજહંસી રાજહંસને છોડીને અન્યત્ર

આનંદનાનતીનથી.આપણેપણસિદ્ધવિદ્યાવાળામકરકેતુકુમાર-
નેજઆપણીઆકન્યાપરણાવીશું.તેમજભાનુવેગવિદ્યાધરહમ્મે-
શાંઆપણીપાસેઆવેછે તો એનીમારફતે કોશીપકરીનેમકરકેતુ
રાજાની સાથેજ તેને પરણાવીશું એમાં કોઇ પ્રકારની આપણને
અગવડઆવેતેમનથી. એપ્રમાણેમ્હારા પિતાનું વચન સાંભળી
મ્હારી માતાનું હૃદય બહુ આનંદથીભરાઇગયું અનેતેણીએકહ્યું
કે; હે **શ્રીમતી**! તુંઅહીંથી જલદીમ્હારી પુત્રીની પાસેજા અને
ત્હેને આસર્વ હકીકત નિવેદનકર. આ પ્રમાણે કનકમાલાનું
વચનસાંભળી **શ્રીમતી**તેનીપાસેજઇ કહેવાલાગીકે; હેસુરસું-
દરી!પોતાનાહૃદયમાં હવે તુ ઉદ્વેગ કરીશનહીં. હવેત્હારો સર્વ
મનોરથ સિદ્ધથશે. એમ **શ્રીમતી**નુ વચન સાંભળી હુંપણબહુ
ખુશીથઇ અને મ્હારૂંઅસ્વાસ્થ્ય કંઇક દૂર થઇગયું વળી મ્હારા
મનમાવિચારથવાલાગ્યોકે,નેત્રોનેઆનંદઆપનારએવાતે મનો-
વલ્લભનુ સાક્ષાત્મ્હનેદર્શનથાયતેવોદિવસ હુંક્યારેદેખીશ?વળી
તેના સમાગમની આશાવડે પોતાનાઅધીર હૃદયને સ્થિરકરતી
અને તેચિત્રપટનુંજ હમેશાઅવલોકનકરતી હુંબહુપ્રેમાળુસખી-
ઓની સાથે મ્હારા મનોભીષ્ટની પ્રાપ્તીના સૂચવનાર વચનો વડે
દિવસો નિર્ગમનકરવાલાગી. તેમજ મ્હારીસખીઓએપણમ્હને
બહુઆશ્વાસનઆપીમ્હારીશાંતિમાસારોવધારોકર્યો.એમકરતાં
મ્હારા કેટલાકદિવસો નીકળીગયા

**એકપરિવ્રાજીકા.**

ત્યારબાદ,એકદિવસવલ્કલવસ્ત્રો જેણીએ પ્હેરેલાંહતાં,એક
હાથમાં ચમરિકાધારણકરેલીહતી,કપા-
લમાંગોરોચનચંદનનુ તિલક કરેલુંહતું,
તેમજ નાસ્તિકશાસ્ત્રોમાબહુહોંશીયાર
એવીએકપરિવ્રાજીકામ્હારીપાસે આવી.બાદ આશીર્વાદ આપીને

અમ્હારીઆગળતે બેઠી અને તે પોતાનું પાંડિત્ય બતાવવામાટે બોલવાલાગી;હે બ્હેનો ? આ દુનીયામા સારમાત્રએટલોજ છેકે; પોતાનીઇચ્છાપ્રમાણેભોજનકરવું અનેમરજીમાફકવિલાસકરવો. કારણકે,તેસિવાયઆલોકમાંબીજોકોઈપણસારદેખવામાં આવતો નથી.વળી કેટલાકલોકોતોજન્માંતરનાસુખમાટે શિરોમુંડનાદિક કરાવેછે તે ભલે કરાવો પરંતુ તે બિચારાઓ અજ્ઞાત દશામા છેતરાયછે.એટલુંજ નહીપણ મહાધૂર્ત્તપુરૂષો ધર્મનિમિત્તે તેમને વિષયસુખથીવિમુખકરેછે કારણકે;દેહથી વ્યતિરિક્ત-ભિન્નએવો બીજો કોઇ જીવપદાર્થછેજનહીં. પ્રત્યક્ષ પ્રમાણવડે ખરવિષાણ (શીંગડા)ની જેમ સિદ્ધિ થતી નથી, તેમ દેહશિવાય અતિરિક્ત જીવપદાર્થસિદ્ધથતોનથી. વળી આલોકનીઅંદર પ્રત્યક્ષપ્રમાણને છોડીને અન્ય કોઇ પ્રમાણ માનવા જેવું નથી. અને તે પ્રમાણ છતાંપણતેથીજીવનીસત્યતાસિદ્ધથતીનથી. વળી શાસ્ત્રમાં અનુમાન પ્રમાણપણલીધેલુ છે, પરંતુ પ્રત્યક્ષપૂર્વકજતે અનુમાન પ્રમાણગ્રહણ કરી શકાય, માટે અનુમાનથીપણ જીવપદાર્થ સિદ્ધ થતોનથી. વળી તે જીવપદાર્થ માનવામાં કોઇ અન્ય કારણપણ મળીશકતુંનથી કારણકે; કોઈપણ ઇંદ્રિયના વિષયમાં તે આવી શકતોનથી. લોકોને છેતરવામાટે ધૂર્ત્તલોકોએ રચેલાં નાના પ્રકારનાંશાસ્ત્રો વિદ્વાનોનેપ્રમાણભૂતગણાતાંનથી. તો તે શાસ્ત્રોવડેપણ જીવપદાર્થની સિદ્ધિકેવીરીતેથઈશકે ? માટે પંચભૂતનો સમુદાય એજજીવસમજવો, વળી તે પાંચભૂતનો વિનાશથાય-અર્થાત્ છુટાંપડેછે ત્યારે તે જીવ પદાર્થરહેતોનથી, અને જીવનો અભાવ હોવાથી પરલોકની સિદ્ધિ ક્યાંથી હોય ? અર્થાત્ પરલોક પણ છેજ નહીં. તો પછી તે પરલોકના સુખ માટે પોતે નષ્ટથયેલા અને બીજાઓને નષ્ટકરવામાં તત્પરથયેલા મૂઢપુરૂષો

બહુકઠીન એવાં બ્રહ્મચર્યવ્રત તથા શીલસદાચારપાલન આદિક ધર્મપ્રવૃત્તિઓને વૃથા ચલાવી રહ્યાછે વળીહેભદ્રિકજનો? ગમ્ય અનેઅગમ્યનો વિભાગ છોડીદઇને સુખેથી તમ્હે વિષયોનુંસેવન કરો? સરસ એવા માંસભક્ષણમાં કઇબાધનથી. શંકાનેદૂરકરીને મદ્યપાનકરો? આપ્રમાણે કુગતિને ઉત્પન્નકરનારૂં બુદ્ધિલાનામે પરિવ્રાજીકાનું અસદ્વચન સાંભળી મ્હે કહ્યું. હે અધમે ? આવાં અયોગ્યવચન તું માબોલ,માબોલ?વિદ્વાન્ જનોને નિંદવાલાયક, વિચાર વિનાના લોકોને પ્રિય અને યુક્તિ વિનાના આત્હારા વચનને કયો બુદ્ધિમાન્ પુરૂષ શ્રદ્ધાપૂર્વક શ્રવણ પણ કરે? વળી તું જેકહેછેકે,આત્માપ્રત્યક્ષ દેખવામાંઆવતોનથી.માટેશરીરથી બીજોકોઇઆત્મા-જીવછેજનહીં.તેપણત્હારૂંકહેવું બહુજઅસંગત છે. કારણકે; જીવનો અભાવ તું ત્હારા પ્રત્યક્ષપ્રમાણથી માનેછે? અથવા સમગ્ર પુરૂષોની અપેક્ષાએ માનેછે? જોત્હારા પ્રત્યક્ષ પ્રમાણથી કહેતી હોયતો,તેપણ ત્હારૂ માનવુંઅસત્યછે એમ માનવાથી સર્વનો અભાવ પ્રસંગ આવી જાય. કારણકે,હેમુગ્ધે? જેજે પદાર્થ તુંજોઈ શકતીનથી તેસર્વનથી એવાત સ્પષ્ટ થાયછે દેશાંતર કિંવા કાલાંતરમાં રહેલા પદાર્થોનો અભાવ સર્વથાસિદ્ધ થાય, તેમજ સમગ્ર દેશકાલમાં ઉત્પન્ન થયેલા પુરૂષો આત્માને નથી જોઇશિકતા તેવાત ( અન્ય પુરૂષોને પ્રત્યક્ષ અભાવ) કેવી રીતે જાણીશકાય? કારણ કે; અન્યનાં ચિત્ત કેવી સ્થિતિમાં હોય છેતે બહુ મુશ્કેલથી પણ જાણી શકાતું નથી. વળી હેમૂઢે? ત્હારા દેહમાં જીવનથી એવો જે ત્હેં વિકલ્પ કર્યો તે બહુ અસંગતછે. કારણકે; તેજીવછે અને તેપરલોકમાંજાયછે એબાબત જ્ઞાનીપુરૂષોએ જ્ઞાનવડે સિદ્ધ કરેલીછે. વળી તુંએક પ્રત્યક્ષપ્રમાણજમાને છેતેપણ ત્હારૂં માનવું ઘણુંજ અયુક્તછે. કારણકે; પ્રત્યક્ષઅને

પરોક્ષ એમ બેપ્રકારનાં પ્રમાણુ શાસ્ત્રકારોએ માનેલાંછે,તેમજ લોકોને છેતરવા માટે શાસ્ત્રોની રચનાઓ કરી છે વિગેરે જે ત્હેં કહ્યું તેપણ ત્હારી બહુ મ્હોટી ભૂલ છે. કારણકે; રાગ અને દ્વેષથી મુક્તથયેલા, સર્વલોકોના હિતમાં પ્રવૃત્તથયેલા એવા શ્રીસર્વજ્ઞભગવાને રચેલાં શાસ્ત્ર તેમજ તેમની આજ્ઞાવડે અન્ય જ્ઞાનીપુરૂષોએરચેલાં શાસ્ત્રો"ધૂર્તોએલોકપ્રતારણમાટેરચ્યાંછે" એમ આક્ષેપકરવાથી અપ્રમાણિક કેવીરીતે થઇશકે ? તેસર્વજ્ઞ પ્રણીતશાસ્ત્રોમાંજીવકહેલોછે,તેમજતેનોઅન્યભવપણકહેલોછે. તે ઉપરથી પરલોક સિદ્ધથાયછે.માટે હેસુગ્ધે? પૃથિવ્યાદિ પાંચ ભૂતનાસમુદાયરૂપી જીવ કેવી રીતે માની શકાય? હવે જ્યારેપરલોક સિદ્ધછે,ત્યારે બ્રહ્મચર્યાદિક સર્વ વ્રતોપણ પાળવાં જોઇએ. તેમજ આત્મહિતાર્થીલોકોએસર્વધર્મકાર્યોકરવાંબહુજરૂરનાંછે. એપ્રમાણેશાસ્ત્રકારોએકહેલુંછેતેઉચિતછે.વળીગમ્યાગમ્યનો વિભેદ છોડી દેવો વિગેરેજે કહ્યુ તેપણ ત્હારૂં બોલવુંનિષ્ફલછે.કારણ કે,જૈન સિદ્ધાતમાં તેવા અધર્મનોસર્વથાનિષેધકરેલોછે. તેમજ પરલોકમાં ત્હારા કહ્યા પ્રમાણે માસાદિકનુ સેવનકરવાથી અનેકદુઃખોભોગવવાંપડેછે. એપ્રમાણે અનેકયુક્તિઓવડે **સુરસુંદરીએ** તે બુદ્ધિલાપરિવ્રાજીકાને તેજવખતે નિરૂત્તર કરીમૂકી. પછી તેણીનું મુખ વિલક્ષણથઇગયું અનેઉત્તરઆપવાને અશક્ત થઈ નીચે મુખે તે બેસીરહી.

બાદ **સુરસુંદરીની** પાસે રહેલી સર્વસખીઓએ તેણીની મૂર્ખતાને ઉદ્દેશીઉદ્ધતપણેતેનુ બહુઉપહાસકર્યું. તદુપરાંતત્હેનેકેટલીકસખીઓ ટાકોરામારવાલાગી. તેમજ કેટલીક તો

**બુદ્ધિલાનુંઉપહાસ.**

ઢુંબાઓમારવાલાગી. વળી કેટલીક તો તેણીના મુખને મરડવા

લાગી એમ અનેકપ્રકારના ઉપદ્રવોથી તે પરિવ્રાજીકા ભારે દુઃ-ખમાંઆવીપડી. વળી તેઓ કહેછેકે; હે દુઃશીલે ? હજુપણ અ-મ્હારી સખીની સાથે તું વાદ કરેછે ? જાજા? ? હવે ત્હારા સ્થા-નમાં તું વેળાસર ચાલી જા ? ત્હારૂં પાંડિત્ય અમ્હેં જોયું ? એમ અનેક પ્રકારે ઉપહાસ કરાયેલી તે બુદ્ધિલાઃ કોપાયમાન થઇ ઓઠ ફફડાવતી ત્યાંથી નીકળી પોતાને રસ્તે ચાલી ગઇ. હુંપણ મ્હારીસખીઓનીસાથેસુખપૂર્વકત્યાંદિવસોનિર્ગમવાકરવા લાગી.

ત્યારબાદ કોઇએક દિવસ રાજા મ્હારી માતાના ઘેરગયા.

**બુદ્ધિલાનુંકપટ.**

પછી મ્હારી જનનીએ અભ્યુત્થાનાદિક સત્કાર કરી તેમને કહ્યુ કે; હેપ્રિયતમ ? આપ ચિંતાતુર કેમદેખાઓછો ? તે સાં-ભળી મ્હારા પિતા બોલ્યા. હે દેવી ? ત્હેં મ્હારા હૃદયની પરીક્ષા બહુસારીકરી અકસ્માત્ બહુ મ્હોટી ચિંતામાં હું આવીપડયો છું, તેનું કારણ તું સાંભળ બુદ્ધિલાનામે પરિવ્રાજીકાને સુર-સુંદરીએ શાસ્ત્રાર્થમાં વાદ કરતાં હરાવીછે. તેથી તે બુદ્ધિલા રીસાણી છે. જેથી ચિત્રકલામાં બહુ કુશલ એવી તેણીએ પ્રકૃષ્ટ મનવડે સુરસુંદરીનું સ્વરૂપ એકચિત્રપટઉપર પ્રથમ ચિત્રિરા-ખેલું હતું,તેચિત્રલઇ હાલમાં તે દુષ્ટા ઉજ્જયિની નગરીમાં શ-ત્રુંજયરાજાપાસેગઇછે. અને તે ચિત્ર ત્હેને બતાવીને તેની આ-ગળ તે દુરાચારિણીએ કહ્યુંછેકે; હેનરેંદ્ર ? અમ્હે આપના હિત માટેજઆપૃથ્વીઉપરફરીએછીએ અને જે જે રત્નસમાન ઉત્તમ વસ્તુઓ અમ્હારા જોવામાંઆવેછે,તેઆપને નિવેદનકરી અમ્હે કૃતાર્થથઇછીએ. માટે હાલમાં આપને કહેવાનું એટલુંજ છે કે; કુશાગ્રનગરમાં એક ઉત્તમ કન્યારત્નછે. તે નરવાહનરાજાની પુત્રીછે અને તેનું નામ સુરસુંદરીછે. જેણીનાં અંગોપાંગ તથા

સ્વરૂપને આલેખવામાટે સમસ્ત પ્રકારે કોઇપણ સમર્થ થઇશકે તેમનથી. એવું અદ્‌ભુત લાવણ્ય તેણીના સ્વરૂપમાંરહેલુંછે. વળી જે પ્રજાપતિએ તેને ઉત્પન્ન કરી હશે તે જરૂર વૃદ્ધહોવોજોઈએ. અન્યથા સર્વસુખના સ્થાનભૂત એવીતે અપૂર્વકન્યાને પોતાની સ્રીકેમન કરે ? તેમજ બહુમનોહરરૂપ,તારૂણ્ય અને સુંદર સૌભાગ્યમય તે કન્યાને બનાવીને પ્રજાપતિના હૃદયમાં જરૂર બહુમાન આવેલુંછે.વળી હું માનુછું કે;ધનુષના આકર્ષણથી ખેદાતુર થયેલા કામદેવને જાણીને કૃપાલુ વિધિએ યુવકોના હૃદયને ભેદનારૂં તે કન્યારૂપી,હસ્તનું ભાલોડીયું બનાવ્યું હોય તે વાત ચોક્કસછે. તેમજ વળી જે પુરૂષ એણીને વરશે તે અર્ધભરતક્ષેત્રનો રાજાથશે એમાં કોઇપણપ્રકારનો સંદેહનથી.એમ તેણીનાજન્મ સમયે અતિશયજ્ઞાની મહારાજાએ કહેલુંછે.માટે હે નરેંદ્ર ? તે કન્યા તમ્હારેલાયકછે, પરંતુ અન્યને વરવાલાયકનથી.

એપ્રમાણે બુદ્ધિલાનું વચન સાંભળી શત્રુંજયરાજાબહુ ખુશીથયો અને તેણીને બહુદ્રવ્ય આપી

**શત્રુંજયરાજા.** તેણેકહ્યુંકે;હેભગવતિ?આપે એ કન્યાનું વૃત્તાંત મ્હને કહ્યું તે બહુસારૂકર્યું. એમ કહી તેણે બુદ્ધિલાને પોતાના સ્થાનમાંથીવિદાયકરી હેસુંદરી ? આસર્વ વૃત્તાંત મ્હારા પુરૂષોએ મ્હનેકહેલુંછે.

તેમજ તે શત્રુંજયરાજાએ રત્નચૂડનામેપોતાનોમંત્રી મ્હારી પાસે મોકલ્યો. તેણે આવી મ્હને

**રત્નચૂડમંત્રી.** કહ્યુ કે; તમ્હારી સુરસુંદરીકન્યા શત્રુંજયરાજાને તમ્હે આપો. તે રાજા તમ્હારી કન્યાનેબહુલાયકછે આપ્રમાણે તેનું વચન સાંભળી મ્હેં તેહેનેકહ્યુ-કે,હેભદ્ર? સુમતિનૈમિત્તિકનાકહેવાથીજેકન્યાનીતમ્હેં

આ નગરીકેનારા ને કન્યાવિદ્યાધરની સ્રીયવાનીછે. માટે સુરસું-
દરીને તો અમ્હારે વિદ્યાધરનેજ આપવાની છે. વળી તમ્હારો
સ્વામીતો ભૂચરમનુષ્ય થયેલોછે, તો તેને કન્યાનીશી-જરૂરછે ?
ત્યારબાદ [illegible] ? એમ તમ્હારે બોલવાની શી-જરૂર
છે ? શું [illegible] ગોઠવ્યોછે, માટે પોતાની
કન્યા તેને [illegible] તમે ખુશીથી આપો અને જો નહી આપો તો
તેનાંથી તમ્હારો પરિણામ બહુ ખરાબ આવશે, એમ મ્હારૂંમા-
નવુંછે એપ્રમાણે તેનું વચન સાંભળીને મને બહુ ક્રોધઆવીગયો
અને તેને મેં કહ્યું કે. હે મતિન્ મ્હારી કન્યા હું તેને આપ-
વાનોનથી. એને જેમ કરવું હોયતેમ ખુશીથી કરે માટે જા, તું
ત્હારા સ્વામીને આ સર્વ હકીકત નિવેદનકર વળી તું અમ્હારે
ઘેર આવેલોછે, તેથી ત્હારો દંડકોણકરે ? એમ જાણી હાલમાં
હું તને મુક્ત કરૂંછું.

બાદ તેરત્નચૂડનવી ત્યાંગયો અનેઆસર્વહકીકત તેણે
શત્રુંજયરાજાની આગળ નિવેદન કરી.

પ્રયાણયાત્રા. જેવી તે એકદમક્રોધાયમાનથઈ પોતાના
બળવડે ગર્વિષ્ટથયો છતો યુદ્ધકરવામાટે
ઉજ્જયિનીમાંથી હાલ નિકળેલોછે. અનેતેનીસાથમાં બહુ સુ-
ભટો તથા અનેક પરાક્રમીરાજાઓ તેમજ સેંકડો શૂરવીર એવા
પાયદળના સમુદાય રહેલાછે. વળી તીક્ષ્ણખુરીઓવડે પૃથ્વીને
ઉખેડી નાખનારા અસંખ્ય લાખો અશ્વો જેની પાસમાં રહેલાછે.
તેમજ ગર્વથી પ્રચંડએવાઅનેક પરહસ્તીઓને ત્રાસઆપવામાં
જ એકરસિક,અને મ્હોટાપર્વતસમાન આકૃતિવાળા અનેક હ-
સ્તીઓથી પરિવારિતઘણું સૈન્ય જેનીસાથે રહેલુંછે,તેમજબહુજ
રોષાતુરથયેલો એવો તેશત્રુંજયરાજા આપણાદેશમાઆવેલો

છે, એમ ચરપુરૂષોએ મ્હને કહેલુંછે. માટે હેદેવી ? તેકારણને લીધે હું બહુ ચિંતાતુર થયોછું. તેસાંભળી મ્હારીમાતા બોલી. હેપ્રિયતમ? આચિંતા કરવાનું આપણે કાંઇકારણ નથી. કેમકે; કનકાવલીને **મદલેખા**નામે પુત્રીછે; ત્હેને **સુરસુંદરી** એ-પ્રમાણે કહીને આપીદો;અનેતેનો સત્કારકરો એટલેતેશત્રુંજય રાજા પોતાના સ્થાનમાં ચાલ્યો જશે, અને જોએમ નહીં કરો તોતેરાજાની પાસે બહુસૈન્યછે,માટે તેઆપણા સૈન્યનેતથા આ-પણાદેશને પાયમાલકરીનાખશે. આપ્રમાણે રાણીનું વચન સાં-ભળી રાજાએકહ્યુ કે; હેદેવી? આપણામંત્રીઓએપણ આપ્રમાણે કહેલુંછે. પરંતુ **મતિસાગર**મંત્રીને આવિચાર સારો લાગતો નથી. કારણકે; તેણેએવું કહ્યુ છેકે; ભલે તેરાજા ગર્વને સ્વાધીન થઈ સંગ્રામમાટે **કુશાગ્રનગર** ઉપર આવે,પરંતુ અહીં આવ્યા બાદ તેનુ મરણથશે એમ **સુમતિ**નૈમિત્તિકેકહેલુંછે. વળીબીજુ એવું કારણ બન્યુ છેકે;જેસમયે તેરાજાપોતાનાનગરમાંથી બહા-ર નીકળ્યોછે તેવખતે ત્હેને બહુ અનિષ્ટ શકુન થયેલાછે. તેમજ શનિશ્ચરાદિક સર્વે ગ્રહો પણ તેના બહુ કઠિન છે, જેથી તેનો પરાજય થયા વિના રહેશે નહિ. માટે તે રાજા અહીં આવશે તો પણ આપણો વિજય થવાનો છે; અને એનો તો પરાજય જ થવાનો છે. માટે હે દેવ ? આપણે કોઇપ્રકારની શંકાકરવા જેવુંનથી, અને અન્ય વિચાર કરવાનીપણ કંઇ જરૂરનથી. તેમ છતાંપણ એને અહીં આવતાં માર્ગમાં-રોકવાનીયુક્તિઓ આ-પણેગોઠવવીજોઇએ. તેમજતેનામાર્ગમાં આવતાંગામોનેઉજ્જડ કરાવો અનેઘાસપાણીવીગેરેનોપણ જલદી ક્ષયકરવો; જેથી તેને જીવવાનાં સાધનો અટકી પડે. વળી દરેકરસ્તાનાં કુવાઓ ઢાંકી દેવરાવો, સરોવરોનાંજલપણ ખરાબકરાવો, જેથી તેઓ પીશકે

નહીં, અને દરેક ઠેકાણે તેઓનો પ્રચાર નથઇશકે તેવીરીતે સૈ-
ન્ય સૈનિકોના પ્રમાણની ગોઠવણ કરાવો. હેદેવી? આપ્રમાણે મં-
ત્રીઓના કહ્યાપ્રમાણે સર્વ ગોઠવણ કરાવીને હું અહીં આવ્યોછું.
પરંતુ શત્રુ બહુ બળવાન્ છે તેથી હું બહુ ચિંતાતુર થઇગયોછું.

હેહંસિની? એમકહેતાંપણ કેટલાકદિવસોપણચાલ્યા
ગયા,તેટલામાંએકદિવસ શત્રુના સૈનિકો
ત્યાં આવી પહોંચ્યા, અને સર્વનગર તે-
ઓએ વીંટીલીધું બાદ શત્રુનું સૈન્ય આ-

સુરસુંદરી.

વેલું જાણી ગયાએ નગરના દરવાજા બંધ કરાવીદીધા. કીલ્લાની
બાહેરની ખાઇની અંદર સંપૂર્ણ જલ ભરાવી દીધું. બખ્તર પહેરી
તલવાર ધરેલા યોદ્ધાઓ કીલ્લાની ઉપર દરેક કાંગરાઓમાં ઉભા
રહ્યા. કેટલાક સુભટો તેઓના શસ્ત્રોને રોકવામાટે યંત્રો તૈયાર
કરે છે. તેમજ નાનાપ્રકારના શસ્ત્રોનેતીક્ષ્ણકરેછે. વળીસુભટોનું
બહુમાન કરાયછે. પ્રતિદિવસે શત્રુના સૈન્યને ઉદ્દેશીનેઉકાલા-
ઓ આપવામાં આવેછે બને પક્ષમાંપણ સુભટો, હાથી, ઘોડા
અને ઉત્તમપ્રકારના પદાતિઓઉચ્છળેછે. સામંતરાજાઓસંશય
મનવાળા થઇગયા સર્વે નગરવાસી લોકો બહુ વ્યાકુલ થઇગયા;
તેમજ હવે શુંકરવું? એબાબતમાં અમ્હારાસર્વમંત્રીઓ વિમૂઢ
બનીગયા. કેટલાક કાયર પુરૂષો યુદ્ધનો પ્રસંગ જોઇ ભયભીત
થઇગયા કેટલાક પરાક્રમી સુભટો યુદ્ધ કરવા તૈયાર થઇગયા.
પછી સાહસ રૂપીછે ધન જેમનું એવા અમ્હારાપિતા સુમતિનૈ-
મિત્તિકનાવચનવડે સર્વ સુભટોને ધૈર્ય આપવાલાગ્યા.હેહંસિ-
ની ? આપ્રમાણે સર્વ નગરમાંચારેતરફખળભળાટવ્યાપીગયો.

બાદ હેહંસિની? બીજેદીવસે હુંહવેલીના ઉપરનાભાગમાં
રાત્રીએ સુતિહતી, તેવામાં કોઇએ મ્હારૂં

**સુરસુંદરીનું અપહરણ.**

હરણકર્યું; તે જોઈ હું જાગીઉઠી અને એકદમ ભયભીત થઇગઇ, જેથી હું ગભરાઇને વિલાપ કરવા લાગીકે; હા? જનની? હા? તાત? કોઈ દેવઅથવા વિદ્યાધર મ્હારૂં હરણકરીચાલ્યો જાય છે. માટે હેસુભટો? ધોડો, ધોડો! એની પાસેથી મ્હનેમુક્ત કરો, મુક્તકરો ? એપ્રમાણે હું પ્રલાપ કરતી હતી તેવામાં તેણે મ્હનેકહ્યુ કે; હેસુતનુ? તું કિંચિત્ માત્રપણ ભય પામીશનહીં. હું ત્હારૂં કંઈપણ અનિષ્ટ કરીશ નહીં. તું મ્હારા પ્રાણથીપણ મ્હને બહુ પ્રિય છે. ત્હારૂં અદ્દભુત પ્રકારનું સ્વરૂપ જોઈ મ્હને બહુ રાગ ઉત્પન્ન થયો, જેથી મ્હેં ત્હારૂં હરણકર્યું છે. હેસુંદરી ? ભયભીત થઇ તુ શામાટે આપ્રમાણે વિલાપ કરે છે? હેસુતનુ? વૈતાઢ્યપર્વત વાસી **મકરકેતુ**નામે હુ વિદ્યાધર છું.મ્હારીસાથે તુ ભોગવિલાસકરીશ?શામાટેતુંઉદ્વિગ્નચિત્તવાળીથઈરૂદનકરેછે ? એપ્રમાણે તેનું વચનસાંભળી મ્હારાહૃદયમાં બહુ આનંદથયો, અને મ્હેં જાણ્યું કે; ચિત્રમાં આલેખેલા જેના સ્વરૂપને જોઇ હું પ્રથમ કામાતુરથઈ ઉન્માદદશામાં આવીહતી તે આ પ્રિયંવદાનો ભાઇ**મકરકેતુ** શું મ્હારો પ્રિયછે? અથવા તેતો હાલમાં નાનાપ્રકારની વિદ્યાઓ સાધે છે. માટે તેનુ અહીં આગમન ક્યાંથી થાય? વળી મ્હારૂં એટલુંબધું પુણ્ય ક્યાંથી હોય કે જેથી તેભાગ્યશાળીનું સાક્ષાત્ દર્શન મ્હને થાય ? એમ હું ચિંતવન કરતી હતી તેટલામાં તે મ્હને કોઇક પ્રદેશમાં લઇ ગયો. બાદ ભૂમિ ઉપર ઉતારીને એક કદલીગૃહમાં તેણે મ્હને મૂકી દીધી તેટલામાં; હેપુત્રી ? ખરેખર તપાસ કરી તું જોઈ લે ? તે આ ત્હારો સ્વામી નથી, એમ સત્ય વાર્ત્તા કહેવાને માટે જેમ તરતજ તે રાત્રી ક્ષીણ થઇગઇ? અનુક્રમે પ્રભાત સમય થયો

એટલે કપ્ટસ્વરૂપધારી તે પુરૂષને જોઇ હું બહુ શોકાતુર થઇગઇ; અને વિચાર કરવા લાગીકે; હા! મહાકષ્ટ આવી પડ્યું. તે આ મ્હારો પ્રિય નથી; તેતો તપાવેલા સુવર્ણ સમાન કાંતિને ધારણ કરતો કામદેવસમાન તેજસ્વી દેખાતો હતો ચિત્રમાં રહેલા તે પ્રિયનું કિંચિત્ માત્રપણ સૌંદર્ય આના અંગમાંરહેલુંનથી માટે હવે મ્હારે શું કરવું? અહીં કોઇપણ મ્હારૂં શરણ નથી. હાલમાં હું પરવશ થઇ પડી છું,એમ હું ચિંતવન કરતી હતી તેટલામાં ભયને લીધે મ્હારૂં શરીર બહુ કંપવા લાગ્યું. બાદ અશ્રુધારાઓથી મ્હારાં ગંડસ્થલ ભીજાઇ ગયાં અને ભયથી ધ્રુજતી મ્હને જોઇ તે કહેવા લાગ્યોકે; હેસુતનુ ? તું ભૂતપિશાચની શંકા ધારીને મ્હારાથી શામાટે બ્હીએ છે? હેમૃગાક્ષી? જે કાર્યને લીધે મ્હેં ત્હારૂં હરણ કર્યું છે તે સંબધી મ્હારૂ વૃત્તાંત તું સાભળ.

**શ્રીગંધવાહનરાજા.** વૈતાઢ્યપર્વતમાં ઉત્તમ રૂદ્ધિવાળુ ગંગાવર્ત્તનામે સુપ્રસિદ્ધએકનગરછે. તેમાં **શ્રીગંધવાહન** રાજા રાજ્ય કરેછે. તે સર્વ દિશાઓમાં વિખ્યાતછે. **મદનાવલી**નામે તેનેરાણી છે. તેણીને **નભોવાહન, મકરકેતુ** અને **મેઘનાદ** એમ ત્રણ પુત્રોછે. હવે **નભોવાહન** વિદ્યાસિદ્ધથઈ યૌવનવયમાંઆવીગયો છે. તેનેમાટે **કનકમાલા** નામની એક ઉત્તમ કન્યાની માગણી કરેલીહતી. વળી તેના વિવાહના સમયે **ચિત્રવેગ** વિદ્યાધર તે કન્યાનો અપહારકરીપોતેપરણીગયો, તેથીતેનીઉપરકોપાયમાન થઈ તે **નભોવાહન** તેનું વૈરલેવા તેનીપાછળચાલ્યો, અને **નાગિની**વિદ્યાવડે તેને બાંધી ત્યાંપડતોમૂકી **કનકમાલા**નેલઇ તે પોતાના નગરમાં ચાલ્યોગયો ત્યારબાદ સ્રીસહિત **ચિત્રવેગ**

વિદ્યાધરનો, તે અપકારી થયો, તેથી તે નભોવાહનની સર્વવિદ્યાઓ વિચ્છિન્ન થઈગઈ.

**ચિત્રવેગચક્રવર્તી.**

બાદબહુસમયના પરિચયવાળા કોઇએક દેવતાએ ચિત્રવેગ વિદ્યાધરને વિદ્યાઓ આપી, તેથી તેસર્વ વિદ્યાધરોનો ચક્રવર્તી થયો.ત્યારબાદસર્વ વિદ્યાધરેંદ્રો પોતાની મેળેજ ત્યાં આવી ત્હેનેપ્રણામકરવાલાગ્યા. આપ્રમાણે સર્વહકીકત જાણીનેમ્હારા પિતાને વૈરાગ્યભાવ ઉત્પન્નથયો.અનેતેકહેવાલાગ્યાકે; હેભવ્યાત્માઓ? આ સંસારની વિચિત્રતાજુઓ?મનુષ્યોના મનોરથો અન્યપ્રકારના ઉદ્ભવેછે, અને દૈવનાયોગવડે કાર્યોનો પરિણામ કોઇઅન્યપ્રકારનોઆવેછે. હુંએમધારતોહતોકે; પોતાના પુત્રને વિદ્યાધરોનો ચક્રવર્તી કરીને કૃતાર્થ થઇશ. પશ્ચાત્ કેવલજ્ઞાની એવા પિતાની પાસે દીક્ષાગ્રહણ કરીશ. પરંતુ તે સર્વ બાબત અન્યથાથઇગઇ. માટે હવે નરકાદિકના કારણભૂત એવા આ રાજ્યવડેશુંકરવાનુંછે? પિતાના ચરણકમલનીસેવાકરવીએજમ્હને ઉચિતછે. કારણકે; આ અસારસંસારમાં ગુરૂશિવાય અન્ય કોઈ રક્ષકથતોનથી. શાસ્ત્રમાંપણકહ્યુંછેકે;

**विदलयति कुबोधं बोधयत्यागमार्थं,**
**सुगतिकुगतिमार्गौ पुण्यपापे व्यनक्ति ।**
**अवगमयति कृत्याऽकृत्यभेदं गुरुर्यो,**
**भवजलनिधिपोतस्तं विना नास्ति कश्चित् ॥ १ ॥**

અર્થ—"સંસારરૂપીસમુદ્રમાંવ્હાણુસમાનએવાજેગુરૂમહારાજ પ્રાણિઓના કુબોધને દૂર કરેછે. તેમજ શાસ્ત્રોના અર્થનો બોધ કરેછે. સુગતિ (સ્વર્ગાદિક) કુગતિ (નરકાદિક)નામાર્ગરૂપ

પુણ્ય અને પાપનો ભેદ સ્પષ્ટ રીતે સમજાવેછે. એટલુંજ નહીં પરંતુ કૃત્યઅનેઅકૃત્યના વિભાગનો બોધઆપેછે. એવા તે સદ્ગુરૂવિના અન્ય કોઇ આ દુનીયામાં તારક છેજનહીં." વળી તે ગુરૂકેવાહોયછે; તેનુંલક્ષણુપણુશાસ્ત્રમાંદર્શાવેલુંછે. જેમકે;—

अवद्यमुक्ते पथि यः मवर्त्तते,
मवर्त्तयत्यन्यजनं च निःस्पृहः ।
स एव सेव्यः स्वहितैपिणा गुरुः,
स्वयं तरंस्तारयितुं क्षमः परम् ॥ १ ॥

અર્થ—" આભવાટવીમાં વર્ત્તમાનહોવાછતાં જેમની પ્રવૃત્તિકેવલ નિર્દોષમાર્ગમાંજહોયછે. તેમજ પોતે નિઃસ્પૃહ છતાં અન્યમનુષ્યોને ધર્મમાર્ગમાં પ્રવર્ત્તાવેછે વળી જેપોતે ભવસાગરને તરતા છતા અન્યને તારવાને શમર્થ હોય,તેવા ગુરૂનીજ પોતાનું હિત ઇચ્છનાર પુરૂષે સેવા કરવી જોઇએ." કારણકે; તે શિવાય કર્મવૈરીનો ભયદૂરથવાનોનથી.

**અસારસંસાર.**

કારણકે; આ સંસારમાં વસ્તુતઃ કોઇપણ સારમયપદાર્થ દેખાતોનથી તેમજ નરકસ્થાનમાંઅતિ દારૂણ અને ઘોર એવી દુ:સહ વેદનાઓ ભરેલીછે કર્મોનોપરિણામ બહુ વિચિત્ર પ્રકારનોહોયછે. ઇંદ્રિયોનો સમૂહપણ અતિશય ચંચળ હોયછે તેમજ આ દુનીઆની અંદર રાગઅનેદ્વેષ બહુદુર્જયથઇપડયાછે. ચિત્તનીસ્થિરતા કિંચિત્માત્રપણુ જોવામાંઆવતીનથી. કામાદિક વિષયપણુ કિંપાકના ફલસમાન દુઃખદાયકહોયછે. પ્રિયવસ્તુનો વિયોગપણુ અતિદુ:સહથઇપડેછે. કામક્રીડાનો વિલાસ પરિણામમાં અતિશય વિષમ દુઃખદાયકથઇપડેછે. તેમજ યૌવનનામ-

દમાં સેવનકરાતી યુવતિઓ નરક નગરના માર્ગસમાન કહેલીછે. કુશ (દર્ભ) અનેસૂચિ (સોંય)નાઅગ્રભાગમાંરહેલા અનેપવનથી હણાયેલા જળબિંદુની માફક પ્રાણીઓનું જીવિતઅત્યંત અસ્થિરકહેલું છે. વળી આ દુનીયામાં સર્વપ્રાણીઓને સામાન્યપણે મરણતોરહેલુંજછે. તેમાંપણ કેટલાક જીવો પરસ્પર એકબીજાને છેતરવામાં ઉદ્યુક્તહોયછે.દુષ્ટએવા લોભાદિક કષાયોવડે લોકોને કોઇપ્રકારની શાંતિહોતીનથી. તેમજગૃહવાસ કેવલઅશુભફલથી ભરેલોછે. વળી મનુષ્યભવ પામવો તેપણબહુદુર્લભ છે. ધર્મકાર્યમાબુદ્ધિરાખવી તેપણ બહુકઠિણછે. રાત્રી અને દિવસનોસમય બહુવિઘ્નોથી ભરેલોછે આ જગત્મા સર્વને લોભાવનારી લક્ષ્મી પણ સ્વભાવથી ચંચળછે લોકોની અંદરરહેલો પ્રેમભાવ સ્વપ્ન સમાનગણેલાછે. વળી આજીવલોકનીઅંદર આર્યક્ષેત્રાદિક સંપદાઓની પ્રાપ્તિ અતિ દુર્લભહોયછે. તેમાં વળી અજ્ઞાનદશા તો અતિદારૂણ કષ્ટદાયકથાયછે મિથ્યાત્વથી વિમૂઢ થયેલા જીવોની સ્થિતિ બહુ અધમ પ્રકારની થઇપડેછે. દરેક પદાર્થોની સ્થિતિ દરેક સમયે એકસરખી રહેતીનથી. ધર્મકાર્યમાં અતિનિંદિત એવો પ્રમાદભાવ જાગ્રત્રહેછે. શરીરનું સામર્થ્ય ક્ષીણ થાયછે. તેમજ પ્રાણીઓનુ આયુષ્પણ બહુ થોડું હોયછે.હવે અધિક શું કહેવું ? નારક, તિર્યગ્, મનુષ્ય અને દેવ એ ચારે યોનિમાં અત્યંત દુઃસહ દુઃખોથી પીડાયેલા પ્રાણીઓનુ શરણ શ્રીજૈનધર્મ શિવાય બીજુકોઇનથી. માટે હું તાતની પાસેજઇ મ્હારો મનુષ્યભવ સફલકરૂં. બાદ **નભોવાહન** રાજાએ પણકહ્યું કે; હુંપણ પિતાના માર્ગનેઅનુસરીશ.કારણકે;આજસુધી મ્હેં સ્વામીપણું ભોગવ્યુ છે,અનેહવે આજ્ઞાપ્રમાણે વર્ત્તનાર એવાપોતાના ચાકરની સેવાને અમ્હે કેવીરીતેકરીશકીએ ? ત્યારબાદ પિતાએકહ્યું

કે,વિવેકીપુરૂષોને તો એમકરવું તેજ ઉચિતછે.એમકહી પોતાના પુત્રસહિત **ગંધવાહન** રાજા તે સમયને ઉચિત કાર્ય કરીને **સુરવાહન** કેવલીભગવાનનીપાસે નિર્મળચારિત્રલઇ યથાવિધિ પાળીને અષ્ટકર્મનો ક્ષય કરી પોતે અંતકૃત્ કેવલી થયા.

**રાજ્યાભિષેક.**

બાદ વિદ્યાધરનોચક્રવર્ત્તી તે **ચિત્રવેગ** તેજ પોતાના નગરમાં રહીને રાજ્ય ચલાવવા લાગ્યો. અને પોતાના દેશનોએકખંડ મ્હને આપીનેતેનીઅંદર મ્હારોપણરાજ્યાભિષેક તેણેકર્યો. પછી કેટલોક સમય વ્યતીતથયાબાદકોઈકકાર્યને લીધે પ્રભાતકાળમાં હું એકાકી રત્નદ્વીપમાંજવામાટે પોતાના નગરમાંથીનીકળ્યો. આકાશમાર્ગેહુંચાલતોહતો,તેવામા હેસુંદરી ? હવેલીનાઉપરનાભાગમા સુતેલી તું મ્હારી દૃષ્ટિગોચરથઇ. જેથી હુ કામદેવના બાણોનેસ્વાધીનથઈગયો, અને એકદમ મ્હે ત્હારૂં હરણકર્યું છે માટે હેસુંદરી? હવેતુ રૂદનકરીશનહીં. મ્હારા પ્રાણોનીપણ તુ સ્વામિની છે.અને આ વૈતાઢ્યપર્વતનેવિષે મ્હારી સાથે અનેક પ્રકારના ભોગવિલાસ તું કર એપ્રમાણે તેનુ વચન સાંભળી વજ્રથી હણાયેલીનીમાફક અત્યંત હુંદુ:ખીથઇગઈ અને વિચારકરવાલાગીકિ; મ્હારા પાપના વિસ્તારનેધિક્કારછે મ્હારા માટે મ્હારાપિતાપણ મ્હોટા શત્રુની તુરત આપત્તિમા આવી પડયાછે. તેમજ મ્હારો રાગ અન્યપુરૂષઉપરહતો છતાંપણ આ પાપિષ્ઠ મ્હને હરણ કરીને અહીં લાવ્યોછે.મ્હારાજીવિતને વારંવારધિક્કારછે. પિતાને બહુદુ:ખ થયું તેમજમ્હારાપ્રિયપતિનો લાભપણ મ્હનેથયોનહીં. જો શત્રુંજયરાજાની સાથે મ્હને પરણાવીહોત તો પિતાનેપણ આટલું દુ:ખ આવતનહીં. અથવા તે મ્હારા મનોભીષ્ટ સ્વામીના લાભવડે હું સુખી થઇશ. પરંતુ હા-

લમાં આ મ્હારાપાપની પરિણુતિને લીધે એકેપણુ કાર્ય સિદ્ધ થયુંનહિ. એમહું ચિંતવનકરતીહતી તેટલામાં તેણે મ્હનેકહ્યુ કે; હેસુંદરી ? તું હાલમાં અહી રહેજે. મ્હેં પ્રથમ પ્રજ્ઞપ્તિવિદ્યાની પૂર્વસેવાનો પ્રારંભકર્યોછે,તેનો એક હજાર જાપકરવાનોછે, તેથી હું આનજીકમાં રહેલી વાંસડાઓની ઝાડીમાં જઇ તે જાપ પૂર્ણ કરી જલદી અહીં પાછો આવુછું. ત્યાંસુધી ત્હારે અહીંથી ક્યાંઇપણુ જવું નહીં.

**વિષવૃક્ષ.**

એપ્રમાણે મ્હને આજ્ઞા કરીતે વિદ્યાધર વંશઝાડીમાંચાલ્યોગયો. બાદ હુંપણુ એકલી ત્યાં બહુ શોકાતુરથઇગઇ. હવે મ્હારે શુંકરવું ? ક્યાં જવું ? વિગેરે કાર્યમાં હુ વિચાર મૂઢ બનીગઇ. શરણુવિનાની હુંએકલીભયભીતથઇકંપવાલાગી. પોતાના ટોળામાથી ભ્રષ્ટથયેલી મૃગલીની માફક ચંચલ દૃષ્ટિએ હું ચારે તરફ દિશાઓનું અવલોકન કરવા લાગી. અશ્રુજલવડે નેત્રો ભરાઇ ગયા અને રૂધ્ધકંઠે હું રૂદન કરતીબેઠીહતી. તેટલામાં ત્યાં નજીક ભાગમાં રહેલો બહુશાખાઓથી ભરપુર અને વિશાલ એવો એક વૃક્ષ મ્હારાજોવામાંઆવ્યો. પવનથી કંપતા એવા ફલોના ભારવડે નમી ગયેલી લતાઓના સમૂહથી વ્યાપ્ત, મનોહર ફ્લોવડે વિભૂષિત, ચારેતરફ સુગંધને પ્રસરાવતો, અતિશય પત્રોને લીધે ઘાઢ છાયાવાળો, જેનાં ફલ ખાવાથી નીચે પડિ ગયેલા પ્રાણીઓના સમૂહોએ કરેલા મંદ શબ્દોવડે વાચાલિત, નીચેપડતા, શ્વાસલેતા, તડફડતા અને મરી ગયેલા પક્ષીઓવડેવ્યાપ્તછે નીચેનો ભાગ જેનો અને દરેકપ્રાણીઓનોસંહાર કરનાર જાણે મૃત્યુ હોયનેશું ? એવા અતિ ઉન્નત તે વિષવૃક્ષને જોઈ બહુ દુ ખથી પીડાયેલી એવી હું તે સમયે મરવા માટે

તૈયાર થઇગઇ; અને મ્હારા મનમાં વિચાર થયોકે,પ્રિય, બંધુ, માતા અને પિતાના વિરહવાળી અધન્ય એવી હુ એકલી અહીં શું કરીશ ? મ્હારૂં જીવન દુર્દૈવને લીધે બહુજ દુ:ખી થઇપડયુ છે; એમ ચિંતવન કરતી હુ તે વૃક્ષની પાસમાં ગઇ; અને હે પ્રિયસખી હંસિની ? તેવિષવૃક્ષનું ફલલઇ મ્હેં તરતજ મ્હારા મુખમાં મૂકીદીધું. અને ફરીથી આવી પીડા મ્હને જન્માતરમાં પણ મા થાઓ ? એમકહીને શોકસહિત ક્ષણમાત્ર ત્યાંહું બેઠી એટલામા મહાનવિષમ્હારા શરીરમાંવ્યાપીગયુ જેની વેદનાથી એકદમ હું પૃથ્વી ઉપર પડીગઇ.

વનની અ દર રહેલા વૃક્ષો જાણે ભ્રમણ કરતાં હોયને શું ? સમસ્ત ભૂમ ડળ જાણેઉદ્વર્ત્તન કરતું હોયનેશું ? સર્વશરીરનાસાધાઓ વિચ્છિન્ન થતા હોયનેશું?તેમ દરેકમ્હારાં અ ગો

**વિષમૂર્ચ્છા.**

તુટવાલાગ્યાં, બાદહેભદ્રે ? તેસમયે એટલીબધી પીડાવધીપડીકે; જેનું મુખેથી વર્ણનપણકરીસકાયનહી,એવીબહુદુ:ખીઅવસ્થામાં હુંઆવીપડી. ત્યારપછી મ્હારૂં જેકંઇપણ થયું હોય તે હુંકિંચિત્ માત્રપણજાણુતીનથી, કેટલોક સમય વ્યતીત થયા બાદ અમૃત સમાન શાતિદાયક એવા કોઇ તરૂણના ઉત્સગ ( ખોળાસા ) રહેલો મ્હેં મ્હારા દેહને જોયો, વળી તે યુવાન્ પુરૂષ વિષને દૂર કરવામાં શક્તિવાળું જળમ્હનેપાતોહતો, સુકોમલ હસ્તવડે તે પોતેજ મ્હારા અંગોનુંમર્દનકરતોહતો, તેમ તે મ ત્રેલાજળનું મ્હારાશરીરેસિંચનકરતોહતો, તેમજ મ્હારીપ્રિયસખી પ્રિયંવદાહાથમાંપાણીથી પલાળેલો વીંજણો લઇ ઠંડો પવનનાખતી હતી, અને પોતાના મુખેથી તે પોતાના ભાઇની આગળ લાબા વખતથી જોયેલુએવુંચિત્રપટાદિકનાઅવલોકનપર્યંતનુંસર્વ મ્હારૂં

વૃત્તાંતકહેતીહતી,તેમજ તેપુરૂષપણ હર્ષવડે રોમાંચને ધારણકર-
તોછતોતેવાતસાંભળવામાંબહુરસિકબન્યોહતો. આવી અવસ્થા-
માપડેલા મ્હારા આત્માને જોઇ હું કંઇક તેઓની સારવારથી સ-
ચેતનથઇ વળીમ્હારી વિષવેદનાપણ ધીમેધીમે ક્ષીણથઈગઇ.બાદ
હું સ્વસ્થદશામાઆવી એટલે જાગ્રત્‌થઇ વિચારકરવાલાગીકે; હે
હંસિકે? ખરેખર આ શું મ્હને સ્વપ્નઆવ્યું હશે?એમ હુંવિતર્ક
કરતીહતી તેટલામાં મ્હારાં નેત્ર ઉઘડી ગયાં અને મ્હેં જોયુ તો
કામદેવસમાન તેજસ્વી એકતરૂણપુરૂષ મ્હારાજોવામાંઆવ્યો.

**તરૂણરાજકુમાર.**

જાણેમ્હારાહૃદયમાથીનીકળેલો હોયનેશું?તેમ તે ચિત્રપ-
ટમાંરહેલા કુમારને અનુસરતા યુવાનને
જોઈ મ્હનેવિચારથયોકે; શું આતે ઈંદ્ર-
જાળહશે? કિંવા મ્હારોજન્માંતરથયો?
અથવા શું આ સ્વપ્નહશે? કિંવા મ્હારીબુદ્ધિનોભ્રમથયોહશે?
કિંવા શું આ સત્યવાતજહશે? અથવા આ સત્યબીનાતો નહીંજ
હોય. મ્હારૂં એટલું પુણ્ય ક્યાથી હોયકે,તે મ્હારા મનોવાંચ્છિત
સ્વામીનુ આ મ્હારાંનેત્રોવડે દર્શનથાય? વળી તેના ખોળામાં
મ્હારો સ્પર્શથયોહોય તે બાબતનો સંભવ અહી ક્યાંથીહોય?

**પ્રિયંવદાનોમેળાપ.**

એમ હુંવિચારકરતી હતી તેટલામાં પ્રિયંવદાએ મ્હને
બોલાવી; હે **સુરસુંદરી**? હજુસુધીપણ
ઉદ્વિગ્નની માફક તું શુ જોઇરહીછે? આ
રત્નદ્વીપનામેદ્વીપછે.હું પ્રિયંવદાનામ-
નીત્હારીબ્હેનછુંઅને સિદ્ધકરીછે વિદ્યાઓજેણેએવોઆમકરકેતુ
નામેમ્હારોભાઇછે. એપ્રમાણે પ્રિયંવદાનુ વચનસાંભળી નક્કી
આ મ્હારોપ્રિયપતિછે એમજાણી મ્હારામનમાં બહુજહર્ષથયો.

અને ભયથી કંપતું છે શરીર જેનું એવી હું સંકીર્ણ રસાંતરને અનુભવવાલાગી. બાદ તે યુવાનના ખોળામાંથી ઉઠીને એકદમ હું પ્રિયંવદાનીપાસેજઈનેબેઠી, અને કટાક્ષોવડે હું ત્હેનેજોવા લાગી, તેમજતેનીપણ દૃષ્ટિ મ્હારીતરફપડતીહતી તેટલામાં ત્યાં આગળ એક વિદ્યાધરઆવ્યો અનેવિનયપૂર્વક તે કહેવાલાગ્યોકે; હેકુમારેંદ્ર ? શ્રીજીનેંદ્રભગવાનની પૂજાનો સમયથયો છે, માટે આપ પધારો.એમ તેનુ વચનસાભળી પ્રિયંવદાને મ્હારી પાસે મુકી કેટલાકપુરૂષોનેસાથેલઇ તેકુમાર શ્રીજીનેંદ્રભગવાનના મંદિરમાંગયો. બાદ પ્રિયંવદાએ મ્હને પૂછયું કે, હેસુતનુ ? ભૂચર મનુષ્યોને અતિ દુર્ગમ એવા આ રત્નદ્વીપમાં તુ કેવીરીતેઆવી? વળી આ વિષફલનુ ભક્ષણકરીને આવા ભયંકર કષ્ટમા તુંશામાટે પડી ? આપ્રમાણે તેના વચન સાભળી મ્હે મ્હારૂં પૂર્વોક્ત સર્વવૃત્તાંત ત્હેને સવિસ્તરકહીસંભળાવ્યું પછી મ્હે પણતેણીનેપૂછયું કે; હે પ્રિયંવદે ? તેસમયે મ્હને ચિત્રપટ આપીને તુ ક્યા ગઈ હતી? મ્હારી પાસેથી ગયાબાદ તમ્હે શું કાર્યકર્યું? વળી વિષભક્ષણકરી હું આભયંકર જંગલમાંપડીહતી,ત્યાંતમ્હારૂંઆગમન ક્યાથીથયું ? અને અતિદારૂણ એવું આ મ્હારાશરીરમાં વ્યાપી ગયેલું વિષ તમ્હે કેવીરીતેનિવૃત્તકર્યું ? બાદ પ્રિયંવદાબોલી. હે સુરસુંદરી? ચિત્રપટ તમ્હનેઆપીને હું ત્યાથીઉત્તમએવા આ રત્નદ્વીપમાં જલદીઆવીપહોંચી પછી હું કેટલાક પોતાના પરિજનસાથે રહેલા મકરકેતુની પાસે જઇને પોતાના ભાઈના સ્નેહ વડે કેટલાક દિવસ અહીં રહી.બાદ અહીં આવેલા મ્હારા પિતાએ મ્હને કહ્યુ કે; હે પુત્રી ? હાલમાં તું અહીજ રહે ! અને મકરકેતુકુમારની સારવારકરનારી પરિચારિકાથા. એમ કહી તેઓ પોતાના સ્થાનમાં ગયા. પિતાની આજ્ઞામાં હું તૈયારછું એમકહી હેસુતનુ ? વિદ્યાસાધવામાં ઉદ્યુક્તથયેલામ્હારા

ભાઈનીપાસે આ દ્વીપમાંહું રહી.બાદ **મકરકેતુ**ની વિદ્યાઓસિદ્ધ થઈ એ વાર્ત્તા મ્હારા પિતાના જાણવામાં આવી. એટલે કેટલાક વિદ્યાધરોનેસાથેલઇતેઓઅષ્ટાહ્નિકમહોત્સવકરવ.માટે ફરીથીઆ દ્વીપમાઆવ્યા ત્યારબાદ મ્હોટાઉત્સવવડે શ્રીજીનેંદ્રભગવાનનો મહિમા કરીને વિધિપ્રમાણે વિદ્યાઓનું પૂજનપણ તેમણેકર્યું. પછી માનવાલાયક સજ્જનોનાં સન્માનપણકર્યાં. પૂજ્યજનોની પૂજાઓકરી. તેમજ વિદ્યાધરોને અનેકપ્રકારનાં દાનઆપ્યાં, ઉત્તમપ્રકારનાં નૃત્ય, ગીતઅનેવાજીંત્રોના આડંબરસહિત અઠ્ઠાઈ મહોત્સવ સારીરીતેપ્રસારકરાવ્યો. એમ દરેક વિધિ સંપૂર્ણકરી મ્હારા પિતા આજે પ્રભાતમાં રત્નસંચય દ્વીપનાંગયા. તેમજ **મકરકેતુ**પણ બાકીનાં કાર્યસિદ્ધકરવામાટે અહીં રહ્યોછે. વળી તે આજે પ્રભાતકાલમાં આવશ્યકકાર્યકરી જંગલજવામાટે બહારનીકળ્યોહતો. ત્યાં નજીકમાંરહેલા એક વાંસડાઓના વનમાં પડેલુ ઉત્તમ પ્રકારનુ એકખડ્ગ તેના જોવામાંઆવ્યું. યમજીહ્વા સમાન ચકચકિત, તરૂણ તમાલપત્રસમાન કાંતિવાળુ અને સ્ફુરણાયમાનકાંતિવડે અત્યંત દુષ્પ્રેક્ષ્ય એવા તે ખડ્ગને કૌતુકવડે પોતાના હસ્તમાં ગ્રહણકરીને નજીકમાં રહેલા વનની અંદર એક વાંસના જાળામાં તે ખડગનીપરીક્ષામાટે એકદમ તેણેપ્રહારકર્યો કે તરતજ તે વંશજાલિકા કપાઇગઇ.

**વિદ્યાધરનોવધ.**

તેવામાં તે ઝાડીનીઅંદર વિદ્યા સાધવા બેઠેલા કોઈએક વિદ્યાધરનું મસ્તક કપાઇ ગયેલું તેના જોવામાં આવ્યુ. જેના વામહસ્તમાં સ્થૂલ મૌક્તિકની માળા (જાપમાલા) ધારણકરેલીહતી, તેમજ પોતાના હૃદયમાં વિદ્યાનોજાપકરવાથી

જેની ઇંદ્રિયોકાઇંગયેલીહતી અનેતેનાનેત્રોપણ નાસિકાતરફ રાખેલાહતાં. તેમજજેનુંલક્ષ્ય વિદ્યાસાધવામાંજકેવલરહેલુંહતું; એવા તે વિદ્યાધરનું મસ્તકત્યાભૂતલઉપરપડેલુંજોઇ તેનાસ્નનમાં ત્રાસ ઉત્પન્નથયોકે, અરે? આમ્હેંશું કર્યું ? એમ ખેદાતુરથઇ તે તેનીપાસેગયો અને તપાસકરતાતેણેજાણ્યુ કે; આતો તેજ મકુરકેતુ ગંગાવર્ત્ત નગરનો અધિપતિ ગંધવાહન રાજાનોપુત્રછે. અરે! પ્રમાદનેલીધે આવિચારાનિરપરાધીનેમ્હે શામાટેમાર્યો? મ્હારાઅજ્ઞાનપણાનેધિક્કારછે કેજેથીનિરર્થકઆવુંપાપમ્હારેસેવવું પડ્યું ! આવા પાપ કર્મ કરવાથી પ્રાણીઓ કુગતિમાચાલ્યાજાય છે શાસ્ત્રમાપણકહ્યુ છેકે,-

पुरुषः कुरुते पापं, बंधुनिमित्तं वपुर्निमित्तं वा ।
वेदयते तत्सर्वं, नरकादौ पुनरसावेकः ॥ ? ॥

અર્થ—" જેપુરૂષ પોતાના પ્રમાદને વશથઇ બંધુઓના ઉદ્ધારમાટે અથવા પોતાના શરીરમાટે જેકંઇ પાપઉપાર્જનકરે છે તજ્જન્ય સર્વઅનિષ્ટફળને તે એકલોજ પરાધીનથઇને નરકાદિકસ્થાનોમ. ભોગવેછે" એપ્રમાણેવિચારકરતો અનેવારંવાર પોતાનેનિંદતો તેકુમાર ખિન્નથઇકેટલાંક ડગલા આગળ ચાલ્યો, તેટલામાંતેનુંદક્ષિણનેત્રફરકવાલાગ્યું.તેજોઇ તેનામનમાતેવિચાર કરવાલાગ્યો. "હુંમાનુંછુકે; મ્હનેકોઇપણપ્રિયવસ્તુનો આજેલાભ થવોજોઇએ." એમ ચિંતવતો તેકુમાર વિષવૃક્ષનીનીચે આવ્યો અનેત્યાપડેલી તું ત્હેનાજોવામાઆવી.હેસુંદરી?લાવણ્યથીભરપુર એવા સર્વઅવયવોને ધારણકરતીઅનેચંદ્રલેખાનીમાફકજનોના મનને આનંદઆપતી એવી ત્હનેજોઇ કુમારનુંશરીર જાણે અમૃતથી સિંચાઇગયુંહોયનેશું? તેમતેઆનંદિત થઇગયો.

અરે? આ યુવતી મરી ગએલીછે છતાંપણ મ્હારા હૃદયને આટલો અનહદ આનંદ કેમ આપે છે? નવીનયૌવનથી વિભૂષિતઆયુવતિ મ્હારીમનોવલ્લભાહોય તેમલાગેછે. એનો હું તપાસતોકરૂંકે; મરીગઇછે? કિંવા તેજીવે

**સુરસુંદરીનું જીવન.**

છે? એમ વિચાર કરી જેટલામાં તે તપાસકરેછે તેટલામાં ત્હારા મુખમાંરહેલા વિષમયફલનો ટુકડોતેના જોવામાંઆવ્યો. તેઉપરથી તેણેજાણ્યું કે; અતિતીવ્રએવાવિષવિકારનેલીધે આ બાલા અચેતન થઇગઇછે.માટેએનેજલદી પોતાનાસ્થાનમાં લઇજઇને એનો ઉપાય હુંકરૂં, એમવિચારકરી;હેસુરસુંદરી?તે ત્હનેઅહીં લાવ્યો.અનેપૂર્વોક્ત સર્વવૃત્તાંત મ્હનેતેણે કહીસ ભળાવ્યું.ત્યાર બાદએણે મ્હનેકહ્યુંકે; હે બ્હેન ? પિતાએ વિદ્યાપ્રદાનના સમયે જેવીટી આપેલીછે ત્હેને જલ્દી તું અહીં લાવ તેની અંદર દીવ્ય મણિરહેલોછે, તેએવો અમૂલ્યછેકે; જેના પ્રભાવથી સમગ્રવિષ વિકારાદિકદોષો નિર્મૂલ થાય છે. એ સંબધિ પ્રતીતિ અમ્હને સાક્ષાત્થયેલીછે. તેમાંપણ વિષ દોષનેહરવામાં તો તેનોવિશેષ મહિમા ગણવામાં આવેલોછે. વળી વિદ્યાધરોનાકુમારોને એણે કહ્યું કે; શ્રીજીનેદ્રભગવાનનીપૂજાસામગ્રીનેજલદી તમ્હે તૈયાર કરો. આ યુવતિને સ્વસ્થ કર્યાબાદ આપણે ભગવાનની પૂજા કરવાની છે. તેમજ તે વશજાળમાં વિદ્યાધરનો મ્હેં ઘાત કરેલોછે તેની વિશુદ્ધિ માટે શાંતિકર્મ કરવાનુંછે, અને વિઘ્નોના જયમાટે કેટલોક મંત્રજાપપણમ્હારે કરવાનોછે. એમ તે કહેતો હતો તેટલામાં મ્હેં તેવીંટી ત્હેને લાવીને આપી. એટલે તરતજ તેણે તે મણીનુંપાણી ત્હનેવિધિપૂર્વકપાયું,તેથીહેસુતનુ?તું કંઇક સ્વસ્થ દશામાંઆવી બાદએની આગળહું ચિત્રપટનું અવલોકન

વિગેરે ત્હારૂંસર્વ વૃત્તાંત કહેતીહતી તેટલામાં હેસુરસુંદરી?તું સારી રીતે સ્વસ્થ થઈ ગઈ. ત્હેં જે મ્હને પૂછ્યુંહતું તેનો સર્વ ઉત્તરમ્હેં ત્હનેકહ્યો.માટે હેસુરસુંદરી? ત્હારૂંધારેલું સર્વકાર્ય સિદ્ધથયું અથવા દૈવ જોઅનુકૂલ હોયતોતે દ્વીપાંતરમાં રહેલાને પણ સમુદ્રનામધ્યમાંથી કિંવા દૂરદેશમાંથી પણલાવીને આલોકમાંસમાગમ કરાવેછે. અન્યત્રપણ કહ્યુ છે કે; દૈવગતિબલવાન્છે. ક્ષણમાંસુખ અને ક્ષણમાં દુ:ખ આપવામા તેસ્વતંત્રતા ભોગવે છે. જેમકે;—

रिक्तोऽहमर्थैरिति मा विषीद, पूर्णोऽहमर्थैरिति मा प्रसीद ।
रिक्तं च पूर्णं भरितं च रिक्तं, करिष्यतो नास्ति विधेर्विलम्बः॥

અર્થ—"હે મહાનુભાવ? આસંસારચક્રની ઘટમાળનેજોઇ પોતાનાહૃદયમાં શાંતિરાખવી, પરતુંહુંધનવિનાનોછુ એમજાણી ત્હારે ખેદકરવોનહીં, તેમજહું સંપત્તિઓથી પૂર્ણ છું એમજાણી આનંદ માનવોનહી કારણકે; નિર્ધનને ધનવાન્ અનેધનવાનને ખાલી કરતાં દૈવને બીલકુલ વિલંબ થતોનથી અર્થાત્ દૈવગતિ વિચિત્રછે"ત્યારબાદ મ્હેં પ્રિયંવદાનેકહ્યુ કે,હેપ્રિયસખી ?ત્હારૂં કહેવુંસત્યછે,પરંતુમ્હારૂં એકવચન તુંસાભળ. મ્હારામાટે મ્હારા પિતામ્હોટાશત્રુનાદુ:ખમાઆવી પડયાછે જોકેમ્હનેમ્હારાપ્રિયનું દર્શનતોથયું;છતાંપણ હાલમા મ્હારૂંહૃદય બહુશોકાતુર રહ્યાકરે છે કારણકેહેપ્રિયસખી? તાતનીપીડાનેલીધે હજુપણ મ્હારૂંશરીર સઘળુંબળીજાયછે. શત્રુંજયરાજાનાભયથી પીડાતાએવા મ્હારા પિતાનુંજીવિતપણ હાલમા સંશયિતથઈરહ્યુ છે માટેમ્હારી મંદ ભાગિણીનું દૈવઅનુકૂળશીરીતે ગણાય? એમકહી; હેહંસિકે ? હુંએકદમ શોકાતુરથઇને રૂદનકરવાલાગી. તેટલામાં દેવપૂજનાદિકપોતાનું કાર્યકરી તેણીનોભાઇ અમ્હારી પાસેઆવ્યો

અમ્હારી પાસેઆવી તે બોલ્યોકે;હેપ્રિયંવદે? આત્હારી પ્રિય ભગિની કેમરૂદનકરે છે? તેસાંભળી

**મકરકેતુરાજા.**

પ્રિયવદાએ મ્હારા શોકનું સર્વ કારણ ત્હેનેજણાવ્યું. બાદતેણે કહ્યુ કે,હેસુંદરી? તું રૂદનકરીશનહી. હાલમાં હું ત્યાંજઈને ત્હારા પિતાના શત્રુને જરૂર યમરાજાના સ્થાનમાપહોચાડીદઈશ.હેસુંદરી? મ્હારાજીવ-તાછતા ત્હારાપિતાનો પરાજયકરવા કોણ શક્તિમાનછે? માટે હાલમા હું એકલો ત્યા જાઉં છુ, અને તુ આ પ્રિયંવદાની સાથે આ શ્રીઆદિનાથ ભગવાનના મંદિરમાં હું આવું ત્યા સુધી સુખેથી રહેજે હવે ત્હારે કોઇ પ્રકારની ચિંતા કરવી નહી હુ તે દુરાચારી શત્રુંજયરાજાને મારીને જલદી અહી આવીશ.એમકહીનેતેકુમારવસુનંદકખડ્ગનેપોતાનાહસ્ત-મા ગ્રહણકરી આકાશમાર્ગે ચાલતોથયો હું પણ પ્રિયંવદાની સાથે તેદિવસત્યાજરહી અનેઅંતરાગનેલીધેતેનાસમાગમનું-જ હું ચિંતવન કરતી હતી. મ્હરો મનોવલ્લભબહુવિદ્યાનાપ્રતાપ વાળોછે છતાહજુ તે દુષ્ટનો સંહાર કરી કેમ નહીં આવ્યો?એમ ચિંતવન કરતા તેદિવસ મ્હારો વ્યતીત થઈગયો અને અખંડ રાત્રીપણ હુ પ્રિયંવદાની સાથે નિર્ગમન કરતી હજી સુધી પણ તેમ્હારો પ્રિયતમ કેમનહીઆવ્યો? એમવારંવાર ચિંતવન કર-તી ઉદ્વિગ્નદશામાબેસી રહી હતી; તેટલામાં એક ભયંકરવૈતાલ મ્હારા જોવામા આવ્યો.

**ભયંકરપિશાચ**

તીક્ષ્ણ અને કઠોર વાણી વડે તિરસ્કારકરતો, સ્વરૂપ વડે ભયંકર, નિર્ધૂમ અગ્નિની જ્વાલાઓના સમૂહની માફક પીળાએવા ચોટલાની કાંતિવડે વિકરાલ, ઓષ્ઠની બહાર નીક-

ળેલાછે દાંતજેના, કરાગ્રનેવિષે મનુષ્યોનામસ્તકને નચાવવામાં બહુરસિક, મરૂસ્થલના કૂવાની માફક ઉંડાં અને પિંગલ નેત્રોવડે દુષ્પ્રેક્ષ્ય, ગળાનીઅ દરખડખડશબ્દ કરતી રૂંડમાળાજેણે ધારણ કરેલીછે, વિજળીના પુજ ની માફક ઉજ્વલ અને અતિ ચ ચલ હાલતીછે લાબી જીભજેની, ખડખડાટ ભય કરહાસ્યના પ્રતિધ્વનિવડે સમસ્ત પ્રાણીઓને ત્રાસ આપતો અને વિકરાલછે મુખ જેનું એવોતે શ્યામ આકૃતિવાળો વૈતાલ અમ્હારી પાસે આવીને કહેવા લાગ્યો કે, અરે? પાપે? પ્રથમનાસમયે પરપુરૂષ ઉપર આસક્ત થયેલીતુ,અનેપરયુવતિમાલુબ્ધ થયેલો તેપાપિષ્ઠ પુરૂષ, તમ્હે બ નેજણે મ્હને બહુ દુઃખ આપ્યુંછે તેનુ ફલ તેપાપિષ્ઠ કુમારનેતો મળી ચૂક્યુંછે અને હાલમા તુંપણ પોતાના કુકૃત્યના અનુસારે તેનું ફલ ભોગવ. હેહ**સિની**? આપ્રમાણે બોલતો તે વૈતાલ ભયભીત એવી મ્હને લઇને નિષ્ઠુર વચનોવડે તિરસ્કાર કરતો આકાશમાર્ગે ઉપડી ગયો બાદ મ્હારીપાછળ બૂમપાડતી **પ્રિયંવદા** આવતી હતી તેણીને તેપાપીએ ભયંકર હુંકારાઓ વડે મુડદાનીમાફક કરીનાખી અને તેબીચારી ક્યાઈ છુટી પડી ગઇ. બાદ તેપાપી મ્હને આકાશમાર્ગે બહુ દૂરદેશમા લઇગયો અને તેણે જાણ્યુકે, હવે અંગોપાંગ ભાગીજવાથીજરૂર આ મરી જશેએમધારીઆકાશમાથીતેણેમ્હનેનાખીદીધી પરતુદૈવયોગને લીધે પ્રથમ જ્યાં હું પડીહતી તેજ ઉદ્યાનની અ દર લતામ ડપ ઉપર હું પડી, જેથી મ્હને કોઇપ્રકારની વેદના થઇનહીં તેવામાં ત્યા **સમંતભદ્ર** મ્હારા જોવામા આવ્યો અને તેણે સર્વવૃત્તાંત મ્હને પૂછ્યુ. તેસમયે અરે! આશું ઇંદ્રજાળનો દેખાવથયો? કિંવા આસ્વપ્નહશે? હું અહીં ક્યાથીઆવી! તેદુષ્ટવૈતાલ ક્યાગયો ?અને તેપ્રિયંવદાનું શુંથયું હશે? વળી મ્હારા મનોવલ્લભનું આદુષ્ટેજ

કંઇક અનિષ્ટકર્યુંહશે. તેકારણનેલીધેજ તેમ્હારીપાસે તેદ્વીપમાં જલદી આવી શક્યોનહીં; અથવા મ્હારામાટે આવેલા તેશત્રું-જયરાજાએમ્હારાપિતાનુંકંઇપણઅનિષ્ટકર્યુંહશેકારણકે,તેમની પાસે સૈન્ય બહુથોડું છે. એમચિંતવનકરતી હું બહુશોકાતુર થઈ ગઇ, જેથી **સમંતભદ્રે** મ્હને બહુબહુપૂછ્યું, પરંતુ હું કંઇપણ બોલી શકી નહીં. બાદ **સમંતભદ્ર** મ્હને **અમરકેતુ**રાજાની પાસે લઇગયો. ત્યાંપણ શોકઅને ત્રાસનેલીધે મ્હારાથી કંઇપણ તેવો ઉત્તર આપીશકાયોનહી. કેવળ મૌનમુખે હું બેસીરહી. હે **હંસિની!** સ્નેહનેસ્વાધીન થયેલી ત્હેં જે મ્હનેપૂછ્યુંહતું તેના પ્રત્યુત્તરમાં સ્નેહગર્ભિત અને ગુહ્ય એવું મ્હારૂં સર્વચરિત્ર બહુ પ્રેમવડે વિસ્તારપૂર્વક ખુલ્લીરીતે મ્હેં ત્હને સંભળાવ્યું. શ્રીમાન્ ધનેશ્વરમુનિએ રચેલી સુંદરગાથાઓના સમૂહવડે મનોહર,રાગ અને દ્વેષરૂપી અગ્નિ અને વિષધરને શાંતકરવામાં જલ અનેમંત્ર સમાન આ સુરસુંદરી કથાનેવિષે સુરસુંદરી હરણના વર્ણનરૂપી આબારમો પરિચ્છેદ સમાપ્ત.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्र-
स्यशास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादे सुरसुंदरीहरणनाम
द्वादशपरिच्छेदः समाप्तः

## ॥ अथत्रयोदशपरिच्छेदःप्रारभ्यते ॥

પૂર્વોક્તવૃત્તાંતસાંભળી દયાર્દ્રહૃદયવાળી હંસિકાબોલી.

હંસિકાસખી. હેસુરસુંદરી? અતિ દુ:સહ એવાંદુ:ખો ત્હારા અનુભવમાં આવ્યાં, જેમના સાંભળવાથીપણ લોકોને દુઃખ થયા વિના રહે તેમનથી હેપ્રિયસખી? આવા દારૂણ દુ:ખોને તુંલાયકનથી, પરંતુ આલોકમા દૈવનીગતિબહુવિચિત્રછે જેથીતુંઆવાંદુઃખોને સ્વાધીન થઇપડીછે. વળી દૈવબળએટલુંબધું પ્રધાન ગણાય છે કે, તે હંમેશાં સુખનેલાયક એવા મનુષ્યનેપણઅનેકપ્રકારનાદુઃખોને સ્વાધીનકરેછે, તેમજ વિરહનીવેદનાને નહી જાણનાર એવા પ્રાણીનેપણ પોતાના સ્વામીસાથે વિરહિતકરીનાખેછે, કર્મનો પ્રભાવ બહુગહનછે કર્મશિવાય સુખ કિંવા દુ:ખ આપવાને કોઈ પણ સમર્થનથી. અન્યત્રપણ કહ્યું છેકે;—

त्रियत्तां वाणिज्यं,श्रयतु नरनाथं प्रविशतु,
द्युलोकं पातालं,व्रजतु भजतां वा धनपतिम् ।
अधीतां शास्त्रौघं,दृढयतु तपोऽभ्यस्यतु कलाः,
पुरोपात्तं कर्म,स्फुरति न तथापि ह्यपरथा ॥१॥

અર્થ—" આજગતમાં પરિવર્ત્તનકરતો મનુષ્ય સુખસંપત્તિની પ્રાપ્તિમાટે અનેકપ્રકારના વેપાર ઉથાપે, નરેંદ્રનીસેવામાં પોતાનું જીવન ગાળે, સ્વર્ગલોકમાં પ્રવેશકરે, અથવા પાતાલ સુધીપણ ઉદ્યોગકરવામાંબાકી રાખે નહીં, કિંવા ધનપતિનીસેવા કરે, અથવા અનેકશાસ્ત્રોનોઅભ્યાસકરે, તપશ્ચર્યામાંદૃઢતારાખે, તેમજ સર્વકલાઓનોપારગામીથાય, તોપણ પૂર્વેઉપાર્જનકરેલા કર્મના અનુસારેજ તેને ફલપ્રાપ્તિ થાયછે. અન્યથા થઈ શકતું

નથી. "कर्मरेखावलीयसी,"કર્મનીસ્થિતિ બહુબલવાનછે."માટે હેસુરસુંદરી? આપ્રમાણે દૈવનો પ્રભાવ સમજીને બીલકુલત્હારે ઉદ્વેગ કરવો નહી.વળી એમ શોક કરવાથીપણ હવેશોગુણથવાનો છે? હે પ્રિયસખી? ત્હારા શરીરને વિષે જેવાપ્રકારનાં લક્ષણો દેખાયછે,તેપ્રમાણેતોતુ વિદ્યાધરોનાચક્રવર્તીનીપત્નીથઇશ.તેમજ મ્હારા પણ સાભળવામાં આવ્યુંછે જે; **કુશાગ્રનગર**માંથી આવેલો કોઇક પુરૂષ **કમલાવતી**દેવીની આગળ કહેતો હતોકે; **શત્રુંજય**રાજાએ **કુશાગ્રનગર**ને ચારેતરફથી રોકીલીધું છે; જેથીનગરનાસર્વલોકો બહુવ્યાકુલથઇગયાછે અનેસામંતસહિત **નરવાહન**રાજા પણ સંશયમાં આવીપડયો છે અર્થાત્ તેએમ જાણેછેકે; આસમયે મ્હારો પરાજય થવાનોછે વળી ધાસઇધનાદિકની હાની થવાથી નાગરિકલોકો મ્હોટા કષ્ટમાં આવીપડયા છે. યંત્રોવડે ફેંકાતા મ્હોટા પત્થરોના આઘાતને લીધેકિલ્લોપણ જીર્ણપ્રાય થઇ રહ્યોછે

પટકુટીઓના છિદ્રોમાંરહેલા કેટલાકસુભટો કોદાળાના આઘાતવડે ચારેબાજુ ખોદવાનું કામ ચલાવી રહ્યાછે. સેંકડો ધનુષોમાંથી નીકળતાં અનેક બાણોવડે જેના આકાશનો ભાગ છવાઇગયોછે અને હજારો પડેલા સુભટોના રૂધિરને લીધે કાદવથી ભરપુર એવું તે**કુશાગ્રનગર**બહુદુર્દશામા આવીપડયુહતું તેવામાં સ્ફુરણાયમાન ખડ્ગને ધારણ કરતો એક વિદ્યાધર અકસ્માત્ ત્યાંઆવ્યો અને રોષથી રક્તછે નેત્રજેનાં એવા તે વિદ્યાધરેગજેંદ્રઉપરબેઠેલા શત્રુંજયરાજાનું મસ્તક એકદમ ચળકતા પોતાના ખડ્ગવડે કાપી નાખ્યું

**શત્રુંજય**રાજાને મારીને તે વિદ્યાધર **નરવાહન** રાજાની પાસે આવ્યો અને તેણે કહ્યું કે; હે નરેંદ્ર?

**નરવાહનનો સમાગમ**

આપના શત્રુનો મ્હેં સંહારકર્યોછે. હવે આપે કોઇ પ્રકારની ચિંતા રાખવી નહીં. વળી હે રાજન્? વિદ્યાધરે હરણ કરેલી **સુરસુંદરી** નામે તમ્હારી પુત્રી રત્નદ્વીપમાં રહેલી છે તેના કહેવાથી હું અહીં આવ્યો છુ શ્રી**ચિત્રવેગ**નો પુત્ર **મકરકેતુ** નામે હું વિદ્યાધરછું **પ્રિયંવદાની** પાસે તમ્હારી કન્યા સુખેથી રહેલીછે એમ કહી **મકરકેતુ** ત્યાથી ચાલતો થયો પછી **નરવાહન** રાજાપણ બહુ ખુશી થઇને પોતાના સૈન્યસહિત નગરમાથી બહાર નીકળ્યો, એટલે સ્વામીરહિત એવું તે શત્રુનું સૈન્ય ત્યાથી નાશી ગયું બાદ તે **શત્રુંજયરાજા**ના હાથી, ઘોડા અને રથ વિગેરે જે જે સાગ્વસ્તુ હતી તે સર્વ તેણે પોતાને તાબેકર્યું માટે હે પ્રિયસખી ! **સુરસુંદરી**! તે બાબતમા તું કઇપણચિંતા કરીશ નહીં. કારણકે; ત્હારાપતિએ ત્હારા પિતાને નિર્ભય કર્યા છે. નવીન વિદ્યાસાધી તૈયાર થયેલા તે કુમારને તે પિશાચ શું કરી શકે ? માટે વૃથા તું ચિંતામા પડીશનહીં. ચિંતા કરવાથી શરીરને બહુ આઘાત પહોચે છે. અન્યત્ર કહ્યું છે કે:—

चिंता चितासमा प्रोक्ता, विन्दुमात्रविशेषतः ।
सजीवं दहते चिन्ता, निर्जीवं दहते चिता ॥ १ ॥

અર્થ—" આ જગત્માં અનેક પ્રકારના વ્યાધિઓ બતાવેલા છે, તેમજ તેમના ઉપચારપણ બતાવવામા આવેલાછે તે પૈકીમાં, ચિંતા, એપણ એક અપૂર્વ વ્યાધિ ગણવામાં આવ્યો છે. જેની ઉપમા કાષ્ઠની ચિતા સાથે આપવામાં આવીછે, પરંતુ તે ચિતાથીપણ બિંદુમાત્રની અધિકતાને લીધે ચિંતાને અધિક માનવામાં આવેછે. કારણ કે; ચિતા તો મુડદાને બાળે છે અને

સ્થાપન કર્યાં બાદ સમુદ્રમાં ચાલી શકે તેવું મજબુત અને વિશાલ એવું એક વ્હાણુ અમ્હેભાડેલીધું. અનુક્રમે સર્વ વસ્તુઓ તે વ્હાણુની અ દર ચઢાવી દીધી. પછી શુભ તિથિ, નક્ષત્ર અને ઉત્તમ યોગ જોઇને વિધિપૂર્વકસમુદ્રનું અમ્હેપૂજન કર્યું.તેમજ શ્રી જીને દ્રભગવાનની પૂજાકરીને શ્રમણુસ ઘને દાનઆપી બહુ સ તુષ્ટકર્યો મિત્રવર્ગને સુખશાંતિસમાચારપૂછ્યા. સમસ્ત પરિવારની સ ભાષણપૂર્વક સ ભાવના કરી બાદ ત્યાં મ ગલધ્વનિ થવા લાગ્યા, માંગલિક વાજીંત્રોના નિર્ઘોષ ચારે તરફ ઉચ્છળવા લાગ્યા. સમયજ્ઞ એવા માગધલોકો જય જય શબ્દોના ઉચ્ચાર કરવા લાગ્યા તે સમયે અશ્વાદિકના રહેવા માટે ભિન્ન ભિન્ન વિભાગ જેમા રહેલા છે, “ અન્યપક્ષમા ” માંચિક પદાર્થોથી પૃથક્ કર્યું છે મન જેમણે, ગુણો ( દોરડાં—યોગ્ય ગુણો ) ના સમૂહ વડે બદ્ધ ( બાંધેલાં—સ યુક્ત ) છે ફલક ( પાટીયાં—શયન યોગ્ય પાટીયાં ) જેનાં, સ યમિત છે સમગ્ર યોગ જેના અને અચલ એવા મુનિની માફક રહેલા તે વ્હાણુની ઉપર હું બેસી ગયો ત્યારબાદ ત્યા સમુદ્રની ગ ભીર એવી વેલા(ભરતી) ચઢી આવી, તેમજઅનુકૂલપવનથી સ પૂર્ણ ભરાઈ ગયેલા શ્વેત વાવટાના જોસથી અમ્હારૂં વ્હાણુ સમુદ્ર માર્ગે ચાલવા લાગ્યું.

**સમુદ્રવર્ણન.**

ચારેતરફ ઉચ્છળતા માચ્છલાઓના મહાન્ પુછડાઓના આઘાતનેલીધે જેનુ પાણીબહુઉચ્છળવા લાગ્યું; ઉચ્છળતા પાણીના સમૂહવડે ઢ કાઇગયેલાઅને સ્ફુરણાયમાનગિરિના ખ ડોવડેભય કર;તેમજમહાભય કર મઘરોવડેઉચ્છળતા ભુજ ગો જેની અ દર અનેક ગોધિકા ( જ તુવિશેષ )ઓને ગળી જાય છે. એકઠાથઇરહેલા અને ઉન્નત સ્થિતિવાળા તિમિ ગિલ—મહામ-

ચ્છોના આઘાતથી અનેકતરંગો જેમાં પ્રગટ થાયછે. તરંગોથી ખેંચાતા જલજંતુઓના ભયંકર શબ્દો જેમાં સંભળાયાકરેછે, ભયંકર શબ્દોને લીધે ત્રાસપામતા જલચરોના પરિભ્રમણ વડે જલની સ્થિતિ બહુઘોર દેખાવા લાગી, ઘોરપાણીના ઘણુઘણાટ શબ્દોને લીધે સર્વદિગ્મંડલ વાચાલિતથઈગ્યું, અનેકપ્રકારના ઊત્કટ તરંગો જેમાંવારંવાર ઉચ્છળવા લાગ્યા, જલમાં ઘસડાતાં પ્રવાલ અનેશ્યામભુજંગોના ત્રાસથીવ્યાકુલ થયાંછે માચ્છલાઓનાં ટોળાં જેને વિષે. તેમજ બહુપ્રાણીઓને આશ્રય આપનાર (અન્ય પક્ષે બહુ પ્રાણીઓની પાસેથી આહાર કરનાર) પડતો છે મ્હોટી આપદાઓ [આપગા નદીઓ–આપત્તિયો]નો સમૂહ જેને વિષે, જળના આશ્રયભૂત (પ્રજાઓમાં સ્થાનને નહી પામતો) એવા દરિદ્રપુરૂષની માફક જેનો દેખાવ બહુ વિકરાલ થઇ રહ્યોછે. વળી મકર, મીન (મઘર અને માચ્છલાઓ=મકર અને મિન રાશિ)નો સંચાર જેમાં રહેલોછે, સ્ફુરણાયમાનઘન [ ઘાઢ–મેઘના ] અંધકાર વડે વ્યાપ્તછે પર્યંતના વિભાગ જેના એવા કૃષ્ણપક્ષના આકાશની માફક અપ્રાપ્તછે પ્રાંત ભાગજેના એવા સમુદ્રના મધ્યભાગમાં હે નરનાથ ? અમ્હારૂં વ્હાણ બહુ વેગથી કેટલાક યોજન ચાલ્યુ ગયુ ,તેટલામાએકદિવસવ્હાણના સ્તંભાગ્રઉપર બેઠેલા નાવિકેકહ્યુ કે; હેપુરૂષો ? એક આશ્ચર્યતમ્હે જુઓ !! પ્રફુલ્લ છે મુખ જેનુ અને રૂપમાં દેવસમાન એવો કોઇ પણ મહાનુભાવ પોતાની ભુજાઓવડે અપાર એવા આસમુદ્રને તરેછે. એપ્રમાણે નિર્યામિકનું વચન સાંભળી મ્હેં હોડીયામાં બેઠેલા અને તરવામાં કુશળ એવા કોળી લોકોને તરતજ તેની પાસેમોકલ્યા અને તેમનેમ્હે કહ્યુંકે,તેસત્પુરૂષને તમ્હેઅહીંલાવો બાદ તેઓ તેની પાસેજઇનેકહેવાલાગ્યા. હેભદ્ર ? તમ્હનેતેડવા

માટે ધનદેવવણિકે અમ્હને મોકલ્યા છે. માટે તમ્હે આ હોડીયામાં બેસીજાઓ? એપ્રમાણેતેમનું વચનસાંભળી હોડીમાં બેસી તે અમ્હારી પાસેઆવ્યો અનેતરતજ અમ્હારા વ્હાણમાં આવી ગયો, હે નરેન્દ્ર ? તેની આકૃતિ બહુ ભવ્ય દેખાતી હતી અને તે ભાગ્યશાળી તરૂણ અવસ્થાને શોભાવતો હતો. રૂપવડે કામદેવનો તિરસ્કાર કરતોહતો,નવીન મુછનો અ કોરો મુખને શોભાવતો હતો, વળી હે નરનાથ ! અધિકવર્ણન કરવાથી શું ? આપની આકૃતિને તે અનુસરતો હતો. તે મહાશયને જોઇ અ-મ્હારી દૃષ્ટિ અમૃતથી સિંચાયેલી હોય ને શું ! તેમ શાંત થઇ ગઈ. વળી આ મહાનુભાવ **મકરકેતુ** કુમારના સરખો દેખાય છે, માટે તે સમયે અરણ્યમા પડેલી **કમલાવતી** દેવીના ખો-ળામાંથીઅદષ્ટરૂપ ધારી કોઈક પૂર્વના વૈરી એવા દેવતાએ જાત માત્ર બાળકનો અપહાર કર્યો હતો તે જ આ હશે ? અથવા મ્હારે આ વિચાર કરવાની શી જરૂર છે ? પ્રથમ એનેજ પૂછવું ઠીક છે કે તું કોણ છે ? ક્યાંથી આવ્યો ! અને આ સમુદ્રમાં શા-થી પડયો હતો ? એમ વિચાર કરી મ્હે ત્હેને અભ્યંગ સ્નાના-દિક કરાવીને પશ્ચાત્ બહુ પ્રેમપૂર્વક જમાડીને શાંત કર્યો. બાદ તે સુખાસન ઉપર વિરાજમાન થયો. પછી વિનયપૂર્વક મ્હેં ત્હેને પૂછ્યું કે; હેધીર ! આ ભયંકર રત્નાકરની અંદર તમ્હે શામાટે પડયા હતા ? અને તમ્હે કયા દેશમાં રહો છો ?

**ધનદેવનું** વચન સાંભળી તે બોલ્યો. હેસત્પુરૂષ? મ્હારૂં વૃત્તાંત સાંભળવામાં આપને કૌતુક હોય

**મકરકેતુકુમાર.**

તો; એકાગ્રચિત્તે મ્હારા કહેવા મુજબ તમ્હે સાંભળો વૈતાઢયગિરિની અંદર દક્ષિણશ્રેણીમારત્નસંચયનગરછે, તેમાં **પવનગતિ**વિદ્યાધરની

અકુલવતીસ્ત્રીની કુક્ષિથી ઉત્પન્ન થયેલો ચિત્રવેગનામે વિદ્યાધરેંન્દ્રોનોચક્રવર્તી રહેછે. તેનીખ્યાતિસર્વત્રપ્રસરીરહીછે અમિતગતિવિદ્યાધરની કનકમાળાનામેપુત્રી તેનીભાર્યાછે. તેણીનો હુંપુત્રછું.મ્હારીઉપરતેણીનોપ્રેમબહુઅપૂર્વછે. મ્હારૂંનામ મકરકેતુછે.અનુક્રમેવૃદ્ધિપામતોહું યૌવનઅવસ્થાને શોભાવવાલાગ્યો.

હવે વૈતાઢ્ય પર્વતમા ઉત્તરશ્રેણીની અંદર ચમરચંચા નગરીછે. જેનાસર્વપ્રદેશો દરેકરૂતુઓમાં

**ચમરચંચાનગરી.**

ફલફુલથી વિભૂષિત એવા વૃક્ષોની શ્રેણીઓવડે શોભેછે વળી તે નગરીની અંદર ભાનુગતિવિદ્યાધરનો પુત્ર ચિત્રગતિવિદ્યાધરેંદ્ર રાજ્ય કરેછે. તેમ્હારાપિતાનો મિત્રછે મ્હારી ઉપરપણ તેબહુ પ્રીતિ ધરાવેછે, એકદિવસહુ ફરતોફરતો ચમરચંચાનગરમાંગયો. મ્હુનેજોઈ ચિત્રગતિખચરેંદ્રબહુખુશીથયો

**રોહિણીવિદ્યા.**

અને ઘણા પ્રેમવડે તેણેમ્હને રોહિણી નામે એક વિદ્યાઆપી; બાદત્યાંજ રહીને મ્હેં સાતમાસ તે વિદ્યાસાધવામાં વ્યતીતકર્યા, તેની અંદર દેવતાઓએ મ્હને ચલિત કરવામાટે અનેકપ્રકારના ભય ઉત્પન્ન કર્યા, છતાંપણ મ્હેં નિર્ભયપણે યથોક્તવિધિવડે તેવિદ્યાને સિદ્ધ કરી. બાદ વિદ્યાસિદ્ધથઇ એટલે હુ પોતાનાનગરમાં ગયો. મ્હુને જોઇ મ્હારાપિતા બહુજ ખુશીથયા અને તેમણે વિદ્યાધરોની આગળ મ્હારી પ્રશંસા કરીકે; હેવિદ્યાધરો? જુઓ? મ્હારોપુત્ર બાળવયનોછે છતાંપણ તેણે નિર્ભયમનવડે ભયંકર સ્વરૂપવાળી રોહિણીવિદ્યાપણ સિદ્ધકરી. હજુપણ આ બાલક હોવાથી વિદ્યાઓને સાધવામાટે લાયકનથી; એમ જાણી મ્હેં એને આટલા વર્ષસુધી વિદ્યાઓ આપી નહીં. પરંતુજોએણેઆવી રૂદ્રરૂપવાળી

વિદ્યા પ્રથમ સિદ્ધ કરી તો એને અન્યવિદ્યાઓનેસાધવાનો શો હિસાબ છે ?

**વિદ્યાપ્રદાન.**

બાદ સારા માંગલિક દિવસનો યોગ જોઇ સિદ્ધાલયોમાં રહેલીશ્રીજીનેંદ્રભગવાનની પ્રતિમાઓનો અષ્ટાહ્નિકામહોત્સવ તેમણે બહુ પ્રેમથી કરાવ્યો. પછીસમાનસિદ્ધિનો વિચાર કરીને મ્હારાપિતાએ સમસ્ત વિદ્યાઓ મ્હને આપી અને તેમ્હને સાધવાનો ઉત્કૃષ્ટ એવો સર્વ વિધિપણ મ્હને બતાવ્યો પછી તેમણે કહ્યું કે; હેપુત્ર? જેમના કિરણોના સમૂહ ચારેતરફ દીપિરહ્યા છે એવા અનેકમણિઓથીવ્યાપ્ત એવારત્નદ્વીપમાં વિદ્યાધરોએ બનાવેલા ભવ્યઆકૃતિવાળા શ્રીઆદીશ્વરભગવાનના મંદિરમા તુંજા? ત્યાં આગળ ઉત્તમ ક્ષેત્રમાં એકાંતજગાએ બહુ કાંતિમય અને વિદ્યાસાધવામા ઉદ્યુક્ત થયેલા ખેચરોને રહેવા લાયક નાનાપ્રકારનાં મંદિરો રહેલાંછે તેમાંરહી ત્હારે વિદ્યાઓ સાધવી વળી ત્હારી સારવારનેમાટે બહુ થોડો પરંતુ પોતાને ઇષ્ટ એવો પરિવારતુ લઇજા.પ્રથમ ત્યાં જઇને ત્હારેશ્રીજીનેંદ્રભગવાનનું પૂજન તથા વંદન કરવું. બીજાં કોઇપણપ્રકારનાં કાર્ય કરવાં નહી. વળી એક યોજનમાત્ર ક્ષેત્રમાં પચેંદ્રિયપ્રાણીઓની હિંસા પોતે અથવા બીજાએ પણ પ્રયત્નપૂર્વકકરવીકરાવવીનહી. કારણકે, પ્રમાદને લીધેપણ જો આવાં અકૃત્ય થાયતો પોતાના કાર્યમાં વિઘ્નથયા શિવાય રહેનહીં,એમકહી મ્હારાપિતાએ મ્હને એક વીંટી આપી. હેપુત્ર? સમગ્રદોષોને નિવારવામાં સમર્થ એવી આવીંટી હમેશાં ત્હારેપોતાના હાથે રાખવી એમઉપદેશ આપી તેમણે મ્હને પરિવારસહિત વિદાય કર્યો.

હુંપણ પિતાને પ્રણામકરી ત્યાંથી નીકળ્યો અનુક્રમે રત્ન

**વિદ્યાસિદ્ધિ.**

દ્વીપમાંગયો. ત્યાંએકાંતસ્થલ જોઇ વિધિ પ્રમાણેબહુરૂપિણીઆદિક નાના પ્રકા-પ્રકારનીવિદ્યાઓનેસાધવાનોમ્હેંપ્રારંભ કર્યો. તેમજ બહુરૂપા, પ્રજ્ઞપ્તિ, ગૌરી, ગાંધારી, મોહનોત્પાદિની, આકર્ષણી, ઉન્મોચની, ઉચ્ચાટની, અને વશીકરીણી વિગેરેબહુ વિદ્યાઓને સાધતાં મ્હારા લગભગ છમાસ ચાલ્યાગયા. તેઅર-સામા રાત્રીના છેલ્લા પ્રહરે છેવટનાભાગમાં પૃથ્વીધ્રુજવા લાગી, દિશાઓના ગજેદ્રો ગર્જના કરવા લાગ્યા, આકાશ બળવા લા-ગ્યુ, અનેક ભૂતના સમૂહો હસવા લાગ્યા પર્વતો ધ્વનિ કરવા લાગ્યા, પાષાણની વૃષ્ટિ થવા લાગી, એમ મ્હને આભાસ થયો. વળી થોડીવાર પછી મનોહર સુગંધનેવિસ્તારતો સુકોમલ પવન વાવા લાગ્યો, તેમજ બહુ જુજપ્રમાણમા સ્પર્શ કરતા દીવ્યગં-ધોદકનીવૃષ્ટિથવાલાગી, પાચપ્રકારના વર્ણવાળી દીવ્યપુષ્પોની વૃષ્ટિ ચારેતરફ પડવા લાગી.

**દીવ્યવિદ્યાઓનો પ્રાદુર્ભાવ.**

નાનાપ્રકારના અલંકારોથી વિભૂષિત, પોતપોતાનાં નામ વાળાં વિચિત્રપ્રકારનાં ચિન્હોના સમૂહો વડે વિરાજીત, વિવિધ પ્રકારનાં સુંદર વાહનો ઉપર બેઠેલી, નાનાપ્રકારનાં વ-સ્રાભૂષણોથી વિભૂષિત, પરસ્પર વર્ણોની દેદીપ્યમાનકાંતિનેલીધેસમાનરૂપનેધારણકરતી, એવીવિવિધપ્રકા-રની સ્રીઓ પ્રગટ થઈ. અને તેઓ બોલીકે, હેકુમારેદ્ર! અમ્હે વિદ્યાઓ છીએ. ત્હારૂ ધૈર્ય જોઈ અમ્હે ત્હને સિદ્ધથએલીછીએ. એ પ્રમાણે તેમનું વચન સાંભળી મ્હારા હૃદયમાં બહુજ હર્ષ થયો. બાદ મ્હેં આનંદપૂર્વક તેમનુ અર્ઘાદિક પૂજન કર્યું અને જેમને જે ઉચિત હતું તેપ્રમાણે તેઓનું મ્હેં સન્માન કર્યું.

નેત્ર ફરકવા લાગ્યું. જેથી મ્હેં જાણ્યું કે; મ્હને કોઇ પણ સારી વસ્તુનો આજે લાભથશે.

એમવિચારકરતો હું કેટલાંકડગલાંચાલીનીકળ્યોતેટલામાં

**યુવતિદર્શન.**

હે ધનદેવ? તેગહનવનમાં કિંપાકવૃક્ષની નીચેપૃથ્વીઉપર પડેલીએકયુવતિમ્હારા જોવામાંઆવી વળીતે મૂર્છિત અને ભરનિદ્રાની માફક ઘેનમાં ડુબેલીહતી.જેણીનાશરીરની આકૃતિપોતાના કુલની લક્ષ્મીદેવી હોયતેવી અપૂર્વ ઉત્કૃષ્ટતાને સૂચવતીહતી,તેમજ જેણીના અંગોનીલાવણ્યતા અમૃતવડે નિર્માણ કરેલીહોય તેમ નેત્રોને આનંદઆપતીહતી,વળીબહુલાંબા,શ્યામઅનેઅતિસુકોમલએવાકેશ પાશવડે તેણીનું મનોહર મસ્તક, આકર્ષાયેલા ભ્રમરાઓના સમૂહથીવ્યાપ્ત એવા કમલની માફક શોભે છે, કર્ણાંતસુધી પ્રાપ્ત થયેલાંનેત્ર અનેસરલ નાસિકાવડે ઉત્તમ શોભાને ધારણ કરતો તેણીનો મુખરૂપીચ દ્ર ક્ષીણચંદ્રનું જાણે ઉપહાસ કરતો હોય ને શું? શંખના સરખી ઉન્નત, સુકોમલઅને જડ (જલ)નીસંગતિ થીમુક્તથયેલી તેણીનીગ્રીવા, તીક્ષ્ણ કાંટાઓથી વ્યાપ્ત એવા મૃણાલ દંડોનું ઉપહાસર કરે છે. ઘણા કઠિન, સ્થુલ ઉન્નત અને સમસ્તલોકોના મનને હરણકરતાએવાતેણીનાસ્તનોને એરાવત હસ્તીના કુંભસ્થલોનીઉપમા કેવીરીતે આપીશકાય? વળીવિવેક રહિત એવુંત્હારૂં સ્તન યુગલ કામુકજનોને સુખેથીબાળે,પરંતુ શ્રવણો (કાન–મુનિઓ)ને પ્રાપ્ત થયેલાં ત્હારાં નેત્રોને તે લાયક નથી; એ પ્રમાણે ઉપદેશ આપતો તે બાલાનો મધ્યભાગ ક્ષીણ થયોહોય તેમહું માનુંછું.અથવા અવિનિતજનને આપેલો ઉપદેશ કંઇપણ અસર કરી શકતો નથી મ્હારે સ્તનમંડલનો ઘણો ભાર કેવીરીતે વહનકરવો એવી ચિંતાનેલીધે તેણીના કમ્મરનો

ભાગ દરિદ્રછોકરાંના જનકનીમાફક બહુક્ષીણથયોહતો. મનોહર, ગંભીર અને પ્રદક્ષિણઆવર્તવાળી તેણીની નાભી જાણેકામદેવને સ્નાન કરવા માટે વિધિએ બનાવેલી કૂપિકા હોય ને શું ? માંસથી પુષ્ટ, સુકોમલ અને વિશાલ એવા નિતંબવડે તે બાલા દર્શનમાત્રથીજતરૂણ જનોના હૃદયનેકામાતુરકરીનાખેછે. કેળના ગર્ભસમાનસુકોમળઅનેજેણીનું અતિરમણીયએવુંઉરૂસ્થલજાણે કામદેવનાગૃહદ્વારમા વિધિએ સ્થાપન કરેલું તોરણ હોય નેશું? તેમ શોભે છે. કર્મના અગ્રભા ઉન્નત, પરસ્પર સજ્જડ મળેલી સુકોમળ અને પુષ્ટએવી આગળીઓથીવિભૂષિત અને સુંદરર ગવાળાતેણીનાબનેચરણોકહોભલા? કોનામનનેહરણકરેનહી? એવી સર્વાંગસુદર તે બાલાનેજોઇએકદમમ્હારીદૃષ્ટિઅત્યતઆનંદમય થઇગઇ. લાંબાસમયના પરિચયવાળી હોયનેશુ? તેમ ત્હેને જોઇ મ્હારાહૃદયમા હર્ષનીસીમારહીનહી ત્યારબાદપ્રિયએવીપોતાની ભાર્યાનીમાફક પાસેજઇતેણીનો મ્હેંતપાસકર્યો તોતે નિશ્ચેતન થયેલીહતી. તેણીનામુખમાંથીમાત્રફેણનીકળતુંહતું અનેશરીરની કાંતિશ્યામ થઇગઇહતી. પછીમ્હેં પોતાની આંગળી તેણીના મુખમાં નાખીને જોયુંતો અંદર અર્ધુચાવેલુ કિંપાકનું ફલ મ્હારા જોવામાઆવ્યું. જરૂરઆફલના વિકારનેલીધે આબાલાઅચેતન થઇગઇછે, માટેએને પોતાનાસ્થાનમાંલઇજઇનેહુ સ્વસ્થકરૂં વળી કોઇપણવિદ્યાધરની આકન્યા અહીં આવેલીહશે અને કોઇપણ દુઃખનેલીધે એણીએવિષફલખાધેલું જણાય છે કારણકે, પૃથ્વી ઉપરચાલનાર મનુષ્યો આ રત્નદ્વીપમા આવીશકતાનથી તેથી ભૂલોકવાસી આ કન્યા કેવીરીતે હોઇ શકે ? વળી આવા એના વેષઉપરથી જરૂર આ કન્યાછે એમાં કોઇ પ્રકારનો સંદેહનથી. તેમજમ્હારૂં જમણુંનેત્ર સ્ફુરતુંહતું, તેથી આમ્હારી પ્રિયવલ્લભા

હોવીજોઇએ,કારણકે; આબાળાનેજોઈજેવોમ્હનેઅનુરાગ થયોછે તેવોઅનુરાગઅનેકપ્રકારનીવિદ્યાધરોની બાલાઓનેજોઇનેપ્રથમ થયોનહોતો.માટેજરૂરઆકોમલાંગી મ્હારીદયિતા હોવીજોઇએ. એમ વિચાર કરતો હું પોતાના હસ્તના ઉત્સંગમાં એને લઇને ચાલ્યો.તેણીના સુકોમલ અને મનોહર એવાશરીરના સ્પર્શથી ઉત્પન્નથયેલા સુખનોઅનુભવ લઈ મ્હારૂંશરીર બહુજ શાંતથઈ ગયું. અનુક્રમે હુ શ્રીઆદિનાથ ભગવાનના મ દિરનીપાસેમ્હારા સ્થાનમાં આવીપહોચ્યા.

પોતાનાસ્થાનમા આવીને ત્યાંરહેલીમ્હારી ઓરમાન માતાની કન્યા **પ્રિયંવદાને** મ્હે પૂર્વોક્ત સર્વવાર્તા કહી. પછી મ્હે તેણીનેકહ્યુ કે;

**વિષાપહાર.**

પિતાએ વિદ્યાપ્રદાનનાસમયે મ્હનેજે વીંટી આપીહતી તેવીંટી અને નિર્મલ જલ તું જલદી અહી લાવ હે**ધનદેવ**?દિવ્યમણીથી જડેલી તે મુદ્રિકાસમગ્રદોષોને નિવારેછે વળી વિષસમૂહનેનાશ કરવામાંતોવિશેષેકરીનેતેબહુ ઉપયોગીથાયછે તેનીપ્રતીતિઅમ્હને સાક્ષાત્ થયેલીછે.પછી તે વીંટીના સ્પર્શવાળુંપાણીકરીને હું તેણીનેપાવાલાગ્યો, તેમજ તેણીનાશરીરેછાંટવાલાગ્યો.તેસમયે **પ્રિયંવદાએ** મ્હને કહ્યુંકે;આતોમ્હારી બ્હેનછે. પછી મ્હે કહ્યુંકે; આત્હારીબ્હેનકેવીરીતે થાય? એને કોઇવખતત્હેં પ્રથમજોએલી છે? **પ્રિયંવદા** બોલી. **રત્નવતી**નામેમ્હારીન્હાનીમાસીનેનરવાહનરાજાનીસાથે **કુશાગ્ર**નગરમાંપરણાવીછે; ત્હેની આ **સુરસુંદરી**નામે કન્યાછે. પ્રથમહું **વૈતાઢ્ય** પર્વતમાંથી આ દ્વીપમાં આવતીહતી ત્યારેમાર્ગના પરિશ્રમને લીધે થાકીગઈ એટલે કુશાગ્ર નગરની બહાર ઉદ્યાનમા હુ ઉતરી હતી, ત્યાં મ્હેં એને જોઇહતી, વળી તે સમયે હું આકાશગમિની વિદ્યાનું એક પદ

ભૂલીગઇહતી, તેપણ બહુબુદ્ધિમાન્ એવી એણીએમાત્રકહેવાથી જ તેપદન્હેને સંભારી આપ્યું હતું.તેમજ ચિત્રપટમાં લખેલા ત્હારાસ્વરૂપનેજોઇ એણીએ ઉન્માદનેવધારનારએવોઘણો સ્નેહ પ્રગટકર્યો. વળી આચિત્રગત યુવાન્ બહુ સુંદરછે એમજાણી એ-ણીનાહૃદયમાં ઘણોઆનંદ થયો હતો અને આ મ્હારો સ્વામી થાયતો બહુ સારૂં એ પ્રમાણે એણીએ બહુધા વ્યાકુળ થવાયું હતું.વળીજોકોઇપણપ્રકારેએ મહાશયનું મ્હનેદર્શનપણ થાયતો હું કૃતાર્થથાઉંએપ્રમાણેએણીએનિઃશ્વાસમૂક્યોહતો. હેભગિનિ? જોહું ત્હારી કોઇપણસંબંધવાળીહોઉંતોઅવશ્યતેનાસમાગમના સુખવડે આબ્હેનને ત્હારેશાંતકરવી; એમ એણીના કહ્યાબાદહું અહીં આવીહતી. આપ્રમાણે તેણીનોપૂર્વવૃતાંતપ્રિયંવદાકહેતી હતી,તેટલામાં તેણીના વિષવિકારનો વેગ દૂર થવાથી તેસચેત-ન થઇગઇ.બાદ સારીરીતે શુદ્ધિમાંઆવીએટલેતેમાલાનેપ્રિયં-વદાનીપાસે મૂકીને હું વિઘ્નનિવૃત્તિનેમાટે શ્રીઋષભદેવભગવા-નનીપૂજાકરવામાટેમંદિરમાંગયો.ત્યાંવિધિપૂર્વક શ્રીજીનેંદ્રભગ-વાનનીપૂજા કરીને મ્હેંચૈત્યવંદન કર્યું. પછીઉપયોગપૂર્વક શાંતિ દેવતાનો મંત્ર જાપકર્યો.તેમજ ત્રીજી સ્તુતિ ભણીને સો શ્વાસો-શ્વાસનો એક કાયોત્સર્ગ કર્યો. એપ્રમાણેવિદ્યાધરનામરણજન્ય વિઘ્નની શાંતિમાટે ધર્મકાર્યકરીને હું ફેરીથીજ્યારે પ્રિયંવદા-નીપાસેગયો ત્યારે શોકને લીધે અશ્રુજલથી ભીંજાઇગયાંછે ગંડ-સ્થલજેનાંએવીતે બાલારૂદનકરતીમ્હારાજોવામાંઆવી.પછી મ્હેં પ્રિયંવદાને પૂછ્યું.હેબ્હેન?આવામ્હોટાશોકથીસંતસનીસાફક આ કમલાક્ષી શામાટે રૂદન કરેછે? તેસાંભળી પ્રિયંવદાબોલી. હેકુમારેંદ્ર? એણીના કારણને લીધે એનાપિતાને મ્હોટાપરાક્રમી શત્રુએ રોકીલીધોછે, તેથીબહુ શોકાતુરથઇ આ બાલા રૂદનકરે

છે. ત્યારબાદ મ્હેં તેણીને કહ્યું કે;હેસુંદરી? આકિંકર ત્હારે સ્વાધીન છતાં ત્હારા પિતાનો પરાભવ કરવા કોણ સમર્થ છે? વળી અધિકની શી જરૂરછે? હસ્તમાં વસુનંદકખડ્ગ લઇ હું એકલોજ ત્યાંજઈને તેદુરાચારી પ્રચંડ શત્રુનો સંહાર કરૂંછું. વળી અહીં શ્રીઆદિનાથભગવાનનામંદિરમાંપ્રિયંવદાનીપાસેસુખેથીત્હારેરહેવું. કોઈપ્રકારનો શોકકરવોનહીં. જ્યાસુધી હું તેદુષ્ટ શત્રુંજયનેમારીને પાછોઅહીં આવું ત્યાંસુધીતમ્હારેઅહીંથી ક્યાઇપણજવું નહીં એમ કહી તમાલપત્રનાસરખા શ્યામ એવા આકાશમાર્ગે હું ઉપડીગયો

**કુશાગ્રપુર.**

અનુક્રમે હું કુશાગ્રપુરની ઉપરજઈપહોચ્યો.જેનાવિશાલ કિલ્લાની ચારેબાજુએ ઉદ્ધત સુભટોએ ઘેરોઘાલેલોહતો. અંદરનાભાગમાં બહુ યંત્રોથી વહન કરાતા ગોળાકાર એવા પાષાણોનેલીધેભયંકર, કિલ્લાનાઉપરના ભાગમાં ધ્વજપતાકાઓ રચેલી હતી,તેમજ જેના કાંગરાઓમાં સેંકડો તોપો ગોઠવેલી હતી અને હજારોઉદ્ધતસુભટોના આડંબર સહિત કોલાહલની ગર્જનાઓ બહુવધી પડીહતી.આપ્રમાણે તેનગરનો ઉપદ્રવજોઈ મ્હારાહૃદયમાં બહુકૌતુકથયું. જેથી તે જોવામાટેઆકાશમાંજહું ઉભોરહ્યો. તેટલામાં તેનગરનેભાગવામાટે શત્રુંજય રાજાનું સૈન્ય એકદમ તૈયાર થઇગયુ.

**યુદ્ધનો સમારંભ.**

શત્રુંજયરાજાના સૈનિકોમાંથી કોઇ કહેછે. અરે ? તૈયાર કરેલું મ્હારૂં બક્તર મ્હને આપો. વળી કોઈ કહેછેકે; મ્હારૂં મનોહર વક્ર [શસ્ત્રવિશેષ] મ્હને જલદી આપો. એપ્રમાણે શત્રુંજયનાસૈન્યમાં સુભટોનોઘણોકોલા-

હલસંભળાવાલાગ્યો.તેમજ કેટલાકકહેછેકે;અશ્વિકાઓને તૈયાર કરો. યંત્રોને વહનકરો. પટકુટીને સરકાવો. વળી કિલ્લાનીપાસમાં નિસરણીઓ ગોઠવો. યંત્રપીડનની ઘટનાકરવામાં હવેતહમે વિલંબકરશો નહીં. ઝરૂખાઓને બાળીમૂકો. મ્હોટા પત્થરોના જથાવડે ખાઇઓને પૂરીનાખો. કોદાળાદિકના સાધનોવડેઘઢના મુખ્ય ભાગોને તોડીનાખો. એ પ્રમાણે **શત્રુંજય**રાજા બોલવા લાગ્યો. કિલ્લાનીઉપર અડાલીઓમાંરહેલા **નરવાહન** રાજાના સુભટો ઉપરથી મ્હોટા પત્થરા ફેંકે છે જેથી શત્રુનાં યંત્રપીડન તુટવાલાગ્યાં અને ઘાસનાં પુળીયા સાથે લાગતી મશાલોવડે તેઓનાયંત્રોને બાળીનાખેછે તેમજ નગરાધીશના સુભટોકિલ્લાના આધારે સ્થાપનકરેલીનિસરણીઓ ઉપર રહેલાશત્રુના સુભટોને ભાલામારીને ખાઈઓમાંપાડીનાખેછે.શસ્ત્રાદિકથી ઘાયલથયેલા સુભટોએ પોતાના હાથમાં ધારી રાખેલા એવા પણ ઘોડીયોનો સમુદાય બહુ કુદાકુદ કરેછે અને અડાલીઓમાં ગોઠવેલા યંત્રોમાથી નીકળતા પાષાણના મારને તેબચાવી લેછે પડખાઓના વરંડાઓ ઉપરરહેલા ધનુષધારીઓએ મારેલાબાણોવડે ઘાયલ થયેલાઅને કિલ્લાનીપાસમાં આવતાશત્રુઓનાં મસ્તકોનાસેંકડો ટુકડાઓ તોપોનામારથી થયાકરેછે, તેમજ કીલ્લાથી દૂર રહેલી એવીપણ પટકુટીઓને તેલથી છાટેલા અને શૃંખલાયંત્રમાગોઠવેલા મ્હોટા કાષ્ઠોના સમૂહવડે બાળીનાખેછે, તેમજ કિલ્લાના કાંગરાઓની અંદર રહેલા હોંશીયારએવા ધનુષ્ધારીઓના બાણોવડે છેદાઇગયેલું શત્રુનું સૈન્ય વિજયાર્થી સંગ્રામમાં શિથિલ થઈગયું. તેટલામાં બહુરોષનેલીધેત્યાં અનેકસામંત તથા સુભટોનાસમૂહ તૈયાર થઈગયા અને પોતાના સૈન્યનેઆશ્વાસન આપીને કિલ્લાની સન્મુખ પ્રયાણ કરવાલાગ્યા ઉદ્ભટ સુવર્ણ-

થીવિભૂષિતછેકાંડજેમના એવાંબાણોવડે વિંધાયેલો કિલ્લોનગરનું રક્ષણ કરતોછતો રોમાંચને ધારણ કરતો હોયનેશું? ત્યારબાદ શત્રુનાયોદ્ધાઓએ પરિખા [ખાઇ]ઓ પુરી નાખી અને લાંબા વાંસડાઓનાપ્રયોગવડે પ્રાંતભાગને બાળીનાખીને સમગ્રકિલ્લો અગ્નિથી સળગાવીદીધો. યંત્રોથી ફેંકાતા પત્થરોના આઘાતવડે કિલ્લાનાં શિખરો તુટવાલાગ્યાં, જેથી શત્રુના સૈન્યમાં અકસ્માત કોલાહલ ફાટી નીકળ્યો. ત્યારબાદ મ્હોટા વિશાલ પાષાણોથી બાંધેલી કિલ્લાની અડાલીઓ પણ યંત્રો, સુરંગો અને કશાઓના આઘાતવડેવિખરાઇ પડવાલાગી.

**મકરકેતુનુંસાહસ.**

એ પ્રમાણે શત્રુના સૈનિકોએ એકદમ પરાજીત કરેલા નગરના સુભટોનેજોઈ અકસ્માત્ મ્હારા હૃદયમાં ક્રોધભરાઇગયો જેથી હું ઓસ પીશીને ખડ્ગઉગામી ગજેંદ્રઉપરબેઠેલ શત્રુંજયની પાસેગયો અને ત્હેને કહ્યું કે; રેરે! અધમ? આજે મ્હેં ત્હને ઘણુકાળેદીઠોછે. જોકે આ મ્હારી સ્ત્રીના પિતાએ ત્હારૂં કોઇપ્રકારનુ વૈર કર્યું નથી,છતાં તું એમનો પરાજયકરવા તૈયાર થયોછે. એત્હારો કેટલોબધો દુરાચાર ગણાય ! અથવા વિનાશ કાળ આવે ત્યારે વાસડાને ફલ આવ્યાશિવાય રહેતુ નથી, વળી હેશત્રુંજય?જો તુ સત્ય સુભટવાદનેવહનકરતો હોયતોહાલમાં તું ત્હારૂં પુરૂષત્વ પ્રગટકર? એમ કહી ત્હેના કેશપકડીને એકદમ મ્હે ત્હેનું મસ્તકકાપીનાખ્યુ બાદછેદાઇગયુ છે મસ્તકજેનું એવા પોતાના સ્વામીને જોઇ શત્રુના સર્વ સૈનિકો સંભ્રાંત થઈ ગયાઅનેએકદમ મ્હારીઉપરહુમલોકરીનેબાણોવડેમ્હને મારવા મંડી પડયા. બાદ તેઓનાં હજારો તીક્ષ્ણ બાણોની પંક્તિનો યુક્તિપૂર્વક બચાવકરીને **નરવાહનરાજા** શોકાતુર થઇ જ્યાં

સભામાં બેઠા હતા ત્યાં હું ગયો; અને શત્રુંજયરાજાનું મસ્તક તેમની આગળ મૂક્યું. પછી પ્રણામ કરીને, હે ધનદેવ? પૂર્વોક્ત સર્વ વાર્તા તેમની આગળ મ્હેં કહી સંભળાવી.

**મકરકેતુનુંપ્રયાણ.**

બાદમ્હેં કહ્યુંકે; હેરાજન્! હવેતમ્હારે કોઇપ્રકારનો ઉદ્વેગ કરવોનહીં,તમ્હેસુખેથીઅહીંરહો. હુંહવે જાઉછું, કારણકે;રત્નદ્વીપમાંથી આપની કન્યાને લાવીને જલદીઆપનેસોપી દઉં. એમ કહી સ્ત્રીના મુખાવલોકનમાં ઉત્સુકથયેલો હું આકાશમાર્ગે ચાલવા લાગ્યો અને અનુક્રમેતે સ્થાનમાં હુ પહોચ્યો,તેટલામાં અકસ્માત્ ત્યાં રહેલો એક વૈતાલ મ્હારા જોવામાં આવ્યો, તાલવૃક્ષના સરખી લાંબી જેની જંઘાઓ છે મષીપુંજ અને મહિષ સમાન શ્યામછે શરીરજેનું જેના હસ્તોનું બંધારણ બહુ લાંબુ અને પુષ્ટછે જેના દાંત મુખની બહાર નીકળેલાછે.ઉષ્ટ્રની માફક જેના ઓષ્ઠની સ્થિતિ ભયંકર દેખાયછે વળી જેનાં ચક્ષુઓ ખદ્યોતની માફક ચકચકે છે જેના મુખની બહાર બંને જીવ્હાઓ લપલપેછે. બહુ જાડી અને ચીપટીછે નાસિકા જેની. બહુ સંતાપનેવિસ્તારતો વારવાર પોતાનીભુજાઓવડેઆસ્ફોટનકરતો. તેમજ ખડખડાટ હાસવડે અતિશય ગર્જના કરતો અને પ્રલયકાલના મેઘસમાન હુક્કારવવડે નભસ્તલને વાચાલિત કરતો એવો તે વૈતાલ બોલ્યો. રેરે દુરાશય! પ્રથમ ત્હેં મ્હને સ્ત્રીના અપહારથી બહુ દુ:ખદીધેલુંછે. તે વૈરનો બદલો આસમયે હું લીધા વિના રહેવાનોનથી.હવે મ્હારી દૃષ્ટિગોચર થયેલો તું ક્યાં જઇશ ? રે વૈરી ? બાલ અવસ્થામાં કોઇ કારણઆવીમળવાથી તું જીવતો રહેલો છે. પરંતુ હાલમાં ભયંકર સમુદ્રમાં નાખેલો તું જીવવાનો નથી. એમ કહીને તે વૈતાલ તરતજ અ-

દ્રશ્ય થઇ ગયો. હું પણ આકાશમાંથી એકદમ ધસી સમુદ્રમાં પડીગયો. પછી હું ત્યાંથી આકાશમાંચાલવામાટે નભોગામિની વિદ્યાનું સ્મરણ કરવાલાગ્યો, પરંતુ તેવિદ્યા મ્હનેયાદઆવી નહીં. તેથી મ્હેં જાણ્યું કે; તે દુષ્ટ વૈતાલ જરૂર મ્હારી સર્વ વિદ્યાઓ હરી ગયો. કોઇપણ પ્રચંડ વૈરી આ અસુર હોવો જોઇએ એમવિચારકરતોહું,હેધનદેવ?ભુજાઓવડેસમુદ્રમાંતરવાલાગ્યો.

હે નરાધીશ? એપ્રમાણે પોતાનુ વૃત્તાંતતેપુરૂષમ્હનેકહેતો હતો, તેટલામાં અમ્હારા નિર્યામકે ભયભ્રાંત થઇકહ્યુંકે; હેનાવિક પુરૂષો? કર્ણધારસહિતતમ્હે તૈયાર થઇજાઓ.કારણ કે,મૃત્યુના મુખ સમાન આકોઈ ભયંકર

**અકસ્માત ઉત્પાત.**

ઉત્પાત દેખાય છે.તમ્હે આકાશ તરફ દૃષ્ટિકરો; સુપડાના આકારજેટલું અનેએકદમ વૃદ્ધિ પામતું તે વાદળ ઉત્પન્નથયુંછે. જે અભ્રખંડ ખલપુરૂષના સંગનીમાફક આપણોનાશ કરશે આવા સ્થાનમાં થયેલો આવોભયંકર મહાઘોરઆ ઉત્પાત થોડાસમયમાં યાત્રાલુ, નાવિકઅને નાવઆદિક સર્વનો વિનાશ કરેછે એ પ્રમાણે વ્હાણના સ્તંભાગ્ર ઉપર બેઠેલા પુરૂષનું વચન સાંભળી વ્હાણમાં રહેલા સર્વપુરૂષો એકદમ ક્ષોભાયમાન થઇગયા અને જીવવાની આશાપણ તેઓએ છોડીદીધી. બાદ નાવિકોએ સર્વ નંગરોના સમુદાયજલની અંદર મૂકી દીધા,કૂપસ્તંભને નમાવી નાખ્યો,વ્હાણનેપણખુબજાડાઅનેશ્વેતવસ્ત્રવડેચારેબાજુએઢાંકી દીધું.એટલામાં શ્યામ એવામેઘના સમૂહવડેસર્વઆકાશ છવાઇ ગયું. પવનપણ બહુવેગથીવાવાલાગ્યો સમુદ્રનુ પાણી ઉચ્છળવા લાગ્યું.ચારેતરફ યમજીવ્હાનીમાફક નિરંતર ઉપરાઉપરીવિજળીનાચમકારા દેખાવાલાગ્યા. મેઘપણ યમરાજાના સુભટનીમા-

કેક અપકેરમર્મ નાખો કરવા લાગ્યો. મ્હોટા તરંગોની શીખે ઉચ્છ-
ળતા જળના સમૂહવડે સ્થિર કરેલું છતાંપણ તેજવાળું પ્રચંડ
પવનથી ઉચ્છળતા એવા સમુદ્રના બહુવેગવાળા તરંગોવડે તણા-
વા લાગ્યું. નિરંતર ઉચ્છળતા તરંગોવડે ઉત્પાત અને નિપાતને
પામતું કેવું કે જાણે મણિઓથી બાંધેલી ભૂમિમાં હાથથી કુ-
ટાયેલી દડીનીપેઠે ઉંચુંનીચું થવા લાગ્યું. અર્થાત્ ઉંચાનીચી થયા કરવા
લાગ્યું. સમુદ્રમાં પ્રચંડ પવનના આઘાતથી ઉત્પન્ન થયેલા તરંગો
તરંગોના વેગવડે કડકડ એવા અવાજ સાથે તુટવા લાગ્યા. તેસમયે
ઉત્તમ નરરૂપ પાણીની માફક મુક્તથયાછે બંધનો જેનાં એવી તે
નૌકા તરંગોવડે પ્રેર્યાની છતી બહુવેગથી દોડવા લાગી, કોઇ
વેળા સિદ્ધ વિદ્યાવાળી વિદ્યાધરીની માફક આકાશમાં ઉડે છે.
કોઇ વેળા વિદ્યાથી ભ્રષ્ટથયેલી ખેચરીની માફક તે નૌકા નીચી
પડે છે. કદાચિત દંડથી દબાયેલી ભુજંગીનીમાફક તરંગોની શીખે
ઝોલાખાયાકરેછે. કોઇસમયે ઉત્તમજનોએ કહેલા શુદ્ધ અર્થની
માફક અતિવેગથીચાલ્યાકરેછે, વળી કદાચિત તે ધ્યાનમાં બેઠેલી
યોગિનીની માફક નિશ્ચલથઇધ્યાનકરેછે, કદાચિત તે અરણ્યમાં
પડેલીવૃદ્ધસ્ત્રીનીમાફક રૂદન કર્યાકરેછે, કદાચિત્ ગુરૂજનનીદૃષ્ટિ-
ગોચરથયેલી અનેવરનેલાયકએવીકુલબાલિકાની માફક ધ્રુજતુંછે
શરીર જેનું એવીતેનૌકા સમુદ્રનીઅંદરઘૂમેછે. તરંગોનાજલથી
ભરાઇગયેલાં પાટીયાઓમાંથીઝરતા મ્હોટા બિંદુઓરૂપી આંસુવડે
આશ્રિતજનોનાનાશકરવામાંવ્યગ્રથયેલી તેનૌકાજાણેરૂદનકરતી
હોયનેશું? નજીકમાં પોતાનો ભંગ જાણીને ભય પામેલી અને
શરણહીન એવી તે નૌકા બંધનથી છુટાં પડતા પાટીઆઓથી
ઉત્પન્ન થતા મ્હોટા શબ્દ રૂપી પ્રલાપ વડે રૂદન કરતી હોય ને
શું? એવી તે નૌકા સમુદ્રની અંદર ઉન્મત્તની માફક આમતેમ

ભમવાલાગી અને જલની અંદરરહેલા અપક્વ મૃન્મય પાત્રની માફક તે પ્રતિક્ષણેવિખરાવાલાગી.તેસમયે નાવના ચલાવનાર લોકો બહુઉદ્વિગ્નથઇગયા, તેમજકોલિકલોકો બહુ વ્યાકુલથઇને વિલાપકરવાલાગ્યા. વણિક્લોકો બહુ ત્રાસ પામવાલાગ્યા. ભૃત્ય લોકો મ્હોટા આક્રંદકરવાલાગ્યા, કેટલાકલોકો કચ્છોટાનીઅંદર સુવર્ણના ટુકડાઓ ગોપવવાલાગ્યા. કેટલાક વણિક્લોકો પાટીઆઓના ખંડોની પોતાને તરવામાટે બુદ્ધિપૂર્વક ગોઠવણકરવા લાગ્યા. વળી સમસ્તલોકો પોતપોતાના કુલદેવોની માનતાઓ રાખવાલાગ્યા. નાવિકલોકો ભારખાનાને સમુદ્રમાફેંકવાલાગ્યા. તેટલા અરસામાં પાણીથી આચ્છાદિતછે પ્રાંતભાગ જેનો એવા એક પર્વતના ખડકને અથડાઇને તેનૌકા એકદમ તુટીગઇ અને તેનાં સર્વ પાટીયા વિખરાઇગયાં.

**સમુદ્રતરણ.**

ત્યારબાદ, હેનરેંદ્ર ! હુંપણ જળમાં ગોથા ખાવાલાગ્યો, તેવામાં દૈવયોગે એક પાટીયું મ્હારી પાસમાંઆવીગયું. જેથી એકદમહુંતેને વળગીપડયો, અનેઅંદર સ્ફુરણાયમાન તરંગોથી વહન કરાતા નાના માચ્છલાઓના આઘાતને સહન કરતો હુંતરવાલાગ્યો. કોઇ ઠેકાણે સમુદ્રની અંદર અસંખ્યાત આઘાતવડે ક્ષુભિતથઈહુંડૂબતોહતો. કોઇઠેકાણે ગ્રાહોવડે ગ્રહણ કરાતી ગોધિકાઓના મુખમાંથી હું બચી જતોહતો.કોઇ સ્થળે મઘરોના આઘાતથી તુટી ગયેલી છીપોલીયોના સંપુટમાંથી નીકળતા મોતી મ્હારી ઉપર પડતાંહતાં, કોઇ ઠેકાણે તરંગોથી વિખરાતાં પરવાલોના જથાવડે હુંરૂંધાઇજતોહતો. ઉપરાઉપરી મ્હોટી લ્હેરોવાળા તરંગોના વેગવડે હરણ કરાતો હું હેનરેંદ્ર ? પાંચ દિવસમાં સમુદ્રના કાંઠા ઉપરપહોંચીગયો, બાદ સૂર્યોદય

થયો એટલે મ્હારાશરીરમાંથી ઘણાદિવસની ભરાઇગયેલી ઠંડી ચાલીગઈ. પછી ત્યાથી ઉતરીને સારાં પાકેલાકેળાં વિગેરે ઉત્તમ ફળોવડેમ્હારીક્ષુધામ્હેંનિવૃત્તકરી.પશ્ચાતશુષ્કટોપરામાથીકાઢેલા તેલવડે અભ્યંગ (મર્દન) કરીને સરોવરમા મ્હેં સ્નાનકર્યું. પછી પ્રયત્નપૂર્વક ચંદનવૃક્ષના પલ્લવોના રસવડે કર્પૂર મિશ્રિત ચંદનનો શરીરેલેપકર્યો. બાદ જાયફલ અને ઇલાયચીસહિત ઉત્તમ પ્રકારનુ પાનબીડુંલીધું. એ પ્રમાણે શારીરિક ક્રિયાથી નિવૃત્ત થઇ હું ત્યાં રહેલી એક રત્નશિલાની ઉપર બેઠો અને વિચારકરવા લાગ્યો અરે? દૈવગતિવિચિત્રછે, અકસ્માત્ હુ ધન અને પરિજનરહિત શાથી થઇગયો ? વળી તે વ્હાણ ભાગી જવાથી તે મહાનુભાવની શી સ્થિતિ થઈ હશે ? જો એનાહાથમાં પાટીયું આવીગયુંહોય અને તે કદાચિત્ સમુદ્રનીપારઉતરીગયોહોયતો બહુસારૂથાય, એમવિચારકરતોહુંકેટલાકદિવસત્યાંરહ્યો તેટલામાં એકદિવસ કોઇએ કહેલુ એકવચન મ્હારાસાભળવામાંઆવ્યુ કે, હેધનદેવ ? મહાશય ? તુંઆપ્રમાણે ઉદ્વિગ્નશામાટેરહેછે? બાદ હું સંભ્રાંતથઇ તેતરફજોવાલાગ્યો તોત્યારહેલો ઉત્તમ ભાગ્યવાન્ એક દેવ મ્હારાજોવામાંઆવ્યો. જેનું મુખકમલ બહુ જ પ્રફુલ્લ દેખાતુંહતું, જેના મુકુટનીઉપર દેદીપ્યમાન નાગફણાના આકાર સમાન એક ચિન્હશોભતુંહતું, અનેજેનાશરીરનીકાંતિઅત્યંત રમણીયદેખાતીહતી,એવા તે તેજસ્વીદેવનેજોઇ મ્હેંત્હેને અભ્યુત્થાનઆપ્યું,એટલે તે દેવ મ્હને પ્રેમપૂર્વક ખૂબ ભેટી પડચો. પશ્ચાત્ તેણે મ્હનેકહ્યુ કે; હેભદ્ર ? તુ મ્હને ઓળખેછેકે અહીંયાં ભૂલીગયો ? ત્યારબાદમ્હે કહ્યું, હેદેવ ? હાલમાં હુ આપને બરોબરઓળખીશકતોનથી. માટે આપ કહો, તમ્હે કોણછો ? અને આપનોમેળાપમ્હનેકયાથયોહતો ? પછી તે દેવબોલ્યો. હેભદ્ર?

જેના વચનથી સુપ્રતિષ્ઠ પલ્લીપતિના જયસેન પુત્રનેયોગીની પાસમાંથી એકલાખ સોનૈયા આપીનેત્હેં મુક્ત કર્યોહતોતેજહું દેવશર્માછું અને તેપ્રસંગ હસ્તિનાપુરની પાસે મનોરમઉદ્યાનમાંબન્યોહતો, તે સમયે તમ્હેમ્હનેજોયેલોહતો. વળી અટવીમાં જ્યારેતમ્હારોસાર્થ લુંટાણો ત્યારે તમ્હે સુપ્રતિષ્ઠપલ્લીપતિનીપાસે આવ્યાહતા, તે વખતે ત્યાં બાલરક્ષક તરીકે મ્હને તમ્હેજોયોહતો. તેમજવળી કુશાગ્રપુરમાંથી વળતીવખતે તમ્હે તે પલ્લીમાંઆવ્યા પરંતુ તે બળી ગયેલી સિંહગુહાપલ્લીની બહાર અસ્થિપિંજરમા રહેલોમ્હનેઆપેજોયોહતો. મ્હારા બંને ચરણકપાઇગયાહતા, તેમજ મ્હોટા શસ્ત્રોનાઘાલાગવાથીમ્હારૂં શરીરબહુજીર્ણથયેલુંહતું વળી તૃષા તો એટલીબધીલાગીહતીકે જેથીમ્હારાપ્રાણપણકંઠમાંઆવીરહ્યાહતા. તેવખતેપરોપકારમાં રસિકએવાઆપેશ્રીઅરિહંતભગવાનદેવ,સુસાધુઓગુરૂઅનેકેવળી કથિતધર્મ, એ પ્રમાણે નિયમસહિત સમ્યક્ત્વવ્રત આપીને સંસારસાગર ઉતરવાનેનાવસમાનએવા નવકારમંત્રનું અત્યંત પ્રેમપૂર્વક જેને સ્મરણ કરાવ્યું હતું તેજ હું દેવશર્માનો જીવ છું. હેસુભગ ? તે નવકારમંત્રના પ્રભાવથી સામાનિક દેવતાઓ જેના ચરણકમલમાંનમનકરેછે એવો હું વેલંધરનાગરાજની અંદર શિવક નામનો દેવથયોછું.

ત્યારબાદમ્હેં કહ્યુંકે, હેસુરોત્તમ ? આપના કહેવા પ્રમાણે હુંસર્વવાતસમજીગયો,આપનુંકહેવું સત્ય છે.પરંતુ મ્હારે આપને એટલુ પૂછવાનું છેકે,હાલમાં કયાસ્થાનમાંતમ્હેરહોછો તે વૃત્તાંત મ્હનેકહો. દેવબોલ્યો, હેભદ્ર ? મેરૂગિરિની દક્ષિણ દિશામાં કંઇક ન્યૂન બેતાળીસહજાર યોજનપ્રમાણવાળા લવણ

**ધનદેવનોપ્રશ્ન.**

સમુદ્રને અવગાહીને રહેલો એક સુંદરપર્વતછે, સત્તરસોને એક-વીશ યોજન જેની ઉચ્ચાઇછે. અને મધ્યમાં રત્નમય હોવાથી પોતાની કાંતિનાવિસ્તારવડે સાડાસાત યોજનસુધી ચારે તરફ લવણસમુદ્રના પાણીને પ્રદીપ્તકરેછે; એવા તે દઉભાસ નામના પર્વતના શિખર ઉપર બહુ રમણીય એકભવનછે, જેની ઉંચાઈ બાસેઠ યોજનછે અને અમૂલ્યરત્નોથી જેની શોભાબહુજપ્રસરી રહીછે એવા તે ભવનમાં દશહજાર સામાનિક દેવોના પરિવાર સહિતહુંરહુંછું. શિવક નામે હું વેલંધરાધિપતિ કહેવાઉછું. અને એક પલ્યોપમનું મ્હારૂં આયુષ્છે. તેમજ લવણ સમુદ્રમાં બીજીપણ મ્હારી શિવકાનામની રાજધાનીછે. જેનો વિસ્તાર ચારે બાજુએ બારહજાર યોજનનોછે. તેની અંદર અનેક દેવી-ઓના પરિવાર સાથે દીવ્યસુખનો વિલાસ કરતો હું ઘણી-વાર રહુ છું. તેમજ દઉભાસગિરિમાં પણ રહું છું. માટે હેભદ્ર ? ત્હારા પ્રસાદથી આવી ઉત્તમ રૂદ્ધિ મ્હને પ્રાપ્ત થયેલી છે. વળીકાલે હું દઉભાસપર્વતમાંઆવ્યોહતો. અવધિજ્ઞાનવડે રત્નદ્વીપમાં આવેલો ત્હને જોઇ ત્હારા દર્શનમાટે હું અહીં આવ્યોછું. હવે મ્હારે જે કંઇ કરવાલાયક કાર્યહોય તે બતાવી મ્હને તું કૃતાર્થકર. આ પ્રમાણે દેવનું વચન સાંભળી ધનદેવ પોતાના હૃદયમાં વિચાર કરવા લાગ્યો; અહો ? માત્ર નવ-કારસ્મરણનું આટલુંબધું ફળ છે તો શ્રી જૈનધર્મ પામીને હું દીક્ષાગ્રહણ કેમ નથી કરતો ? એમ તે ચિંતવન કરતો હતો, તેટલામાં ફરીથી પણ દેવ બોલ્યો.હે મહાનુભાવ ? દેવતાઓનું દર્શન નિષ્ફલ હોતુંનથી માટે તું તૈયારથા, જેથી આજે હું ત્હને બહુ રત્નો સહિત દીવ્ય વિમાનમાં બેસારીને હસ્તિનાપુરમાં લઇજઉં અને ત્યાં ગયા બાદ હેમહાભાગ? ત્હારો મનોરથપણ

પૂર્ણ થશે, તેપ્રમાણે દેવનો આગ્રહ જાણીને મ્હે કહ્યુંકે, ભલે આપની ઇચ્છા હોય તો એમકરો. બાદતેદેવતાએ જલદી દીવ્ય વિમાન વિકુર્વીને ઘણાં રત્નો સહિત મ્હને વિમાનમાં બેસારી દીધો. હેનરેંદ્ર! તેદ્વીપમાં રહેલાં અનેક પ્રકારનાં ઉત્તમરત્નોનો સમૂહ આદરસહિત આપીને શિવકદેવતાએ પોતેજ મ્હને દિવ્ય વિમાનમાબેસાર્યો અને ક્ષણમાત્રમાં તેમ્હનેહસ્તિનાપુરમાં લાવ્યો.

શ્રી ધનેશ્વર મુનિએ રચેલી સુબોધ ગાથાઓના સમૂહ વડે મનોહર અને રાગતથાદ્વેષરૂપી અગ્નિ અને વિષધરને શાંત કરવામાં જલ અને મંત્ર સમાન આ સુરસુંદરી કથાને વિષે હસ્તિનાપુર આગમન નામનો આતેરમો પરિચ્છેદ સમાપ્ત.

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुदरीचरित्र-
स्यशास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादे हस्तिनापुरागमननाम
त्रयोदशपरिच्छेद समाप्त.



## ॥ अथचतुर्दशपरिच्छेदः प्रारभ्यते ॥

**ધનદેવવણિક્** **અમરકેતુ**રાજાની આગળ પૂર્વોક્તવૃત્તાંત કહેતોહતો તેટલામાં ત્યાં બેઠેલી **સુરસુંદરી**પણ તેવાત સાભળી બહુજ શોકાતુર થઈગઈ અને વિલાપ કરવાલાગી.

**સુરસુંદરીનો પશ્ચાત્તાપ.**

હા? કેવલ દુ:ખના નિવાસભૂત અને વજાથી ઘડેલા આ મ્હારા હૃદયનેધિક્કારછેકે,જેના અશ્રાવ્ય વાર્ત્તા સાંભળીનેપણુ સે કડો ટુકડા થઇજતા નથી, વળી મનોવલ્લભના વ્હાણના ભ ગ રૂપી અનિષ્ટનેસાંભળીનેદુ:ખમય એવા આ પ્રાણોને ધારણુ કરવાથી હાલમાં કઇ પ્રયોજનનથી હેનાથ? માત્ર દર્શનથીપણુ તમોએ સ્નેહનો પ્રકર્ષ બતાવ્યો, કારણુકે, **શત્રુંજય**રાજાએ રોકેલા મ્હારા પિતાને આપે મુક્તકર્યા.હેનાથ?જે સુર મ્હને હરી ગયોહતો તેજ દેવે આપની વિદ્યાઓનો અપહારકર્યોછે વળી હેપ્રિયવલ્લભ? સમુદ્રનીઅ દર યાનપાત્રનો ભ ગ થવાથી આપનીકેવીસ્થિતિ થઇહશે? હા ! નાથ!આપ્રમાણેહતવિધિવિપરીતકાર્યકરેછેતોમ દભાગ્યવાળીહુ ચ દ્રનાકિરણુસમાન નિર્મળ એવુ આપનું મુખારવિ દ કયારે દેખીશ? આદુનીયામા સ્ત્રીઓનો સ્નેહ અસ્થિર હોય છે,એવાપ્રકારનો આ લોકપ્રવાદ સત્યછે. કારણુકે, આવુ અનિષ્ટ વૃત્તાંત સા મળીનેપણુ હજીસુધી હું પાપિણી જીવુ છુ

ઈત્યાદિક ચિ તવન કરતી હું બહુ શોકનાઆઘાતથી નિશ્ચેતન થઈગઇ અને પાસમા બેઠેલી **કમલાવતી**દેવીના ખોળામાં મૂર્ચ્છાવડે હુ પડીગઇ સ ભાવિતપુત્રના વિયોગથી

**સુરસુંદરીનીમૂર્છા.**

શોકાતુર થયેલી **કમલાવતી**દેવીપણ પોતાના નેત્રોમાંથી અશ્રુ જળની ધારાઓ વરસાવવાલાગી અને રૂદ્ધકંઠે વિલાપ કરવા લાગીકે; હા! પુત્ર! તેસમયે અરણ્યમાં મ્હારા ખોળામાંથી જાત માત્રનો ત્હારો કોઇ અપહાર કરીગયો, હાલમાંપણ મ્હારા દુષ્કૃતને લીધે ત્હારૂં દર્શન થયુંનથી, માટે તું ક્યારે દર્શન આપીશ? અને તું ક્યાં ગયોછે?, વળી હેપુત્ર? જેણીને ત્હારા મુખ કમળનું દર્શન થયું તે આ બાલાને ધન્યવાદ ઘટેછે.હા!હા! હું અધન્યછું. કારણકે; પુત્ર થયો છતાંપણ મ્હને ત્હેનું દર્શ થયું નહીં, વળી યૌવન વયને પ્રાપ્ત થયેલો તેકુમાર હસ્તિનાપુરમાં મળશે એપ્રમાણે પ્રથમ કુલપતિએ કહેલું વચન શું વૃથાથશે? એપ્રમાણે વિલાપકરતી **કમલાવતી**દેવી બહુશોકાતુર થઇગઇ.

**અમરકેતુરાજા.**

**કમલાવતી**ના દીનતા ભરેલા વિલાપ સાંભળી પુત્રના શોકથી ઘેરાઈ ગયાંછે અંગો જેનાં અને હસ્તતલમાં સ્થાપનકર્યુંછે નિસ્તેજમુખ જેણેએવોશ્રી**અમરકેતુ**રાજાપણ નેત્રોમાંથી અશ્રુજલવરસાવવાલાગ્યો.તેસમયે પોતાનાહૃદયમાશંકા થવાથી**ધનદેવે;સુરસુંદરી**નેપવનનાખતીએવીહંસિકાનામની વિલાસિનીને પૂછયું મૂર્છાથી મીંચાઈગયાછે નેત્રોજેનાં એવી અપૂર્વ રૂપવાળી આ કન્યા કોણછે? તેસાંભળી હંસિકાએપણ આકાશમાંથી ઉદ્યાનમાં પડીહતી વિગેરે તેણીનુ સર્વ વૃત્તાંત **ધનદેવ**ની આગળ નિવેદને કર્યું તેસાભળીને તરતજ **ધનદેવ**ને **સુમતિ**નૈમિત્તિકનું વચન યાદઆવ્યું બાદ તેબોલ્યો, હેનરેંદ્ર? તમ્હેશામાટેઉદ્વિગ્નથાઓછો? તેમજ હેદેવી ?તમ્હારેપણવિલાપ કરવાનુંશુંકારણછે?શુંતે**સુમતિ**નૈમિત્તિકે કહેલું વચનતમ્હે ભૂલી ગયાં? **કુસુમાકર**ઉદ્યાનમાં જ્યારે આકાશમાંથી કન્યા પડશે

ત્યારપછી થોડા દિવસમાં પોતાના પુત્રસાથે તમ્હારો સમાગમ થશે એમ **સુમતિ**એ કહેલું છે માટે તમ્હે ઉતાવળ કરશો ન- નહીં. હાલમાં તેઆપને મળશે એમાં કોઇપ્રકારનો સદેહનથી. કારણકે; તેસુમતિનૈમિત્તિક યથાર્થ વાદીછે, તેના ઘણા પરચા અમારા જોવામાં આવેલા છે. માટે વ્હાણના ભાગવાથી પણ તમ્હારે તેસંબંધી બીલકુલ શોક કરવો નહીં

એપ્રમાણે **ધનદેવ**વણિક્ ઉચિત વચનોવડે રાજાને શાંત કરતોહતો, તેટલામા એકદમ ત્યાં દુંદુ- ભિના નાદ ઉચ્છળવા લાગ્યા, નગરની બહાર આકાશમાંથી ઉતરતા દેવતાઓ

**સુપ્રતિષ્ઠસૂરિ.**

દેખાવાલાગ્યા, તેમજ દેવાંગનાઓના ગીત ધ્વનિ સહિત જય જય શબ્દ સભળાવાલાગ્યા, તેસમયે સભામાંબેઠેલા લોકો આ શુંછે? આશુંછે? એમ બોલવાલાગ્યા, તેટલામાં હર્ષથી વ્યગ્ર થ- યેલો **સમંતભદ્ર** ત્યાં આવ્યો અને રાજાને પ્રણામ કરી કહેવા લાગ્યો. હેનરાધીશ? આ નગરની ઇશાન કોણમા **કુસુમાકર** ઉદ્યાનની અંદર મુનિજનને ઉત્તરવાલાયક સ્થાનમાં આજે **સુ- પ્રતિષ્ઠ** આચાર્ય પધાર્યાછે. જેમની સેવામાં અનેક મુનિઓ ર- હેલાછે, સર્વ શાસ્ત્રાર્થોના સવિસ્તર વિધિમા જેઓ બહુજ પ્રવીણછે, તેમજ પરવાદીના સમુદાયરૂપી હસ્તિઓનો પરાજય કરવામાં કેસરીસમાન, નાનાપ્રકારની તપશ્ચર્યાના વિધાનમાં અતિશય રાગવાળા, વિશુદ્ધ ચારિત્ર અને સયમવડે યુક્ત,અને જેઓ પરોપકારમાં એક રસિકછે. તેમજ દગ્ધથયાંછે ઘાતિકર્મ જેમનાં એવા તેઆચાર્યને હાલમાંઅપ્રતિપાતિ એવું શ્રી કેવલ જ્ઞાન પ્રગટ થયુ છે. માટે હેદેવ? તે કેવલજ્ઞાનનો મહોત્સવ કરવા માટેદેવતાઓઆવેલાછે.એપ્રમાણે **સમંતભદ્ર**નું વચનસાંભળી

રાજાનું હૃદય બહુ આનંદથી ભરાઇગયું અને સૂરીશ્વરને વાંદવા જવામાટે તૈયારથયો.હેદેવી?તુંપણ સુરસુંદરીસહિત તૈયારથા? આચાર્ય ભગવાનને વંદન કરીને તું પોતાના પુત્રનું વૃત્તાંત પૂછજે ? એમ કહી સ્નાન વિલેપન કરી રાજા મ્હોટા સુભટોના પરિવારસહિત ઉત્તમ ગજેંદ્ર ઉપર આરૂઢ થઇને કુસુમાકર ઉદ્યાનમાંગયો સમસ્ત પરિવાર સહિત અમરકેતુરાજા મુનીન્દ્રની ત્રણપ્રદક્ષિણા કરી પશ્ચાત્ પ્રણામકરીને આચાર્યની આગળ ઉચિત સ્થાનમાં બેસીગયો. બાદ શ્રીકેવલીભગવાનનો મહિમા કરવામાં આવ્યો. પછી દેવ સહિત મનુષ્ય અને અસુરાદિકની સભામાં શ્રીકેવલીભગવાને ગભીર વાણીવડે ધર્મદેશનાનો પ્રારંભ કર્યો.

**ધર્મદેશના.**

આસંસારની અંદર નારક, તિર્યંચ, માનવ અને દેવ એ ચારપ્રકારની ગતિઓમા અનેકદુઃખથી પીડાયેલા પ્રાણીઓ બહુ કષ્ટવડે માનવ ભવને પામેછે, વળી અતિ દુર્લભ એવા મનુષ્યભવને પામીનેપણ મિથ્યાત્વાદિવડે મોહિત થયેલા ઘણા મનુષ્યો વિષયરૂપી માસમા લુબ્ધ થયા છતા પરલોકનું હિત સાધવામાં ઉદ્યુક્ત થતાનથી તેમજ જૈન સિદ્ધાંતના શ્રવણથી રહિત એવા તેમનુષ્યો કાર્ય અને અકાર્ય વિગેરેની વ્યવસ્થાને જાણતાનથી ભક્ષ્ય, અભક્ષ્ય, પેય અને અપેયાદિકનેપણ તેઓ ઓળખી શકતા નથી વિષયોમા આસક્ત થયેલા તે નિર્મર્યાદ પુરૂપો ગમ્ય અને અગમ્યના વિભાગને બીલકુલ ગણતાનથી; વળી ધાર્મિક લોકો હિતનેમાટે તેઓને ઉપદેશ આપેછે ત્યારે તેઓ કહેછેકે; તમ્હે લોકો મૂઢછો. ધૂર્ત્ત લોકોએ ધર્મને બ્હાને તમ્હને છેતર્યાછે કારણકે, આદુનીયામાં સુખ દુ:ખનો ભોક્તા

કિંવા અમૂર્ત્ત જે પરલોકમાં જાય તેવો કોઈપણ જીવ છેજ નહી અને જ્યારે જીવનો અભાવ છે ? તો આ જગત્માં હિંસાદિક કરેલુ પાપ કોને થાયછે? માટે ભાઇઓ? નકામા આવા ધર્મના ઢોગને તમ્હેતો લઇ પડ્યાછો છતાં બીજાઓને શામાટે હેરાન કરવા આવોછો? વળી અન્યત્રપણ ધર્મનું સ્વરૂપ બતાવવામાં આવ્યુ છે તેતરફ લગાર લક્ષ્ય આપો, જેમકે.

मृद्वीशय्या प्रातरुत्थाय पेया, मध्ये भक्तं पानकं चापराण्हे ।
द्राक्षाखण्डः शर्करा चार्द्धरात्रे,मोक्षश्चान्ते शाक्यसिंहेन दृष्टः॥१॥

અર્થ–"શયનનેમાટે સુકોમલશય્યા,પ્રભાતમાઉઠિને પેય વસ્તુનો ઉપભોગ, મધ્યસમયમા ઉત્તમ પ્રકારનુંભોજન, અપરાન્હકાળમા દુગ્ધાદિકનુ પાન, બાદ દ્રાક્ષાખ ડઅનેઅર્ધરાત્રિના સમયે શર્કરાસેવન વિગેરે પદાર્થોનુ યથાર્થસેવનકરવાથી અંતસમયે મોક્ષગતિપ્રાપ્તથાયછે એમ શાક્યસિંહનુ કહેવુંછે માટે ભાઇઓ? અમ્હારી આગળ તમ્હારેઉપદેશકરવાનીજરૂરનથી." આ પ્રમાણે વિપરીત પરીણામવાળા અને જૈનધર્મમાં વિમૂઢ એવાતેઓ નિર્દયપણે જીવઘાતકરેછે, જૂઠુ બોલવામા બીલકુલ અચકાતાનથી, અદત્તવસ્તુનેગ્રહણકરેછે, પરસ્ત્રીપ્રત્યેગમનકરેછે. બહુપ્રકારના પરિગ્રહો કરવામા હ મેશાં ઉદ્યુક્તરહેછે, રાગ અને દ્વેષવડે તેઓનીબુદ્ધિવિમૂઢથઈજાયછે, રાત્રીભોજન તથામાસમાં રક્તહોયછે, મધુ અને મદ્યપાનમા નિરંતર લુબ્ધ થાયછે, ક્રોધ, મદ, માયા અને લોભને આધીનથઈબહુપીડાપામેછે, વળીકિલષ્ટ છેપરિણામજેમનોએવાતેઅવિરતમિથ્યાદષ્ટિઓઅતિદારૂણએવાં કિલષ્ટકર્મોઉપાર્જનકરેછે વળી તે દારૂણકર્મોનેવશથયેલા તેઓ કાળ કરીને ઘોરનરકસ્થાનોમાંપડેછે નિરંતર ગાઢ અંધકારથી

આવૃત તેમજ તીવ્રએવા તાપ અને ઠંડથી વ્યાપ્તએવાં તે નરક સ્થાનોમાં ઉત્પન્નથયેલા તે જીવોને કરૂણસ્વરે રૂદનકરતા જોઇને પરમાધામિક દેવતાઓ તીક્ષ્ણ કરવત તથા તેજસ્વી કુહાડાઓ વડેસેંકડોપ્રકારેછિન્નભિન્નટુકડાકરેછે.લાંબાઅનેતીક્ષ્ણકાંટાઓથી વ્યાપ્ત એવી શાલ્મલી (સેંભળ) વૃક્ષની ગાઢશાખાઓના મધ્ય-ભાગમાં તેવા અધર્મી જીવોને સ્થાપનકરીને વારંવાર દોરડાઓ વડેતાણીબાંધેછે. તેમજનિર્દયછે મન જેમનું એવા તે પરમાધા-મિકદેવો કઢકઢતીએવી કુંભીઓ ( તેલનીકઢાઇઓ )ને વિષે તે જીવોનેઉકાળેછે. તેમજ તૃષાનીબૂમપાડતા તે અધર્મીઓને ઉક-ળતું ત્રાંબુપાયછે. જ્યારે ક્ષુધા લાગેછે ત્યારે અનાથ એવા તેના-રકીયોના મુખમાં તેમના શરીરમાંથી કાપેલા માંસને અગ્નિસ-માનતપાવીનેફેંકેછે.હા ? હા ? માતા ?એપ્રકારે રટન કરતા તે દીનજીવોને પરૂ, ચરબી અને રૂધિરથીપૂર્ણભરેલી વૈતરણી નદી અનાવીને તેની અંદરચલાવેછે. છાયાની ઇચ્છાવાળા તે જીવોને અસિપત્ર–તરવારની ધારાસમાનપત્રોના વનમાં ગમન કરાવેછે, તેની અસહ્યપીડાનેલીધેતેઓબહુવિલાપકરેછે ત્યારે ખડ્ગ, તોમર અનેભાલારૂપતીક્ષ્ણશસ્ત્રોવડેતેમનેછેદેછે,તેસમયે અમ્હારૂંરક્ષણ કરો?અમેઆપનેશરણેઆવ્યાછીએએપ્રમાણેતેમનીપ્રાર્થનાસાંભ ળીનેપરમાધામિકદેવતાઓતેમનાપૂર્વભવનુંવૃત્તાંતસ્મરણકરાવીને ખૂબમારેછે.વળીઅધિકશુંકહેવું?નરકસ્થાનમાં રાત્રીદિવસ પકાતા એવાનારકીઓને નિમેષમાત્રપણસુખનથી,પરંતુહમેશાં દુઃખજ હોયછેએપ્રમાણેબહુસમયસુધીદારૂણદુઃખોઅનુભવિનેછેવટેમહા કષ્ટવડેત્યાંથીનીકળીનેપણતેનારકજીવોતિર્યંચનીયોનિઓમાંઉત્પન્ન થાયછે ત્યાંપણ ક્ષુધા, તૃષા,તાપ, શીત, વધ, બંધ અને રોગો-નીવેદનાઓવડે બહુદુઃખી થાય છે. તેમજ ભારાવરોપણ, નાથ

દમન, અંકુશ અને તોત્ર (પરોણા) આદિકનો ઘણો માર સહન કરવોપડેછે. પરસ્પર એકબીજાનું ભક્ષણ અને તાડનાદિક અનેક પ્રકારનાંદુ:ખોવિવિધપ્રકારનીયોનિઓમાંવાર વારબહુવખતતેમને ભોગવવાંપડેછે. ત્યારબાદ જો કોઇપણ પુણ્યનોઉદયહોય તો મહામુશીબતે તેજીવો દુર્લભએવા મનુષ્યભવનેપામેછે તે મનુષ્યભવમાંપણ શારીરિકઅને માનસિક નાનાપ્રકારનાદુ:ખો ઉત્પન્ન થાયછે.વળીદારિદ્રરૂપીમ્હોટામુદ્ગરના મારવડે દુ.ખીથયેલા પ્રાણીઓ લેશમાત્ર કુત્સિત અન્ન મેળવવાની ઇચ્છાથી નીચ એવા પણ અન્યજનોની આજ્ઞામાં રહેછે તેમજ દ્રવ્યની આશા વડે તેદીનપુરૂષોરાત્રીદિવસનેગણતાનથી, બહુવિષમએવાઅત્યંત દૂર દેશમાંપણચાલ્યાજાયછે.અતિકઠિનએવાગુહાદિકનાવિવરો(છિદ્રો) માપ્રવેશકરેછે અને સમુદ્રનેઉલ્લંઘનકરેછે ;તેમજલોભરૂપી ગ્રહથી ગ્રસિતથયેલા મનુષ્યો ધનપ્રાપ્તિની ઇચ્છાવડે દુ.ખનેગણતાનથી અને ચળકતા અનેક ભાલાઓથી વ્યાપ્ત એવા ભયંકર સંગ્રામમાંપણપ્રવેશ કરેછે. વળીઇષ્ટજનોનાવિયોગથી અને અનિષ્ટની પ્રાપ્તિથીતેમજ નાનાપ્રકારનીઆપત્તિઓથી જે દુઃખથાયછેતેનુ વર્ણનકરવાતોકોણસમર્થથાય? અનેકપ્રકારનારોગાદિકવ્યાધિઓ વડે પીડાતા જીવો બીલકુલનિવૃત્તિનેપામતાનથી,ત્યારબાદવૃદ્ધત્વાદિક દુરવસ્થાનેપ્રાપ્તથાયછે, પછી તેઓ બહુદુ ખીથઇનેમરણ પામેછે વળીજોકોઇપણપ્રકારેતેઓદેવપણાનેપામેછેતોતેદેવભવમાં પણ ઇર્ષ્યા, ખેદ, ભય, શોક લોભ, સંતાપઅને ચિંતાવડે બહુ દુઃખથાયછે. પરસમૃદ્ધિને જોતા એવાકેટલાક દેવો પોતાનાસ્વામીવડે આજ્ઞા કરાયેલા ભૃત્યોનીમાફકદુ.ખનેઅનુભવેછે, તેમજ પોતાના ચ્યવન (મરણ) સમયમા દેવોનેપણ ઘણુ દુ.ખથાયછે ચોરાશીલાખ યોનિથી વ્યાપ્ત એવા આ સંસારમા પરિભ્રમણ

કરતા જીવોએ અનંતવાર જેસ્થાનઆસનકર્યુંહોય તેવું કોઇપણ સ્થાનનથી. સર્વત્રપણજૈનધર્મથીરહિતએવાજીવોબહુદ:ખીથાય છે. માટે હે દેવાનુપ્રિય? મહાશયો ? શ્રીજીનેન્દ્રભગવાને કહેલા ધર્મનુ આરાધનતમ્હેકરો.વળીતેધર્મ બેપ્રકારનોકહ્યોછે,એક તો મુનિધર્મ અને બીજો ગૃહસ્થધર્મ. એબંનેપ્રકારના ધર્મનું મૂલ કારણશુંછે ? સમગ્રગુણોજેમાંરહેલાછે એવું સમ્યક્ત્વવ્રત. સમ્યક્ત્વએટલેશું ? શુભ પરિણામરૂપ તત્ત્વાર્થની શ્રદ્ધાકરવી. તત્ત્વ એટલે શું ? જીવાદિ પદાર્થોને તત્ત્વ જાણવાં. તત્ત્વો કેટલાં છે ? જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો જાણવાં. જીવતત્ત્વના કેટલા ભેદછે? સૂક્ષ્મએકેંદ્રિય,બાદર એકેંદ્રિય,બેઇદ્રિય,ત્રીદ્રિય, ચતુરિદ્રિય, અસંજ્ઞી પચેદ્રિય અને સંજ્ઞી પચેંદ્રિય એ સાતના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમબનેપ્રકારના મળીને ચૌદ ભેદ હોય છે. અજીવતત્ત્વના કેટલા ભેદ? ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ એત્રણેના સ્કંધ, દેશ અને પ્રદેશ એમ ત્રણ ભેદે ગુણવાથી નવભેદ તેમજ દશમો આધા સમયકાલ, વળી સ્કંધ, દેશ,પ્રદેશ,અને પરમાણુ એચાર પુદ્દગલદ્રવ્યના ભેદ ઉમેરવાથી અજીવતત્ત્વના ચૌદ(૧૪)ભેદ થાયછે. પુણ્યતત્ત્વના કેટલા ભેદ? સાતાવેદનીય,ઉચ્ચગોત્ર, સાડત્રીશ નામકર્મની શુભ પ્રકૃતિઓ અને આયુષકર્મની ત્રણ શુભ પ્રકૃતિયો મળીને કુલ બેતાળીશ (૪૨) ભેદ જાણવા. જ્ઞાનાવરણીય અને અંતરાયકર્મના દશ, દર્શનાવરણીયના નવ, મોહનીયકર્મના છત્રીશ, નામકર્મના ચોવીશ(૨૪) અસાતાવેદનીય, નીચગોત્ર અને અશુભઆયુષ્ એ એકંદર મળીને બ્યાશી(૮૨)ભેદ પાપતત્ત્વના જાણવા. પાંચ ઇંદ્રિય, ચારકષાય, પાંચઅવ્રત, પચ્ચીશક્રીયાઓ અને ત્રણયોગ

મળી આસંસારમાં બેતાળીશ(૪૨)ભેદ આસ્રવના જાણવા, પાંચ સમિતિ, ત્રણગુપ્તિ, યતિધર્મના દશભેદ, બારપ્રકારની ભાવના, બાવીશ પરિસહ અનેપાંચચારિત્ર મળી સત્તાવન(૫૭)ભેદ સંવરતત્ત્વના કહેલાછે. અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસપરિત્યાગ, કાયકલેશ અને સંલીનતા (અંગોપાંગાદિક અવયવોનો કાબુ) એછબાહ્યતપ.પ્રાયશ્ચિત,વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાયધ્યાન અને ઉપસર્ગોની સહનશીલતા એ છ આતરિકતપ. એમ બને મળી બારપ્રકારના તપવડે નિર્જરા કહેલીછે. અથવા કનકાવલી આદિના ભેદથી અનેકપ્રકારના તપો હોયછે પ્રકૃતિબંધ,સ્થિતિબંધ, અનુભાગબંધ અને પ્રદેશબંધ એભેદથી ચારપ્રકારનો બંધ કહેલોછે. વળી આઠપ્રકારના કર્મનો વિનાશ તેને શાશ્વત મોક્ષ કહેલોછે. એસર્વ તત્ત્વોનું શ્રદ્ધાન, અરિહંત ભગવાન્દેવ, સમ્યક્ ચારિત્રધારીસાધુઓગુરૂ એપ્રમાણેનાવિજ્ઞાનનુંકારણભૂત સમ્યક્ત્વ હોયછે એમ જાણવું. મન, વચન અને કાયાના યોગો વડે સાવદ્ય યોગોનો ત્યાગ કરવો તેને યતિધર્મ કહ્યોછે. વળી તે યતિધર્મ મંદબુદ્ધિવાળા પ્રાણીઓને દુઃખેકરી આચરવાલાયક થાય છે. કારણકે જે યતિધર્મને વિષે પૃથિવ્યાદિક છએપ્રકારના જીવોની દયા પાલવામા આવેછે તેમજ સર્વ ઉપાધિથી વિશુદ્ધ એવું સત્ય વચન બોલવું. અશુદ્ધ ચિત્તવડે તૃણમાત્રપણ અદત્ત વસ્તુને ગહણ કરવીનહી, હમેશાંનવગુપ્તિ(વાડ)સહિત બ્રહ્મચર્યવ્રત પાળવું ધર્મનાં ઉપકરણ શિવાય કિંચિત્ માત્રપણ પરિગ્રહકરવોનહીં,ચારેપ્રકારના આહારનો રાત્રીએ સર્વથા ત્યાગ કરવો,પાંચસમીતિ અને ત્રણગુપ્તિ એઆઠે પ્રવચન માતાઓનું નિરંતર સેવનકરવુ. તેમજ ઉદયમાં આવેલા બાવીશપ્રકારના પરીષહોનોસમ્યક્પ્રકારે પરાજયકરવો. આચાર્યઆદિક

મુનિઓનું વૈયાવચ્ચ યથાશક્તિ કરવું. તેમજ મનુષ્ય, તિર્યંચ અનેદેવોના સમૂહોએ કરેલા ઉપસર્ગોને સહનકરવા, શબ્દાદિક વિષયોમાં રાગદ્વેષ કરવોનહીં, વેદનાની નિવૃત્તિ, વૈયાવચ્ચ, ઈર્યાશુદ્ધિ, સંયમ, પ્રાણવૃત્તિ, અને ધર્મચિંતા એ છ કારણોને લીધે બેતાળીશ(૪૨)દોષોથી શુદ્ધ એવો આહાર મુનીઓએ ગ્રહણ કરવો, સ્વાધ્યાય કરવો, સર્વવિકથાઓનો ત્યાગ કરવો, નિરંતરબાહ્ય અને આભ્યંતર તપકરવામાં ઉદ્યમકરવો, આર્ત્ત અને રૂદ્રધ્યાનનો ત્યાગકરીને ધર્મઅને શુકલધ્યાનનો અભ્યાસ કરવો, અનિત્યાદિક ઉત્તમપ્રકારની બાર ભાવનાઓનું ધ્યાન કરવુ. વિનયગુણનો હંમેશા અભ્યાસકરવો, સ્વચ્છંદતાને સ્વાધીનથઇ પાપકર્મ કરવાનહીં, ક્ષાંતિ, માર્દવ, આર્જવ, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, નિષ્કિંચનતા અને બ્રહ્મચર્ય એ દશપ્રકારના યતિધર્મનું નિરંતર પાલનકરવું. મુનિઓની અંદર હંમેશાંનિવાસકરવો, કુશીલ પુરૂષોનો કોઇદિવસ સંસર્ગ કરવોનહી મદ્ય, વિષય,કષાય,નિદ્રાઅનેવિકથા એપાંચપ્રકારના પ્રમાદનોપ્રયત્નવડે પરિહારકરવો.અન્યથા-તેઓનુંસેવનકરવાથી તેપાંચેપ્રમાદ જીવને પુનઃપુનઃસંસારમાં પાડેછે. વળી અધિક શું કહેવુ ?દુર્બલબુદ્ધિવાળા મનુષ્યોનામનનેતાપકરનારએવાઅઢાર હજારશીલાંગભારનેજીવેત્યાસુધીમુનિઓનેવહનકરવાનોછે,હેનરનાથ?પાલનકરાતોએવોયતિધર્મ સ્વલ્પસમયમા મોક્ષસ્થાનમાં લઇજાયછે.તેમજશ્રાવકધર્મપણ ઘણાકાળે મોક્ષસુખઆપેછે.વળી તે શ્રાવકધર્મ પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચારશિક્ષાવ્રત એમ એકંદરમળીને બારપ્રકારનો કહેલોછે એપ્રમાણે વિસ્તાર પૂર્વક બંનેપ્રકારના ધર્મની વ્યાખ્યા આચાર્ય મહારાજે કહી.

અવસરના જ્ઞાતા એવા શ્રી **અમરકેતુરાજાએ** પ્રસ્તાવ

**અમરકેતુનોપ્રશ્ન.**

જાણી શ્રીકેવલીભગવાનને પૂચ્છયું. હે મુનીંદ્ર? તે અટવીની અંદર જન્મતાની સાથેજ **કમલાવતી**નાપુત્રને કોણ હરી ગયો હશે? અને એની સાથે પૂર્વભવમાં એણે શું વૈર કર્યું હશે કે; જેનું સ્મરણ કરી તે દુષ્ટે આઅકૃત્ય કર્યું? હેભગવન્? તે કુમાર કયાં રહીને મ્હોટોથયો હશે?વળી તેઅમ્હને કયારેમળશે? હેભગવન્? કૃપાકરી વિસ્તારસહિત આપ્રશ્નનોખુલાસો અમ્હને આપ સંભળાવો. આવૃત્તાત કહેવાથી ઘણા લોકોને ઉપકારથશે એમ જાણી શ્રીકેવલીભગવાન્ બોલ્યા હેનરેંદ્ર ? ત્હારા પ્રશ્નની હકીકતહું કહુંછું તેતું સાવધાન થઈ શ્રવણકર,ધાતકીખંડ દ્વીપમાં પશ્ચિમાર્ધ **ભરતક્ષેત્ર**છે, તેની અંદર બહુપ્રાચીન **અવરકંકા**નામે નગરીછે, તેમા **અંબડ**નામે વણિક્ રહેછે. તેની અચ્ચુત્તા ( અક્ષુબ્ધા ) નામે ભાર્યા છે તેણીને અનુક્રમે ઉત્કૃષ્ટ રૂપવાળા **મંડણ, મલ્હણ** અને **ચંદણ**નામે ત્રણ પુત્રો થયા તેઓને અનુક્રમે ઉત્તમ રૂપવાળી **લક્ષ્મી, સરસ્વતી,** અને **સંપદા** નામે સ્ત્રીઓ હતી. વળી તે ભાઇઓ સ્વભાવથીજ ક્ષીણ કષાયવાળા હતા, તેમજ પરસ્પર એક બીજાની ઉપર બહુ પ્રેમાળુ હતા, વળી દાન આપવામા બહુ રાગવાળા અને સંતોષી એવા તે વણિક્જનોના દિવસો સુખેથી વ્યતીત થતાહતા

**લક્ષ્મીશેઠાણી.**

બાદ કોઇ એક દિવસે લક્ષ્મીશેઠાણી નિન્નકનામે કોઈક વંઠ(દાસ)'પુરૂષના'જોવામાઆવી,તેણીનું રૂપ અને સૌંદર્ય જોઇ તેબહુજ આસક્ત થઇગયો,જેથી તે તેણીની પાસે જઇબહુ પ્રાર્થના કરવા લાગ્યો; પરંતુ લક્ષ્મીએ મનવડેપણ તેનીઇચ્છા કરીનહીં. અન્યદા **લક્ષ્મી**શેઠાણી પાણીભરવામાટે તળાવઉપર

ગઇહતી,તેવામાંનિન્નકપણ ઘોડાઉપરબેસીતેણીનીપાછળ ગયો અને શૂન્યપ્રદેશમાં તેને એકલી જાણીનેબલાત્કારેપકડી પોતાના ઘોડાઉપર બેસારી ત્યાંથી તે ચાલતો થયો.તે પ્રસંગે લક્ષ્મીબહુ વિલાપ કરતીહતી છતાંપણ બહુ વેગથી ઘોડાને ઘોડાવ્યોકે ઝડપથી તેલંઠપુરૂષ અટવીમા જઈપડયો.તેટલામાં ત્યાં ભીલ્લોની સાથે તેને યુદ્ધચાલ્યું, ભીલ્લલોકોનું બહુ જોર હોવાથી નિન્નકને તેઓએ મારીનાખ્યો અને લક્ષ્મીની પાસેથી સર્વ અલંકારખુંચીલઇનેભીલ્લોએતહેનેતેઅટવીમાંમૂકીદીધી,બાદતેલક્ષ્મી નિર્જનઅરણ્યમાં દિગ્મૂઢ થઇ આમતેમ ચાલતીહતી તેવામાં ક્ષુધાતુર થયેલો એક સિંહ તેની દૃષ્ટિગોચર થયોકે તરતજ તે બીચારી કંપવાલાગી, નિર્દયસિંહે પોતાની ક્ષુધાશાંતકરવામાટે તેણીને પકડી લીધી અને તરતજ તે મરણવશ થઇગઈ.

**મલ્હણપત્ની સરસ્વતી.**

હવે **મલ્હણવણિક્**ની સ્ત્રી **સરસ્વતી** પોતાના કાર્યમાં દક્ષ અને બહુ રૂપવતી હતી તેણીના સ્વરૂપમાં મોહિતથયેલો **મોહિલ**નામે એક વણિક્ તેની પ્રાર્થના કરવાલાગ્યો તે વાર્ત્તા **સરસ્વતી**એ પોતાનાસ્વામીનીઆગળ યથાસ્થિત નિવેદનકરી. પછી **મલ્હણવણિક્** રાજાની પાસેગયો અને તે સર્વ વૃત્તાંત તેણે રાજાનીઆગળનિવેદનકર્યું. બાદ ભૂપતિએ તરતજ **મોહિલ**ને બોલાવીને તેનું સર્વ દ્રવ્ય પોતાને સ્વાધીનકરી તહેનેદેશપાર કર્યો. હવે **મડણ, મલ્હણ** અને **ચંદણ** એ ત્રણેભાઇઓ બહુ પૂર્વલાખવર્ષસુધી પોતાનું આયુષ પાળીને કાળ કરી મનુષ્યભવનાં આયુષ બાંધીને આ લોકમાં ઉત્પન્નથયા.

આ જંબૂદ્વીપમાં ઐરવતક્ષેત્રની અંદર આર્યદેશમાં મેખલાવતીનામે વિશાળ નગરીછે. તેમાં ભીમરથનામે રાજારાજ્યકરેછે. કુમુદાવલીનામે તેનીરાણીછે, તેણીનીકુક્ષિએ મંડણવણિક્ પુત્રપણે ઉત્પન્ન થયો. દેવકુમારના સમાનછે રૂપ જેનું અને વિશાલછે નેત્ર જેનાં એવો તેકુમાર ઉચિતસમયે ઉત્પન્નથયો. બાદબાર દિવસથયાએટલેકનકરથ એવુ તેનું નામ પાડ્યું. અનુક્રમે તે યૌવનવયને પ્રાપ્ત થયો, ભીમરથ રાજાએ પુત્રની યોગ્યતા જાણીને ઉત્તમ કુલમાં ઉત્પન્નથયેલી રાજશ્રી પ્રમુખ રાજકન્યાઓની સાથે ત્હેનેપરણાવ્યો, પછી યુવરાજપદે ત્હેને સ્થાપન કર્યો. ત્યારબાદ કનકરથકુમાર દેવલોકને વિષે દેવની માફક અંતેઉરની અંદર રહીને ઉત્તમ પ્રકારના માનુષ્યક ભોગોને ભોગવવા લાગ્યો.

**કનકરથકુમાર.**

તે મેખલાવતી નગરીમાં વણિક્વર્ગમા પ્રસિદ્ધ એવા સાગરદત્ત અને સમુદ્રદત્તનામે બંને ભાઇઓ સાર્થવાહતરીકેરહેતાહતા. હવે તે અટવીમાં ભીલ્લોએ મારી નાખ્યો હતો તે નિત્રકનો જીવ તિર્યંચ જાતિઓમાં કેટલાક દારૂણભવ ગ્રહણ કરી ત્યાંથી નીકળીને સાગરદત્ત સાર્થવાહને ત્યાં ધન્નાનામે તેની ભાર્યાને વિષે સુબંધુ નામે પુત્રપણે ઉત્પન્ન થયો. તેમજ સલ્હણનો જીવપણ આયુષના અંતમાં કાલકરીને સમુદ્રદત્તની સુદંસણાનામે ભાર્યાની કુક્ષિનેવિષે ધનપતિનામે પુત્રપણે ઉત્પન્નથયો.

**સુબંધુઅને ધનપતિ.**

વળી તેજ ઐરવતક્ષેત્રમાં વિજયાનામે નગરીછે. તેમાં બહુ સમૃદ્ધિથી પરિપૂર્ણ ધનભુતિ નામે

**ધનવાહનવણિક્.** સાર્થવાહ હતો, ત્હેને **સુંદરી**નામે સ્ત્રી હતી, તેણીને **સુધર્મ** નામે એક પુત્ર હતો, હવે તે **ચંદણ**વણિક્પણ ત્યાંથી મરીને **સુધર્મ**નોસહોદર **ધનવાહન**નામે નાનો ભાઈ થયો. બાદ તેજ ઐરવતમાં **સુપ્રતિષ્ઠ**પુરની અંદર **હરિદત્ત**નામે શ્રેષ્ઠીહતો, વિનયગુણમાં પ્રધાન **વિનયવતી** નામે તેની ભાર્યાહતી, **વસુદત્ત** નામે તેણીનો પુત્ર હતો, હવે તેસમયે અટવીમાં સિંહે મારી નાખેલી **લક્ષ્મી** અનેક તિર્યંચોની યોનિમાં પરિભ્રમણ કરીને છેવટે કાળ કરી **વિનયવતી**ની કુક્ષિથી **સુલોચના**નામે પુત્રીપણે ઉત્પન્ન થઈ. તે રૂપવડે દેવાંગના સમાનહતી. વળી તે **ચંદણ** વણિક્ની ભાર્યા **સંપદા**પણ ત્યાથી કાળકરીને **અનંગવતી** નામે **સુલોચના**ની નાની બ્હેન તરીકે ઉત્પન્ન થઇ, તેમજ **મલ્હણ** વણિક્ની ભાર્યા **સરસ્વતી** પણ મરીને તે બન્નેથી નાની **વસુમતી**નામે ઉત્પન્નથઈ. એ પ્રમાણે તેત્રણે જણીઓ દૈવયોગથી એકજ સ્થાનમાં ઉત્પન્નથઇ અને તેત્રણે બ્હેનો પરસ્પર બહુ સ્નેહભાવથી વર્ત્તતી હતી, અનુક્રમે તેઓ યૌવન અવસ્થાને પ્રાપ્ત થઇ. માતાપિતાએ સમાનજાતિ, સુંદરરૂપ અને સમાન ગુણવાળા વરોની સાથે તેમને પરણાવી, તેમા મ્હોટી **સુલોચના**; નિજ્ઞકવંઠનો જીવ જે **સાગરદત્ત**નો પુત્ર **સુબંધુ**હતો તેનીસાથે પરણી બીજી **અનંગવતી**, **વિજય** નગરીમાં **ધનભૂતિ**નો પુત્ર અનેપોતાના પૂર્વભવનાસ્વામીનો જીવજે **ધનવાહન** હતો, તેનીસાથે પરણી, ત્રીજી **વસુમતી** પોતાના પૂર્વભવનો સ્વામી **મલ્હણ**નો જીવજે **સમુદ્રદત્ત**નો પુત્ર **ધનપતિ** હતો, તેનીસાથે પરણી, મ્હોટી **સુલોચના**ને વર્જીને બંન્ને ભગિનીઓ ભવિતવ્યતાના યોગથી બહુ સ્નેહાલુ

એવા પૂર્વભવના વલ્લભો સાથે જોડાણી. સુલોચનાપૂર્વભવના અભ્યાસથી સુબંધુનીભાર્યાથઈ, પરંતુ તેસુબંધુતેણીના પૂર્વભવનો સ્વામીનથી, એપ્રમાણે તેમના દિવસો બહુ આનંદ સાથે વ્યતીત થતાહતા.

અન્યદા કનકરથકુમાર પોતાના સુભટમંડલ સહિત અશ્વક્રીડાકરવામાટે ઘોડેસ્વારથઈ રાજમાર્ગમાં ચાલતોહતો, તેટલામાં નગરની યુવતીઓ પોતપોતાની હવેલીઓ ઉપર ચઢીને રાજમાર્ગે નીકળતા કુમારનેજોવાલાગી અનેક વિલાસોનો આધારભૂતઅનેરૂપમાં કામદેવસમાન એવા તેકુમારને જોઈ કોઇકયુવતી વિચાર કરવાલાગીકે; જેણીનો આપતિ હશે તે પ્રમદાજ આદુનીયામાંપુણ્યવંતીઅને કૃતાર્થગણાય.વળીકુમારને જોવામાં લીનથયુંછેચિત્તજેણીનું,ત્યાગકર્યાછેઅન્ય વ્યાપારજેણીએ અને નિષ્પંદછે નેત્ર જેનાં એવી કોઇક સ્ત્રી સુરવધૂની લીલાને વહન કરવા લાગી, જેણીના હાથમાં મુક્તાફલનોસુંદરહાર રહેલોછે એવી કોઇક સ્ત્રી, સ્ફટિકાક્ષનીમાળાને હસ્તમાં ધારણકરી ધ્યાનમાં રહેલી યોગિનીની માફક શોભેછે. કૌતુકનેલીધે બહુવેગમાં આવીગયેલી અને વૃદ્ધજનોની શંકાનેલીધે નિવૃત્ત થયેલી કોઇક યુવતીકુમારના નિર્ગમનમાં હિંડોલે આરૂઢથયેલીની માફક શોભેછે. લીલાવડે ચંચલછે નેત્રો જેનાં એવા કુમારને જોઇ નિઃશ્વાસ મૂકતી અને કામદેવના બાણોવડે વિંધાયાછે અંગ જેનાં એવી હોય ને શું? તેમ કોઇક યુવતીને જાણીને ચતુર સખીઓ ત્હેને જોયાકરેછે. વળી કોઈક યુવતી પોતાનાબાળકને ચુંબન કરે છે અન્યકોઇયુવતીપોતાનીસખીનાકંઠનું આલિંગનકરેછે,કોઇક યુવતી ગાયનકરેછે, કોઈક ઉચ્ચસ્વરે ઉલ્લાપકરેછે. વળી લીલાવડે

ચંચલછે ગ્રીવા જેની એવો તે કુમાર ચાલતો ચાલતો જે તરફ દૃષ્ટિ કરેછે તે તરફની પૌરાંગનાઓનો સૌભાગ્ય મહોત્સવ વૃદ્ધિ પામેછે. એ પ્રમાણે કામાતુર થયેલી પૌરાંગનાઓની સુકોમલ દૃષ્ટિથી નિરીક્ષણ કરાતો તે કુમારઅનુક્રમે **સાગરદત્ત** શ્રેષ્ઠીના ઘરની નજીકમાં જઈપહોચ્યો તેટલામાં તેને જોવામાટે તૈયાર થઈ બેઠેલી **સુલોચનાની** દૃષ્ટિગોચર તે થયો. તેમજ તે કુમારની દૃષ્ટિપણ તેણીની ઉપર પડી. તે સમયે કજ્જલથીવ્યાપ્ત એવા**સુલોચનાનાં**નેત્રોસ્નિગ્ધ અનેવિશાલતાથી બહુ મનોહર શોભાને આપતાંહતાં પૂર્વભવના અભ્યાસનેલીધે એકબીજાના દર્શનથી તે બનેનો અનુરાગ ક્ષણમાત્રમાં બહુ વધીગયો. બાદ **સુલોચનાના** રૂપવડે હરણકરાયુંછે હૃદય જેનું એવો અનેઘોડા ઉપર બેઠેલો તેકુમાર તરતજ ત્યાંથી શરીરવડે નીકળીગયો.પરંતુતેનુ ચિત્તતો **સુલોચનાની** પાસેજ રહ્યું. માર્ગમાં ચાલતાં-ચાલતા એણે પોતાના બાલમિત્ર **સુમતિને** પૂચ્છયું. હે મિત્ર? હસ્તમા દર્પણ લઈ જોવા માટે ઉભેલી તે યુવતિ કોની છે? હે કુમાર! **સાગરદત્ત**નોપુત્ર **સુબંધુ**વણિકૃછે,તેની તે**સુલોચના** નામે સ્રીછે. એમ **સુમતિ**ના કહેવાથી અનુક્રમે અશ્વોને ખેલાવીને **કનકરથ** પોતાનેઘેર આવ્યો અને કામદેવના બાણોવડે જીર્ણથયુ છે અંગજેનું એવો તે કુમાર **સુલોચનાની** પ્રાપ્તિનો ઉપાય કેવીરીતે કરવો; તેવા વિચારમાં પડી ગયો. જો તેણીના મુખકમલનેવિષે ભ્રમરની લીલાને ન વહન કરૂં તો, આ મ્હારી સંપદાઓ, અંતેઉર અને રાજ્યવડે શું? અર્થાત્ તેણીના વિના-સર્વ વ્યર્થછે જોકે સત્કુલમા ઉત્પન્નથયેલા ઉત્તમપુરૂષોને આવું કાર્ય કરવુ લોકમાં વિરૂદ્ધગણાયછે; તથાપિ તેણીના વિયોગથી હું જીવિશકું તેમ નથી,માટેપ્રથમ દૂતિનેમોકલી તેણીનાહૃદયનો

શો વિચારછે તે જાણ્યાબાદ; જો તેનીપણ ઇચ્છા હોયતો ત્હેને લાવીને હું મ્હારા અંતેઉરમાં નાખીદઉં. એપ્રમાણે વિચાર કરી તેણે ચતુર એવી એક પ્રવ્રાજીકાને આજ્ઞા કરીકે; હે ભગવતી? જે પ્રકારે તેસુલોચનામ્હારી સ્રીથાય તેવીરીતેતમ્હે ગોઠવણકરો.

**પ્રવ્રાજીકાનુંગમન.**

કુમારની આજ્ઞાલઇ પ્રવ્રાજીકાપણ પોતાની હોંશીયારીથી તરતજ ત્યાગઇ અને એકાતમા સુલોચનાને યુક્તિપૂર્વક, તેવીરીતે તેણીએ વાત કરીકેપોતાના હ્રદયમા ગ્હેલાનત્ય વિચારને જલદી તેપ્રગટ કરે હેપુત્રિ? હાલમાંઉદ્વિગ્નની માફકતું કેમ દેખાયછે? ત્હારે કોનુંકામછે? તુંશામાટે ચિંતા કરેછેકારણ કે, પોતાની મંત્રશક્તિવડે અતિ દુર્લભ એવા પુરૂષનેપણ ક્ષણ માત્રમાં હું ત્હને લાવીઆપીશ. એમ સાભળી સુલોચનાબોલી. હેભગવતિ? મ્હારૂં હ્રદય અતિ દુર્લભ એવા જનની ઇચ્છા કરે છે. જેમ નિર્ભાગ્ય–રકપુરૂપ ચક્રવર્તીના ભોજનની ઇચ્છા કરે તેમજ નિર્લજ્જ થયેલી કુતરી જેમ સિંહનીસાથે સંગમની ઇચ્છાકરે, તેમ હેભગવતિ? હુ કનકરથ કુમારના સંગની ઇચ્છા કરૂછુ, પ્રવ્રાજીકા બોલી હેપુત્રિ? મંત્રના બળવડે શેષનાગને પણ હું અહી લાવીશ. જ્યા મ્હારોમંત્ર સ્ફુરેછે ત્યા એ કોણમાત્ર છે? હે પુત્રિ? આ બાબતમા તું ખેદ કરીશનહી. કુમારનીસાથે ત્હારો જલદી સંગથાય તેવી રીતે હું મંત્રનો જાપ કરીશ તે સાંભળી સુલોચના બોલી. હેભગવતિ? જેવીરીતે [illegible] મ્હારી [illegible] વાતે લઘુતા ન થાય તેવીરીતે તમ્હારે આકાનકરવું. એપ્રમાણે તેણીએ કહીને પોતાનો મુક્તાવલીહાર પ્રવ્રાજીકાને આપીદીધો. બાદ ત્યાંથી નિકળી તેણીએ કુમારની આગળ આવી આ સર્વ વૃત્તાંત નિવેદન કર્યું તે સાભળી કુમાર પણ મનમાં [illegible]

પોતાનાપુરૂષોપાસે **સુલોચનાને** મંગાવી પોતાના અંતેઉરમાં દાખલ કરી. અહો? કામીપુરૂષોની ધૃષ્ટતાને ધિક્કારછે, જેણે કામનેઆધીનથઈ લોકાપવાદને પણ ગણ્યોનહીં, તેમજ પોતાની કુલમર્યાદાપણ સાચવીનહીં, "કામીપુરૂષોને કાર્યઅનેઅકાર્યનો સર્વથા વિચાર રહેતોનથી." અન્યત્રપણ કહ્યુંછેકે;—

> किमु कुवलयनेत्राःसन्ति नो नाकनार्य-
> स्त्रिदशपतिरहल्यां तापसीं यत्सिषेवे।
> हृदयतृणकुटीरे दीप्यमाने स्मराग्ना-
> वुचितमनुचितं वा वेत्ति कः पण्डितोऽपि ॥१॥

અર્થ—"કમલસમાન નેત્રવાળી દેવાંગનાઓ શું નહોતી? જેથી સ્વર્ગપતિ ઇંદ્રઅહલ્યાનામની તાપસીને સેવતોહતો,એમાં કારણમાત્ર એટલુંજ છેકે, હૃદયરૂપી ઘાસની ઝુંપડીમાં કામાગ્નિનો પ્રાદુર્ભાવ થયે છતે; પંડિત હોય તોપણ શું ઉચિત કે અનુચિતનો ખ્યાલ કરી શકેછે? અર્થાત્ નથી કરતો."

**રાજશિક્ષા.**

પૂર્વોક્ત **સુલોચના**નીવાર્ત્તા લોકોનાજાણવામાં આવી એટલે નાગરિકલોકો એકઠા થયા અને તેમણે વિચાર કર્યોકે; રાજકુમાર કામાંધથઇ આવા જુલ્મ કરે તે ઠીક ગણાય નહીં. કારણકે રાજાનોદોષપ્રજાને બહુ દુઃખદાયકથઈપડે. માટે આપણે આહકીકત નરેંદ્રને સંભળાવવી જોઈએ; અને એવાઅવિનીતકુમારનો બંદોબસ્ત થવો જોઈએ. પરસ્ત્રીહરણ એ સામાન્ય ગુન્હો ગણાય નહી એમ વિચારકરી નગરના કેટલાક મુખ્યપુરૂષો રાજાની આગળ ગયા. બાદ તેમણે વિનયપૂર્વક કુમારના અત્યાચારની બાબત સંભળાવી. પછીરાજાએપણ કુમારને બો-

લાવી મધુરવચનોવડે બહુ શિખામણ આપી, છતાંપણ તેણીને છોડવાની કુમારે સર્વથા ઇચ્છા કરી નહીં અને વિશેષમાં તેણે જણાવ્યું કે; આ સંબંધી વાર્ત્તા કોઇએપણ મ્હારીઆગળ કરવી નહી. આ પ્રમાણે કનકરથનો આગ્રહ જાણીને રાજાએ નાગરિકલોકોનેકહ્યુકે; ભાઇઓ! અમ્હેમધુરવચનોવડે કુમારનેવણો સમજાવ્યો પરંતુ તે પોતાનો આગ્રહ છોડતો નથી અને એનો દંડ કરવા પણઅમ્હેશક્તિમાન્ નથી તો હવેઆ એકઅપરાધ અમ્હારા કુમારનો તમ્હે દરગુજરકરો. એપ્રમાણે રાજાનું વચન સાંભળી નાગરિકજનોનાં મુખપણ દીનથઈ ગયાં અને બહુ શોકાતુર થઇ વિહ્વલમુખે જેમ આવ્યા હતા તેમ તે રસ્તે સર્વલોકો પાછા ગયા.

**કનકરથનો વિલાસ.**

**કનકરથ** કુમારપણ **સુલોચના**ની સાથે હમેશાં ભોગવિલાસમાં આસક્ત મનવાળો એટલો બધો થઇપડયોકે, અનુક્રમે શેષ અંતેઉરનીરાણીઓના ભોગવિલાસથી તેપરાઙ્મુખ થઇગયો. તેમજ રાજ્યસ્થિતિનો વિચાર કરતો નથી પોતે બહાર નીકળતો નથી અને સભાસ્થાનપણ કોઇને આપતોનથી અર્થાત્ કોઇને પોતાનીપાસે આવવા દેતો નથી. કેવલ વિવિધપ્રકારનીક્રીડાઓવડે **સુલોચના**નીસાથે રાત્રિદિનતે રહ્યાકરેછે એપ્રમાણે તેણીની સાથે નવીનયૌવનના સુખવિલાસમાંઆસક્તછે ચિત્ત જેનું એવાતે કનકરથકુમારનો બહુ સમય વ્યતીત થયો

બાદ કદાચિત્ કુમારની પ્રથમબહુ ઇષ્ટએવી રાજશ્રીરાણીનામનમાંવિચારથયોકે,નવીનસુલો-

**ઉન્માદકારીચૂર્ણ.** ચનાના સંગમાં રહીને મ્હારૂંપણ એણે અપમાનકર્યું. એમ જાણીને બહુ કોપાયમાનથઇગઈ અને પોતાની પરિચિત એવીએક હોંશીયાર પરિવ્રાજીકાને તેણીએકહ્યુંકે; કોઇપણ રીતે નવીન સ્રીસહિત આ કુમારને શિક્ષા થવી જોઇએ. તેસાંભળી પરિવ્રાજીકાએ ઉન્માદ કરનારૂ ચૂર્ણ તેણીને આપ્યું અને વિશેષમા કહ્યુ કે; હેસુભગે ! આ ચૂર્ણને બંનેના મસ્તકઉપરત્હારેનાખવું. જેથી તેઓ બન્ને ગાંડાંબનીજશે. એમ કહી પ્રવ્રાજીકા પોતાના સ્થાનમા વીદાય થઇ, પછી એકાંતમાં સુઇ રહેલાં તેબંનેસ્રીપુરૂષના મસ્તકઉપર મંત્રિતચૂર્ણનોપ્રક્ષેપ કરી **રાજશ્રી**રાણી નિવૃત્તથઇગઈ.

**ઉન્મત્તદશા** ત્યારબાદ ચૂર્ણના મહિમાથી તેઓ બંનેજણ એકદમ ઉન્મત્તથઇગયાંઅનેગાડાનીમાફક તેઓ ગાવા, હસવા અને જેમ ફાવેતેમ નાના પ્રકારનાં વિપરીત વચનોબોલવાલાગ્યાં. તેવી તેમની દુર્દશાનેજોઈ **ભીમરથ**રાજાપણ ચકિત થઇગયો, અરે ? એકદમ આશુંથયું ? એમ કેટલોક પશ્ચાત્તાપ કર્યાબાદ તેણે પુત્રના સ્નેહનેલીધે મંત્ર અને તંત્ર પ્રયોગમાં કુશલએવા અનેક પુરૂષોને બોલાવ્યા. તેઓ પણ " આતો ભૂતવિકાર થયેલોછે " એમજાણી તેની શાંતિ માટે અનેકપ્રકારની ક્રિયાઓ કરવાલાગ્યા. કેટલાકતો તેઓનાશરીરનીરક્ષાકરીને જોરથીતેમને પકડીને તેમના મસ્તકઉપર મ્હોટીલપડાકોમારેછે, તેમજ ચાબુકોનાપ્રહારકરેછે. વળી કેટલાક મંત્રવાદીઓ મંડલો ખેંચીને તેમનીઅંદરતેઓને બેસારીને બહુકાળજીપૂર્વક મંત્રીને સરષવનાઘાતવડે તેમને વારંવાર હણેછે. કેટલાકતો ઓરડાનીઅંદર તેમને પૂરીને બિલાડીના બચ્ચાઓનીવિષ્ઠાસહિતગુગળ આદિ-

કેનો ધૂપઆપેછે વાયુનાપ્રકોપનેલીધે આઉન્માદથયોહશે એમ શંકાકરતા વૈદ્યોએપણ બહુપ્રકારના ઉપચારકર્યા. પરંતુ તેમને કોઈપણપ્રકારનોગુણથયોનહીં. બાદપ્રણષ્ટચિત્તવાળાં તે બ નેનો સમય ઉન્મત્ત દશામાંચાલ્યોજાયછે. રાજાએ તેમની રક્ષામાટે પ્રાહુરિકોનો બંદોબસ્તસારીરીતેકર્યોહતોછતાં; એકદિવસ પ્રાહુરિકલોકો રાત્રીના સમયેઉંઘીગયા, ત્યારે તેઓપોતાનાં નિગડ (બેડી) આદિકબંધનોને તોડી નાખીને ગુપ્તરીતે નગરીમાંથીબહારનીકળીગયા; અને શીતોષ્ણાદિકબહુદુઃખથીપીડાતાં એવાંતે બ નેજણ ક્યાંત્યાં ભમવાલાગ્યા હેનરેંદ્ર ? આપ્રમાણે સંસારમાં આત્મા-જીવ પ્રથમ સુખીઓ થઈને પાછો દુઃખીઓપણ થાયછે. પોતે રાજા છતાપણ પૃથ્વીઉપર ભિક્ષા માટે પરિભ્રમણ કરેછે, તેમજઓઢવાપાથરવાના સાધન શિવાય નગ્નદશામા ભૂમિઉપરસુઈરહેછે ઉત્તમપ્રકારનાભોજન, વિલેપન અને આભરણોવડેવિભૂષિત એવાહોઇનેપણતેઓ દુ ખથીપીડાઈને દરેકઘરે ભિક્ષામાટે આટ્ટકરેછે વળી જેમના શરીર ધૂળથી છવાઈ ગયાંછે, જેમની ચેષ્ટાઓને જોઇ બાળકોના સમુદાય બહુઉપહાસ કરેછે,તેમજ જીર્ણવસ્ત્રોના ટુકડાઓ શરીરેવળગાડેલાછે એવાંતે દીન અવસ્થામાં ફર્યાકરેછે હેનરેંદ્ર ? કર્મના દોષવડે દુર્દશાને પ્રાપ્તથયેલા તે બ નેનેજોઇબાળકોના સમૂહગ મતસાથે બહુહાસ્ય કરેછે અને ડાહ્યા માણસો બહુ શોકાતુરથાયછે. માટે હેનરેંદ્ર ? તું વિચારકર કર્મનીગતિબહુવિચિત્રછે, " અન્યત્રપણકહ્યુંછેકે,-

नमस्यामोदेवा-न्ननु हतविधेस्तेऽपि वशगा-
विधिर्वन्द्यः सोऽपि, प्रतिनियतकर्मैकफलदः ।
फलं कर्माऽऽयत्तं, यदि किममरैः ? किं च विधिना ?,
नमस्तत्कर्मभ्यो-विधिरपि न येभ्यः प्रभवति ॥ १ ॥

અર્થ—આ જગત્‌માં પોતાના હિતને માટે અમ્હે જે દેવતાઓને નમસ્કાર કરીએછીએ, તે દેવોપણ ખરેખર નિર્દય એવા દૈવને સ્વાધીનછે, માટે વિધિને પ્રણામ કરવો ઉચિત છે. વળી તે વિધિપણ હંમેશાં કર્મને અનુસારેજફલઆપવામાં શક્તિમાન્‌થાયછે, જો ફલપ્રાપ્તિ કર્મનેસ્વાધીનહોયછેતો દેવો અને વિધિને નમન કરવાનું શુંકારણ ? ફલ આપવામાં સમર્થ એવાં તે કર્મોનેજ નમસ્કાર કરવો ઉચિત છે. કારણકે; કર્મોનીઆગળ વિધિનુંપણ સામર્થ્ય ચાલતુંનથી" એપ્રમાણે શ્રીકેવલીભગવાનનું વચન સાંભળી રાજાએ કહ્યુંકે; હેભગવન ? આપનું કહેવું સત્ય છે.

**ધનવાહનરાજા.**

પુનઃ શ્રીકેવલીભગવાન્ બોલ્યા. **વિજયા**નામે નગરીછે. તેની અંદર **ધનવાહનરાજા** **અનંગવતી**નામે પોતાની સ્ત્રીઉપરબહુ પ્રેમ ધરાવતો છતો વિષયભોગ ભોગવે છે. તેવામા પોતાના જ્યેષ્ઠભાઇ **સુધર્મ**સૂરિના ઉપદેશથી તે પ્રતિબોધ પામ્યો. બાદ **અનંગવતી**સહિત તેણે તે સૂરિની પાસે દીક્ષાગ્રહણકરી વળી **ધનપતિ**પણ બહુસ્નેહવાળી એવી **વસુમતી**નીસાથે પાચપ્રકારના માનુષ્યકભોગોને ભોગવેછે. તેમજ રાજાએ પોતાના દેશમાંથી કાઢી મૂકેલો તે **મોહિલ** વણિકનો જીવ તેવાપ્રકારના કોઇપણ શુભ ફલનેઉપાર્જન કરીને, વૈતાઢ્ય પર્વતની ઉત્તર શ્રેણીમાં **વૈજયંત**નગરની અંદર **ચિત્રાંગદ**ની **પૃથિવી**નામે સ્ત્રીની કુક્ષિનેવિષે **સુમંગલ**નામે પુત્રપણે ઉત્પન્નથયો. અનુક્રમે બહુપ્રકારનીવિદ્યાઓને સિદ્ધકરીતે **સુમંગલ** વિદ્યાધર આકાશમાર્ગે ચાલતો ચાલતો કોઇક સમયે ક્રીડાવડે **મેખલાવતી** નગરીમાં આવ્યો. ત્યાં હવેલીના ઉપરિભાગમાં

સ્નાનકરતી **વસુમતી** તેનાજોવામાંઆવી. પૂર્વભવના અભ્યાસનેલીધે તે તેણીના રૂપમાં બહુ આસક્ત થઈગયો. પીછે તે **સુમંગલે ધનપતિનું** સ્વરૂપ ધારણ કરીને અજ્ઞાત એવી **વસુમતીની** સાથે ભોગવિલાસકર્યો. બાદ તેણીની સાથે વિષયભોગમાં તલ્લીન થયેલો **ધનપતિ**સ્વરૂપધારી તે વિદ્યાધર ત્યાં રહ્યો. વળી પૂર્વભવમા ઉપાર્જન કરેલાંકર્મોના દોષવડે તે **ધનપતિ** વણિકને તે વિદ્યાધર આભરતક્ષેત્રમાં રહેલી **વિનીતાનગરીમાં** અપહાર કરીને મુકી આવ્યો. ત્યાં આગળ તે **ધનપતિ** વણિકે પોતાને વૈરાગ્યભાવ થવાથી રૂષભદેવભગવાનના વંશમાં જન્મેલા **દંડવીર્ય**નામે કેવલીભગવાનના ચરણકમલમા દીક્ષાગ્રહણકરી. ત્રીશલાખ પૂર્વ સુધી ઉગ્રતપશ્ચર્યાઓ કરીને તે મુનિનો જીવ ઈશાન દેવલોકમા **ચંદ્રાર્જુન**નામે દેવ થયો. હવે પરસ્ત્રીનાભોગમાં આસક્ત થયેલા તે **સુમંગલ**ની સર્વવિદ્યાઓનો પૂર્વનું વૈર સંભારી ક્રોધાયમાન થયેલા **ચંદ્રાર્જુન** દેવે વિનાશ કર્યો. તેમજ તે દુષ્ટને ત્યાથી ઉપાડીને માનુષ્યોત્તર પર્વતની પેલી તરફ મૂકી દીધો પછી તે દેવે **વસુમતીને** ઉપદેશઆપ્યો. જેથીતે સંસારભાવથી વિરક્ત થઈ દીક્ષા માટે તૈયાર થઈ ગઈ. આચાર્ય **શ્રીસુધર્મ**સુરિની પ્રવર્ત્તિની ( મુખ્યસાધ્વી ) ની પાસે તેણીએ દીક્ષાવ્રત ગ્રહણ કર્યું. એપ્રમાણે **વસુમતી** સાધ્વી સહિત **અનંગવતી** આર્યા **ચંદ્રયશા** પ્રવર્ત્તિનીની પાસમાં રહીને ઉગ્ર તપશ્ચર્યાઓ કરે છે.

**કનકરથઅને સુલોચના.**

ત્યારબાદ કોઈએક દિવસે તે બને સાધ્વીઓ વિહારભૂમિએ બહાર ગઇહતી, તેવામાં ત્યાં બહુ બાળકોથી વીંટાએલો, ઉન્મત દશામાં રહેલો અને સુલોચના સહિત કનક-

૨થ તેમના જોવામાંઆવ્યો, વળી તેઓ ગાંડાની માફક ઉચ્ચસ્વરે વિવિધપ્રકારનું ગાયન કરતાં હતાં, અનેકપ્રકારે નૃત્યપણ કરતા હતાં અને શરીરે ધૂળપણ બહુ વળગેલીહતી, એવી વિષમસ્થિતિમાં રહેલાં તે બંનેને જોઇ ખેદાતુર થઇ **અનંગવતી**બોલી. હેઆર્યે **વસુમતિ**? આ સ્ત્રી આપણી બ્હેન **સુલોચના**ના સરખી દેખાયછે. જેણીનાશરીરે જીર્ણ ફાટેલા વસ્ત્રના ટુકડાઓ રહેલાછે, વળી જે બીચારી ગૃહગૃહીત (ભૅટ) પુરૂષની પાસમાં ઉભેલીછે. તે જોઇ **વસુમતી** બહુ વખત સુધી તપાસ કરીને શોકાતુર થઇ બોલી આતો તેકનકરથરાજાછે અને આ આપણી ભગિની **સુલોચના**છે. એમાં કોઇ પ્રકારનો સંદેહનથી. એમ જાણીને તે બંનેજણીઓ તેમની પાસેગઇ અને મધુર વચનોવડે તેમનેબોલાવ્યાં. એટલે તેઓ ઉચ્ચસ્વરે ગાવા મંડીપડ્યાં ક્ષણમાત્રમાંહસવાલાગ્યાં. તેમજનૃત્યનોદેખાવ કરવાલાગ્યાં. વળી જેમફાવેતેમ અયોગ્ય વચનો બોલવાલાગ્યા. બાદ તેમનેજોઇ સાધ્વીઓના હૃદયમાં બહુ દયાઆવી, જેથી તે બંનેને સાથે લઈ તેબંને સાધ્વીઓ ખેદકરતી છતી **શ્રીસુધર્મસૂરિ**ની પાસેલઇગઇ અને અતિશય જ્ઞાની એવા પોતાનાગુરૂને પ્રણામ કરી તેઓએપૂચ્છયુંકે; હેગુરૂદેવ? આ બંનેજણની આવી ઉન્મત્તદશાશાથીથઇછે? પશ્ચાતગુરૂએપણ તેમનો પૂર્વોક્ત સર્વ વૃત્તાંત કહીસંભળાવ્યો. તેસાંભળીસાધ્વીઓએકહ્યુંકે; હેભગવન્? જો કોઇપણ પ્રતિયાગ (ઉપચાર) આપના જાણવામાં હોય અને કંઇપણ ઉપકારદૃષ્ટિથી આપ જુવોતો એમને સ્વસ્થ કરો. ત્યાર બાદ ગુરૂએ ઉન્માદને નાશ કરનારો પ્રતિયોગ(ચૂર્ણયોગ) તેમને આપ્યો. જેથીતેઓસ્વસ્થચિત્તવાળાથઇગયાં. પછી**વસુમતી**એ તેમનીઆગળપૂર્વોક્તસર્વવૃત્તાંતનિવેદન કરીકહ્યુંકે;આ ગુરૂમહા-

રાજનાપ્રભાવથીતત્કાલિકમોહનિવૃત્તથઈગયો,એપ્રમાણે વસુ-
મતીનું વચનસાંભળી તેસ્ત્રીપુરૂષબ નેજણ બહુવિનયવડે શ્રીમાન્
સુધર્મસુરિના ચરણકમળમા વંદન કરવા લાગ્યાં, બાદ સૂરી-
શ્વરે વિશેષમાં જણાવ્યુંકે ભોગસુખના લાલચુ અને પરસ્ત્રીના
સંગમાં લુબ્ધ એવા પુરૂષોને આલોક અને પરલોકમાં અનેક
પ્રકારની વિટંબનાઓ ભોગવવીપડેછે વળીવિષયસુખની તૃષ્ણા
વાળા એવીસ્ત્રીપુરૂષોવધ, બ ધનને મરણાદિકઅનેકદુ.ખોને પ્રાપ્ત
થાયછે એમજાણી હેકુમારીતું ભોગતૃષ્ણાનો ત્યાગકરપરસ્ત્રીમાં
લુબ્ધથઇ તેં જે ચિકણું પાપ બાંધ્યુ છે તેના પરિણામથી આ
ભવમાં વધાદિક જેદુ.ખ ત્હને પડ્યું તે તો એક પુષ્પસમાન સ-
મજવાનુછે. વળી પરલોકમાં નારક અને તિર્યંચ આદિકની યો-
નિમાંતેથીપણ અનંતગણું દુસ્સહ અને કટુકવિપાકવાળુ દુરંત
દુઃખ ત્હારે ભોગવવું પડશે.

સંવેગનિવર્ત્તક અને દોષહારક એવો સૂરિમહારાજનો

**ચારિત્રગ્રહણ.**

ઉપદેશ સાંભળી તેઓનેના હૃદયમાં ચા-
રિત્રનો પરિણામ પ્રગટ થયો. ચિત્તની
વિશુદ્ધતાજોઇ ગુરૂશ્રીએ તેઓનેસંસાર
તારિણી શ્રીમતીભાગવતી દીક્ષાઆપી. ત્યારબાદ પ્રવર્ત્તિનીપાસે
પોતાની બંને બ્હેનોની સાથે રહેલી સુલોચના ગુરૂ વિનયમાં
સમ્યક્પ્રકારે તત્પરરહી છતી અનેકપ્રકારની તપશ્ચર્યાઓ કરવા
લાગી. એપ્રમાણે ચંદ્રયશાની પાસમાંરહેતી એવી ત્રણે સાધ્વી-
ઓનાં બહુ પૂર્વલાખવર્ષ ચાલ્યાંગયાં. તેમજ ઘનવાહનમુનિ-
નીસાથેરહેલાકનકરથમુનિનાંપણબહુકોડાકોડીવર્ષ વ્યતીતથયાં.

ત્યારબાદ પોતાના આયુષની સમાપ્તિનાઅરસામાં સૂરી-
શ્વરે અનશન વ્રત ગ્રહણ કર્યું. સમાધિ

**શશિપ્રભદેવ.** પૂર્વક કાળ કરી બીજા દેવલોકમાં ચંદ્રાર્જુન વિમાનનો અધિપતિ શશીપ્રભ નામે તે દેવ થયો. ધનવાહનમુનિ પણ કાળ કરી તે શશિપ્રભનો વિદ્યુત્પ્રભ નામે સામાનિક દેવ થયો અને તેની સ્ત્રી મરીને ચંદ્રરેખા નામે તેની દેવી થઇ. તેમજ વસુમતી સાધ્વી પણ કાળ કરીને તે વિમાનમાં પ્રથમ ઉત્પન્ન થયેલા ચંદ્રાર્જુન દેવની ચંદ્રપ્રભા નામે દેવી થઇ.

**સુબંધુનો ઉન્માદ.** હવે તે સુબંધુ પોતાની સ્ત્રીના ભારે વિરહ દુઃખના આઘાતથી બહુ પીડાવા લાગ્યો, દુકાન, ઘર કે ઉદ્યાનાદિક કોઈપણસ્થાનમાં ત્હેને શાંતિ થતી નથી. રાત્રી દિવસ તે શોકાતુર થઇ કનકરથ ને મારવાના અનેક પ્રકારના ઉપાય ચિંતવવા લાગ્યો. રૌદ્રધ્યાનને વશ થઇને દીનમુખે તે રંકની માફક ભોગવિલાસના સમયે પ્રથમ કરેલી ક્રીડા, હાસ્ય વચન અને પ્રેમ સહિત આલિંગનાદિકને વારંવાર સંભારીને ગ્રહોથી ઘેરાયેલાની માફક ઉન્મત્ત થંઇ ગયો, જેથી પોતાના ઘરની અંદર ક્ષણમાત્ર રહેતો નથી હે મૃગાક્ષિ? મ્હને એકલાને મૂકી તું ક્યાં ચાલી ગઇ છે. ત્હને કોણ હરી ગયો છે? તું કેમ સંતાઈ ગઈ છે ? એમ પ્રલાપ કરતો તે મૂઢની માફક ઉદ્યાન અને અરણ્યાદિક સ્થાનોમાં ભમવા લાગ્યો. હે સુંદરિ ! મ્હારી ઉપર તું કેમ રીસાઇ ગઇ છે ? જેથી મ્હને આત્મદર્શન જલદી તું આપતીનથી હું? હવે ત્હને જોઇ જોઇ ? આટલો બધો રોષ રાખવો ત્હને ઘટતો નથી. હવે કૃપાકરીમ્હને જલદી તું દર્શન આપ વળી જે જે પોતાને મળે છે તે સર્વને એમ પૂચ્છે કરેછે કે; ભાઈ ? તમ્હે મ્હારી સ્રીનેદેખી ? એમ વિવિધપ્રકારના વિલાપ

કરી એકદમ રોષવડે સ્ફુરણાયમાનછે ઓષ્ઠ જેના એવો તેસુર સંલેખના(વ્રત)વડે સુકાઈ ગયુંછે શરીર જેમનું એવા કનકરથ સાધુ જ્યાં રહેલા છે ત્યાંઆગળ આવ્યો.

ધર્મધ્યાનમાંએકાગ્રછેચિત્તજેમનું,તેમજપ્રતિમાનેપ્રાપ્તથયેલાઅનેસ્મશાનભૂમિમાંરહેલા એવાતે મુનિનેતેદુષ્ટસુર ઘોરઉપસર્ગોકરવાલાગ્યો. તીક્ષ્ણ કર્ત્રિકા (છરી) છે હસ્તમાં જેના

**ઉપસર્ગવિધાન.**

એવો તેપાપી પિશાચનુ રૂપ ધારણ કરી પૂર્વનું વૈર સંભારીને રૂધિરસહિત માંસનાટુકડાઓને તેમુનિના શરીરમાંથી વારંવાર કાઢેછે. તેમજ ભયંકર એવા ખડખડાટ હાસપૂર્વક મુનિને ઉંચે ઉચ્છાળીને પૃથ્વીઉપર પચ્છાડેછે, દુઃખથીપણ નહીં સહન કરી શકાય તેવા તીક્ષ્ણ ચાબુકોના આઘાતવડે વારંવાર તાડનકરેછે. ક્ષણમાં ધૂળની વૃષ્ટિકરેછે.ક્ષણમાં પાષાણનાસમૂહવડે તેમનેપૂરી નાખેછે, ક્ષણમાં અગ્નિની વૃષ્ટિકરેછે. ક્ષણમાં તેમનાં અંગ છેદવા મંડીપડેછે. વળીહસ્તીનું રૂપ ધારણકરી તેઅસુર મુનિનાઅંગોને વીંધી નાખેછે,

વળી તેની દુષ્ટતાનું અધિક શું વર્ણનકરવુ? નિર્દય હૃદય વાળા તેઅસુરે મુનિના શરીરઉપર દુર્વિષહ એવી નરક સમાન વેદનાઓકરી. તેવેદનાને સહન કરતા તે મુનિનું ચિત્ત કિંચિત માત્રપણધ્યાનથીચલિતથયુંનહીં.તેમજપ્રશસ્તછેશુભલેશ્યાજેમની અને શુકલધ્યાનમાંઆરૂઢ થયેલા તેમુનિપોતાના દુશ્ચરિત્રને નિંદવાલાગ્યા. વળી અનશનવ્રત ધારણકરી તેમહાત્મા કાળકરીને બીજાદેવલોકમાં **ચંદ્રાર્જુન**વિમાનનેવિષે **વિદ્યુત્પ્રભ**નામે દેવથયા. ત્યારબાદ **અંબરીષ** અસુર પ્રાણવિમુક્ત એવાપણ તે મુનિના દેહના ઘણા રોષવડે સેંકડો ટુકડાકરીને પછીસુલોચના

## ॥ अथ पञ्चदशः परिच्छेदः प्रारभ्यते ॥

**અંબરીષસુરાધમ.**

હવે તે અંબરીષ પોતાના પૂર્વભવના વૈરી મુનિ તથા સાધ્વીનો વધકર્યાબાદ બહુ આનંદ માનવાલાગ્યો.તેમજ તેસ્થાનમાંરહીને નારકના જીવોને નિરંતર બહુપ્રકારની વેદનાઓ કરતો તેદુષ્ટ તેથીજ મ્હોટો સંતોષ માનતોહતો એવાં અકૃત્ય કરવાથી બહુ પાપકર્મ બાંધીને આયુષ્ની સમાપ્તિ થઇ એટલેતેત્યાંથીચ્યવીનેવિધવાએવીકોઇક પુંશ્ચલી(વ્યભિચારિણી)ના ગર્ભમાં ઉત્પન્ન થયો. તે દુરાચારિણી ગર્ભની કાળજી તો રાખેજ શાની? પરંતુ જેમ ફાવે તેમ ખાટા, ખારા અને તિખા પદાર્થોનું સેવન કરીને ગર્ભનું શરીર તેણીએ સડાવી નાખ્યું. જેથી તે રૌદ્ર ધ્યાનને આધીન થઇને મરણ પામ્યો, ત્યાંથીસાતપલ્યોપમનુંઆયુષ્ બાંધીનેપ્રથમએવા નરકસ્થાનમા તેઉત્પન્નથયો. નારકનાભવમા બહુતીવ્ર દુઃખોભોગવી પોતાનું આયુષ્ સમાપ્ત કરીને ત્યાથીપણનીકળ્યો અને આભારતક્ષેત્રમાં બ્રાહ્મણનેત્યાંદુર્ગતનામે, પુત્રપણેઉત્પન્નથયો,તેવિપ્ર માત્રદારિદ્રથીજ સંપૂર્ણહતો, તેનેત્યાં અનુક્રમે તે દુર્ગત વૃદ્ધિ પામવા લાગ્યો. પરંતુ અતિ દરિદ્રતાના દુઃખથી બહુ ગભરાઇગયો,કોઇ પણ પ્રકારની શાંતિ ત્હેના સ્વપ્નમાંપણ આવતી નહોતી; જેથી તે અત્યંત પીડાવાલાગ્યો.અને અહર્નિશ પોતાનાદુઃખની ચિંતામાંથી મુક્ત થતો નહોતો. “ અન્યત્ર પણ કહ્યું છેકે;—

दारिद्र्याकुलचेतसां सुतसुताभार्यादिचिन्ताजुषां,
नित्यं दुर्भरदेहपोपणकृते रात्रिन्दिवा खिद्यताम् ।

राजाज्ञाप्रतिपालनोद्यतधियां विश्रामयुक्तात्मनां,
सर्वोपद्रवशङ्किनामघभृतां धिग्देहिनां जीवितम् ॥१॥

અર્થ—" દરિદ્રતાની પીડાનેલીધે વ્યાકુલછે ચિત્તજેમના, પુત્ર, પુત્રી અને સ્ત્રી વિગેરેનીચિંતામાં હુ મેશાં ગુંચાઇગયેલા, દુર્ભર એવા દેહના પોષણમાટે રાત્રીદિવસ ખેદ કરતા, રાજાની આજ્ઞા પાળવામાં બુદ્ધિનો ઉપયોગ કરતા,ક્ષણમાત્રપણ વિશ્રાંતિને નહીં પામતા અને સર્વ પ્રકારના ઉપદ્રવોની શંકા જેમના હૃદયમાં રહેલીછે એવા પાપી પ્રાણીઓના જીવિતને ધિક્કારછે." એપ્રમાણે અનેક દુઃખોથી પીડાયેલો તેદુર્ગત બહુ કંટાળીને છેવટે તાપસોના આશ્રમમાંગયો અને ત્યાંતાપસની પાસમાં પરિવ્રાજકની દીક્ષા તેણે ગ્રહણકરી.બાદ તેદુર્ગત તાપસનો રોષ તો તેઓનેતેવોજ ઉત્કૃષ્ટ સ્થિતિમાંહતો.પરંતુ અજ્ઞાનતપકરીને ત્યાંથી કાળકરી તેદુર્ગત ધરણેંદ્રનો સામાનિક દેવથયો, જેનું આયુષ્ય પલ્યોપમથી કંઇક અધિક હતું તેમજકાલપ્રમાણ એવું તેનું નામહતું અને દીવ્ય સમૃદ્ધિ જેને પુષ્કળ મળીહતી, છતાં પણ ત્યાં ત્હેને શાંતિ થઇ નહી, અને બહુકષાયને લીધે પૂર્વનું વૈર સંભારતો તેકાલપ્રમાણ તેઓનેનું સ્થાનજાણવામાટે વિભંગજ્ઞાનનો ઉપયોગ કરવાલાગ્યો. પરંતુ તેટલું જ્ઞાન તેનામાં નહીં હોવાથી તેમનો પત્તો લાગ્યોનહીં. છતાં ફરીથીપણ તેણે તે સંબંધી હકીકત જાણવામાટેજ્ઞાનનો બહુ ઉપયોગકર્યો;પણ બીજા દેવલોકમાં રહેલાં તેઓ તેનાજોવામાંઆવ્યાંનહીં,હવે હેનરેંદ્ર! એપ્રમાણે શેષઆયુષ્યવાળા તેનો સમય ચાલ્યોજાયછે.બાદકંઇક ઓછા આઠપલ્યોપમ સુધી દીવ્ય ભોગ ભોગવીને ઈશાન કલ્પવાસી તેવિદ્યુત્પ્રભદેવત્યાંથીચ્યવ્યો અને ત્હારેત્યાં કમલાવતી

દેવીની કુક્ષિમાં તેપુત્રપણેઉત્પન્ન થયો.આકહેનરેંદ્ર?સાતમામાસે **કમલાવતી**દેવીને દોહલો ઉત્પન્નથયો,ત્હેને પૂર્ણકરવામાટે હસ્તી ઉપર બેસી આ દેવી નગરની અંદર ફરતી હતી તેટલામાં જ્ઞાનના ઉપયોગવડે **કમલાવતી**ના ગર્ભમાં રહેલો પોતાનો વૈરી કાલબાણના જોવામાં આવ્યો. જેથી તે એકદમ ક્રોધાતુર થઈ ગયો. અને તરતજ **કાલબાણ** પોતાના સ્થાનમાંથી ત્યા આવીને તેણે એકદમ હસ્તીના શરીરમાં પ્રવેશ કર્યો કે તરતજ તે હસ્તી લોકોને મ્હોટા ઉપદ્રવ કરતો છતો બહુ વેગવડે તેણે ઘોડવ્યો. ત્યારબાદ હેનરેંદ્ર ? તે હાથી ઘોડતો ઘોડતો વડની નીચે ગયો એટલે તું ત્હેની શાખા પકડીને ઉતરી પડયો, પછી તે હસ્તી કાલબાણના પ્રભાવથી આકાશ માર્ગે ઉપડી ગયો. મણિ સહિત દેવીના હસ્તના પ્રહારવડે પીડાયાં છે અંગજેનાં એવા **કાલબાણે** હાથીને છોડીદીધો અને પોતાનીજનનીનીસાથે આકાશમાંથીપડીનેતે વૈરીમરીજશેએમ વિચારકરતો તેસુર કૃતાર્થ થઇ પોતાના સ્થાનમાંગયો.દેવીપણ હસ્તી સહિત આકાશમાંથી સરોવરમાંપડી. બાદ ત્યાંથી બહાર નીકળીને **શ્રીદત્ત** સાર્થવાહનેમળી, પછી હે નરેંદ્ર?તે સાર્થની સાથે કુશાગ્ર નગરપ્રત્યે ચાલી. માર્ગમાં ભીલ્લ લોકોએ સાર્થને લુંટીલીધો. ત્યારબાદઅટવીમાં પડેલી **કમલાવતી**ને તેજ અટવીમાં પુત્ર જન્મ થયો. વિભંગ જ્ઞાનના ઉપયોગ વડે પૂર્વના વૈરી દેવતાને ખબર પડીકે,મ્હારા વૈરીનોજન્મથયોછે.એમજાણી ફરીથીપણ નિર્દય સ્વભાવવાળો તેદેવ વૈરીનું સ્મરણકરીને બહુ ક્રોધાતુરથઇ એકદમ દેવીની પાસમાંઆવ્યો, રેપાપ?આજસુધી હું ત્હારા તપાસમાંજ હતો, પરંતુ આજે ઘણાસમયે તું મ્હારા જોવામાં આવ્યોછે, માટે આજે મ્હારા વૈરનો અંત હું કરીશ,

રેદુષ્ટ? હવે હાલમાં તું ત્હારા દુષ્કૃત્યનુ ફલ ભોગવ હેનરેંદ્ર? એ પ્રમાણે બોલતો **કાલબાણ** સુઇગયેલી **કમલાવતી**ના ખોળામાથી પડીરહેલા ત્હારા પુત્રને હરી ગયો. બાદ ક્લિષ્ટ પરિણામવાળો તે દેવ પુત્રનેલઇ વિચાર કરવાલાગ્યો; આ શત્રુને મ્હારા હસ્તોવડે મર્દન કરીને હાલમાં હું મારી નાખુ, કિવા એના કકડા કરીને દિશાઓને બલિદાન આપી દઉં, કિવા શીલાતલ ઉપર એને હું પછાડું, અથવા તિલતિલ જેવો એનો છુંદો કરી નાખુ ? અથવા એમ કરવાથી તો બહુ સમય સુધી એને વેદના થશેનહીં, કારણકે; આ નાનુંબાળક હોવાથી તત્કાળ તેના પ્રાણ છુટી જશે, તેથી તે ઘણોદુઃખી થશેનહીં. માટે એમ કરવું ઠીક નથી પરંતુ કોઈ અરણ્યમાં જઇને નિર્જનસ્થાનમાં એને હું મૂકીદઉં, જેથી ક્ષુધાતૃષાથી બહુપીડાઇને બહુ દુંખવડે પોતાની મેળે જ તે મરી જશે. એમ વિચાર કરી હે નરાધીશ? વૈતાઢ્ય પર્વતની શિલાઉપર નિર્જન સ્થાનમાં ત્હારા પુત્રને તેણે મૂકી દીધો. બાદ તે દેવતા પણ પોતાના સ્થાનમાં ગયો હે નરેંદ્ર? હવે આ વાર્ત્તા આટલેથી બંધ રાખુ છુ, પરંતુ એક બીજી વાર્ત્તા હું કહું છુ તે તું સાભળ.

**શ્રીકુંજરાવર્ત્ત નગર.**

ઈશાન દેવલોકમાથી પોતાનું આયુષ્ પૂર્ણ કરી **વિદ્યુત્‌પ્રભ** દેવ ચ્યવીને વૈતાઢ્યગિરિમાં દક્ષિણશ્રેણીના આભૂષણરૂપ સુંદર સમૃદ્ધિમય **રત્નસંચય** નગરની અંદર **બકુલવતી**ની કુક્ષિએ **પવનગતિ** વિદ્યાધરના પુત્રપણે ઉત્પન્ન થયો તેનું નામ **ચિત્રવેગ** હતું, બાદ તે **ચંદ્રરેખા** દેવી પણ ત્યાથી ચ્યવીને **શ્રીકુંજરાવર્ત્ત** નગરમાં **અમિતગતિ** વિદ્યાધરની પ્રિય ભાર્યા **ચિત્રમાલા**ની

કુક્ષિએ **કનકમાલા** નામે બહુપ્રિય એવી પુત્રીપણે ઉત્પન્ન થઇ. હવે પૂર્વે કહેલો **વસુદત્ત** નામે જે **સુલોચનાનો** ભાઈ હતો તે પણ સંસારમાં પરિભ્રમણ કરીને **વૈતાઢયગિરિમાં** ગંગાવર્ત્ત નગરની અંદર શ્રી **ગંધવાહન** વિદ્યાધરની **મદનાવલી** ભાર્યાને વિષે **નભોવાહન** નામે પુત્રથયો. પછીતે **કનકમાલા** ને **નભોવાહન** સાથે પરણાવવાનો ઠરાવ કર્યો હતો, પરંતુ **ચિત્રવેગે** કપટવડે તેણીનું હરણ કરીને તેની સાથે લગ્ન કર્યું. બાદ **નભોવાહને** નાગિની વિદ્યાવડે તે વિદ્યાધરને બાંધીને પડતો મૂકયો, અને વિલાપ કરતી **કનકમાલાને** પણ પોતાના નગરમાં તે લઈ ગયો.

હે નરેંદ્ર ? જો ? આ દુનીયાની અજ્ઞાનતા કેટલી છે ?

**નભોવાહનની અજ્ઞાનતા.**

પર્યાયાંતરને પ્રાપ્ત થયેલી, અને પોતે નહી ઇચ્છતી છતાં પણ તે પોતાની બ્હેનની સાથે અજ્ઞાન દોષનેલીધે ક્રીડા કરવામાટે તે **નભોવાહન** ઇચ્છે છે. હે નરેંદ્ર ? આ પ્રમાણે આ સંસારમાં અજ્ઞાનથી અંધ બનેલા પ્રાણીઓ બ્હેન, પુત્રી, વધુ ( પુત્રની સ્ત્રી ) અને પોતાની માતા સાથે પણ વિષયની ઈચ્છા કરે છે. વળી જે સંસારમાં ભગિની પણ ભાર્યા, પિતા પણ પુત્ર, પુત્રી પણ માતા અને ભાર્યા પણ જનની થાય છે તેવા સંસાર વાસને ધિક્કાર હોવ ? હે નરેંદ્ર ? એ સર્વ હકીકત ત્હને **ધનદેવે** પ્રથમ કહેલી છે કે; ફરીથી પણ **ચિત્રવેગને** દેવતાએ **કનમાલા** જલદી લાવીઆપી. ત્યારબાદ બહુ પ્રકારની વિદ્યાઓની સાથેતે **ચિત્રવેગ** વિદ્યાધરેંદ્ર થયો, અને તે વૈતાઢયગિરિમાં પોતાની સ્ત્રી સાથે વિષયસુખનો અનુભવ કરે છે,

ચિત્રગતિવિદ્યાધર.

ચંદ્રાર્જુન દેવ પણ ત્યાંથી ચ્યવીને વૈતાઢ્યની ઉત્તર શ્રેણીમા ચમરચંચા નગરીમાં ચિત્રગતિ નામે વિદ્યાધરપણે ઉત્પન્ન થયો. ચંદ્રપ્રભા દેવી પણ તેની પ્રિયંગુમંજરી નામે ભાર્યા થઇ. તેણીની સાથે માનુષ્યક ભોગોનો તે વિદ્યાધર વિલાસ કરે છે. અને તે ચિત્રગતિને ચિત્રવેગે બહુ સ્નેહના સંબંધને લીધે વિદ્યાઓ સાથે ઉત્તરશ્રેણીનું રાજ્ય આપી દીધું. બાદ તે સર્વે બહુ આનંદપૂર્વક વૈતાઢ્યગિરિમાં રહે છે. હવે પૂર્વભવના અભ્યાસથી સ્નેહરૂપી સારને ધારણ કરતાં તે બંનેનો વિષયસુખનો અનુભવ કરતા ઘણો સમય વ્યતીત થયો, બાદ કોઇ એક સમયે કનકમાલા સ્રીસહિત તે ચિત્રવેગ વિદ્યાધર અષ્ટાપદ ગિરિમાં શ્રીજિનેંદ્ર ભગવાનને વંદન કરવામાટે ગયો. ત્યાં ભરતરાજાએ કરાવેલી શ્રીજિનેંદ્ર ભગવાનની પ્રતિમાઓને ભક્તિપૂર્વક વાંદીને ત્યાથી તે પાછો આવતો હતો, તેવામાં ત્યાં શિલા ઉપર પડેલો, વૈતાઢ્યગિરિના વનનિકુંજને પોતાની કાંતિવડે વિકાસ કરતો, ગળામા બાંધેલા દીવ્યમણીવડે વિભૂષિત અને નેત્રોને આનંદ આપતો એવો તે બાળક તેના જોવામાં આવ્યો. અને વીંટીમાં રહેલા તે દીવ્યમણિને જોઈ તે વિસ્મિત થઇગયો. બાદ તે બોલ્યો. હેપ્રિયે ? જેના પ્રભાવથી પ્રથમ સર્પોથી વીંટાએલો પણ હું જીવતો રહ્યો હતો તેજ આ દેવતાએ આપેલો દીવ્યમણી છે. માટે આ બાલકના કંઠમાં આ મણી કોણે બાંધ્યો હશે ? અથવા આ બાલકનો જન્મ થયો હશે કે, તરતજ એની માતાએ રક્ષામાટે એના કંઠમાં બાંધ્યો હશે. ત્યારબાદ કોઈ એક વૈરીએ અપહાર કરી એને અહીં મૂકેલો છે. માટે હે પ્રિયે?

તું એને લઈ લે; ત્હારે પુત્ર નથી માટે આ ત્હારો પુત્ર થયો, જરૂર આ કોઇક દેવતાનો જીવ ઉત્પન્ન થયેલો છે. એમ કહી હે નરેંદ્ર ? તે બાલકને લઇને તેઓ બંને જણ પોતાના નગરમાં ગયાં. બાદ વધામણીઓ કરાવીને સમસ્ત નગરમાં પ્રસિદ્ધ કર્યું કે; ગુપ્ત ગર્ભવતી **કનકમાલા**ને હાલમાં પુત્ર જન્મ્યો છે, પછી ઉચિત સમયે **મકરકેતુ** એવું તેનું નામ પાડ્યું. હે નરેંદ્ર ? એ પ્રમાણે ત્હારો પુત્ર વિદ્યાધરને ત્યાં મ્હોટો થાય છે,

**સ્વયંપ્રભાદેવી.**

બાદ ત્હેની **સ્વયંપ્રભા**દેવી દેવલોકમાંથી ચ્યવીને આ **સુરસુંદરી** ઉત્પન્ન થઇ છે, હે નરેંદ્ર? અનુક્રમે આ **સુરસુંદરી** પણ વૃદ્ધિ પામવા લાગીઅને યૌવનવયને તે દીપાવવા લાગી. વળી તે સમયે જે વિદ્યાધર તેણીને હરીને રત્નદ્વીપમાં લઇ ગયો હતો તેજ **હરિદત્ત** નામે **સુલોચના**ના જન્મમાં તેણીનો પિતા હતો. હેનરનાથ ? જે સંસારની અંદર પિતા પણ પોતાની પુત્રી સાથે વિષયભોગની ઇચ્છા કરે છે એવા આ દુઃખના સ્થાનભૂત સંસારનું સ્વરૂપ કેવું વિચિત્ર છે! એ પ્રમાણે તું જોઇ લે. વળી તેજ **કાલબાણ**સુરે પિશાચનું સ્વરૂપ ધારણ કરીને વિદ્યાઓનો અપહાર કરી ત્હારા પુત્રને સમુદ્રમાં ફેંકીદીધો, ત્યારબાદ પોતાના હૃદયમાં સંતોષને માનતો તે પિશાચ **સુરસુંદરી**નું પણ હરણ કરી આકાશમાર્ગે ચાલતો હતો તેટલામાં; હે નરેંદ્ર ? ત્હેનો ચ્યવનકાલ આવી પહોચ્યો. એટલે તરતજ ત્યાંથી ત્હેનું ચ્યવન થયું. તેથી આ બાલા આકાશમાંથી આ ઉદ્યાનમાં નીચે પડી. વળી ત્હારો પુત્ર સમુદ્રમાં તરતો હતો ત્યાં **ધનદેવ** વણિકનું વ્હાણ જતું હતું ત્હેને તે મળી ગયો. પછી તે વ્હાણ ભાગીગયું સમુદ્રની અંદર

લેકો વિખરાઇ ગયા. ત્હારા પુત્રના હસ્તમાં પાટીયું આવીગયું. જેથી સમુદ્ર ઉતરીને કીનારે તે આવી પહોચ્યો. બાદ પ્રિયંવદાએ ત્હેને જોયો અને તે પોતાના સ્થાનમાં ત્હેને લઇ ગઇ. વળી તે ત્હારો પુત્ર આજે વિકાલ સમયે ત્હને મળશે. હેનરેંદ્ર? જે ત્હેં પૂચ્છયું તેનો પ્રત્યુત્તર મ્હેં ત્હને કહી સંભળાવ્યો. એ પ્રમાણે આચાર્ય મહારાજનું વચનસાંભળી રાજા, સુરસુંદરી અને દેવી એ સર્વે બહુ આનંદ પામ્યાં, તેમજ સર્વ સભાના લોકો પણ સંસારની વિચિત્રતા સાંભળી વૈરાગ્યદશામાં આવી ગયા. ત્યારબાદ રાજા બોલ્યો, હે મુનીંદ્ર ? જ્યાંસુધી પુત્રનો સમાગમથશે ત્યાંસુધી અહીં આપનાચરણકમલમાં રહીને મનુષ્ય પણાને અમે કૃતાર્થ કરીશું.

**ધનદેવનો પ્રશ્ન.**

બાદ ધનદેવવણિક્ પ્રણામ કરી સુપ્રતિષ્ઠ આચાર્યને કહેવા લાગ્યો, જ્યારે કનકવતીના સૈનિકોએ ઘોર સંગ્રામ કરી પલ્લીનો ભંગ કર્યોઅને સર્વભીલ્લસુભટો ત્યાંથી નાશી ગયા ત્યારે આપ ક્યાં ગયા હતા ? અને આ શ્રમણપણું તમ્હેં કેવી રીતે પ્રાપ્ત કર્યું ? ગુરૂ મહારાજ બોલ્યા. હેધનદેવ? તે સંબંધી વૃત્તાંત તું સાંભળ. તે સમયે સૈનિકોનીસાથે યુદ્ધમાં હું ઉતર્યો હતો. શત્રુઓના અનેકબાણોની વૃષ્ટિથી મ્હારૂં શરીર લાસ થઇ ગયું, જેથી હું પૃથ્વી ઉપર પડી ગયો. બાદ તે સ્થાનમાં આવેલા ચિત્રવેગ વિદ્યાધરે મ્હને જોયો અને બહુ સ્નેહના સંબંધને લીધે તે મ્હને વૈતાઢયગિરિમાં લઈ ગયો. તત્કાળ તેણે ઔષધિના પ્રભાવથી મ્હને સ્વસ્થ કર્યો. બાદ પૂર્વના ઉપકારનું સ્મરણ કરી તેણે મ્હને ઉત્તમ પ્રકારની પ્રજ્ઞપ્તિ નામે એક વિદ્યા આપી. મ્હેં પણ ત્યાં રહીને વિધિ-

પૂર્વક તે વિદ્યાને સિદ્ધ કરી. બાદ હું વિદ્યાધર સહિત સિદ્ધપુર નગરમાં આવ્યો. પછી હે **ધનદેવ! કનકવતી** સહિત **સુરથને** દેશમાંથી કાઢી મૂકીને સિદ્ધપુરનો હું રાજા થયો. કેટલાક કોડાકોડી વર્ષ સુધી ત્યાં રાજ્યપાલન કરીને મ્હેં પોતાના પુત્ર **જયસેનને** રાજ્યાસને સ્થાપન કર્યો. બાદ મ્હને તીવ્ર વૈરાગ્ય થવાથી શ્રી **ઘનવાહન** કેવલીની પાસે પાંચસો રાજકુમારોની સાથે મ્હેં દીક્ષા ગ્રહણ કરી. સાધુની ક્રિયાઓનો હું અભ્યાસ કરવા લાગ્યો, અનુક્રમે દ્વાદશાંગીનો જાણકાર હું થઇ ગયો.

## સૂરિપદવી

શ્રી **ઘનવાહન** કેવલીએ સૂરિપદને લાયક મ્હને જાણી સૂરિપદવી આપી. બાદ હે ભદ્ર **ધનદેવ!** અમ્હારા ગુરૂશ્રી કેવલીભગવાન્ શૈલેશી વ્રત ધારણ કરી શેષ રહેલાં ચાર ઘાતી કર્મોને ક્ષીણકરી નિર્વાણ (મોક્ષ)પદ પામ્યા. એ પ્રમાણે **સુપ્ર-તિષ્ઠ** સૂરિ પોતાનું વૃત્તાંત કહેતા હતા. તેટલામાં આકાશમાંથી એક વિદ્યાધર ત્યાં ઉતર્યો. પ્રથમ સુરિમહારાજને પ્રણામ કરી વિનીત એવા તે વિદ્યાધરે પ્રણામ પૂર્વક કહ્યુ કે, વૈતાઢ્ય પર્વ-તમાંથી આપને વર્ધાપન (વધામણી) આપવા માટે હું આવ્યો છું. સકલ (સમગ્ર) વિદ્યાઓ જેણે સિદ્ધ કરેલી છે એવા મકરકેતુ નામે તમ્હારા પુત્રને દીક્ષા ગ્રહણ કરવામાં ઉત્સુક એવા **ચિત્ર-વેગ** રાજાએ પોતાના સ્થાનમાં સ્થાપન કર્યો છે અને તે **મક-રકેતુ** અનેક વિદ્યાધરોના સમૂહ સહિત આપના ચરણ સેવક આજે આ નગરમાં આવશે. એમ હું આપની આગળ પ્રિયવૃ-ત્તાંત નિવેદન કરૂં છું. એ પ્રમાણે વિદ્યાધરનું વચન સાંભળી રાજાનાં રોમાંચ પ્રફુલ્લ થઇ ગયાં. બાદ તેણે પોતાના અંગે લાગેલા સર્વ અલંકાર તેમજ પુષ્કલ દ્રવ્ય ત્હેને બક્ષિશમાં

આપ્યું. બહુ આનંદમાં મગ્ન થયેલી દેવી તે વિદ્યાધરનાં વારણાં લેવા લાગી. તેમજ સુરસુંદરીને એટલો બધો હર્ષ થયોકે; જેણીના અંગોમાં પણ માઇ શક્યો નહીં. ત્યારબાદ અમરકેતુરાજા સૂરિને પ્રણામકરી પરિવારસહિત પોતે નગરમાંગયો

નગરમાં ગયા બાદ ભૂપતિએ નગરપાલકને આજ્ઞા કરી કે જલદી નગરને સુશોભિત કરાવો.

**નગરશોભા.** સર્વ ઠેકાણેથી કચરાઓને દૂર કરી જલદી સર્વ શેરીઓના રસ્તાઓ સાફ કરાવો કસ્તુરી અને કુંકુમથી મિશ્રિત એવા જલવડે દરેક માર્ગો છંટાવો, સરસ કમલો સહિત સુગંધિત અને મનોહર એવાં પુષ્પોના ઉપચાર કરાવો. આકાશને આચ્છાદન કરનારી ઉત્તમ દુકાનોની શોભાઓ કરાવો. દરેક મંદિરોમાં નાના પ્રકારનીવંદનમાલાઓ બંધાવો. સુંદરહવેલીઓની પંક્તિઓને વિચિત્ર રંગોવડે તમ્હે જલદી વિભૂષિત કરાવો. સર્વગૃહદ્વારોમાં નિર્મળજળથી ભરેલા સોનાનાકલશોની સ્થાપનાઓકરાવો. તેમજ દરેક ભવનદ્વારમાં વિવિધ પ્રકારની પતાકાઓ ઉર્ધ્વભાગમાં લટકાવો વળી આ મુખ્ય માર્ગમાં ઉત્તમ પ્રકારનાં પુષ્પ તોરણ તેમજ મંચોની ગોઠવણ કરાવો. ગોરોચન, સર્ષપ અને દુર્વાઓના પ્રક્ષેપ સહિત સાથીયાઓની રચનાઓ કરાવો તેમજ કેટલાંક અન્ય કાર્યપણ જે કરવાનાં હોય તે સર્વ તમ્હે જાતે કરો અને નગરના લોકો પાસે પણ કરાવો. આ પ્રમાણે નરેંદ્રના કહેવાથી તેઓ વિશેષ પ્રકારે કામ કરવા મંડી ગયા તેમજ કામની બહુ ઉતાવળને લીધે ચાકર લોકો નગરની અંદર ચારે તરફ ફરવા લાગ્યા. સર્વત્ર કાર્યના સમારંભ થવા લાગ્યા,તે જોઇનાગરિક લોકોનાઉમંગ બહુવૃદ્ધિ પામવા લાગ્યા.

**પ્રિયંવદાનું આગમન.**

એ પ્રમાણે નગર શોભાની તૈયારી થઇ રહી છે, તેવામાં રાજાના અંતેઉરની અંદર એકદમ પ્રિયંવદા આવી. ત્હેને જોઈ હર્ષથી ભરાઇ ગયાં છે અંગ જેનાં એવી **સુરસુંદરી** બહુ પ્રેમથી તેને ભેટી પડી. પછી તેણીને આસન આપ્યું. તે ઉપર તે બેઠી. બાદ **સુરસુંદરીએ** પૂર્વનું વૃત્તાંત તેણીને પૂચ્છયું. **પ્રિયવંદા** બોલી હે સુભગે ? જ્યારે તે દુષ્ટ વૈતાલ ત્હને ઉપાડીને આકાશ માર્ગે ચાલ્યો ગયો હતો, ત્યારે હુ તે દુષ્ટના હુંકારાથી મૂચ્છિત થઇ ભૂમિ ઉપર પડી ગઇ હતી. બાદ .ક્ષણમાત્રમાં મ્હારી મૂચ્છૉ શાંત થઇ એટલે હું બહુજ શોકાતુર થઇ ગઇ અને વિલાપ કરવા લાગી. હા ? મ્હારી બ્હેન ક્યાં ગઇ હશે ? તે મ્હારો ભાઇ પણ હજુ સુધી કેમ ન આવ્યો ? જરૂર તે પિશાચે કંઇ પણ એનું અનિષ્ઠ કર્યુંહશે. એમચિંતવન કરતી હું ત્હારી શોધ કરવા લાગી. બાદ તે "રત્નદ્વીપમાં ચારે બાજુએ ફરીને સર્વ ઠેકાણે મ્હે તપાસ કર્યો. પછી આકાશ માર્ગે ચાલતાં સમુદ્રની અંદર બહુ બહુ તપાસ કર્યો પણ ત્હારો પત્તો લાગ્યો નહીં પરંતુ સમુદ્રની અંદર અનેક તરંગોના વેગથી ઉચ્છળતું છે શરીર જેનું. અને એક પાટીયાને વળગેલો મ્હારોભાઈ **મકરકેતુ** મ્હારા જોવામા આવ્યો. એટલે તરતજ હું ત્હેને ત્યાંથી લઇને;તે શ્રીઆદિનાથભગવાનના મંદિરમાંગઇ. બાદ મ્હેંત્હેને પૂચ્છયુંકે; હે ભાઇ ? તુ સમુદ્રમાં શાથી પડી ગયોહતો ? પછી તેણે વૈતાળના દર્શનથી આરંભીને મ્હારી વિદ્યાનો તેણે નાશ કર્યો વિગેરે સર્વવૃત્તાંત કહી સંભળાવ્યો. બાદ તેણે પણ મ્હને પૂચ્છયુંકે; **સુરસુંદરી** ક્યાં ગઇ? મ્હેં પણ તેને કહ્યું હેભાઈ ?

તેણીને પણ કોઇક પિશાચ હરી ગયો છે એમ મ્હારૂં વચન સાંભળી મ્હોટા મુદ્ગરથી હણાયેલાની માફક એકદમ તે મૂર્ચ્છિત થઇ ગયો. પછી તેની પાસમાં રહેલા વિદ્યાધરોએ શીતલપવનાદિકના ઉપચારોવડે મહામુશીબતે તેને સ્વસ્થકર્યો,છતાં પણ ફરીથી તે મૂર્ચ્છિત થઈગયો. તેટલામાં વિદ્યાધરોએ મ્હારાપિતાને આ વૃત્તાંત ત્યાં જઇને કહ્યો એટલે તેપણ એકદમ બહુ શોકાતુર થઈ અમ્હારી પાસે આવ્યા. બાદ બહુ પ્રયત્નો વડે સચેતન કરી તે કુમારને વૈતાઢ્ય પર્વતમાં લઈગયા. ત્યાર બાદ મ્હારાપિતાએ બહુ ખેચર કુમારોને આજ્ઞા કરીકે, છખંડ ભરતક્ષેત્રની અંદર ગ્રામ, આકર, નગર અને પટ્ટણાદિકમાં પરિભ્રમણ કરીને **સુરસુંદરીનુ** યથાસ્થિત વૃત્તાંત જાણી જલદી તમ્હે અહીં આવો. એ પ્રમાણે કહીને મ્હારા પિતાએ ઘણા વિદ્યાધરોને ત્હારી શોધ માટે મોકલ્યા છે. કુમારને પણ પિતાની આજ્ઞા વડે તેના મિત્રો વિનોદ કરાવે છે. પ્રિયાના વિરહને લીધે બહુ શોકથી પીડાતા એવા કુમારના કેટલા દિવસો વ્યતીત થયા.

**દમઘોષ ચારણમુનિ.**

તેટલામાં કોઈએક દિવસે તે નગરમા ચાર જ્ઞાનના ધારણ કરનાર અને દ્વાદશાંગીમાં પ્રવીણ એવા **દમઘોષ** નામે એક ચારણ મુનિ આવ્યા.અને તે સહસ્રામ્રવનમાંઉતર્યો. તેમને વાંદવા માટે કુમારસહિત મ્હારા પિતા ઘેરથીનીકળીને ત્યાંગયા. બાદ તેમને વંદનકરીને પોતાના પરિવાર સહિત પૃથ્વી ઉપર બેઠા. મુનિએ પણ તેમનીઆગળ સંસારરૂપી મહાસાગરને તારવામાં નાવસમાન અને નિરવદ્ય એવી ધર્મદેશનાનો પ્રારંભ કર્યો. શારીરિક અને માનસિક

દુઃખોનો ક્ષય ઇચ્છનાર પુરૂષોએ મન, વચન અને કાયાવડે પ્રાણીઓને અભયદાન આપવું. જે મનુષ્યો હમેશાં નિરવદ્ય એવું સત્ય વચન બોલે છે તેઓ જરામરણના દુઃખથી ભરેલા સંસારને લીલા વડે તરી જાય છે. વળી જેઓ અદત્તવસ્તુને ગ્રહણ કરતા નથી તે પ્રાણીઓને દારિદ્ર, વ્યાધિ, જરા; મરણ, શોક અને પ્રિયવિરહ વિગેરે દુઃખ થતાં નથી. જે પ્રાણીઓ મન વચન અને કાયાવડે અબ્રહ્મ (મથુન) નો ત્યાગ કરે છે, તેઓ સર્વ કર્મોનો ક્ષય કરીને મોક્ષ સ્થાનમાં જાય છે. જે મનુષ્યો ધર્મનાં ઉપકરણો શિવાય બાકીના પરિગ્રહનો સર્વથા ત્યાગ કરે છે તેઓ ભવસાગરને તરીને અજરામર (મોક્ષ) સ્થાનને પામે છે. માટે હે ભવ્યાત્માઓ ! અનેક દોષોના કારણભૂત એવા પરિગ્રહનો ત્યાગ કરવો ઉચિત છે તેમજ અન્યત્રપણ કહ્યું છે કે,—

प्रत्यर्थी प्रशमस्य मित्रमधृतेर्मोहस्य विश्रामभूः,
पापानां खनिरापदां पदमसद्ध्यानस्य लीलावनम् ।
व्याक्षेपस्य निधिर्मदस्य सचिवः शोकस्य हेतुः कलेः,
केलीवेश्म परिग्रहः परिहृतेर्योग्यो विविक्तात्मनाम् ॥१॥

અર્થ—"આ જગત્‌માં શાંતિનો કટ્ટોદુશ્મન, અધૈર્યનો ખાસમિત્ર, મોહરાજાને વિશ્રાંતિનું મુખ્ય સ્થાન, પાપોનું ઉત્પત્તિસ્થાન, આપત્તિઓનું મૂળસ્થાન; અસદ્ધ્યાનનુ ક્રીડાવન, મિથ્યાવાદનો નિધિ; મદનો કારભારી, શોકનું મૂળકારણ અને ક્લેશનું ક્રીડાગૃહ એવા અનેક દોષોથી ભરેલા પરિગ્રહનો આત્માર્થી પુરૂષોએ સર્વદા ત્યાગ કરવો જોઇએ" એ પ્રમાણે શ્રીજીનેંદ્રભગવાને કહેલા ધર્મનો ઉપદેશ મુનિમહારાજે કર્યો.

બાદ અવસર જાણીને કુમારે મુનિને પૂછ્યું હે ભગવન્? તે દેવે મ્હારી વિદ્યાઓનો ઉચ્છેદ શામાટે કર્યો? બાદ મુનિએપણ તેના વૈરનું સમગ્ર કારણ કહી સંભળાવ્યું. પછી તે મુનીંદ્રનું વચન સાંભળી **મકરકેતુ**કુમારને ઉહાપોહ કરતાં જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. પોતાના પૂર્વભવનું સ્મરણ કરીને કુમારે કહ્યું કે; હે ભગવન્? આપનું કહેવું સત્ય છે. વળી ફરીથી તેણે પૂછ્યું. હે ભગવન્? તે દેવે હરણ કરીને **સુરસુંદરી**ને કયા મૂકી છે? મુનિએ કહ્યું ચ્યવનકાળના સમયે તે દેવના હસ્તમા રહેલી **સુરસુંદરી** આકાશમાથી કુસુમાકર ઉદ્યાનમાં પડી હતી. હેકુમાર? હાલમાં તે હસ્તિનાપુરમા **કમલાવતી**નામે ત્હારી જનનીની પાસે રહેલીછે. તે સાંભળી કુમાર બોલ્યો. હે મુનીંદ્ર? શું આ મ્હારા પિતા અને આ **કનકમાલા** મ્હારીમાતા નથી! ત્યારબાદ મુનિએ તેના સંશયને દૂર કરવા માટે દેવતાએ હરણ કર્યું. વિગેરે સર્વવૃત્તાંત ત્હેને કહી સંભળાવ્યું પછી મુનિના વચનવડે શુદ્ધ થયુંછે હૃદય જેનું એવા **ચિત્રવેગ** રાજાએ કહ્યું, હે કુમાર? પૂર્વભવના વૈરી એવા દેવવડે હરણ કરાયેલો તું **ચિત્રવેગ** વિદ્યાધરેંદ્રના ત્યાં મ્હોટો થઈશ એ પ્રમાણે દેવભવમાં રહેલા ત્હેં મ્હને જે પ્રથમ કહ્યું હતું તે હાલમાં ત્હને કેમ સાંભરતું નથી? માટે તે વાત સત્ય થઈ. વળી હે પુત્ર? ફરીથી તે વિદ્યાઓને તું સિદ્ધકર. હવે તું શોક કરીશ નહી. કારણકે; હું મ્હારા સ્થાનમા ત્હને સ્થાપન કરીશ. વિષ સમાન વિષય સંગનો સર્વથા ત્યાગકરીને સંસાર ભ્રમણથી ખિન્નથયું છે હૃદય જેમનું એવા અમ્હે હાલમાં નિરવદ્ય એવા દીક્ષાવ્રતને ગ્રહણ કરવામાં ઉત્સુક થયા છીએ.

**ધરણેંદ્રનું આગમન.**

હે **સુરસુંદરિ**? એપ્રમાણે કુમારને પિતાકહેતા હતા, તેટલામાં **દમઘોષ** મુનીંદ્રને વંદન કરવામાટે અકસ્માત્ ત્યાં **ધરણેંદ્રનું** આગમન થયું. **મકરકેતુને** જોઇ બહુ સમય સુધી ધ્યાન દઇ ધરણેંદ્રે કહ્યુંકે હેકુમાર! તું જાણેછે? **ભીમરથ** નામે હું પૂર્વ ભવમાં ત્હારો પિતા હતો; તું મ્હને બહુજ પ્રિય હતો, ત્હારી માતાનું નામ **કુસુમાવળી** અને ત્હારૂંનામ **કનકરથ** હતું. સ્ત્રીસહિત તું ઉન્મત્તથઇને દેશાંતરમાં નીકળીગયો. ત્હારી શોધનેમાટે અમ્હે ઘણો તપાસ કરાવ્યો, છતાંપણકોઇ ઠેકાણેથી ત્હારોપત્તો મળ્યોનહીં. પછીત્હારા લઘુભાઇ **વજ્રરથને** રાજ્યગાદીએ બેસાર્યો. વૈરાગ્યની ભાવના વડે મ્હેં ગુરૂનીપાસે દીક્ષાલીધી. બાદ વિધિપૂર્વક દીક્ષાવ્રતપાળને હું **સાધર્મ** દેવલોકમાં સાતપલ્યોપમનું આયુષ્ય બાંધી દેવપણે ઉત્પન્નથયો.આયુષ્ય પૂર્ણકરી ત્યાંથી ચ્યવીને આ **ભરતક્ષેત્રમા** **ચંપાનગરીને** વિષે **દધિવાહન** રાજાની **કુસુમશ્રીભાર્યાની** કુક્ષિમાં પુત્રપણેહું ઉત્પન્ન થયો. ગર્ભનો સમય પૂર્ણથયો એટલેશુભસમયમાંમ્હારો જન્મથયો,પ્રભંકરમ્હારૂંનામપાડ્યું.

**વિમલમંત્રી.**

બાદ રાજ્યનીઇચ્છાવાળા**વિમલમંત્રીએ** મદ્યપાનમાંઆસક્તથયેલા મ્હારાપિતાનેમારી નાખ્યા અને રાજ્યલક્ષ્મી તેણેપોતેજ સ્વાધીન કરી તેવખતહું ત્રણમાસનોહતો. મ્હારી માતા બહુભયભીત થઈગઇ. ત્યાંરહેવાની ત્હેનીશક્તિ રહીનહીં. બાદ ત્રણમાસનો મ્હને લઇ મ્હારી માતા તેદુષ્ટના ભયને લીધે ત્યાંથી નાઠી.અને **વિજયપુર** નગરમાંપોતાનોભાઇ **શંખરાજા**

રહેતો હતો, તેની પાસેતે ગઈ, ત્યાં રહ્યાબાદ અનુક્રમે હું યૌવન અવસ્થામાંઆવીગયો.પશ્ચાત્ **શંખરાજા**ને સાથેલઇ હું **ચંપાનગરી**માં ગયો સંગ્રામ કરીને મ્હેં **વિમલ** મંત્રીને યુદ્ધની અંદર મારી નાખ્યો. બાદ ચંપાનગરીમાં રાજ્યાસને હું બેસી ગયો. **વિમલ**ના પુત્રો પણ મ્હારા ભયથી કંપીને ત્યાંથી નાઠા. અને હસ્તિશીર્ષ નગરમાં જઇને **જીતશત્રુ** રાજાની સેવા કરવા લાગ્યા.

**પ્રભંકર રાજા.**

રાજગાદીએ બેઠાબાદ હું નીતિપૂર્વકરાજ્ય ચલાવતોહતો, પક્ષપાતરહિત પ્રજાનુંસંરક્ષણ કરતોહતો. તેમજ મ્હારા પરાક્રમને લીધે કોઈપણ શત્રુઓ મ્હારી દૃષ્ટિગોચર થતા નહોતા. વળી બહુબળના ગર્વનેલીધે હું હસ્તીઓની સાથે ત્યાં ક્રીડા કરતો હતો તેથી સર્વદેશોમાં મ્હારી પ્રસિદ્ધિ થઈકે, આભરતક્ષેત્રમાં **પ્રભંકર** રાજાનાસરખોબીજોકોઇ બલવાન્‌નથી. જેરાજા રૂષ્ટઅને મદોન્મત એવાગજેંદ્રનેએક બાહુવડેપકડી રાખેછે બાદ હુ પણ ઘણા કાળ સુધી તેચંપાનગરીમાં રાજ્ય કરીને સદ્‌ગુરૂની પાસે પ્રતિબોધ પામ્યો. પછી પોતાના પુત્રને રાજ્યમા સ્થાપન કરી મ્હે દીક્ષા ગ્રહણ કરી. બાદ મ્હેં ગુરૂની પાસે એવો અભિગ્રહ લીધો કે, યાવત્ જીવં ( જીવનપર્યંત ) માસે માસે પારણું કરવું.

**હસ્તિશીર્ષનગર.**

અન્યદા વિહાર કરતો કરતો કદાચિત્ હું **હસ્તિશીર્ષ** નગરમાં ગયો, પારણાના દિવસે ભિક્ષા માટે તે નગરમાં હું પરિભ્રમણ કરતો હતો, તેવામાંએક ગર્વિષ્ઠ સાઢના ઝપાટામાં હું આવી પડયો. જેથી હું ઘાયલ થઇને પૃથ્વીઉપર પડી ગયો. તે જોઈ ત્યા ઉભેલા **વિમલ**ના પુત્રોએ મ્હારૂં ઉપહાસ

કર્યું- તદુપરાંત તે દુષ્ટોએ કહ્યુંકે; ગજેંદ્રોને પીડવામાંએક રસિક
એવુ તમ્હારૂં તે પ્રચંડ બળ હાલમાં કયાંગયું ? એમ બોલતા
તે સર્વે પોતાના પિતાનું વૈર સંભારીને લકુટ અને પથરાઓ
હાથમાં લઇ મ્હને મારવા માટે ધોડવા લાગ્યા. હું પણ તેમને
આવતા જોઇને અજ્ઞાનતાના દોષવડે એકદમ કોપાયમાન થઇ
ગયો. અને ત્યાં પડેલો એક સ્તંભ ઉપાડીને તેમના સ્હામો હું
ધોડયો. પછી મ્હેં તેમને કહ્યુ કે; રે ? રે ? નામર્દો ? સિંહના
બળને શીયાળીઆઓ ખંડન કરી શકે ખરા ? જો કે; હું શરીરે
દુર્બલ થઇ ગયો છું તોપણ મ્હારી પાસે તમ્હે આવવા લાયક
નથી કારણકે,ક્ષણમાત્રમાંસન્મુખ આવેલાએવાતમને તમ્હારા
પિતાના માર્ગ પ્રત્યે હું મોકલી દઇશ. એમ કહી તેમને મૃત
પ્રાય કરી નાખ્યા, બાદ પ્રાયશ્ચિત્તને માટે મ્હેં અનશનવ્રત
ગ્રહણ કર્યું,પરંતુ લજ્જાને લીધે તે દુશ્ચરિત્રને મ્હે ગુરૂની આગળ
પ્રગટ કર્યું નહી. તેથી આલોચના કર્યા શિવાય મ્હારૂં ચારિત્ર
ખંડિત થયું ત્યારબાદ હે કુમાર ? હું કાળકરીને ધરણેંદ્ર થયો.
તેજ હુંપોતે હાલમાં અહી આવ્યો છું. માટે હે કુમાર ? હવે
તું ખેદ કરીશ નહીં. હું ત્હને પ્રજ્ઞપ્તિ આદિક સર્વવિદ્યાઓ
આપુ છું. તે વિદ્યાઓ સાધના કર્યા વિના પણ ત્હને સિદ્ધ થશે.
એ પ્રમાણે ધરણેંદ્રનું વચનસાંભળી "મહાપ્રસાદ" એમ કહીને
મસ્તકે હાથ જોડી કુમાર ધરણેંદ્રના ચરણકમલમાં પ્રણામ
કરવા લાગ્યો. સર્વ વિદ્યાધરોએ તેમજ પિતાએ ત્હેનો બહુ
મહિમા ( સત્કાર ) કર્યો, બાદ તે ધરણેંદ્ર પોતાના પરિવાર
સહિત પોતાના સ્થાનમાં ગયો.

વિદ્યાધરો સહિત ચિત્રવેગ ચક્રવર્તીએ તેમજ ચિત્ર-
ગતિએ પણમ્હોટા વૈભવસાથે પોતાના

**ચક્રવર્તીપદવી.** સ્થાનમાં કુમારનો રાજ્યાભિષેક કર્યો. બાદ વૈતાઢ્ય પર્વતમાં તેકુમારેન્દ્ર વિદ્યાધરોનો ચક્રવર્તી થયો. પછી સર્વ વિદ્યાધરોએ પોતપોતાની કન્યાઓ ત્હેને આપી. બાદ **મકરકેતુ**એ તેમને કહ્યું કે; જ્યાસુધી **નરવાહનરાજા**ની તેકન્યા (સુરસુંદરી)ને હું પરણ્યો નથીત્યાંસુધી અન્ય કન્યાઓને પરણીશનહીં. પછી ભાનુવેગે કહ્યું. હાલમાં હું **કુશાગ્ર** નગરમાં જાઉ છું અને **નરવાહન** રાજાની પાસે માગણી કરીને ત્હારામાટે **સુરસુંદરી**ને લાવું છું. બાદ **મકરકેતુ**એ કહ્યુ કે; એ બાબતમાં તમ્હે હવે વિલંબ કરશો નહીં અમ્હે પણ પિતાની આજ્ઞા લઈ હસ્તિનાપુરમાં જઇએ છીએ. હજુ સુધી માતાપિતાનાં કોઈ પણ સમયે મ્હને દર્શન થયાં નથી. માટે તેમના ચરણકમલને અમ્હે વંદન કરીએ. એવી અમ્હારી ઇચ્છા છે. એ પ્રમાણે કુમારનું વચન સાંભળી તેભાનુવેગ એકદમ આકાશમાર્ગે ગમનકરવાલાગ્યો.

**રાજનિદેશ.** મકરકેતુરાજાને પિતાએ આજ્ઞા કરી કે, હે પુત્ર? આજે વિકાલ સમયે ઉત્તમ પ્રકારનું મુહૂર્ત છે, માટે તે ઉત્તમ સમયમાં માતાપિતાનાં દર્શન તું કર. એ પ્રમાણે પિતાના કહેવાથી સમગ્ર વિદ્યાધરો તે જ વખતે પ્રયાણની સામગ્રી તૈયાર કરવા લાગ્યા. હે **સુરસુંદરિ!** એટલામાં હું પણ પિતાની આજ્ઞા લઇને બહુઉતાવળથી આસમાચારકહેવામાટે ત્હારીપાસે આવી છું. આપ્રમાણે પ્રિયંવદાનું વચન સાંભળી દાસીઓએ રાજાની પાસે જઇને આ સર્વ હકીકત ત્હેને નિવેદન કરી.

બાદ રાજાપણ આ વાત સાંભળી બહુ હર્ષાતુર થઇગયો.

**સામૈયાનીતૈયારી.**

અને રાજપુરૂષોને આજ્ઞા કરી કે, રાજકુમારનુ સામૈયું કરવાનુંછે, માટે જલદી તૈયારી કરાવો. અધિકારી લોકોની પ્રેરણાથી એકદમ ઉત્તમપ્રકારનાં ગીતગાનની સાથે વિવિધપ્રકારનાં વાજીત્રોવાગવાલાગ્યાં, નૃત્યમાં કુશળ એવી અનેકવારાંગનાઓ નૃત્ય કરવાલાગી, નટવિટાદિક કૌતુકિના વર્ગોએ નાના પ્રકારનાં કૌતુકોનોઆરંભકર્યો. એમ અનેકપ્રકારના આડંબરવડે નગરની અંદર મહાન્કોલાહલને પ્રગટ કરતો અને ચતુરંગ બલસહિત **શ્રીઅમરકેતુરાજા** ગજેંદ્ર ઉપર બેસી પુત્રના સ્વાગતમાટે સર્વ પ્રકારના વૈભવ સાથે નગરમાંથીનીકળ્યો. સર્વલોકોસહિત રાજા નગરની બહારઆવ્યો,તેટલામાં ત્યાં આકાશમાર્ગે આવતું ધ્વજ છત્રાદિકનાં ચિન્હો જેમાં અનેકપ્રકારનાં રહેલાંછે અનેનાનાપ્રકારના વાહનોછે જેમાં એવું વિદ્યાધરોનુ સૈન્યપણદેખાવાલાગ્યું. તે સૈન્યના મધ્યભાગમાં રહેલા અનેકપ્રકારનામણિરત્નોથી વિભૂષિતઅનેવિચિત્રવર્ણ તથારૂપાદિકથી મનોહર એવા કુમારના વિમાન આગળ અનેક વિદ્યાધરોના સમુદાય ઘોડતા હતા.

**પિતાપુત્રનો સમાગમ.**

બાદ **મકરકેતુવિદ્યાધરેંદ્ર** પોતાનાપિતાને આગળ આવતા જોઇને એકદમ આકાશમાંથી નીચે ઉતરી પિતાના ચરણોમાં પડ્યો. પછી **શ્રીઅમરકેતુ** રાજા સ્નેહપૂર્વક પુત્રને આલિંગન દઇ આનંદના અશ્રુજળને વરસાવતો છતો મસ્તકને ચુંબનકરવાલાગ્યો. બાદસર્વસહચારી વર્ગની સાથે સંભાષણકરી ઉત્તમવિદ્યાધરોનો યથાયોગ્યસત્કાર કર્યો. પછી પોતાના પિતા સાથે કુમારે નગરમાં પ્રવેશકર્યો,તેસમયે સેંકડો માગધ લોકો સ્તુતિઓ કરતાહતા. તેમજ અનેક

પ્રકારના માંગલિક ઉપચારો કરવામાંઆવ્યાહતા, અનુક્રમે નાગરિક નરનારીઓના નેત્રોને આનંદઆપતા કુમારનો શ્રીઅમરકેતુરાજાએપોતાના મંદિરમાપ્રવેશકરાવ્યો. તેમજબાકીના વિદ્યાધરોને પોતપોતાને લાયક નિવાસસ્થાન આપ્યાં. પછી કેટલાક વિદ્યાધરોસહિત કુમારને રાજા પોતાના અંતેઉરમાં લઈ ગયો. પુત્રાવલોકનમા ઉત્સુક બનેલી પોતાની માતાના ચરણમાં કુમાર બહુ પ્રેમથી નમનકરવાલાગ્યો. જનનીએ સુકોમળએવા પોતાના હસ્તવડે કુમારને ગ્રહણકરી પોતાના ખોળામાં બેસાડ્યો. બાદ તે અપૂર્વ હર્ષનેલીધે બહુ આલિંગન કરી તેના મસ્તક ઉપર બચ્ચીઓ કરવાલાગી અને આનંદાશ્રુને વરસાવતી તે કહેવાલાગીકે, હેપુત્ર? ત્હારી જનનીનું હૃદય ખરેખર વજ્રથી ઘડાયેલુંછે કારણકે,ત્હારા વિરહમાં પણતે અખંડિત રહ્યુંછે.તેસાંભળી મકરકેતુ બોલ્યો હે અંબે? દૈવની ઘટના બહુ વિચિત્રછે. તેની આગળ આપણે શું કરીયે? કારણકે કર્મને આધીન થએલા પ્રાણીઓને આવા પ્રકારનાં દુઃખો આવી પડે છે, “શાસ્ત્રમાંપણ કહ્યું છેકે,—

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे,
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं कारितः ।
विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासङ्कटे,
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥१॥

અર્થ—“ અહો ? આ જગતમાં કર્મની સત્તા એટલી બધી પ્રબલ છે કે; જેણે બ્રહ્માને બ્રહ્માંડરૂપી પાત્રોને બનાવવાની અંદર કુલાલની માફક નિયમિત કર્યા છે. તેમજ શંકરને કપાલરૂપી હસ્ત સંપુટમાં ભિક્ષાટન કરવાનો અધિકાર આપે-

લોછે, વિષ્ણુને દશ અવતાર ગ્રહણ કરવાની મ્હોટી વ્યથામાં નાખેલા છે. અને જેના પ્રતિબંધથી સૂર્યને હમેશાં આકાશમાં પરિભ્રમણ કરવું પડે છે. એવા કર્મને નમસ્કાર.” માટે હે માતા? હવે ગતવાર્તાનો શોક તમ્હારે કરવો નહીં. ત્યારબાદ સ્થૂલ આકૃતિવાળી મૌક્તિક (મોતી)ની પંક્તિઓથી વિભૂષિત એવી એક મનોહર ચોકીની ઉપર નાના પ્રકારનાં મણિરત્નોની કાંતિ ઓવડે વ્યાપ્ત અને દીવ્ય આકૃતિમય સિંહાસન મૂકીને તેની ઉપર કુમારનેબેસાર્યો.પછી પુત્ર સમાગમનાહર્ષથી રોમાંચિત થયેલીદેવીએ માંગલિક ઉપચારો કર્યા. તે સમયે તેમને પુત્રના સમાગમમા જે કંઈ સુખ થયું ત્હેને કહેવા માટે મોક્ષના સુખની માફક કોણ સમર્થ થાય ?

**નરવાહન રાજા.**

હવે **ભાનુવેગ** વિદ્યાધરે કુશાગ્ર નગરમાં જઇને **નરવાહનરાજાની** આગળ આ સર્વ વૃત્તાંત નિવેદન કર્યું તે સાંભળી **નરવાહનરાજાએ**કહ્યુંકે; એટલાજ માટે એ કન્યાને આપણે રાખેલી છે. પ્રથમ ઘણારાજાઓએ એની માગણી કરેલી હતી.છતાં પણ બીજાઓને એકન્યા આપી નથી. વળી તેણીના જન્મદિવસે જ્ઞાનધારી દીવ્ય પુરૂષોએ કહેલુ છેકે; એ કન્યા વિદ્યાધરોના ચક્રવર્ત્તીની ભાર્યા થશે તેમજ **શત્રુંજયરાજાએ** મ્હને અહીં રોકયો હતો તે વખતે એણે મ્હને જીવિતદાન આપ્યું છે. તેથી **સુરસુંદરી** ત્હેને મ્હેં આપેલી છે. તો એમાં પુચ્છવાની હવે શી જરૂર છે? એમ કહી તરતજ તેણે જોષીને બોલાવરાવ્યો. જોષીપણ તૈયાર થઇ ત્યાં આવ્યો. ભૂપતિએ કહ્યું. **હે** જ્યોતિર્વિદ્? સમગ્ર દોષોથી શુદ્ધ

એવા ઉત્તમ લગ્ન દિવસનો નિર્ણય કરી અમ્હને શુદ્ધ મુહૂર્ત કાઢી આપો. યોગાયોગનો વિચાર કરી જોષીએ કહ્યું. હે નરેંદ્ર ? આજથી ત્રીજે દિવસે રાત્રીના છેલ્લા પ્રહરમાં બહુ સારૂં લગ્ન આવે છે. એના જેવું બીજું શુભ મુહૂર્ત હાલમાં આવતુ નથી. બાદ રાજાએ પણ કહ્યું કે; લગ્નનો ટાઇમ બહુ નજીકમાં આવે છે તો તેટલી ટુંક મુદતમાં વિવાહની સઘળી સામગ્રીઓ આપણે શી રીતે તૈયાર કરીશું ? માટે હે ભાનુવેગ ? હવે તું બોલ ? આપણે અહીં કયો ઉપાયકરવો? ભાનુવેગ બોલ્યો હેનરનાથ? પ્રથમ આપણે હસ્તિનાપુરમાંજવુ ત્યા ગયા બાદ બધુએ સારૂં થશે. એમ કહી તરતજ ભાનુવેગે દીવ્ય વિમાનબનાવ્યું તેની અંદર તત્કાલ ઉચિત સમસ્ત વિવાહની સામગ્રી લઇ પોતાના પરિવાર સહિત રાજા બેસી ગયો. એટલામાં ચિત્રગતિ અને ચિત્રવેગ પણ પોતપોતાના વિદ્યાધરોના પરિવાર સહિત આ વૃત્તાંત જાણીને ત્યાં આવીપહોચ્યા.

અમરકેતુ રાજાએ પોતાને ત્યાંઆવેલા તેસર્વ જનોનો સારીરીતે સત્કાર કર્યો. પછી ખાદ્યઅને

**વિવાહમહોત્સવ.**

પેયાદિક વિવિધ પ્રકારના પદાર્થોસહિત વિવાહ સામગ્રીને પોતે તૈયાર કરાવવા લાગ્યો. બાદ લગ્નના દિવસે પોતાનાકુલાચાર પ્રમાણેમાંગલિક ઉપચારો કરવામાં આવ્યા. ત્યારપછી નગરના સમસ્ત લોકોને આનંદ કારક, વિલાસિની જનોના નૃત્યવડે સુશોભિત, અનેક પ્રકારનાવાજીત્રોતથા આતોદ્યવગેરેના ગંભીરનાદવડેદિશાઓને ગજાવતો, તે વરકન્યાનો શુભલગ્ન મહોત્સવ મ્હોટા વૈભવસાથે કરવામાં આવ્યો. પછી ભૂપતિએ સમયોચિત સંભવના વડે વિદ્યાધરોનું સન્માન કર્યું, તેમજ યાચકજનોને મ્હોટાં દાન

આપ્યાં, નગરના લોકોને સત્કારપૂર્વક જમાડ્યા. સર્વ જૈન
મંદિરામાં બહુ પ્રેમપૂર્વક મહોત્સવ કરાવ્યા, શ્રીજીનેંદ્રભગવા-
નની પ્રતિમાઓની વસ્ત્રાદિક વડે મહાપૂજાઓ કરવામાં આવી.
સર્વ ઉપાધિથી શુદ્ધ એવાં ઉત્તમ પ્રકારનાં વસ્ત્ર, પાત્ર, કંબલ
અને આસનાદિકવડે મુનિસંઘના પણ બહુ ભક્તિપૂર્વક સત્કાર
કર્યો, વળી તે સમયે રાજાએ સામંત લોકોને યથાયોગ્ય હાથી,
ઘોડા, ઉત્તમ પ્રકારના રથ, ગામ, આકર, નગર અને પત્તનાદિ-
કને અનાયત કર્યાં.

**આચાર્યદર્શન.**

અન્યદા વિદ્યાધર તથા પરિજન સહિત **શ્રીઅમરકેતુ** રાજા મ્હોટી વિભૂતિ સાથે આચાર્ય મહારાજને વંદન કરવા માટે નિકળ્યો. પ્રથમ સૂરીશ્વરને વંદન કરી પશ્ચાત્
સર્વમુનિઓને વાંદીને.નરેંદ્ર સહિત સર્વ લોકોપણ ભૂમિ ઉપર
બેસી ગયા બાદ ગુરૂએ શ્રીજીનેંદ્રભગવાને પ્રરૂપેલા ધર્મના
ઉપદેશ આપ્યો. "જેમકે;—

**अनित्यानि शरीराणि, विभवो नैव शाश्वतः ।**
**नित्यं सन्निहितो मृत्युः, कर्त्तव्यो धर्मसंग्रहः ॥ १ ॥**

અર્થ—હે "ભવ્યાત્માઓ? આ પંચભૌતિક શરીરોની
સુંદર આકૃતિ જોઇ તમ્હેં મોહિત થશો નહીં. કારણ કે; તેઓ
નિત્યેસ્થાયીભાવે રહેવાનાંનથી.ક્ષણમા જેદ્દષ્ટહોયછે,તે સ્થિતિનું
ક્ષણાંતરમાં રૂપાંતર જોવામાં આવેછે. તેમજ વૈભવ એટલે સંપ-
દાઓના સંયોગ પણ શાશ્વત—નિરંતર એક સરખા રહેતાનથી;
માટે બુદ્ધિમાન્ પુરૂષોએ કેવલ તેના સંગ્રહમાંજ લક્ષ્ય રાખવો
નહી; દાનાદિક સત્કાર્યો કરીને તેનો સદુપયોગ પણ કરી લેવો;

વળી મૃત્યુરૂપસુભટનોમારો હમેશાં પ્રાણીઓના નજીકભાગમાં રહેલો છે, તે મારનો અમલ આજે કિંવા કાલાન્તરે થવાનો તે સંબંધી વિશેષ માહિતી જ્ઞાની શિવાય અન્ય પ્રાણીઓનેહોતી નથી, માટે હંમેશાં ધર્મગ્રહ કરવો, ધર્મમાં જેઓ પ્રમાદ કરેછે તે કેવલ મૂર્ખની નિશાનીછે." માટેહેમહાનુભાવો? દુર્લભ એવો આ મનુષ્યભવ પામીભવસાગર તરવાને આ નૌકાસમાન શ્રીમતી પારમેશ્વરીદીક્ષાને ગ્રહણકરી માનવભવ સફલકરવામાં તમ્હેં ઉદ્યુક્તથાઓ? એપ્રમાણેગુરૂમહારાજનોઉપદેશસાંભળીને કમલાવતીદેવીએ સૂરિને વંદન કરી પૂછ્યું કે; હેભગવન્?મ્હેં જન્માંતરમાં તેવું શું પાપકર્યું હશે? કે, જેના પ્રભાવથીદુઃસહ એવું આ પુત્રવિયોગનું દુઃખ મ્હનેપડયું? બાદ શ્રીકેવલીભગવાન્ બોલ્યા, હેદેવાનુપ્રિયે? તેસંબંધી હકીકત તુંસાંભળ.

**અર્જુન અને બંધુશ્રી.**

અવરકંકા નગરીમાં મંડણ, મલ્હણ અને ચંદણનો પિતા, તેમજ અલુબ્ધા છે ભાર્યા જેની એવા જે અમડ વણિકનું વૃત્તાંત મ્હેં પ્રથમ કહેલું છે તે અંમડ વણિક્ ઘણાભવભ્રમણ કરીને આ ભરત-ક્ષેત્રમાં રહેલા મરૂ દેશમાં હર્ષપુર ગામની અંદર અર્જુન નામે ગામેતી ઉત્પન્ન થયો. બાદ અલુબ્ધાપણ વિવિધ પ્રકારના ભવોમાં જન્મધારણ કરીને તે અર્જુનની બંધુશ્રી નામે ભાર્યા થઈ. સ્વભાવથીજ ક્ષીણછે કષાય જેમના, દયાધર્મ પાલવામાં તત્પર અને કૃષિ [ ખેતી ] કાર્યમાં રક્ત એવાં તે બંનેનો સમય પરસ્પરના પ્રેમવડે બહુ આનંદમાં ચાલ્યો જાય છે.તેવામાં વર્ષાઋતુનો સમય આવ્યો. મેઘની ગર્જનાઓ શરૂ થવા લાગી, અનુક્રમે વૃષ્ટિ થવાથી પાણી બહુ ભરાઇગયાં બાદ સ્ત્રીસહિત અર્જુને પણ પોતાની સીમમાંખેતીનો પ્રારંભકર્યો.

હવે તેઅર્જુન જયાં ખેતીકરતોહતો તેની પાસમાં એકમૃગ
લો પોતાની સ્ત્રીસહિત રહેતોહતો.વળી

**મૃગઅનેમૃગલી**

તેમૃગલી સગર્ભા હતી,હવે તે સીમડાના
પ્રાંતભાગમાં પોતાનીસ્ત્રીસહિત મૃગલો
ઘાસનો ચારો ચરતો હતો. એક દિવસ તેમૃગનું જોડલું ચરતાં
ચરતાં તેના ક્ષેત્રમાં જઇ પહોંચ્યું, પોતાના ક્ષેત્રમાં પેઠેલા તે
મૃગના જોડલાને જોઈ **અર્જુન** એકદમ હાંકારા કરતો તેમને
કાઢવામાટે ઘોડતો ચાલ્યો. તેના ભયવડે ગર્ભના ભારથી બહુ
ભારે થયેલી મૃગલી એકદમ વેગથી ઘોડવાલાગી. પ્રસવનો સ-
મયપણ તેણીને નજીકમાં આવેલોહતો તેથી બહુ વેદનાવડે વિ-
હ્વલ થઈ તે બિચારી પૃથ્વી ઉપર પડી ગઈ. મૃગલોપણ વા-
રંવાર **અર્જુન** તરફ દૃષ્ટિ કરતો બહુ ભયને લીધે નાશી ગયો.
પરંતુ પોતાની સ્ત્રીના વિયોગવડે તેનું હૃદય બહુ બળવા લાગ્યું
અનેતે ભારે શોકાતુરથઇગયો.બાદઅર્જુનમૃગલીનીપાસેગયો.
તેના હૃદયમાં દયા આવી. જેથી તેમૃગલીને **અર્જુન** પોતાના
સ્થાનમા લઇગયો. ઠંડા પાણીવડે તેણીના શરીરે સિંચન કર્યું
જેથી તે સચેતન થઇગઇ. બાદ તેણીને પ્રસવ થયો, કોદ્રાના સ-
રખોછે વર્ણ જેનો અને મુગ્ધ સ્વભાવ વાળો તેબાળક પોતાની
પાસમાં ગોથાં ખાવાલાગ્યો, મૃગલીએપુત્રનાપ્રેમવડે તેબાળકને
ધાવવામાટે પોતાનો સ્તન (આંચળ) આપ્યો. મનોહરઆકૃતિ
વાળો તેમજ વિશાલ અને સ્નિગ્ધ નેત્રોવડે સુશોભિત એવા તે
મૃગના બચ્ચાને જોઇ બંધુશ્રીએ કહ્યું કે; આ મૃગબાલક તો
મ્હારે રમવાનું રમકડું થશે. ત્યારબાદ તેણીએ તેબચ્ચાના ડાબે
પગે એક સુંવાળી દોરી બાંધી. મૃગલીપણ પીડાથી મુક્ત થઇ
એટલે તેબચ્ચાને ત્યાં મુકીને ભયનેલીધે પલાયન થઇગઈ. અને

પોતાના સ્વામીને તેમળીગઇ બાદ તેમૃગલી બચ્ચાનાસ્નેહથી વારવાર ત્યાં જાયછે, પરંતુ ભયને લીધે તેસ્થાનમાં તેની પાસે જઇશકતીનથી. વળી બચ્ચાનાસ્નેહવડે હૃદયમા બહુઉદ્વેગકરતી તેબીચારી શોકને લીધે ઘાસ ચરતી નથી, પાણીપણ પીતીનથી, માત્ર ખેદાતુરથઇ ત્યા આજુબાજુએ ભમ્યા કરે છે. બીજે દિવસે પણ તેજપ્રમાણે બહુદુ:ખથી ભ્રમણ કરતી તેમૃગલીને જોઇ બંધુશ્રીને દયાઆવી. જેથી તેબચ્ચાને તેણે બંધનથી મુક્ત કર્યો. પછી છુટો થયેલો તેમૃગબાલ ભયઅનેસ્નેહને ધારણકરતી એવી પોતાની માપાસે જઇને મળીગયો મૃગલીપણ ત્હેને જોઈ બહુ શાંત થઇગઈ, અર્થાત્ અપૂર્વ સુખ માનવા લાગી હવે મધ્યમ પ્રકારના ગુણોવડે યુક્ત એવો તેઅર્જુનકૃષિકાર દયાનાપ્રભાવથીકાળકરીનેઆ**અમરકેતુ**રાજાથયો વળીહેભદ્રે**બંધુશ્રી**પણ મનુષ્યનુ આયુષ્ બાંધી ત્યાંથી મરીને પશ્ચાત્ અહીં તું **કમલાવતી** દેવી થયેલીછે આપ્રમાણે પૂર્વભવના અભ્યાસથીતમ્હારે બંનેને પરસ્પર બહુ પ્રીતિ બંધાણીછે અને જીવદયા કરવાથી તમને બહુવિશાલ ભોગસંપત્તિઓ પ્રાપ્તથયેલીછે. એકક્ષણમાત્ર મૃગલાનો મૃગલીસાથેપૂર્વભવમાં ત્હેં વિયોગકર્યોહતો, તેકર્મના ઉદયથી રાજાનો ત્હારીસાથે વિયોગથયો તેમજ મૃગલીનો પોતાના બાળક સાથે આઠપ્રહર સુધી વિયોગ કર્યોહતો,તેથી ત્હેં પૂર્વભવમાં પુત્રવિરહના દુ:ખરૂપી ફલને આપનાર કર્મ બાંધ્યું, તેના ઉદયથી જન્મસમયેજ પુત્રનીસાથે ત્હારોવિરહથયો. આઠલાખ વર્ષવડે આજે તે કર્મ ક્ષીણ થયું પ્રાણીઓનાભાવની વિશેષતાનેલીધેક્ષણમાત્રપણકરેલુંશુભકિંવાઅશુભકર્મબહુલાંબા વખતસુધી વિપાકને ઉત્પન્ન કરેછે એ પ્રમાણે હે ભવ્યાત્માઓ? પ્રમાદથીઉપાર્જનકરેલા કર્મનોવિપાકજાણીનેકર્મબંધના કારણ

ભૂતપ્રમાદનોદૂરથીપ્રયત્નપૂર્વકતમ્હારે ત્યાગ કરવો.આ પ્રમાણે
ગુરૂમહારાજનું વચન સાંભળી સર્વ સભાના લોકોપણ-વૈરાગ્ય
રસનો અનુભવ કરવાલાગ્યાઅને સંસારનાદુઃખોથી ભયપામીને
તેઓસંસારતારિણીદીક્ષાલેવાતૈયારથઈગયા.વળીવિશુદ્ધલેશ્યાઓ-
વડેવર્ત્તમાન એવાં રાજાઅને રાણીને ઉહાપોહકરતાંજાતિસ્મરણ
જ્ઞાન ઉત્પન્ન થયું.પોતાના પૂર્વભવનું સ્મરણકરવાથી તેમનેનાં
હૃદય સંવેગરંગથી વાસિતથઈગયાંઅને ચારિત્રાવરણીયકર્મનો
ક્ષય થવાથી ચારિત્રનો પરિણામ જાગ્રત્ થયો.

**દીક્ષાગ્રહણ.**

સંસારવાસથી ભીરૂએવો **અમરકેતુ**રાજા પોતાનાપુત્રનો
રાજ્યાભિષેકકરી તેસમયને ઉચિતએવાં
અન્ય કાર્ય સંપાદનકરીને નિવૃત્તથયો.
બાદ પુત્રને શિખામણ આપી પોતાના
સમગ્ર પરિવારનેપૂછીને**કમલાવતી**દેવી સહિતતેણે તીવ્ર વૈરાગ્ય
વડે ગુરૂની પાસે દીક્ષા લીધી. તેમજ**શ્રીદેવ**નામે પોતાનાપુત્રને
કુટુંબ ભાર સોંપીને પોતાની સ્ત્રીસહિત **ધનદેવ**શ્રેષ્ઠીએરાજાની
સાથે દીક્ષાવ્રત ગ્રહણકર્યું, કામભોગોથી નિવૃત્તથયેલા**ચિત્રવેગે**
પણ **ચિત્રગતિ** આદિક વિદ્યાધરોસહિત ગુરૂમહારાજનાચરણ
કમલમાં ભવભેદિની એવી પ્રવ્રજ્યાગ્રહણકરી. **કનકમાલા** વિ-
દ્યાધરીએપણ સૂરિનાપ્રવચનથી પ્રતિબોધપામીને **પ્રિયંગુમં-
જરી** પ્રમુખ બહુ વિદ્યાધરીઓ સહિત ચારિત્રવ્રત ગ્રહણ કર્યું.
**નરવાહન**રાજાપણ **મકરકેતુ**ને રાજ્ય આપી **સુપ્રતિષ્ઠ** કેવલી
ભગવાનની પાસેદીક્ષિતથયો. એપ્રમાણે **અમરકેતુ**રાજાનીસાથે
વિદ્યાધર અને રાજાઓ મળી દશહજાર, તેમજ **કમલાવતી**
પ્રમુખ સ્ત્રીઓ વીશહજાર એમ એકંદર ત્રીશહજાર ને શ્રીકેવલી

ભગવાને એક સમયે સર્વે દીક્ષાઆપી. તેસમયેસંનિહિત દેવ-
તાઓતેસર્વ ભવ્ય જીવોને વસ્ત્રપાત્રાદિકમુનિનાં ઉપકરણો આપ્યાં.

દીક્ષાપ્રદાન થયાબાદમકરકેતુ રાજા બોલ્યો. હે ભગવન્ ?

**મકરકેતુરાજા.**

સર્વ વિરતિરૂપ ચારિત્રવ્રત પાળવાને હું અશક્ત છું, માટે કૃપા કરી ગૃહસ્થને ઉચિત એવા ધર્મનો ઉપદેશ અમને આપો. ગુરૂમહારાજ બોલ્યા. હે જીજ્ઞાસુઓ ? એકાગ્ર વૃત્તિએ તમે પ્રભુ વચનામૃતનું પાન કરો. હે ભવ્યાત્માઓ ? જેઓ નિરપરાધી સ્થૂલ જીવોનો દંડ કરતા નથી તેઓપણ મોક્ષપદને પામેછે. તેમજ જેઓ સ્થૂલ અસત્ય ભાષાને મન, વચન અને કાયાવડે બોલતા નથી તેઓ દેવેંદ્ર અને નરેંદ્રનાં સુખભોગવીને અંતે નિર્વાણપદને પ્રાપ્ત થાય છે. જેઓ મન, વચન અને કાયા વડે હમેશાં સ્થૂલ અદત્તનો ત્યાગકરેછે, તેઓ સર્વાર્થની અક્ષય સંપત્તિવાળાથઈનેસિદ્ધસ્થાનમાંજાયછે. પોતાનીસ્રીનેવિષેસંતોષ અથવા પરસ્રીનો ત્યાગ કરવાથી દેવાગનાઓના સુખ ભોગવીને નિર્વાણપદ પામે છે, તેમજ દેવ તથા નરેંદ્રના ભવમા વણી સમૃદ્ધિઓ પામીને જેઓ ઇચ્છાનુ પ્રમાણકરેછે, તેઓઅનુક્રમે મોક્ષપદ પામેછે એપ્રમાણે અતિ વિસ્તારપૂર્વક ગૃહસ્થધર્મનું સ્વરૂપ શ્રી કેવલી ભગવાને કહે છતે **મકરકેતુ** રાજાએ કહ્યું. હે ભગવન્? આપ્રમાણે ગૃહીધર્મ પાળવાને હું શક્તિમાન્ છું. એમ કહી **સુરસુંદરી** અને **મકરકેતુ** વિગેરે કેટલાક જનોએ ગુરૂની પાસે સમ્યકત્વ રત્ન છે મૂલ જેનું એવા શ્રાવક ધર્મનો સ્વીકાર કર્યો.

ત્યારબાદ **ચિત્રવેગ** પ્રમુખ સર્વ મુનિઓ સૂરીશ્વરના ચરણકમલમાંરહીનેગ્રહણ અનેઆસેવના

**ચિત્રવેગસૂરિ.** રૂપ શિક્ષાનો અભ્યાસ કરવા લાગ્યા. તેમજ **કમલાવતી** આદિકસર્વસાધ્વીઓ **સુવ્રતા** નામે પ્રવર્ત્તિનીની પાસે મુનિઓની ક્રિયાનો તથા દ્વાદશ અંગોનો અભ્યાસ કરવા લાગી. વળી છઠ્ઠ, અઠ્ઠમ, દશમ અને દ્વાદશાદિકનાના પ્રકારનીતપશ્ચર્યાઓ કરવાલાગી. તેમજ સર્વમુનિઓ ગુરૂમહારાજનો વિનયતથા સમ્યક્પ્રકારેવૈયાવચ્ચ કરવા લાગ્યા. " દરેક ગુણોમાં વિનયગુણ મુખ્ય ગણાયછે માટે વિનયગુણનુ પ્રધાનપણેસેવન કરવું.તેમજ અન્યત્રપણકહ્યુંછેકે,—

> जितेन्द्रियत्वं विनयस्य कारणं,
> गुणप्रकर्षो विनयादवाप्यते ।
> गुणाऽधिके पुंसि जनोऽनुरज्यते,
> जनानुरागप्रभवा हि संपदः ॥ १

અર્થ—"વિનયનું મુખ્ય કારણ જીતેંદ્રિયત્વ કહેલું છે, જેઓ ઇંદ્રિયોનો વિજય કરેછે તેમનેવિનયગુણસ્વાભાવિક પ્રાપ્ત થાયછે. અને જ્યારે વિનયનો પ્રાદુર્ભાવથાય છે ત્યારે તેઓના હૃદયમાં સદ્ગુણોનો વિકાસ થાયછે વળી ગુણવાન્ પુરૂષની ઉપર દરેક પ્રાણીઓનો પ્રેમભાવ પ્રગટ થાયછે. તેમજ પ્રેમાનુસારી મહાત્માપુરૂષોને સ્વર્ગાદિ સંપત્તિઓ સુલભ થાયછે. માટે ગુરૂજનોનો વિનય કરવો એ મુખ્યસૂત્ર ગણવામાં આવ્યુંછે."ગુરૂના પ્રસાદથી સર્વવિદ્યાઓસિદ્ધથાયછે બાદચિત્રવેગમુનિએગુરૂની પાસેરહી ચતુર્દશ પૂર્વનો અભ્યાસ શરૂકર્યો, થોડા સમયમાં કંઈક ન્યૂનપૂર્વધરતેથયા.પછી **સુપ્રતિષ્ઠસૂરિ** ચિત્રવેગમુનિને સૂરિ પદવી આપીને અનશન વ્રતગ્રહણકરી વિશુદ્ધ આત્મભાવે ઉત્તમ એવા નિર્વાણ પદને પામ્યા. બાદ ચિત્રવેગ સૂરિ ગામ,

આકર અને નગરોથી વિભૂષિત એવી પૃથ્વીઉપર ભવ્યજનોના સમુદાયને બોધ આપતાછતા પ્રતિબંધ રહિત વિહાર કરવા લાગ્યા. હવે **સુવ્રતા** પ્રવર્ત્તિની સ્વર્ગસ્થ થયેછતે સર્વ સાધ્વીઓનાસમુદાયનેસંમતએવી**કનકમાલા** સાધ્વીનેસર્વસંઘેપ્રવર્તિની તરીકે ગુરૂણીના સ્થાનમાસ્થાપનકરી બાદ ભવ્યલોકોને બોધ આપતા, તપશ્ચર્યાવડે શરીરનેક્ષીણકરતા, સમગ્રરાગના ત્યાગી, સદ્ધયાનમા આરૂઢ થયેલા,સ્વસિદ્ધાતનાવિધિપ્રમાણે મુનિઓને સિદ્ધાન્તોનુ સ્મરણ કરાવતા, મુમુક્ષુજનોને શ્રીજીનેંદ્રોએ પ્રરૂપેલા ધર્મનો ઉપદેશ આપતા, સંયમનાઉદ્યોતમાં ઉદ્યુક્ત અને શ્રમણોમા પુરંદર સમાન તેજસ્વી એવા **ચિત્રવેગ** સૂરીશ્વર પૃથ્વીઉપર વિહાર કરવાલાગ્યા. શ્રીમાન્ ધનેશ્વર મુનિએ રચેલી સુબોધ એવી ગાથાઓના સમૂહવડે મનોહર,રાગ અને દ્વેષરૂપી અગ્નિ અને વિષધરને સંહારવામા જલ અને મંત્રસમાન, આ સુરસુંદરી કથાનેવિષે વિદ્યાધરેંદ્ર ચારિત્ર આસેવનરૂપ આ પંદરમો પરિચ્છેદ સમાપ્ત

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्र-स्यशास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-कृतगुर्जरभाषानुवादे विद्याधरेंद्रचारित्रासेवनवर्णन नामपंचदशपरिच्छेद समाप्त.

## ॥ अथ षोडशपरिच्छेदः प्रारभ्यते ॥

**મકરકેતુધર્મ પ્રવૃત્તિ.**

નીતિધર્મમાં કુશલ એવો **મકરકેતુ** રાજા પ્રજાઓના અભ્યુદયનેમાટેપોતાનોપ્રતાપપ્રસારવા લાગ્યો. દેશવિદેશમાં જેની કીર્ત્તિનો સ્થાયી ભાવ થવા લાગ્યો. જેના યશથી ઉજ્વલ બનેલા વિદ્યાધરોએ આપેલી કન્યાઓને તે પરણવા લાગ્યો એમ કેટલીક વિદ્યાધરોનીકન્યાઓની સાથે લગ્ન કર્યાબાદ તેણે વિદ્યાધરોને યોગ્યતા પ્રમાણે ઘણાં ગામ નગરાદિક બક્ષિશમાં આપ્યાં. અર્દ્ધ ભરતક્ષેત્રમાં રહેલા સમસ્ત રાજાઓને પોતાની આજ્ઞામા પ્રવર્ત્તાવ્યા.તેમજ તેણે સમગ્ર દેશવિભાગોને ડમર અને ચોરોના ભયથી વિમુક્ત કર્યા.આર્ય દેશોમા રહેલા ગામ, આકર અને નગરાદિકના સમૂહોને ઘણાં ઉચાં, કાંતિમાં શ્વેત અને દેખાવમાં બહુજ રમણીય એવાં અનેક ચૈત્યભવનોવડે વિભૂષિત કર્યા. તેમજ સમગ્રશ્રાવક વર્ગને અનેક પ્રકારના કર ( વેરા ) અને શુલ્ક(દાણ)થી વિમુક્ત કર્યા.જૈનશાસન તથાજૈન સંઘના સમસ્તશત્રુઓને નિર્મૂલ કર્યા. સર્વદેશોમાં મુનિઓના અસ્ખલિત (નિર્વિઘ્ન) વિહારપ્રવર્ત્તાવ્યા. સાધર્મિકજનોના વાત્સલ્યમાં પોતાનાસામંતોનો નિયોગકર્યો. દરેક દેશમાં દરેકસ્થાને નાનાપ્રકારની ભોજનશાલાઓ સ્થાપન કરી, તેમજ સત્રાગારો ( દાનશાલાઓ ) ની અંદર મનુષ્યોની ઈચ્છા પ્રમાણે ઉત્તમ પ્રકારની સર્વ વસ્તુઓ આપવામાંઆવેછે. વળી અનવદ્યકાર્યમાંરક્ત, પ્રજાને પાલવામાંજમુખ્યપ્રવૃત્તિ કરતો,દુષ્ટ,ધૃષ્ટ,લંઠ અને ભૃત્યવર્ગનો પ્રચંડ પણે નિગ્રહ કરતો, નમ્રજનોને સંતોષઆપતો, સમગ્રશત્રુજનોને વશ કરતો, સર્વ પ્રાણીઓના સમુદાયને આનંદઆપતો, સમસ્ત દુર્ગમ્યમાર્ગોને

સુગમ કરતો એવો મહાન્ પરાક્રમી મકરકેતુરાજા રાજ્યનું પાલન કરવાલાગ્યો. બાદ સુરસુંદરી પ્રમુખ પોતાની રાણીઓ સાથે મકરકેતુરાજા ધર્મ, અર્થ અને કામનેવિષેસારભૂત એવા વિષયસુખનો અનુભવ કરતોહતો, કદાચિત્ નિર્મલ કિરણોવડે દશેદિશાઓને પ્રકાશ આપતાં અને ઉત્તમ શિલાતલથી ઘડેલાં શ્રીજૈનમંદિરોને બહુ ભક્તિવડે બંધાવતોહતો, કદાચિત્ ભિન્ન ભિન્ન વર્ણોથી સુશોભિત, નિર્મલમણિ, રત્ન અને સુવર્ણથી નિર્માપિત,સંસારસાગરમાં ડૂબતાપ્રાણીઓને તારવામાનાવસમાન અને ઉત્તમપ્રકારની શોભાનેધારણકરતા એવા શ્રીજીનબિંબોને બહુ દ્રવ્યઆપીને સંતુષ્ટકરેલા અને શિલ્પશાસ્ત્રમાં કુશળએવા અનેક વૈજ્ઞાનિક પુરૂષોવડે તૈયાર કરાવતોહતો, કદાચિત્ આગમોક્ત વિધિવડે પ્રાણીઓની રક્ષાકરતો,કદાચિત્ ઉત્તમપ્રકારના સંઘની પૂજાકરતો, કદાચિત્ શ્રીજીનપ્રતિમાઓનીપ્રતિષ્ઠાકરવા માટે આજ્ઞા કરતો, કદાચિત્ કપૂર, બરાસ, ગોશીર્ષ ચંદનથી મિશ્રિત એવાં હરિચંદનાદિ દ્રવ્યોવડે શ્રીજીનેંદ્રભગવાન્ની પ્રતિમાઓનું વિલેપન કરતો, કદાચિત્ બહુ સુગંધને પ્રસરાવતા પચરંગીપુષ્પોના સમૂહવડે નાનાપ્રકારની શ્રીજીનેંદ્રભગવાનની પૂજાઓ કરતો કદાચિત્ ઉત્તમપ્રકારનાનગરોની બનાવટવાળાં, અમૂલ્ય અને ઘણાં સારાવસ્ત્રોથીસુશોભિત એવા અનેકપ્રકારના ચંદ્રવાઓ શ્રીજૈનમંદિરોમાંકરાવતો,કદાચિતકારાગારમાંરહેલા પુરૂષોનેમુક્તકરીશ્રીજીનેંદ્રભગવાનનામંદિરોમાઆનંદસહિત રથયાત્રાઓનુંવિધિપૂર્વકનિરીક્ષણકરતોહતો,કદાચિત્ શ્રીજીનયાત્રાનાસમયે આવેલાકૃપણઅનાથ અને દીનલોકોનામનોરથોને શ્રેષ્ઠ પદાર્થોના દાનવડે પૂર્ણ કરતો, કદાચિત્ રથયાત્રામાં આવેલા સાધર્મિકજનોને બહુ પ્રેમપૂર્વક ભોજન, વસ્ત્ર અને અલંકા-

રાદિકના દાનવડે સંતુષ્ટ કરતો, કદાચિત્ અંતેઉરમાંજઇને વિવિધપ્રકારના ક્રીડા વિલાસમાં પ્રવીણ એવી પોતાની સ્ત્રીઓસાથે વિષયસુખને સેવતો, કદાચિત્ હોંશીયાર એવી વારાંગનાઓએ કરેલા હાવભાવવડે રમણીય અને સુંદર ગીતવાળા નાટ્યકલાનું અવલોકનકરતો,વળી એશિવાય અન્યપણ શિષ્ટપુરૂષોને સંમત, પોતાના પૂર્વજોએ આચરેલું, પોતાનાકુલને આવરૂદ્ધ, પોતાની ઉંમરને લાયક, સજ્જનોને વખાણવાલાયક, લૌકિક આગમથી અવિરૂદ્ધ; અને પ્રાચીન રાજાઓએ આચરેલું જેજે કાર્ય હતું તેસર્વને પોતપોતાનાસમયમાં પ્રતિપાદનકરતો, સુખસાગરમા મગ્નથયેલો, દુઃખરહિતછે પ્રકૃતિજેનીએવો તેમકરકેતુરાજા શ્રી જીનશાસનની સેવામા નિરંતર ઉદ્યુક્ત રહેતોહતો બાદ સુરસુંદરીનીસાથે સ્નેહપૂર્વક નિવાસ કરતા તે મકરકેતુરાજાનાં કેટલાંએ લક્ષપૂર્વવર્ષ વ્યતીતથયાં. "પોતાનીપુણ્યપ્રકૃતિનેલીધે તેની ધાર્મિક પ્રવૃત્તિઓ નિર્વિઘ્નપણે સિદ્ધ થતી હતી. અન્યત્રપણ કહ્યુ છે કે;—

तावच्चन्द्रवलं ततोग्रहवलं तारावलं भूवलं,
तावत्सिद्ध्यति वाञ्छितार्थमखिलं तावज्जनः सज्जनः ।
मुद्रामण्डलतन्त्रमन्त्रमहिमा तावत्कृतं पौरुषं,
यावत्पुण्यमिदं सदा विजयते पुण्यक्षये क्षीयते ॥१॥

અર્થ—"જ્યાં સુધી પ્રાણીઓનું પુણ્ય જાગ્રત્ હોય છે. ત્યાંસુધી ચંદ્રબલ, ગ્રહબલ, તારાબલ, પૃથ્વીબલ, અને સમસ્ત અભિવાંછિત અર્થો સિદ્ધ થાયછે. તેમજ સજ્જનોનું સજ્જનપણુ ત્યાંસુધી ટકી રહેછે. મુદ્રામંડલ, તંત્ર અને મંત્રનો મહિમા અને કરેલું પરાક્રમપણ ત્યાંસુધીજ સિદ્ધ થાયછે. વળી

જ્યારે પુણ્યનો ક્ષયથાયછે ત્યારે તેઓમાંથી કોઇપણદૃષ્ટિગોચર થતુંનથી,માટે પુણ્યનો પ્રભાવ આ દુનીયામાં અલૌકિકહોયછે."

અન્યદા કોઇએક રાત્રીએ રાજાની સાથે સુરસુંદરીદેવી પોતાનાઆવાસમાં સુતીહતી પ્રભાતના

**સ્વપ્નાવલોકન.**

સમયે તેણીને સ્વપ્ન આવ્યું કે, કોઇપણ કાળોસર્પ નરેંદ્રસહિત મ્હને કરડીને મ્હારા ઉદરમાં પેસીગયો.એવું સ્વપ્ન જોઇ તરત હું જાગીઉઠી, અને હું વિચાર કરવા લાગી અરે? આસ્વપ્ન બહુ અનિષ્ટ ફલ આપનાર છે માટે રાજાનીઆગળ આવું ખરાબસ્વપ્ન કહેવાથી શું ફલ? એમહુંચિ તવનકરતીહતી, તેટલામા તેસમયમાં નિયુક્ત કરેલા સ્તુતિપાઠકો ગંભીરપટહોના નાદસાથે ગીતોના ધ્વનિ સહિત પ્રાભાતિક વાદ્યવગાડવાલાગ્યા. વાજીત્રોનાનાદ સાંભળી મકરકેતુરાજા જાગ્રત્ થઈગયો, પોતાના હૃદયમાં પંચ પરમેષ્ઠિનું સ્મરણ કરીને તત્કાલ ઉચિત શરીર શુદ્ધિ કરી પશ્ચાત્ તે રાજા મણિ અને રત્નોની કાંતિવડે નષ્ટ થયુંછે અંધારૂં જેનું અને શ્રીજીનેંદ્રભગવાનની પ્રતિમાઓવડે રમણિયએવાવિશાલ ચૈત્ય ભવનમાં ગયો વિધિપૂર્વક ભગવાનનીપૂજાકરી,બાદ ચૈત્યવંદન કરી યથોચિત પચ્ચખાણ વ્રત લીધુ પછી પોતાનું આવશ્યક કાર્ય અટોપિને રાજા વારાગનાઓથી વ્યાપ્ત એવા આસ્થાનમંડપમા ગયો ત્યાં વારાંગનાઓએ સમયોચિત રાજાના શરીરે ચંદનાદિકનો વિલેપ કર્યો,ક્ષણમાત્ર ત્યાંબેસીને ત્યાથીઉઠીગયો, પછી તેણે વિદ્યાવડે સુંદર વિમાન બનાવ્યું. **સુરસુંદરી** પ્રમુખ સ્રીઓસહિત રાજાવિમાનમાંબેસીને વિદ્યાધરોના સમુદાયસાથે હિમાલયનાશિખરમા જલદી ગયો. ત્યાઅનેક ગોશીર્ષચંદનના વૃક્ષોથી વ્યાપ્ત અને નંદનવનના સરખો રમણીયએવા ઉદ્યાનમાં

ક્રીડામાટે તે નીચે ઉતર્યો. કદલી—કેળોનાવનોની અંદર રહેલી
અને ભવ્ય આકૃતિવાળી રત્નમય શિલાઓના પૃષ્ઠભાગ ઉપર
પ્રવર્ત્તમાન ગીત, વાદ્ય અને નાટ્યના રસથી ખેંચાયુંછે ચિત્ત
જેનુંએવા પોતાના અંતેઉરસહિત શ્રીમકરકેતુરાજાનો હિમા-
લયમાં મધ્યાન્હ સમય થઇગયો. ભોજનનો સમય થવાથી સૂ-
પકારો(રસોઇઆ)એ સૂચનાઆપી. પછીત્યાંથી નિવૃત્ત થઇ રાજા
વિધિપૂર્વક શ્રીજીનેંદ્ર પૂજા તથા ચૈત્યવંદન કરીને વિદ્યાધરોના
પરિવારસહિત ભોજનગૃહમાં ગયો. વિવિધ જાતનાં સુંદર ભો-
જન કરીને **સુરસુંદરી**સહિત તેરાજા પુનઃ કદલીગૃહમાં ચાલ્યો
ગયો.ક્ષણુમાત્રવિષયક્રીડાકરીનેશયનાસનઉપરતેઓબંનેજણસુઇ
ગયાં, બાદજાગ્રત થયેલી **સુરસુંદરી**એ રાજાનેકહ્યું. હેપ્રિયતમ?
ક્ષણુમાત્ર આપણે અહીં વિબુધજનોને લાયક એવોવિનોદ કરવો
ઉચિતછે. માટે કંઇપણ તમ્હે પ્રશ્નોત્તર બોલો.

**પ્રશ્નોત્તર વિનોદ.**

વિનોદ છે પ્રિય જેને એવી **સુરસુંદરી**નો અભિપ્રાય જા-
ણીને રાજા બોલ્યો. હે **સુંદરિ** ? આ-
કાશમાં કોણુ જાયછે? (૧) મનુષ્ય કોને
ઇચ્છેછે? (૨) ચંદ્રની ગતિ ક્યાં હોયછે?
(૩)હમ્મેશાં શાથી પ્રીતિવખણાયછે?(૪)આપ્રમાણેરાજાના પ્રશ્ન
સાંભળી **સુરસુંદરી**બોલી. હેપ્રિયતમ?અનેક અર્થવાચકએકજ
શબ્દવડે તમ્હારા પ્રશ્નોનો ઉત્તર તમ્હે આપો, પછી રાજાએ
કહ્યું હેદેવિ? તેઉત્તર ત્હારાજાણુવામાં આવીગયોછે. બાદદેવીએ
જણુાવ્યુ કે; તમ્હારા પ્રશ્નોનો ઉત્તર 'વી—સં—ભે' એ શબ્દથી
સિદ્ધ થાયછે, જેમકે 'વિ' (પક્ષી) આકાશમાંજાયછે. (૧) મનુષ્ય
'સં' (સુખને) ઇચ્છેછે. (૨) ચંદ્ર 'ભે' (નક્ષત્ર)ને વિષે ગતિ કરેછે.
અર્થાત્ નક્ષત્રને આશ્રિને તેની ગતિહોયછે (૩) મનુષ્યોનિ પ્રીતિ

વિસ્રંભ (વિસંભ=વિશ્વાસ)થી વખણાય છે. (૪) આપ્રમાણે પ્રશ્નોનો ઉત્તર સાંભળી રાજાએ કહ્યુંકે;હેદેવિ? આપ્રશ્નોત્તર ત્હને જલદી યાદ આવ્યો.માટે-હવે તું પ્રશ્ન બોલ. પછી દેવી બોલી. હે નરનાથ? તીસા શબ્દમાં પ્રથમ અક્ષર ક્યો? (૧)કોનાવિનાશથી રાજાનો વિનાશ થાય? (૨) એકવાર ગયેલું શું હોયછે? (૩) હેનાથ? અશ્વ કોને પ્રિય હોય? (૪) લક્ષ્મીના સંબોધનનું રૂપ શું? (૫) ગાયનમાં મધુર સ્વરવાળી કોણ હોયછે? (૬) તમોએ આપેલા પ્રશ્નોત્તરની તંત્રાવલી(વર્ણપંક્તિ)કઇછે? (૭) એપ્રમાણેદેવીના પ્રશ્ન સાંભળી રાજાએ કહ્યું હેદેવિ?તું પ્રશ્નોત્તકરરવામાં બહુ કુશલ છે કારણકે, તંત્રાવલી અને પ્રશ્નોત્તરપણ ત્હેં જલદી કહી દીધા. વળી હેદેવિ? ત્હારા પ્રશ્નોનો ઉત્તર તી-તં-તે-એ તંત્રાવલી ઉપરથી થઇ શકેછે જેમકે-એવાર અનુલોમવડે ભિન્ન અક્ષરો લેવા, તેમજ પ્રતિલોમવડે એકવાર વ્યસ્ત (ભિન્નભિન્ન) અક્ષરો લેવા અને એકવખત અનુલોમવડે સમસ્ત પાઠલેવો એમ ચાર વાર આવર્ત્તન કરવાથી પ્રશ્નોત્તર સિદ્ધ થાયછે તદ્યથા-તીસા શબ્દમાં પ્રથમ અક્ષર (તી) હોયછે. (૧) તંત્ર (દેશ)નો વિનાશ થવાથી રાજાનો વિનાશ થાયછે. ( ૨ ) એકવાર ગયેલો, તીત (અતીત=ભૂતકાલ) હોયછે. (૩) અશ્વ-ઘોડો, તે(તમને) પ્રિયછે. (૪) લક્ષ્મીનું આમ ત્રણ, હેતે? (હેલક્ષ્મી?) થાયછે. (૫) ગાયનમાં, તંતી (તંત્રી=વીણા) મધુર સ્વરવાળી હોયછે, ( ૬ ) મ્હારા પ્રશ્નોત્તરની તંત્રાવલી, તી-તં-તે, એપ્રમાણેસમજવી ફરીથી રાજા બોલ્યો, હેદેવિ? સર્વ લોકો શુંઇચ્છેછે? (૧) ઇંદ્રનું આયુધ શુંછે? (૨) પથિ-જનો શું ગ્રહણ કરેછે? (૩) આપ્રશ્નનો ઉત્તર પણ તુંકહે. સુરસુંદરીબોલી. હેદેવ? સં-બ-લ-એ અક્ષરોમાં એકેક વધારવાથી અનુક્રમે તમ્હારા પ્રશ્નનો ઉત્તર આવી જાયછે.

જેમકે, દરેકજણ, સં (સુખ) ઇચ્છેછે, (૧) ઇંદ્રનું આયુધ, સબ (વજ્ર) હોયછે. (૨) પથિકલોકો માર્ગમાં સંબલ (ભાતુ) ગ્રહણ કરેછે, (૩) રાજાએ કહ્યું. હેદેવિ! હવે તું બોલ, પછી દેવીબોલી. હેપ્રિયતમ! લક્ષ્મીનું સંબોધન શુ? (૧) કયાં રહેવાથી લોકોની બુદ્ધિ નષ્ટ થાયછે? (૨) સુભટ કયા સ્થાનમાંથી નાસતો નથી? આપ્રશ્નોનો ઉત્તર આપ કહો. રાજા બોલ્યો હેસુંદરિ! 'સં—ગા—મે, આઅક્ષરોને ઉલટીરીતેએકએકવધારવાથી પ્રશ્નોત્તરસિદ્ધ થાયછે; જેમકે—લક્ષ્મીનું સંબોધન, મે (હેલક્ષ્મી) થાયછે (૧) ગામ (ગામડા)મા રહેવાથી બુદ્ધિનો નાશ થાયછે. (૨) સંગામ (સંગ્રામ)માંથી સુભટ નાસતો નથી (૩)ફરીથીનરેંદ્રનાકહેવાથી સુરસુંદરીબોલી. હેનરાધીશ! પૂર્ણચંદ્ર કોને ધારણ કરેછે?(૧) પામરલોકો ક્ષેત્રમાં કોની ઇચ્છા રાખેછે? (૨)અંતગુરૂનુ સંબો-ધન શુ? (૩) સુખવાચક શબ્દ કયોછે? (૪) પુન. સુખવાચક શ-બ્દ કયોછે? (૫) લોકોના મનને રંજનકરનાર પુષ્પવન કોને જોઇને વિકસ્વર થાયછે? (૬) પરસ્ત્રી જારપુરૂષોસાથે પ્રથમ કેવીરીતે ક્રીડા કરેછે? આપ્રશ્નનો ઉત્તારપણ આપણે જાણવો જોઇએ. રા-જાએ કહ્યું હેદેવિ! 'સ—સં—ક'આઅક્ષરોને બેવાર વ્યસ્ત (પૃથક્ પૃથક્) અને બેવાર સમસ્ત આવર્ત્તન કરવાથી ત્હારા પ્રશ્નોનો ઉત્તર સિદ્ધ થાયછે—જેમકે—પૂર્ણચંદ્ર, 'સસ'(શશ=મૃગ)નેધારણ કરેછે,(૧) પામરલોકો ક્ષેત્રમા 'ક' (જલ)ની ઇચ્છા રાખેછે,(૨) અંતગુરૂ સગણનુ સંબોધન, 'સ' (હેસ)થાયછે,(૩) 'સં' (સુખ) (૪) 'ક' (સુખ) એબને શબ્દો સુખવાચકછે (૫) 'સસંક' (શ-શાંક) ચંદ્રને જોઈ પુષ્પવન ખીલેછે (૬) પરસ્ત્રી,'સસંક'(સશંક) શંકિત થઇને જારપુરૂષોસાથે ક્રીડા કરેછે. (૭)આપ્રમાણે પ્રશ્નો-ત્તરની વ્યાખ્યાના રસમાજ આસક્તછેહૃદય જેમનું એવાં રાજા

અને રાણી બંનેજણ વિનોદ કરતાં કદલીગૃહમાં બેઠાં હતાં. તેવામાં અકસ્માત્ મ્હોટો એકકાળો સર્પ ત્યાં આવ્યો બાદ પૂર્વનો વૈરી એવો તેદુષ્ટ સર્પ તે બ નેના

**સર્પદંશ.**

પૃષ્ઠભાગમાં બહુ રોષવડે દ શકરીત્યાંથી ચાલતો થયો. તેસર્પ **સુરસુંદરી**ના જોવામાં આવ્યોકે તરતજ તેણીએ બ્હુમ પાડીકે 'સર્પ, સર્પ' એ પ્રમાણે તેણીનો કોલાહલ સાંભળી હાથમા ખડ્ગ લઈ તેના અંગરક્ષકો ધોડતા આવ્યા અને પોતાનાઅપરાધનેલીધે કપતું છેશરીર જેનું એવાતેસર્પને નાસતોજોઇ તેમણે આદુષ્ટે મ્હોટો અપરાધ કર્યોછે એમજાણી તેનાતિલ જેવડા કકડેકકડા કરી નાખ્યા. ક્ષણુમાત્રમા તેના પરિજનનો મ્હોટો કોલાહલ રાજા અને રાણીના શરીરમા રહેલા વિષ વિકારની સાથે ઉચ્છળવા લાગ્યો.

રાજાઅનેરાણીના શરીરમા વિષવિકાર પ્રસરીગયો. જેથી તેઓ અચેતન સ્થિતિમા આવીપડચા.

**વિષઘાતકઉપચાર.** તેજોઇ અધિકારીપુરૂષોએ તરતજ તેની શાતિમાટે મ ત્રવાદી પુરૂષોમા શ્રેષ્ઠએવા મુખ્ય ગારૂડિકોને ત્યા આગળ બોલાવ્યા, કેટલાકતો મ ત્ર જાપ કરવા બેસીગયા, કેટલાકતો જડીબુટ્ટીઓ મગાવવાલાગ્યા વળી તેઔષધીઓના મ ત્રેલાજલવડે તેબ નેનાશરીરે સિંચન કરવા લાગ્યા. તેમનાશરીરે કંટકનામનીઔષધીઓને બાધવાલાગ્યા. તેમજઔષધોનીસામગ્રીતૈયારકરવાલાગ્યા એપ્રમાણે ગારૂડિકના સમુદાયસાથે સર્વ વિદ્યાધરોએ ઘણા ઉપચાર કર્યા. પર તુ ઘૃત સિ ચનથી અગ્નિની માફક ઉલટો વિષવિકાર બહુજ પ્રબલ થઇ ગયો. બાદ રાજા ત્યા નિરીક્ષણ કરતાએવા વિદ્યાધરોને 'દિવ્યમણીલાવો' એમઅવ્યક્તઉચ્ચારપૂર્વકકહેતોહતો, તેટલામા એક-

દમ તેઅચેતન થઇગયો.એટલામાં આસર્વ હકીકત જાણીને રાજાની પ્રિય ભગિની પ્રિયંવદાબોલી. હેબાહુવેગ? જલદી તું જા? જા? શ્રીકુંજરાવર્ત્ત નગરમાં ભાનુવેગનો પુત્ર ચંદ્રવેગ નામે વિદ્યાધરેંદ્રછે, તેની પાસેજઇ મ્હારા વચનવડે તું કહેજેકે; તમ્હે જ્યારે વિદ્યા સાધવા ગયાહતા ત્યારે પોતાની રક્ષા માટે તમ્હે જે દીવ્યમણી પ્રથમ મ્હારીપાસેથી લઇગયાહતા,તેહાલમાં મ્હને જલદી પાછોઆપો.એપ્રમાણે પ્રિયંવદાનું વચનસાંભળી બાહુવેગ બહુ ઉતાવળો ત્યાં ગયો અને તે ક્ષણમાત્રમાં દીવ્યમણી લઇ ચંદ્રવેગનીસાથે પાછોઆવ્યો. બાદ તેદીવ્યમણીના જળનું તેબનેને પાન કરાવ્યું, તેમજ શરીરે છાંટવાથી તે બને જણનો એકસાથે સમગ્ર વિષવિકાર દૂર થઇગયો પછી સર્વવિદ્યાધરો,પ્રિયંવદા તેમજ સમસ્ત પરિવાર વર્ગમાં બહુઆનંદ ફેલાઇગયો. બાદ મકરકેતુરાજાપણ સંસારસ્વરૂપનું ચિંતવન કરતોછતો નગરમાં આવ્યો વળી પૂર્વાપર વિવિધપ્રકારની આપત્તિઓવડે નષ્ટ થયો છે જીવનસાર જેમનો એવા પ્રાણીઓને સર્વજ્ઞકથિત ધર્મશિવાય અન્યકોઇશરણનથી. શૂલ, સર્પવિષ, વિસૂચિકા ( કોલેહેરા ) તીક્ષ્ણશસ્ત્ર અને અગ્નિના આઘાતોવડે મુહૂર્ત્તમાત્રમા પ્રાણીઓ દેહાંતરનું સંક્રમણ કરે છે એપ્રમાણે જીવિતનું ચચલપણુંછે છતાંપણ મોહગ્રહથી ગ્રસ્ત થયેલા અને વિષયોમાં મોહિત એવા પ્રાણીઓ ધર્મસાધનમાં પ્રમાદ કરેછે. ત્યારબાદ વિદ્યાધરો વિચાર કરવા લાગ્યા, અહો? આએક રાજા અને રાણી ઉપર મ્હોટી આપત્તિ આવી હતી, તેધર્મપસાયેદૂર થઇગઇ તેબહુસારૂંથયું એમ આનંદ માનતા કેટલાક વિદ્યાધરો હસ્તિનાપુરમાં ગયા અને રાજાને શાંતિની વધામણી આપી.

સુરસુંદરી દેવી પણ તેજ દિવસે સગર્ભા થઇ. અને તે

**ગર્ભધારણ.** દુષ્ટ ગર્ભના પ્રભાવથી સુરસુંદરીનો સ્નેહ પોતાના સ્વામી ઉપરથી નષ્ટ થઇ ગયો. જેમજેમ ગર્ભની વૃદ્ધિથવાલાગી તેમ તેમ દેવી પણ ગર્ભના પ્રતાપથી નિષ્ઠુરહૃદયવાળી થઇગઇ અને પોતાના હાથથી રાજાને હું મારી નાખું એમ તે ચિંતવન કરવા લાગી. રાજા પોતે ત્હેને બોલાવે છે તોપણ તે રીસાય છે અને નિષ્ઠુર વચનો બોલ્યા કરે છે ભોગવિલાસની ઇચ્છા કરતી નથી. ક્રોધ વિશીને ભ્રકુટી બહુ ભયંકર ચઢાવે છે. એણીના રુદ્રાનુ જોવાથી વિપરીત મુખ કરીને તે બેસી રહેછે એ પ્રમાણે તેણીનું વિપરીત સ્વરૂપ જોઈ પ્રિયંવદા કહેવા લાગી હેભદ્રે? તું એકદમ સ્નેહ વિનાની થઇને રાજાનો તિરસ્કાર કેમ કરે છે? તે સાંભળી સુરસુંદરી બોલી દુષ્ટ એવા આ ગર્ભના દોષ વડે, તેમજ મ્હારા કર્મને લીધે રાજાની ઉપર મ્હને બલાત્કારે દ્વેષ ઉત્પન્ન થાય છે. માટે તું રાજાની પાસે જા અને ત્હેમને તું કહે કે જેથી સ્નેહહીનએવી મ્હનેજોઇતેમ્હારીઉપર અન્યથાભાવચિંતવે નહીં. વળી બીજુ પણ ત્હારે તેમને કહેવુ કે;—જ્યાસુધી આ દુષ્ટ ગર્ભનો પ્રસવથાયનહીં, ત્યાંસુધી મ્હારૂં પાપિણીનું મુખતમ્હારે જોવું નહીં. એ પ્રમાણે તેણીનું વચનસાભળીપ્રિયંવદારાજાની પાસે ગઈ અને આ સર્વ વાર્ત્તા તેણીએ મકરકેતુને સંભળાવી- તે વાત સાંભળી રાજા પોતાના હૃદયમાં બહુ વિસ્મિતથઇગયો. અને ચિંતવન કરવા લાગ્યો. અહો? જે દેવી નિમેષ માત્ર પણ મ્હારા વિરહને સહન કરવા અશક્ત હતી, તે હાલમાં ગર્ભના પ્રભાવથીએકદમનિષ્ઠુરહૃદયવાળીથઇગઇઅનેમ્હારાદર્શનનીપણ સ્પૃહા રાખતી નથી. માટે શું તે પૂર્વનો વૈરી એવો આ ભવિતવ્યતાને લીધે દેવીના ગર્ભમાં આવેલો સુબંધુનો જીવતો નહીં

હોય? એમ વિચાર કરતો મકરકેતુ રાજા દેવીને દર્શન પણ આપતો નથીઅનેપોતાના વૈરીનીશંકાને લીધે પોતાનાહ્રદયમાં બહુજ શોકાતુર રહ્યા કરે છે.

**ગર્ભચિન્હ.**

ગર્ભના દિવસો કેટલાક વ્યતીત થયા, બાદ અશુભ અધ્યવસાયને લીધે ક્રૂર મનવાળી દેવીને જોઈ રાજાના પ્રિય મિત્રોની માફક હું માનુંછું કે તેણીનાસ્તન શ્યામ મુખવાળા થઇ ગયા. નરેંદ્રના ઉત્કૃષ્ટઅને શુભ એવા સંગમ સુખનાવિરહ વડે ઉત્કંઠિત હોય ને શું? એવા દેવીના ગંડસ્થલ શ્યામકાંતિનો ત્યાગકરી પાંડુરંગના થઈ ગયા.રાજાના વૈરીનોઉદય જાણી અન્ય સર્વ અંગોને ગૌરવપણું પ્રાપ્ત થયું. માત્ર મ્હનેજ ન થયુ એવા હેતુથી જેમ ઉચિત સમયે તેણીનુ ઉદર પણ વૃદ્ધિપામ્યુ,બાદ ઉદરનુ પણ ગૌરવપણું જોઇ પ્રકટ થયો છે અભિમાન જેને એવું તેણીનુ નિતંબસ્થળ 'મ્હારાપરાજયને તે માકરો' એવીચિંતાથી વૃદ્ધિ પામવા લાગ્યુ.

**પ્રસવકાલ.**

અનુક્રમે પ્રસવનો સમય લગભગઆવીપહોચ્યો. ચંદ્રની ગતિ મૂલ નક્ષત્રમાં ચાલતી હતી. લગ્નસ્થાનમાં પાપગ્રહો રહેલા હતા, અને અશુભસૂચક વિષ્ટિ નામે કરણ ચાલતું હતુ, તે સમયે સુરસુંદરીને મહાકષ્ટવડે પુત્રનો જન્મ થયો. બાદ રાજાનું હ્રદય બહુ ત્રાસ પામવા લાગ્યું, અનેતરતજ તેની હકીકત જાણવામાટે ભૂપતિએ ઉત્તમ જ્યોતિષિકને બોલાવ્યો બાદ તેણે પૂછ્યું કે હે નૈમિત્તિક ? આ પુત્રનો જન્મકાલ કેવા રૂપમા છે ? એનામાં ગુણો કેવા રહેલા છે ? એ પ્રમાણેરાજાનું વચન સાંભળી મસ્તક ધુણાવીને જોષીએ કહ્યું કે; હે નરેંદ્ર ?

આવા સમયમાં જન્મેલો બાળક પિતાને સુખકારી થતો નથી. આ બાળક પિતાને ઘેર મ્હોટો થાય તો કુલનો તથા રાજ્ય-લક્ષ્મીનો નાશ કરે એમાં સ દેહ નથી, વળી હે દેવ ? મ્હારા કહેવાથી આપ રોષ કરશોનહી વિશેષમાં મ્હારે એટલુ આપને જણાવવાનું છે કે, જ્યા સુધી આપ એને જોશો નહી ત્યાસુધી જ આપનું કુશલ છે અને જ્યારે એને દેખશો કે તરતજ ત-મ્હારા પ્રાણનો પણ સ શય થશે ભૂપતિએ કહ્યુ; હે ભદ્રક ? સત્ય વાતમાં ક્રોધ શામાટે કરવો પડે ? શાસ્ત્રોમા પ્રતિપાદન કરેલા મધ્યસ્થ તત્ત્વોના જાણકાર દૈવજ્ઞ પુરૂષો જે વાત કરે છે તે યથાર્થ હોય છે માટે હે દૈવજ્ઞ ! શાસ્ત્રબુદ્ધિથી કહેલા ત્હારાં વચનો ઉપર તેમજ ત્હારીઉપર મ્હને બીલકુલ રોષનથી એમ કહી ભૂપતિએ સત્કાર કરી તેને વિદાય કર્યો.

**મદનવેગકુમાર.**

દૈવજ્ઞના ગયા બાદ નરેંદ્રને બહુજ સ તાપ થવા લાગ્યો હવે મ્હારે શું કરવું ? આ પુત્રને કોઇ પણ સ્થાનમા વિદાય કરવો ઠીક છે. કારણકે; એનું મુખાવલોકન થવું ન જોઇએ. એમ વિચાર કરી રાજાએ બોલાવીને સુખાસનમા બે-ઠેલી પોતાની બ્હેન પ્રિયંવદાને કહ્યું કે, પ્રથમ પુત્રના જન્મ દિવસે માતાપિતાને ઘણો હર્ષ થાય છે.પર તુ અમ્હારા દુર્દૈવને લીધે તે પ્રસ ગ અમ્હને વિપરીત ફલદાયક થઈ પડયો માટે હે ભદ્રે ! ધાવમાતા સહિત આ બાળકને લઇ તું પોતાના સાસરે જલદી ચાલી જા અને ત્યાં એને મ્હોટોકરવો. એ પ્રમાણે પોતાના ભાઈની આજ્ઞા સ્વીકારીને પ્રિયંવદા સુરનંદન નગરમાં ત્હેને લઈ ગઈ. બાદ જ્વલનપ્રભ વિદ્યાધરેંદ્રની પ્રિય-ભાર્યા ચંદ્રલેખાની કુક્ષિએ ઉત્પન્ન થયેલા જલકાંત નામે

પોતાના સ્વામીની આગળ તેણીએ તે સર્વ વાર્ત્તા કહી, પછી તેણે પણ એણીનું બહુ માન કર્યું ત્યારબાદ **જલકાંત** વિદ્યાધરે પણ જન્મ મહોત્સવાદિ સમસ્ત કાર્ય કરીને શુભદિવસે **મદન-વેગ** એવું તે બાળકનુ નામ પાડયું. પ્રતિદિવસે વૃદ્ધિ પામતો તે અનુક્રમે યૌવન અવસ્થાને શોભાવવા લાગ્યો. પરંતુ એનામાં અંશમાત્ર પણ વિનય તો હતો જ નહીં, દુરાચારમાં પૂર્ણ હતો, અકાર્ય કરવામાંજ કેવલપ્રીતિ રાખતોહતો. તેમજ ઉપકારીનો અપકાર કર્યા શિવાય તે રહેતો નહી. વળી **કુંચનદેવીના** ગર્ભથી ઉત્પન્ન થયેલો **જલવેગ** નામે **જલકાંત** વિદ્યાધરનો પુત્ર હતો, હવે તે **મદનવેગ** અને **જલવેગ** બને ભણવા રમવામાં સાથે રહેતા હતા, તેથી એક બીજાના પ્રેમને લીધે તે બને મિત્ર તરીકે વર્ત્તતા હતા.

**અનંગકેતુ કુમાર.**

અન્યદા **સુરસુંદરીને** સિંહના સ્વપ્નથી સૂચિત એવો બીજો પણ પુત્ર ઉત્પન્ન થયો. જન્મ સમયે તિથિ, નક્ષત્ર અને કરણાદિકનો યોગ બહુ ઉત્કૃષ્ટ હતો વળી તે પુત્ર રૂપમાં અનંગ [કામ] સમાન હતો, પ્રતાપમાં સૂર્યસમાન, શૂરવીર તેમજ દાની, પ્રિયવાદી, દક્ષ અને માતાપિતાનો વિનય સાચવનાર થયો. **અનંગકેતુ** એવું તેનું નામ હતું. અનુક્રમે તે યુવાવસ્થાને પ્રાપ્ત થયો. પિતાએ ત્હેને યુવરાજપદ ઉપર સ્થાપન કર્યો. બાદ સર્વ વિદ્યાઓને સિદ્ધ કરી તે **અનંગકેતુ** પોતાની ઇચ્છા પ્રમાણે વિદ્યાધરોના નગરોમાં વિલાસ કરે છે.

**વસંત સમય.**

અન્યદા **મકરકેતુ** રાજા વસંતૠતુનો પ્રાદુર્ભાવ જાણી પોતાના અંતેઉર સહિત અષ્ટાહ્નિકા મહોત્સવ કરવા માટે વૈતાઢ્યગિરિના

શિખર ઉપર ગયો, તેમજ વૈતાઢયવાસી સર્વે વિદ્યાધરો પણ મ્હોટા ઉત્સવ વડે ત્યા ગયા, ગાધર્વ લોકોના નૃત્યસાથે મ્હોટા વિસ્તારથી અઠ્ઠાઈ મહોત્સવ ચાલે છે. તેટલામાં **ગંગાવર્ત્ત** નગરમાંથી અનેક વિદ્યાધરોના પરિવાર સહિત અને સુદર રૂપ વાળી **અનંગવેગા** નામે એક કન્યા ત્યાં આવી, યુવરાજની દષ્ટિ તેણીની ઉપર પડી અને **અનંતવેગાએ** પણ સ્નિગ્ધ દષ્ટિપાતવડે કુમારને જોયો. કામના બાણોથી વીંધાયેલો કુમાર તરતજ પરાધીન થઇ ગયો બાદ **અનંગકેતુ** કુમારે **વસંત** નામે પોતાના મિત્રન પૂચ્છ્યુ. હે ભદ્ર ? આ સુદર રૂપવાળી સ્રી કોની છે ? એણીના પિતાનુ નામ શુ છે ? તેમજ એણીનું નામશું છે ? એપ્રમાણે કુમારનુ વચનસાભળી **વસંત** બોલ્યો. **ગંગાવર્ત્ત** નગરમા **શ્રીગંધવાહન** રાજા છે **મદનાવલી** નામે તેની સ્રી છે તેણીને પ્રથમ **નરવાહન** **મકરકેતુ** અને **મેઘનાદ** એમ ત્રણ પુત્રો હતા, તેઓ વિદ્યાના બલથી બહુ ગર્વિષ્ઠ અને શૂરવીર હતા. પોતાના પિતાની સાથે **નરવાહન** રાજાએ દીક્ષા લીધી એટલે **મકરકેતુ** રાજ્યગાદીએ બેઠો બાદ તે પણ વિદ્યા સાધવા માટે નિર્જન અરણ્યની અંદર વશજાલીમા બેઠો હતો, ત્યારે ત્હારા પિતાએ પોતાના પ્રમાદનેલીધે વાંસડાના જાળાને કાપતાં ત્હેને મારી નાખ્યો તે જોઇ બહુ દયાનેલીધેત્હારા પિતાએ તે **મેઘનાદને** ત્હેનારાજ્યમાં સ્થાપન કર્યો અનેએને ઘણાં નગર તથા ગામોઆપ્યાં. પછી **ચિત્રગતિ** વિદ્યાધરની ઉત્તમ રૂપવતી **પદ્મોદરા** નામે પુત્રી ત્હેને આપી. તેણીની આ મદનવેગાનામે કન્યાછે. પરતુ હે કુમાર ? **કંચનદેવીના** ગર્ભથી ઉત્પન્ન થયેલો અને **જલકાંત** વિદ્યાધરનો પુત્ર **જલવેગ** વિદ્યાધર તેણીના માતાપિતાની પાસે તેણીની

માગણી કરે છે, તે ત્હેને આપી કે નહી? એ હું ચોક્કસ જાણતો નથી.

એ પ્રમાણે **વસંતનું** કહેવું સાંભળી કુમાર બોલ્યો, હે મિત્ર? મ્હારી સત્ય હકીકત તું સાંભળ, એ કન્યારત્ન જો મ્હને નહી મળે તો મ્હારા જીવિતની આશા મ્હને નથી. વળી જો મ્હારા જીવિતનું કામ હોય અને હું ત્હને પ્રિય હઉં તો તું જલદી મ્હારા પિતાની પાસે જા અને તેવી રીતે તું કહે કે જેથી ટુંક મુદતમાં આ કાર્ય સિદ્ધ થાય બાદ તે બાલમિત્ર કુમારનો નિશ્ચય જાણી રાજાની પાસે ગયો અને યથાસ્થિત આ સર્વ વાર્તા ત્હેને સંભળાવી, રાજાએ પણ તરતજ **મેઘનાદને** પોતાની પાસે બોલાવીને તે કન્યાની માગણી કરી. આ વાત સાંભળી પ્રફુલ્લ થયું છે મુખારવિંદ જેનું એવા તે **મેઘનાદે** પણ પોતાની કન્યા ત્હેને આપી દીધી. બાદ તેણે **ગંગાવર્ત્ત** નગરમાં મ્હોટા વૈભવસાથે લગ્નમહોત્સવ કર્યો. બાદ **મદનવેગાને** લઇ કુમાર પોતાના નગરમાં આવ્યો

**અનંગકેતુનોલગ્ન મહોત્સવ.**

હવે **જલવેગ** તે બંનેનું પાણિગ્રહણ સાભળીને પોતાના મનમાં બહુજ શોકાતુરથઈગયો અને તો કન્યાના વિયોગવડે દુઃખી થયોછતે નરકસમાન પીડાને અનુભવવા લાગ્યો. તેમજ બહુ કોપાયમાનથઇ તે દુષ્ટ, **અનંગકેતુને** મારવા માટે નાનાપ્રકારના ઉપાય ચિંતવવા લાગ્યો. બહુ વિચારકરતાં ત્હેને એક ઉપાય યાદઆવ્યો જેથીતે **મદનવેગની** પાસેજઇ કહેવા લાગ્યો. હેમિત્ર? તે વાતને તું જાણતોનથી. તું **મકરકેતુરાજાનો** મ્હોટો પુત્રછે અને ત્હારી માતાનુંનામ **સુરસુંદરી** છે. ત્હારા

**જલવેગનોઉપદ્રવ.**

જન્મદિવસે ત્હને અહીં લાવેલા છે. હેમિત્ર? એ લોકોએ આ ત્હારૂં મ્હોટું અપમાન કરેલુ છે વળી નિષ્ઠુરહૃદયના ત્હારાપિતાએ ત્હારા ન્હાનાભાઇને યુવરાજપદવી આપેલીછે. ત્હારાં માતાપિતા ત્હારા દર્શન માત્રનેપણ કોઇદિવસ ઇચ્છતાંનથી. દૂરદેશમાં તું રહેલોછે છતાંપણ હંમેશાં તેઓ ત્હને વૈરીસમાન જાણે છે. જે સ્થાનમાં ત્હારા પિતા રહેછે, તે દિશામાં પણ ત્હારે જવાનો અધિકાર નથી માટે હેમિત્ર? પિતાથી પરાજીત થયેલા ત્હારા જીવિતનું શું ફલ? ઇત્યાદિક વચનોરૂપી મધ અને ઘીવડે હોમેલો **મદનવેગનો** મહાન્ દ્વેષાગ્નિ જન્માંતરની પરંપરાથી બાંધેલા સંબંધના યોગવડે એકદમ પ્રજ્વલિતથયો. બાદ રોષને સ્વાધીન થઇ તેણે કહ્યુંકે; હેમિત્ર? તે વૈરી મ્હારો પિતા ક્યાછે! ચાલ જલ્દી મ્હને તું બતાવ; જેથી તે પાપીને તેની અવજ્ઞાનું ફલ હું બતાવું તે સાભળી મનમાં બહુ ખુશી થઇ **જલવેગ** બોલ્યો. તીક્ષ્ણધારાઓથી દેદીપ્યમાન અને વિશાલ ખડ્ગ તથા ગદાઓને ધારણ કરતા અનેક વિદ્યાધરો ત્હારા પિતાની રક્ષામાં હાજર રહેછે. માટે ત્યાં ત્હારાજેવાનો પ્રવેશપણ દુર્લભછે.પરંતુ હેમિત્ર? રૂપપરિવર્ત્તિની (સ્વરૂપને પરાવર્ત્તન કરનારી) કુલપરંપરાથી પ્રાપ્ત થએલી એવીએક વિદ્યા હું ત્હને આપુછું ત્હેનો તું સ્વીકારકર. જેથી તું સ્વલ્પ સમયમાં પોતાના મનોરથોને સિદ્ધ કરીશ. એમ કહી ત્હેને તે વિદ્યા આપી. બાદ **મદનવેગે** પણ અરણ્યમાં જઇને અનુક્રમે તે વિદ્યા સિદ્ધકરી.

**મદનવેગનો પરાજય.**

પછી વિદ્યાના ગર્વથી **મદનવેગ** હસ્તિનાપુરમાં ગયો.તે મજ વિદ્યાના પ્રભાવવડે દાસીનું સ્વરૂપ તેણે ધારણકર્યું; અને દેવીના નિવાસગૃહમાં તે રહ્યો. બાદ **લલિતા** નામે સુર-

સુંદરીની દાસીનો અપહાર કરીને ત્હેને બહુ દૂરદેશમાં તે મૂકીઆવ્યો અને તેણીનું સ્વરૂપ કરી તેણીના સ્થાનમાં તે રહ્યો પછી તે દુષ્ટ હંમેશાં રાજાને મારવાના ઉપાયો ચિંતવવા લાગ્યો. રાજાને કૃષ્ણ સર્પે દંશ કર્યો ત્યારથી આરંભીને તે પોતાની આંગળીએથી દીવ્ય મુદ્રિકાને ખસેડતો નથી. માત્ર મૈથુનાદિકના સમયે ત્હેનો ત્યાગ કરેછે. બાદ એક દિવસ રાજા ભોજનકરીને વિદ્યાધર અને કંચુકી સહિત દેવીના સ્થાનમા ગયો ત્યાં તે દુષ્ટ દાસીએ ત્હેને જોયો. અંગરક્ષકોને બહાર મૂકી દેવીસહિત રાજા દેવીના રત્નમય વાસગૃહમાં ગયો અને ત્હેના દ્વાર બંધ કરીદીધાં. ક્ષણમાત્ર પરિહાસાદિક ગોષ્ઠી કરીને રાજાએ મૈથુનક્રિયાના આરંભસમયે દેવીના ડાભડામાં પોતાની મુદ્રિકા મૂકીદીધી. પછી મૈથુનનો પ્રારંભ કર્યો એટલે એકદમ ખડ્ગખેંચીને દાસીના વેષવડે રહેલો તે પુત્રરૂપી કૃતાંત (યમ) ત્યાં ગયો. જનનીના સંભોગમાં આસક્ત થયેલા પોતાના પિતાને મારવામાટે પુત્ર તૈયારથયો. હા ? હા ? મહાકષ્ટ, આવા અકાર્યને ધિક્કાર છે વળી આ સંસારવાસને પણ ધિક્કાર હો ? પોતાનો પુત્ર જાણતો છતાપણ દ્વષનેલીધે માતાસહિત પિતાને મારવા તૈયાર થયોછે. આ એક આશ્ચર્ય છે કે; જે દ્વેષથી દુરંત એવો આ દોષ ઉત્પન્ન થાયછે. વળી રાગથી દ્વષ થાયછે. દ્વેષથી વૈરનો સંબંધ થાયછે. વૈરથી પ્રાણીઓના ઘાત થાયછે. પ્રાણીઓના ઘાતથી ગુરૂ એવા પાપકર્મોનો બંધ થાયછે અને પાપકર્મથી ભારે થયેલા પ્રાણીઓ તિર્યંચ તેમજ નરકના દારૂણ દુઃખોમા પડેછે. વળી દુઃખથી પીડાયેલા તેઓ પાપકર્મ કરીને પુનઃ સંસારભ્રમણ કરેછે નરકમાંથી નીકળીને તિર્યંચમાં અને તિર્યંચમાંથી પુનઃ નરકમાં ગમન કરતો જીવ સેંકડો દુઃખોથી ભરેલા

ભવસાગરમાં વારંવાર ભ્રમણ કરેછે. હે ભવ્યાત્માઓ ? આ પ્ર-
માણે દારૂણ એવી ભવસ્થિતિને જાણી રાગદ્વેષનો ત્હમે ત્યાગ
કરો. જેથી સેંકડો ભવોના ક્લેશમય સંસારસાગરને ત્હમે ઉત-
રી જાઓ. "વળી શાસ્ત્રમાંપણ કહ્યુ છેકે;—

रागादयो हि रिपवो जिननायकेना-
जीयन्त ये निजवलाव्द्दलिनोऽपि वाढम् ।
पुष्णन्ति तान्जडधियो हृदयालये ये,
तेषां प्रसीदति कथं जगतामधीशः ॥ १ ॥

અર્થ—"હે ભવ્યાત્માઓ! આ જગત્માં શ્રીજીનેંદ્ર ભ-
ગવાને બલવાન એવાપણ જે રાગાદિક શત્રુઓને પોતાના આ-
ત્મિક બલવડે અત્યંત જીતી લીધાછે, તેઓને જે જડબુદ્ધિવાળા
પુરૂષો પોતાના મનોગૃહની અંદર પોષેછે, તેવા મૂઢ પ્રાણીઓ-
ને જગત્પતિ એવાશ્રીવીતરાગ પરમાત્મા કેવીરીતે પ્રસંન થાય?
અર્થાત્ તેઓ શીરીતે શિવસુખ પામે?" વસ્તુતઃ નજ પામે.

**મદનયોગનેશિક્ષા.**

હવે ખડ્ગ ઉગામી ઉભીરહેલી સ્રીનેજોઈ વિસ્મિત થયેલો રાજાપણ વિચારમાં પડયો કે; આ ધૃષ્ટાએ મ્હને મારવામાટે અહીં કેવી રીતે પ્રવેશ કર્યો? એમ ચકિત થયેલા રાજાએ ભયં-
કર હુંકારા સાથે સ્તંભિની વિદ્યાવડે તે દુષ્ટાનોદેહ એકદમ સ્ત-
બ્ધ કરી નાખ્યો. જેથી તે ચિત્રમાં રહેલી મૂર્ત્તિનીમાફક ચેષ્ટા-
રહિત થઈગઈ. દેવીપણ પોતાના હૃદયાં વિસ્મિતથઈ બોલી. હે
લલિતે ? ત્હે આ શુંઆરંભ્યુંછે? હેપાપે? રાજાનો ઘાત કરવા
માટે ત્હને કયા દુષ્ટપુરૂષે મોકલી છે? બાદ રાજા બોલ્યો સ્રીને
વિષે આટલું બધુ સાહસ સંભવતું નથી. માટે હે દેવિ? કોઈ

પણ આ દુષ્ટપુરૂષ હોવો જોઇએ. વળી એનો કાળ હવે આવી પ-
હોચ્યોછે. એમ કહી રાજાએ પરવિદ્યાઓનો ઉચ્છેદકરનારી વિ-
દ્યાનું આવાહન કરી ઘણુકાળની સાધેલી તે દુષ્ટની વિદ્યાઓનો
વિચ્છેદ કર્યો. તેથી તે પોતાના સ્વરૂપમાં આવીગયો.અર્થાત્ મ-
દનવેગ પણે પ્રગટથયો. તેમજ ત્હેનું શરીર ભયથી બહુકંપવા
લાગ્યું.તેનેજોઇરાજાએ કહ્યું,હેદેવિ?એની આકૃતિકુમારનાસરખી
દેખાયછે.માટેજરૂરઆ ત્હારોપ્રથમ ઉત્પન્ન થયેલોમ્હોટો પુત્રછે,
પરંતુઆકોઇઅન્યનથી,એપ્રમાણે રાજાનુંવચન સાંભળીદેવીભય,
લજ્જા અને શોકથી સંભ્રાંત થઇગઇ,હવેતેજ દિવસે **સુરનંદન**
**નગરમાંથી સ્ફુટવચનનામે જલકાંત** રાજાનોદૂત રાજકાર્યને
માટે ત્યાં આવેલો હતો. ત્હેને બોલાવીને રાજાએ પૂચ્છયું, હે
ભદ્ર? **પ્રિયવદાની** સાથે જન્મ્યો કે તરતજ જે પુત્રને નૈમિ-
ત્તિકના કહેવાથી અમ્હે મોકલાવ્યોહતો તે આ છે? **સ્ફુટવચન**
બોલ્યો. હા? તેજ આ **મદનવેગ**છે. એપ્રમાણે દૂતનું વચન સાં
ભળી રાજા શોકાતુર થઇગયો. અને ચિંતવવા લાગ્યો કે; હજુ
પણ પૂર્વનો વિરોધી દુષ્ટ શત્રુ મ્હારો પૃષ્ટ ભાગ છોડતો નથી
સંસારનીસ્થિતિનેધિક્કારછે.પોતાનોપુત્રછતાંપણદારૂણવૈરીથયોછે.
જુઓતો ખરા? કારણુશિવાય ક્રોધને વશ થયેલો આ દુરાત્મા
આવું પાપ કરેછે. બાદ મંત્રીઓની સાથે ખાનગી વિચારકરીને
તેમના કહેવાથી રાજાએ **મદનવેગને** કારાગૃહમાં નાખીદીધો
અને તેની રક્ષા માટે પોતાના હિતકારી પુરૂષોનો નિયોગકર્યો.
છતાપણ કલુષિતછે હૃદયજેનું, પોતાના પિતૃવધના પરિણામમા
નિશ્ચિતછે બુદ્ધિ જેની અને ક્રોધાગ્નિથી ધમધમતો એવો **મદન-**
**વેગ** મહા કષ્ટથી દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

અન્યદાપર્યુષણપર્વનો સમય આવ્યો ભૂપતિની આજ્ઞા

**મદનવેગનો છુટકાર.**

થવાથી કારાગ્રહમાં રહેલા બંદીજનોને મુક્તકર્યા.બાદકાષ્ટગૃહમાંરહેલા પોતાના જ્યેષ્ઠપુત્રનું રાજાને સ્મરણ થયું અનેતે વિચાર કરવા લાગ્યો.હા? હા? મહાકષ્ટ છે.મ્હારે આપ્રમાણે પુત્રનેદુઃખઆપવું યોગ્ય ગણાયનહીં જોકેતે મ્હારો પુત્ર બહુ અપરાધી તેમજ દુરાચારીછે. છતાંપણ ત્હેને રૂંધીરાખીનેહુંમ્હારા રાજવૈભવના સુખને વખાણુંતોનથી વળી જ્યાંસુધી તેબ ધનમાં રહેલોછે ત્યાંસુધી મ્હારૂં પર્યૂષણપર્વપણ ખરેખર શુદ્ધગણાયનહીં. એમ વિચારકરી રાજાએ ત્હેને બ ધ-નમાંથી મુક્તકર્યો અને મધુરવચનોવડે ત્હેને બોલાવીને કહ્યુંકે, હેપુત્ર?હવેતુંખેદકરીશનહીં.કુમારનેલાયકએવીભોગ્યવસ્તુઓમાં તુઆનંદમાન હુંજ્યારેદીક્ષાગ્રહણકરીશ તેસમયેપોતાના રાજ્યસ્થાનમાં ત્હને સ્થાપનકરીશએમકહીત્હેને સો ગામડાં આપીને પોતાના વિશ્વાસુ પુરૂષોની સાથે છેવટના દેશમાં મોકલી દીધો. તોપણ ત્હેના હૃદયમાંથી વૈરગયુંનહીં

**ધૂમ્રમુખયોગી.**

દૂરદેશમા રહેલો અને કૃતઘ્નએવોતે **મદનવેગ** નાનાપ્રકારનાઉપાયોવડે પોતાના પિતાને મારવાનીચિંતાકર્યાકરેછે.કૂટકર્મોનું ચિ તવનકરતો એવોતે દુષ્ટ રાત્રીએ ઉંઘતોપણ નથી. પર્વતનીખીણમાં પલ્લીની પાસે તે રહેતોહતોતેવામાં ત્યાં મૂળીઓની શોધકરતો **ધૂમ્રમુખ**નામે એકયોગીઆવ્યો. **મદનવેગે** શયન, આસન, પાન અનેભોજનાદિકવડેબહુ ત્હેનીસેવા કરી. તેથીતેયોગી ત્હેનીઉપરપ્રસંનથયો.બાદ તેણે **મદનવેગને** અદૃશ્યઅ જનઆપ્યુ બંનેનેત્રોમાંઅ જનઆંજ્યું એટલેતે અદૃશ્યરૂપથઈગયો.પછીતેહૃદયમાવિચારકરવાલાગ્યોકે,હવેહુંવૈરીને

મારીનાખું. જેથી મ્હારૂંમનશાંતથાય. કારણકે, પોતાનાહાથથી પિતાને મારવા એજ મ્હારેરાજ્યલાભછે. વૈરીએ આપેલું રાજ્ય ભોગવવું તે નરકસમાન ગણાયછે.

હવેતે **મદનવેગ** અદૃશ્યરૂપવડે પોતાની પાસમાં રહેલા સમસ્ત રક્ષકપુરૂષોને છેતરી હસ્તિના પુરમાંઆવ્યો અને રાજાનાં છિદ્રો જોયા કરેછે.અદૃશ્યરૂપે તે જાજરાનીઅંદરરહ્યો હતો, તેવામાં શરીરચિંતાને માટે ત્યાં

**અદૃશ્ય મદનવેગ.**

આવેલા રાજાને મણિરહિત જોઇ તેના પૃષ્ઠ ભાગમાં તેણે છરીનો ઘા કર્યો કે; તરતજ તે દુષ્ટતો અંજનના પ્રભાવથી જોવામાં આવ્યો નહીં પરંતુ રાજા પોતે અંદરથી એકદમ બહારનીકળીગયો. અનેતેણેકહ્યુ કે; જાજરૂનાંદ્વારબધ કરી દ્યો. કારણકે, એની અંદર અદૃશ્યરૂપે કોઇપણ દુષ્ટ પુરૂષ રહેલો છે. એપ્રમાણે નરેંદ્રની હુકમ સાંભળી મારો! મારો! એમબોલતા અને ભાલાઓનેધારણકરતા એવા રક્ષકપુરૂષોએ એકદમ તેનાં દ્વારબંધકરીદીધા. પછી **મદનવેગ** મરણના ભયને લીધે તે જાજરૂ–વિષ્ઠાના કૂવામાંપડીગયો.ક્રૂરપરિણામવાળો પુરૂષ વૈરીલોકોનુંપાપ(ખરાબ)ચિંતવેછેપરંતુઅન્યનાપુણ્યોવડેતેનેપોતાનેજ દુઃખ આવીપડેછે. અંગરક્ષકોએ ઔષધિના ઉપચારપૂર્વક વ્રણ (ઘા)ને રૂઝાવનાર પાટો તેજ વખતે બાંધી દીધો. તેમજ દિવ્યમણિનાજલસિંચનથીભૂપતિનીવેદનાદૂરથઈગઈ.તેટલામાં દેશાંતરથીપોતે મોકલેલા રક્ષકોપણ ત્યાંઆવી પહોચ્યા અને તેઓ બોલ્યાકે; હેનરદેવ ! તે **મદનવેગ** અદૃશ્ય થઈને અમ્હારી પાસેથી નાઠો છે.

એપ્રમાણે સંસારની વિચિત્રતા જોઈ રાજા સંવિગ્ન થઇ

**મકરકેતુનો વૈરાગ્ય.**

વિચારકરવાલાગ્યો, પુત્રનું આવું આચરણ જાણતાંછતાંપણ હજુહું ધર્મકાર્યમાં ઉદ્યુક્તથતોનથી, એ કેટલી મ્હારી ભૂલ ગણાય ? વિષયભોગમાં આસક્ત અને જૈનધર્મરહિત એવો હું જો આર્ત્તધ્યાનમાપડી કોઈપણ કારણને લીધે તેવખતે મરીગયોહોતતો મ્હારી શીગતિથાત ? અન્યદા કોઈએક દિવસે રાજા સભામાં બેઠોહતો તેવા પ્રસંગે પોતાનો સેવક વિદ્યાધર ત્યાં આવ્યો અને વિનતિ કરવાલાગ્યોકે, હેદેવ ? કુસુમાકરઉદ્યાનમાં ચિત્રયોગમુનિ પધાર્યાછે. તેસાંભળી રાજા બહુ ખુશી થયો. બાદ તેને પારિતોષિક આપીને વિદાય કર્યો પછી રાજા પણ તેઉત્તમમુનિનેવંદનકરવામાટે સૂરીશ્વરનીપાસે ગયો, ત્રણપ્રદક્ષિણાકરી, વિનયવડે નમ્રછે મસ્તકરૂપી કમલજેનું એવા મકરકેતુએ મુનીંદ્રને વંદન કર્યું તેમજ અમરકેતુ વિગેરે અન્ય મુનિવરોને ભક્તિવડે વંદન કરીને પરિવારસહિત રાજા સૂરિની આગળ બેઠો.

**ચિત્રયોગસૂરિ.**

વિશુદ્ધચારિત્રપાલક, લોકોપકારીઅનેપરમકૃપાળુ ચિત્રયોગસૂરિએ દેશનાનોપ્રારંભકર્યો. હેભવ્યાત્માઓ? આઅસારસંસારમાંદુર્લભ એવોમનુષ્યભવપામીનેરાગદ્વેષનો ત્હમે ત્યાગ કરો, કારણકે જ્યાંસુધી રાગદ્વેષરૂપી શત્રુઓનો હૃદયગૃહમાં વાસ હોયછે ત્યાંસુધી ધર્મમિત્રનો સમાગમથવો બહુ દુર્લભ છે,વળી ધર્મ વિનાના મનુષ્યોને પશુસમાન જાણવા. અન્યત્રપણ કહ્યુંછેકે;—

आहारनिद्राभयमैथुनं च, समानमेतत्पशुभिर्नराणाम् ।
धर्मो हि तेषामधिको विशेषो—धर्मेण हीनाः पशुभिः समानाः॥

અર્થ—"હેજીજ્ઞાસુઓ! અહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચારે ક્રિયાઓ મનુષ્ય અને પશુજાતિમાં સમાનભાવેરહેલી છે. માત્રમનુષ્યોને ધર્મક્રિયાઅધિકહોયછે. તેથીતેઓ પશુકરતાં વિશેષ પ્રભાવિકગણાયછે. માટે જેઓ ધર્મરહિતહોયછે તેમને તોપશુસમાનજ ગણેલાછે." એટલામાટેહેમુમુક્ષુઓ! ભવોદધિ તરવાને નૌકારામાન એવીધર્મક્રિયામાત્હમારેપ્રમાદકરવોનહીં. પ્રમાદ સેવનથી મ્હોટાઅનર્થસેવવાપડેછે. અન્યત્રપણકહ્યુંછેકે,—

प्रमादः परमद्वेषी, प्रमादः परमं विषम् ।
प्रमादो मुक्तिपूर्दस्युः, प्रमादो नरकालयः ॥१॥

અર્થ—"હે સજ્જનો! આ દુનીયામાં મ્હોટામાં મ્હોટો શત્રુ અને મ્હોટામાં મ્હોટું વિષ કોણ છે? તો ખરેખર પ્રમાદજ છે; કારણકે; બાહ્યશત્રુ અને વિષતો એક વખત દુઃખઆપી શકે છે અને પ્રમાદજન્ય પીડાતો ભવાંતરમાંપણ વારંવાર લાગુ પડે છે. તેમજ પ્રમાદને મોક્ષપુરીનો કટ્ટો ચોર ગણ્યોછે. તદુપરાંત પ્રમાદને નરકસ્થાન સમાન ગણવામાં આવ્યો છે માટે આવા અનર્થદાયક પ્રમાદથી દૂર રહેવું." તેમજ વળી કહ્યું છેકે,—

प्रमादस्य महाऽहेश्च, दृश्यते महदन्तरम् ।
आद्याद्भवे भवे मृत्युः, परस्माज्जायते न वा ।१॥

અર્થ—'હેધર્માધિકારિઓ! પ્રમાદને મ્હોટો વિષધર (સર્પ)ની ઉપમા આપેલીછે, પરંતુ તેઓમાં મ્હોટું અંતર દેખાયછે; કારણકે; પ્રમાદ સેવનથી દરેક ભવમાં મૃત્યુ થાયછે અને સર્પથીતો થાય અથવાનથાય" માટે શાસ્ત્રકારોએ પ્રમાદ સેવનનો સર્વથાનિષેધકરેલોછે. એમજાણી શ્રીવીતરાગભગવાને પ્રરૂપેલા ધર્મનું ત્હમેઆરાધન કરો.એપ્રમાણે સંસારનો ઉદ્વેગ

करनारी,रागद्वेष रूपीशत्रुओनेनिर्मूलकरनारी अने वैराग्यजनक धर्मदेशना गुरुमहाराजे आपी. तेसांभळी विरक्तथयेलो राजा बोल्यो हेभगवन् ! म्हारो पुत्र मदनवेग म्हारी उपर वैर करेछेतेनुं शुंकारण?अनेहालमांतेक्यांछे? सूरिमहाराज बोल्या. हेनरेंद्र ! जेमुखधुनो जीव कालबाणसुर थयो हतो. ते त्हारी विद्याओनो विच्छेद करी सुरसुंदरीनुं हरण करीने जतो हतो, ते समये तेनुं आयुष क्षीण थवाथी च्यवीने वननहिष ( जंगलीपाडो ) थयो. पछी ते अरण्यमां दावा नलथी बळीने मरी गयो. त्यार पछी ते तीक्ष्ण तुंडवाळा अनेककीडाओथी व्याकुल अने क्षुधातुर एवी कुतरीना गर्भमां कुतरापणे उत्पन्नथयो त्हेने जन्मेपांचदिवसथया एटले त्हेनी मामरीगई,त्यारबादकच्चाओनीपीडानादुःखनेलीधेबहुभुखनो मार्यो तत्नीनोपुत्र तेबीचारोकुतरोपणमरीगयो. त्याथी तेब्रा- ह्मणने त्या गळीयो बळद थइने जन्म्यो. त्यांपण त्हेने चला- ववा माटे तोत्र (परोणा) आदिकना मारथी तेबहु पीडावा लाग्यो. बाद ब्राह्मण पण माथाकूट करीने थाक्यो. एटले तेणे घांचीना घेर त्हेने वेचीमार्यो. घांचीपण रात्रीदिवस घांणीमां त्हेने चलावेछे. क्षणमात्रपण छोडतोनथी जेथी तेबळद बहु दुर्बल थइगयो. पछी तेनाशरीरे कीडापड्या अने आखुं शरीर सडीगयु छेवटे तेणबहुसमयसुधी पगघशीने मरीगयो. बाद गो- शीर्षचंदननां अनेकवृक्षोथी व्याप्त एवा हिमालयमा तेसर्प थयो.हेनरेंद्र!सुरसुंदरीनीसाथेतुंप्रश्नोत्तरकरतोहतो.तेप्रसंगे तेणे पूर्वना वेरथीत्हने दंशकर्यो.पछीत्हारा अंगरक्षकोए त्हेने मारीनाख्यो. त्याथी मरीने तेमदनवेगथयो,तेत्हारो पुत्रछतां पण पूर्वना वेरथी त्हने मारवामां उद्युक्त थयो. अदृश्य रूप

કરીને જાજરૂનીઅંદરત્હનેમારવાઆવ્યો, તેસમયે ભાલાઓથી હણાયેલો તે ભયને લીધે વિષ્ઠાના ખાડામાં પડીગયો, વિષ્ઠાના કીડાની માફક તેતેમાં ઘણો વખત રહ્યો પછી કોઈક સમયે એ શુદ્ધિને સાફ કરનાર પુરૂષોએ ત્હેનું દ્વાર જ્યારે ખુલ્લુકર્યું ત્યારે ત્યાંથી રાત્રીના સમયે નીકળીને હેરાજન્ ! ત્હારાભયથી તેબહાર નાશીગયો. પાપના ઉદયવડે અનુચિત આહાર કરવાથી ત્હેને કુષ્ઠરોગ થયોછે. અને તેના દુઃખથી પીડાયેલો તે હાલમાં બહુ દુઃખી થઈ ફર્યા કરેછે.

**મકરકેતુનો વૈરાગ્ય**

એપ્રમાણે સૂરીંદ્રનુ વચન સાંભળી, વૈરાગ્યભાવથી ઉત્પન્ન થયોછેવિરતિનોપરિણામ જેને એવો મકરકેતુરાજાસુરસુંદરીનાદ્વિતીયપુત્ર અનંગકેતુને રાજ્યાસને સ્થાપન કરી પોતે ગૃહકાર્યમાંથી નિવૃત્ત થયો. બાદ તેણે શ્રીજીનેદ્રભગવાનની પૂજા કરી. વિવિધપ્રકારનાં દીનાદિકને દાન આપ્યાં. વસ્ત્રાદિકવડે મુનિ સંઘની ભક્તિકરી પછી તીવ્ર સંવેગધારી એવા ભૂપતિએ બહુ વિદ્યાધરો સહિત શુભલગ્નમાં **ચિત્રવેગસૂરિના** ચરણકમલમાં દીક્ષા ગ્રહણ કરી **સુરસુંદરી**એપણ વૈરથી ઉત્પન્નથયેલું દારૂણદુઃખ સાંભળીને **કનકમાલા** ગુરૂણીનીપાસે દીક્ષાવ્રત લીધુ એપ્રમાણે વ્રતની સિદ્ધિવડે ત્રણે પૂર્વભવની બ્હેનો અહીં એકઠી થઈ. તેમજ તેમના પૂર્વભવના સ્વામીએવા તે ત્રણેમિત્રોનોપણ મેળાપથયો.

**મકરકેતુમુનિ.**

મુનિશ્રીચિત્રગતિ વાચક(ઉપાધ્યાય)નીપાસે **મકરકેતુ** મુનિ અંગ તથા અન્ય સૂત્રોનો અભ્યાસ કરવાલાગ્યા અનુક્રમે પોતાના ગુરૂશ્રી ચિત્રવેગઆચાર્યની પાસે મૂલ અર્થ

સાંભળવા લાગ્યા. કેટલાક સમયમાં બુદ્ધિની તીવ્રતાને લીધે તે મહાતત્વ ગ્રંથોના અર્થની તુલના કરવાલાગ્યા. તપની ભાવના વડે ભાવિતછે આત્મા જેમનો એવા તેમુનિ સત્વભાવનાનો અભ્યાસ કરતાછતા રાત્રીએ પ્રેતવન ( સ્મશાન )માં કાયોત્સર્ગ કરવા લાગ્યા.

**ચંપાનગરી**

તેટલામાં વિહાર કરતા શ્રીમાન્ ચિત્રવેગ આચાર્ય ચંપાપુરીમા ગયા. મકરકેતુ મુનિ હંમેશા સ્મશાનભૂમિમાં પ્રતિમાધારી રહેછે. ચિત્રગતિ ઉપાધ્યાય પણ વાચનાના સમયે મુનિઓના મધ્યભાગમા બેઠાહતા, તે સમયે વિકથામા પ્રમત્ત થયેલા તેમને જાણીને કોઇ એક દેવ હરીગયો. બાદ વિસ્મિત થયેલા મુનિઓ ગુરુની પાસે ગયા અને ઉપાધ્યાયના હરણની વાર્તા તેમને સંભળાવી ગુરૂએ પૂર્વગત જ્ઞાનના ઉપયોગ વડે તે વૈરીનુ વૃત્તાત જાણીને સર્વ મુનિઓતથા સાધ્વીઓસહિત પ્રવર્તિનીને ઉદ્દેશીને કહ્યુ કે, હે સાધુ, સાધ્વીઓ ? વૈરબુદ્ધિનો બહુ દૂરથી ત્હમે ત્યાગ કરો કારણ કે, વૈરને લીધે અનેક દુઃખો ભોગવવાં પડે છે તદ્યથા–પરભવમાં રૂષ્ટ થયેલો ધનપતિનો જીવ જે દેવ થયોહતો, તે પૂર્વના વૈરનેલીધે મહા ક્રોધવડે મોહિલનો જીવ જે સુમંગલથયો, ત્હેને માનુષ્યોત્તર પર્વતની અપર બાજુએ મૂકી આવ્યો હતો. તે ત્યાંથી ચાલતો ચાલતો નિર્જન અરણ્યમાં આવ્યો એટલે ત્યાં આગળ ત્હેને કુર્કુટ જાતિના સર્પે દંશ કર્યો. જેથી તે મરીને સંસારમાંપરિભ્રમણકરવાલાગ્યો.પછીનારક,તિર્યંચઅનેમનુષ્યનાભવોમાંદારૂણ દુઃખો અનુભવીનેસિદ્ધપુરનગરમા સુરથનામેતેકનકવતીનો પુત્રથયો.બાદ ક્ષયના રોગથી તેના પિતાસુગ્રીવરાજામરીગયા,

એટલે તેરાજા થયો.તેનાકર્મના ઉદયવડે તે રાજ્યને સુપ્રતિષ્ઠે પોતાને સ્વાધીનકર્યું.રાજ્યથીભ્રષ્ટથયેલો તેસુરથ ચંપાનગરી-માંઆવ્યો. **કીર્તિધર્મ** ભૂપતિએ પોતાનો ભાણેજ જાણીત્હેને દેશના છેવટના ભાગમાં સોગામઆપ્યાં. ત્યાંપણ તેબહુઅનીતિ કરવાલાગ્યો બાદ **ભીમ** નામે **કીર્તિધર્મ** રાજાનો પુત્ર હતો. તેણે તે દુરાચારીને ગામડાં ખુંચી લઇને દેશ બહાર કર્યો. પછી પરિભ્રમણ કરતો તે **સુરથ** બહુ દુઃખી થયો. છેવટે અજ્ઞાનતપ કરીને તે જ્યોતિષ્‌વાસી શનિશ્ચરદેવ થયો.ત્યાં તે પોતાનું પૂર્વ વૈર સંભારીનેઅહીં**ચિત્રગતિ**મુનિની પાસેઆવ્યો.અને તેમનાં હમેશા છિદ્રગવેષણ કરતોહતો. આજે વિકથામાં પ્રમાદસેવતા જોઈ તે દુષ્ટતેમને ઉપાડીગયો અને લવણ સમુદ્રમાં તેમનેનાખી દીધાછે. વળી શુભ પરિણામવાળા તે મુનિ શુકલધ્યાનવડે કર્માંશને બાળી હાલમાં અંતકૃત્ કેવલી ભગવાન્ થયા છે. જેમને સંસારનો ભય હવે રહ્યો નહીં. એપ્રમાણે આચાર્યમહારાજનું વચન સાંભળી મુનિઓ તથા સાધ્વીઓ પરમ વૈરાગ્યભાવના ભાવતાં હતાં, તેટલામાં સ્મશાનભૂમિમાંથી શ્રી**અમરકેતુ**મુનિ ત્યાં આવ્યા અને તેમણે કહ્યુંકે, હે ભગવન્? ગુરૂની આજ્ઞા વડે પ્રભાત કાલમાં **ધનદેવ** સહિત હું પ્રેતવનમાં **મકરકેતુ**મુનિની પાસેગયો હતો. પરંતુ ત્યાં આગળ તે મ્હારા જોવામાં આવ્યા નહીં. પણ જાજ્વલ્યમાન અંગારાવાળીએક ચિતા બળતી જોઈ. તેમજ ત્યાંઆગળ ગંધોદક અને પુષ્પોનો સુગંધ બહુજપ્રસરી રહ્યોછે આવાતસાંભળી આચાર્યશ્રીનો સંવેગદ્વિગુણ થઈ ગયો. બાદ પોતાના જ્ઞાનવડેસત્યહકીકત જાણીનેસૂરિપણકહેવાલાગ્યા, હેમુનિઓ? બહુદુઃખથીપીડાતો તે**મદનવેગ**હિંડતોહિંડતોઅહીં આવ્યો અને પ્રેતવનમાં કાયોત્સર્ગકરીઉભેલા પોતાનાપિતાને

જોઈ તે પાપીચિંતવવા લાગ્યોકે, હવે આવૈરીનેહણીને પોતાનો જન્મહું સફલકરૂં ત્યારબાદ ત્યાંઆગળ કાષ્ઠનુ ભરેલું ગાડું લઇ કોઇક ખેડુત જતોહશે. તેવામાં તે પ્રેતવનની નજીકમાં તેગાડુ ભાગીગયું,જેથી તે ખેડુત અસુર થવાને લીધેપોતાના બળદલઇ ગાડાને ત્યા પડતું મૂકી ગામમા ચાલ્યોગયો. પછીબહુ અંધારૂ થયુ એટલે તે પાપીએ ગાડામાથી કાષ્ઠ લાવીને મુનિની ઉપર ખડકીને અગ્નિ સળગાવી સાધુને બાળીમૂકયા, અગ્નિએદેહને બાળ્યો અને પોતેપણસમભાવનામાંરહીને શુક્લધ્યાનવડેકર્મોને બાળીનાખ્યાં પછી તે અંતકૃત્કેવલીભગવાન્થયા. આ પ્રમાણે ઉપદેશ આપતા અને ઉલ્લાસમાનછે વીર્ય જેમનુ એવા **ચિત્ર-વેગ** સૂરિનાં ચાર કર્મ ક્ષીણ થઇગયાં,જેથી કેવલજ્ઞાન પ્રગટથયુ. તેમજ શુભભાવમા રહેલા **શ્રીઅમરકેતુ** મુનિ, **ધનદેવમુનિ, કનકમાલા, કમલાવતી, સુરસુંદરી**અને **પ્રિયગુમંજરી** એસર્વેનેપણ વિશુદ્ધએવું કેવલજ્ઞાન પ્રગટથયુ તે સમયે દેવોએ અપૂર્વ વૈભવ સાથે કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો અને ઉચિત સમયેતેસર્વેમોક્ષસુખપામ્યા. વળીપોતાનાદુષ્ટકર્મવડે**મદનવેગ** અનંત સંસાર પરિભ્રમણ કરશે. માટે હે ભવ્યાત્માઓ? રાગ અને દ્વેષરૂપી કટ્ટા શત્રુઓનો ત્હમે સર્વથા ત્યાગકરો

વળીહેમહાશયો ?રાગદ્વેષથીવિમુક્તએવાશ્રીજીનેંદ્રભગવાન્ને ત્હમે ભક્તિપૂર્વક પ્રણામ કરો. જેથી આ ભવ સમુદ્રનો પાર આવી જાય.એ પ્રમાણે બોધ આપતી આ પ્રાચીન **સુરસુંદરી** કથા સમાપ્ત કરવામા આવેછે.

હમેશાં જેમના અવલોકનમા આસક્ત થયેલા, વળીતેઓમાંજ લીન થયેલા અને ત્યાગ કર્યાછે અન્યપ્રકારના વ્યાપાર જેમણે એવા પુરૂષો, અર્થ

**ગ્રંથકારસૂચના** (પદાર્થ=ધન) પ્રદાનરહિત છતાંજેમના વચનને પણ પામતા નથી, તેમજ પોતાનો અર્થ ( પદાર્થ=ધન ) આપે છે તોપણ રસ [ સ્નેહ ] હીન અને આસક્ત ચિત્તવાળી જેઓ મુગ્ધપુરુષોને પોતાનો સદ્ભાવ આપતી નથી, વળી સુવર્ણ [સોનું=અક્ષર] રત્ન [રચના=રત્નો] વડે ઉચ્છળતી છે શોભા જેમની એવી વારાંગનાઓ સરખી કથાઓમા જોકે વિદગ્ધ [ચતુર]પુરૂષોનું હૃદય હંમેશાં આસક્ત હોયછે. તોપણ સરલ એવા હેસજ્જનપુરૂષો ?અહીં મ્હારી એક વિનતિ તમેસાભળો? અલંકાર રહિત,ઇચ્છાપ્રમાણેવર્તનારી,સુંદરઅને કોમળ છે શરીર જેનું, તેમ જ દરિદ્રીની ઉત્તમ એવી કુલ બાલિકા સરખી આ **સુરસુંદરી**કથા અન્યમાં આસક્તછે તોપણ તેમને નિવારીને હેસજ્જનો! તમ્હારી આગળ મ્હે મૂકીછે,માટે હે સત્પુરૂષો? અવિદગ્ધ [અકુશલ=અપ્રસિદ્ધ]છતાંપણ તેવિદગ્ધ (પ્રસિદ્ધ) થાય તેવી રીતે ત્હમે પ્રયત્ન કરો ??

**ગ્રંથકારપ્રશસ્તિ** જગદ્બંધુ, તીર્થાધિપતિ, વીતરાગ અને સંસારસમુદ્રમા ડૂબતા પ્રાણીઓને તારવામા યાનપાત્ર સમાન શ્રી**વર્દ્ધમાન**નામે જીનેંદ્ર ભગવાન્ હતા. તેમના શિષ્ય શ્રી**સુધર્મ** સ્વામી થયા તેમના શિષ્ય શ્રી**જંબુસ્વામી** :થયા, તેમના શિષ્ય શ્રી**રત્નપ્રભવ** સ્વામીથયા, એપ્રમાણે આચાર્યોની પરંપરાએ શ્રી**વજ્રસ્વામી**થયા, તેમનીશાખામાં લોકવિખ્યાત **શ્રીજીનેશ્વરસૂરિ** થયા. તેમના શિષ્યશ્રી**અલ્લક** ઉપાધ્યાય થયા, જેમના ગુણો બહુ નિર્મલ હતા. વળી તેમના શિષ્ય દોસ [દોષ=રાત્રી] નો અંત કરનાર અને નિરંતરગુણસંપદાવડેવૃદ્ધિ પામતા સૂર્યસમાનશ્રી **વર્દ્ધમાનસૂરિ**થયા. જેમનો ધર્મ ઉપર

બહુજરાગહતોઅનેપાપક્રિયામાંદ્વેષહતો.તેમજજેમનીમિત્રોઅને શત્રુઓઉપરસમાનદૃષ્ટિહતી.એવાતેમુનીદ્રનાબેશિષ્યોથયાહતા. વળીતેસૂરિ દુર્વારએવાવાદીરૂપહસ્તીઓનો ગર્વઉતારવામાપ્રચંડ કેસરીસમાનઅને શ્રીજીનેદ્ર=ભગવાને પ્રરૂપેલાપવિત્રસિદ્ધાંતોની પ્રરૂપણા કરવામાં પ્રવીણ હતા તેમજ અત્યંત રમણીયછે પદ સંચાર જેના, સુદર છે વાણી જેની, શ્લેષ, (શબ્દાલંકાર=વિશેષ આલિંગન )મા અતિ સુકોમલ, વિવિધ અલંકારોવડે વિભૂષિત સારા વર્ણોનીરચનાઓવડેમનોહરછેસમસ્તઅંગજેનાંઅને લોકો ના મનનેઆનંદ આપનાર લીલાવતી નામે જેમની રચેલીકથા, સુવર્ણઅનેરત્નોવડેવિભૂષિતછેસમગ્રઅવયવ જેના એવી વારાંગનાની માફક જયવંત વર્ત્તેછે, એવા તે આચાર્યના બે શિષ્યો પૈકી એક તો શ્રીજીનેશ્વરસુરિ સૂર્યસમાન ઉત્કટપ્રતાપી હતા. અને બીજા તેમના સહોદર **શ્રીબુદ્ધિસાગરસૂરિ** હતા. શરદ્ઋતુના પૂર્ણચંદ્રસમાનમનોહર એવા પોતાના યશોરાશિ વડે પૂર્ણ કર્યુંછે ભુવનતલ જેમણે, અને**શ્રીજીને**દ્રભાષિત સિદ્ધાંતોના તત્વરાશિમા આસક્તછે હૃદય જેમનુ એવાજેબુદ્ધિસાગરસૂરિના મુખરૂપી ગુહામાથી નિકળેલી, અર્થરૂપી જલવડે સુશોભિત,પંડિતરૂપીચક્રવાકોવડે સંયુક્ત,દુર્ગ્રાહ્યએવાઅર્થરૂપી તરંગો જેમા ઉચ્છળી રહ્યાછે; તટસ્થાનમાંરહેલા અપશબ્દરૂપી વૃક્ષોને નિર્મૂલ કરવામા સમર્થ અને અધ્યાયરૂપી ઉત્તમસોપાન (પગથીયાં)નીરચનાજેમારહેલીછેએવીનદીસમાન ઉત્તમ પ્રકારની પંચગ્રંથી(પાંચગ્રંથો)વિદ્યમાનછે તેમનાશિષ્યપ્રવર**શ્રીધનેશ્વરમુનિએ** ચડ્ડાવલીપુરીમા રહીને પોતાના ગુરૂશ્રીની આજ્ઞાવડે વિક્રમસંવત્ ૧૦૯૫ની શાલમા ભાદ્રપદ કૃષ્ણ દ્વિતીયા ગુરૂવારે ધનેષ્ઠાનક્ષત્રમાંઆસુરસુંદરીકથાપાઠાંતરવડેપ્રાકૃત[માગધી]ભાષા

માંરચીછે. શ્રીમાન્ધનેશ્વરમુનિએરચેલીસુબોધગાથાઓનાસમૂહ વડે મનોહર અને રાગ તથા દ્વેષરૂપી અગ્નિઅનેવિષધરને શાંત કરવામાજળઅને મંત્રસમાન આસુરસુંદરીકથાનેવિષે પૂર્વોક્ત નિર્વાણવર્ણનનામે આસોળમો પરિચ્છેદ સમાપ્ત. તેમજ સુરસુંદરી કથા પણ સમાપ્ત થઇ,

इतिश्रीधनेश्वरमुनिविरचितप्राकृतपद्यमयसुरसुंदरीचरित्र-
स्यशास्त्रविशारदयोगनिष्ठाध्यात्मज्ञानदिवाकरजैनाचार्य-
पूज्यपादश्रीमद्-बुद्धिसागरसूरीश्वरशिष्यरत्नप्रसिद्ध-
वक्तेतिख्यातिभागाचार्यश्रीमद्-अजितसागरसूरि-
कृतगुर्जरभाषानुवादे पूर्वोक्तनिर्वाणवर्णननामषोडश
परिच्छेद समाप्तः




ॐ अर्हं श्री केशरीयानाथायनमः

ॐ शान्तिः ३

